श्रीमद् वेदव्यास प्रणीत महाभारत

# कर्णपर्व.

એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ.

( પાકું પુંઠું ) કીમત રૂ. ૩—૦—૦.

( કાચું પુંઠું ) કીમત રૂ. ૨—૮—૦.



श्रीमद् वेदव्यास प्रणीत महाभारतनुं

# कर्णपर्व.

રા. રા. ભાઈશંકર નાનાભાઈ સોલિસીટરની સહાયતાથી

રા. મણિશંકર મહાનંદ ભટ્ટે પ્રસિદ્ધ

કરેલું ભાષાંતર.

---


छपावी प्रसिद्ध कर्त्ता

એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની.

સ્થલ: કાલબાદેવીરોડ, પ્રિન્સેસ સ્ટ્રીટ—મુંબાઈ.

વિ. સં. ૧૯૭૭. ઈ. સ. ૧૯૨૧.

આવૃત્તિ ૩ જી.

કીમત રૂ. ૩-૦-૦

# કર્ણપર્વની અનુક્રમણિકા.

અધ્યાય. પાનું



અધ્યાય પાનું.

# ભારતાર્થપ્રકાશ.

## अथ कर्णपर्व प्रारंभ.

नारायणं नमस्कृत्य नरं चैव नरोत्तमम् ।
देवीं सरस्वतीं चैव ततो जयमुदीरयेत् ॥ १ ॥

સર્વ પ્રાણીમાત્રમાં વ્યાપીને રહેનાર એવા નારાયણને, અને સર્વ નર કરતાં ઉત્તમ એવા નર નામે તપસ્વીને તથા શ્રીસરસ્વતી દેવીને, નમસ્કાર કરીને જે થકી સહુ કોઇનો જય થાય એવો ગ્રંથ કહીએ છીએ.

**વૈશમ્પાયન ઉવાચ—** ततो द्रोणे हते राजन्दुर्योधनमुखा नृपाः ।
भृशमुद्विग्नमनसो द्रोणपुत्रमुपागमन् ॥ १ ॥

વૈશંપાયન કહે છે—હે રાજન્, દ્રોણાચાર્યના હણાવાથી અતિ ઉદ્વેગ પામેલા મનવાળા દુર્યોધન આદિ રાજાઓ દ્રોણપુત્ર અશ્વત્થામા પ્રત્યે ગયા, અને મોહે કરી જેઓનું સામર્થ્ય નાશ પામેલું છે એવા દ્રોણાચાર્યની પાછળ શોક કરતા અને શોકે કરી પીડા પામેલા તેઓ શારદ્વતીના પુત્ર અશ્વત્થામાને સેવવા લાગ્યા તથા તે રાજાઓ મુહૂર્તવારમાં શાસ્ત્રે માનેલાં કારણો-વડે આશ્વાસના પામી રાત્રિના પ્રદોષ વખતે પોતાનાં સ્થાનકો પ્રત્યે ગયા. હે કૌરવ્ય, તે રાજાઓ તીવ્ર એવા થએલા અને થનાર ક્ષયનો વિચાર કરવાથી દુઃખ અને શોકયુકત એવા રહેવાનાં સ્થાનકો પ્રત્યે પણ સુખ પામતા ન હતા. વિશેષે સૂતપુત્ર કર્ણ, રાજા દુર્યોધન, મહાબળવાન્ સુબલાપુત્ર શકુનિ અને દુઃશાસન તેઓ તે રાત્રિએ દુર્યોધનના સ્થાનક વિષે રહ્યા હતા અને જે પ્રથમ દ્રૌપદીને ક્લેશયુક્ત કરી હતી અને સભા પ્રત્યે આણી હતી તેને તથા પાંડવોના ક્લેશોને સંભારતા અને શોક કરતા એવા અત્યંત ઉદ્વેગ પામેલા ચિત્તવાળા થયા હતા. હે રાજન્, તે રીતે દ્યૂતવડે કરાવેલા તે ક્લેશોનો વિચાર કરતાંજ તેઓની સો વરસની ઉપમા અપાય એવી રાત્રિ દુઃખે કરી નીકળી ગઈ, ત્યાર પછી નિર્મળ પ્રભાત વખતે ભાગ્યની આજ્ઞામાં રહેલા તે સર્વ વિધિયુક્ત કર્મવડે નિત્યકર્મ કરવા લાગ્યા; અને હે ભારત, નિત્ય કર્મ કરી સાવધાન થઇ યુદ્ધ માટે તૈયાર થવા આજ્ઞા કરવા લાગ્યા અને કર્ણને સેનાપતિ કરી, કરેલાં છે કૌતકમંગલ જેણે એવા કૌરવો, દધિપાત્ર, ઘૃત, અક્ષત, ગાય, ઘોડા, નિષ્ક અને મહામૂલ્યવાળાં વસ્ત્રોવડે શ્રેષ્ઠ બ્રાહ્મણોને પૂજીને સૂતમાગધ અને બંદિજનોએ જયના આશિર્વાદવડે સ્તુતિ કરાતા એવા બહાર નિકળ્યા. તેમજ હે રાજન્, જેઓએ પ્રાતઃકાળની ક્રિયા કરેલી છે એવા પાંડવો પણ યુદ્ધ માટે નિશ્ચય કરી જલદી સેનાનાં સ્થાનકથી બહાર નિકળ્યા. તે પછી પરસ્પર જયને ઇચ્છનાર એવા કુરૂ અને પાંડવોનું રૂવાડાંને હર્ષ પમાડનારૂં સંકુલ યુદ્ધ પ્રવર્ત્યું અને હે રાજન્, કર્ણ સેનાપતિ થયો ત્યારે તે કુરૂ અને પાંડવ સેનાનું બે દિવસ અદ્દ્ભુત દર્શનવાળું યુદ્ધ થયું; તે પછી રણભૂમિમાં અતિ મોટા શત્રુઓના ક્ષયને કરી રહેલા કર્ણને કૌરવોના જોતાં અર્જુને નાશ પમાડયો. તે સમયે સંજયે કુરૂદેશના જંગલમાં જે વર્તણુક થઈ તે સર્વ જલદી હસ્તિનાપુર પ્રત્યે જઈ ધૃતરાષ્ટ્રને કહી. જનમેજય કહેછે—હે દ્વિજવર વૈશંપાયન, મહારથિ

ગંગાના પુત્ર ભીષ્મપિતામહને અને દ્રોણાચાર્યને હણેલા સાંભળી જે વૃદ્ધ રાજા અંબિકાના પુત્ર ધૃતરાષ્ટ્ર પરમ પીડા પામ્યા હતા તે દુઃખિત એવા દુર્યોધનના હિતૈષિ કર્ણને હણેલો સાંભળી પ્રાણ કેમ ધારી શકયા ? જેનેવિષે પુત્રોના જયની આશાને કુરૂકુળમાં થયેલા રાજા ધૃતરાષ્ટ્ર માનતા હતા તે કર્ણના હણાવાથી પ્રાણને શી રીતે ધારી શકયા ? જે ઠેકાણે કર્ણને હણેલો સાંભળી રાજાએ જીવિતને ન તજ્યું તે ઠેકાણે દુઃખવિષે વર્તનાર એવા પણ મનુષ્યોનું જીવિત જવું અશકય છે. હે બ્રહ્મ, તેવી રીતેજ શાંતનુના પુત્ર વૃદ્ધ ભીષ્મપિતામહને, બાલ્હીકને, દ્રોણાચાર્યને, સોમદત્તને, ભૂરિશ્રવાને, તેમજ નાશ પામેલા બીજા સ્નેહિઓને, પુત્રોને અને પૌત્રોને સાંભળી રાજાએ જે પ્રાણ ન તજ્યા તેથી એમ માનું છું કે મરણ દુઃખવડે કરી શકાય તેમ છે. હે મહામુને દ્વિજ, એ સર્વ મને વિસ્તારવડે કહે; કારણ કે પૂર્વજોનાં મોટાં ચરિતને સાંભળતો એવો હું તૃપ્તિ પામતો નથી.

एतन्मे सर्वमाचक्ष्व विस्तरेण महामुने ।
न हि तृप्यामि पूर्वेषां शृण्वानश्चरितं महत् ॥

इति श्रीमहाभारते कर्णपर्वणि जनमेजय वाक्यंनाम प्रथमोऽध्यायः ॥ १ ॥

---

**वैशम्पायन उवाच—** हते कर्णे महाराज निशि गावल्गणिस्तदा ।
दीनो ययौ नागपुरमश्वैर्वातसमैर्जवे ॥ १ ॥

વૈશંપાયન કહે છે—હે મહારાજ, કર્ણને હણ્યો ત્યારે રાત્રિવિષે દીન એવો સંજય વેગમાં વાયુ સમાન એવા ઘોડાઓવડે હસ્તિનાપુર પ્રત્યે ગયો. અતિ ઉદ્વેગ પામેલો બુદ્ધિવાળો તે હસ્તિનાપુર પ્રત્યે જઈ જેથી બાંધવો ક્ષય પામેલા છે એવાં ધૃતરાષ્ટ્રનાં સ્થાન પ્રત્યે ગયો અને તેણે જેનું મોહવડે સામર્થ્ય નાશ પામેલું છે એવા રાજાને જોઈ હાથ જોડી રાજાના ચરણ પ્રત્યે મસ્તકવડે વંદન કર્યું; તથા ન્યાય પ્રમાણે રાજા ધૃતરાષ્ટ્રનું સન્માન કરી હાય કષ્ટ છે ! એ રીતે કહી પછીથી તે કહેવા લાગ્યો કે,—હે પૃથ્વીના પતે ધૃતરાષ્ટ્ર, હું સંજય છું ને તમે કેમ સુખી છો ? તથા પોતાના દોષોવડે આપત્તિને પામી આજ કેમ મોહ તો નથી પામતા ? વિદુર, દ્રોણાચાર્ય, ગંગાપુત્ર ભીષ્મપિતામહ અને કેશવ ભગવાને જે હિતકારી વચનો કહ્યાં હતાં તે તમે ગ્રહણ કર્યા નહતાં તે યાદ લાવીને તો શું વ્યથા નથી કરતા ? સભાવિષે રામ, નારદ, અને કણ્વ આદિ ઋષિઓએ જે હિત કહ્યું હતું તેને ગ્રહણ નહોતું કર્યું તે યાદ લાવીને તો શું વ્યથા નથી કરતા ? તમારાં હિતવિષે લાગેલા ભીષ્મ અને દ્રોણાચાર્ય આદિ પુરૂષોને યુદ્ધમાં શત્રુઓએ હણ્યા તેઓને સંભારીને તો કેમ વ્યથા નથી કરતા ? એવી રીતે કહેતા હાથ જોડી ઉભેલા સૂતના પુત્ર સંજય પ્રત્યે રાજા અતિ મોટો નિઃશ્વાસ નાંખી દુઃખવડે પીડાએલા એવા આવું વચન બોલ્યા.—ધૃતરાષ્ટ્ર કહેછે—હે સંજય, જ્યારે દિવ્ય અસ્ત્રવાળા મહાધનુર્ધારી શૂર એવા ભીષ્મપિતામહ અને દ્રોણાચાર્યને હણ્યા ત્યારે મારૂં ચિત્ત ઘણું વ્યથા પામ્યું. વસુથકી થયેલા તેજસ્વી એવા જે ભીષ્મપિતામહ દિવસે દિવસે કવચધારી દશહજાર રથિઓને હણતા હતા, જેને મહાયુદ્ધમાં પરશુરામે ઉત્તમ અસ્ત્ર આપ્યું હતું તથા જેને બાળપણામાં સાક્ષાત્ પરશુરામે ધનુર્વેદ શિખવવામાં સ્વીકાર્યા

હતા તેને પાંડુપુત્રે રક્ષા કરેલા દ્રુપદરાજાના પુત્ર શિખંડિએ હણેલા સાંભળી મારૂં મન ઘણું વ્યથા પામ્યું. જેના અનુગ્રહથી કુંતિપુત્ર મહારથિ રાજપુત્ર પાંડવો તથા બીજા રાજાઓ મહારથિપણાને પામ્યા તે સત્યપ્રતિજ્ઞ મહાધનુર્ધારિ દ્રોણાચાર્યને યુદ્ધમાં ધૃષ્ટદ્યુમ્ને હણેલા સાંભળી મારૂં મન ઘણું વ્યથિત થયું. જેઓની બરોબર પુરૂષ, લોકમાં ચાર પ્રકારના અસ્ત્રવિષે નથી; તે દ્રોણાચાર્ય અને ભીષ્મપિતામહને હણેલા સાંભળી મારૂં મન ઘણું વ્યથિત થયું. ત્રૈલોકયમાં અસ્ત્ર જાણવામાં જેની સમાન બીજો પુરૂષ નથી તે દ્રોણાચાર્યને હણેલા સાંભળી મારા યોદ્ધાઓ શું કરતા હતા? જ્યારે સંશપ્તક યોદ્ધાઓના સૈન્યને મહાત્મા પાંડુપુત્ર ધનંજય—અર્જુને પરાક્રમ કરી યમરાજાના સ્થાન પ્રત્યે મોકલ્યું અને બુદ્ધિમાન્ દ્રોણપુત્ર અશ્વત્થામાનું નારાયણાસ્ત્ર નાશ પામ્યું તથા સૈન્યો વિખરાઈ ગયાં ત્યારે મારા યોદ્ધાઓ શું કરતા હતા? હું તો દ્રોણાચાર્યના હણાવાથી સમુદ્રમાં જેઓની નૌકા ભાગી ગયેલી છે એવા બૂડતા ને ચેષ્ટા કરતા પુરૂષોની પેઠે કૌરવોને શોકરૂપિ સાગરમાં બૂડેલા અને ભાગેલા માનું છું. હે સંજય, જ્યારે દુર્યોધનનું, ભોજપૂરના અધિપતિ કર્ણનું, કૃતવર્માનું, મદ્રરાજ શલ્યનું, દ્રોણપુત્ર અશ્વત્થામાનું, કૃપાચાર્યનું, શેષ રહેલા એવા મારા પુત્રનું અને બીજાઓનાં સૈન્યો ભાગ્યાં ત્યારે તેઓના મુખનો વર્ણ કેવો થયો હતો? એ સર્વ વાત જેમ થઈ હોય તેમ કહે. અને હે સંજય, પાંડવોના તથા મારા યોદ્ધાઓના પરાક્રમને કહે. સંજય કહે છે—હે સભ્ય, તમારા અપરાધથી કૌરવોવિષે જે વર્તણુક છે તે સાંભળીને વ્યથા કરો માં. કારણ કે ભાગ્યને લીધે સુખ દુઃખ મનુષ્ય પ્રત્યે થાય છે પણ કોઈ વિદ્વાન્ પુરૂષ તેઓની પ્રાપ્તિ અથવા અપ્રાપ્તિવિષે વ્યથા પામતો નથી. ધૃતરાષ્ટ્ર કહેછે—હે સંજય, મને કંઈ પણ અધિક વ્યથા થતી નથી અને જે થયું છે એ પૂર્વનું ભાગ્ય છે એમ માનું છું માટે ઇચ્છા પ્રમાણે કહે.

न व्यथाऽभ्यधिका काचिद्विद्यते मम संजय ।
विष्टमेतत्पुरा मन्ये कथयस्व यथेच्छकं ॥

इति श्रीमहाभारते कर्णपर्वणि धृतराष्ट्रसंजयसम्वादे गुर्जरभाषायां द्वितीयोऽध्यायः॥२॥

---

**संजय उवाच—** हते द्रोणे महेश्वासे तव पुत्रा महारथाः ।
बभूवुरस्वस्थमुखा विषण्णा गतचेतसः ॥ १ ॥

સંજય કહે છે—હે વિશાંપતે, મહાધનુર્ધારિ દ્રોણાચાર્યના હણાવાથી મહારથિ શસ્ત્રધારિ એવા તમારા સર્વ પુત્રો દીનમુખવાળા ખેદ પામેલા અને ચેતનારહિત થયા, તથા નીચાં મુખ કરી જોતા એવા શોકે કરી પીડા પામેલા પરસ્પર બોલી શકતા ન હતા. હે ભારત, તેઓને દુઃખિત આકારવાળા જોઈ ત્રાસ પામેલાં તમારાં અનેક સૈન્યો ઉંચુજ જોયા કરતાં હતાં, અને હે રાજેંદ્ર, સર્વ તરફથી લોહિલુવાણુ એવાં તેઓનાં શસ્ત્રો યુદ્ધમાં દ્રોણાચાર્યને હણેલા જોઇ હાથના અગ્રભાગમાંથી પડી જતાં હતાં. હે ભારત મહારાજ, આકાશવિષે રહેલાં પડતાં નક્ષત્રોની પેઠે તે શસ્ત્ર પતનરૂપ મોટાં અરિષ્ટ થતાં દેખાતાં હતાં. હે મહારાજ, તેવી રીતે સ્થિર થઈ ઉભેલાં ઉદ્વેગયુકત ચિત્તવાળાં તમારાં સૈન્યને જોઈ રાજા દુર્યોધન કહેવા લાગ્યો કે તમારાં બાહુબળનો આશ્રય કરી મેં યુદ્ધમાં પાંડવોને બોલાવ્યા અને

આ યુદ્ધ પ્રવર્તાવ્યું તે આ સૈન્ય દ્રોણાચાર્યના હણાવાથી ઉદ્વેગ પામેલું હોય તેમ જણાય છે; અને સંગ્રામવિષે યુદ્ધ કરતા એવા યોદ્ધાઓ સર્વ તરફ હણાય છે. વળી સંગ્રામમાં યુદ્ધ કરનારનો જય પણ થાય અને નાશ પણ થાય એમાં આશ્ચર્ય નથી, માટે તમે સર્વ તરફ યુદ્ધ કરો અને દિવ્ય અસ્ત્રોવડે યુદ્ધમાં ફરતા એવા મહાધનુર્ધારિ મહાબળવાન્ મહાત્મા સૂર્યપુત્ર કર્ણને જુઓ કે, જેના ત્રાસથી સદા મંદ એવો કુંતિપુત્ર અર્જુન જે રીતે સિંહથી ક્ષુદ્ર મૃગ ભાગે તે રીતે યુદ્ધમાં નિવૃત્ત થાય છે. જેણે દશહજાર હાથિ સરખાં બળવાળા મહાબળવાન્ ભીમસેનને મનુષ્યનાં યુધ્ધે કરીનેજ તે અવસ્થાને પમાડ્યો, તથા જેણે રણભૂમિવિષે ભયંકર શબ્દ કરનારા દિવ્ય અસ્ત્રોને જાણનારા શૂરા માયાવિ ઘટોત્કચને સફલ એવી શક્તિવડે હણ્યો. તે દુર્વાર પરાક્રમવાળા સત્યપ્રતિજ્ઞ બુદ્ધિમાન્ કર્ણનાં નાશ ન પમાડી શકાય એવાં બાહુનાં બળને આજ યુદ્ધમાં જોશો. વિષ્ણુ અને ઇન્દ્રના પરાક્રમની પેઠે દ્રોણપુત્ર અશ્વત્થામા અને રાધાપુત્ર કર્ણ એ બેના પરાક્રમને તે પાંડુ પુત્રો જુઓ. રણભૂમિવિષે સૈન્ય સહિત પાંડુ પુત્રોને હણવા માટે પરાક્રમવાન અને અસ્ત્રકુશલ એવા તમે બધાય પ્રત્યેક જણ સમર્થ છો ત્યારે મળેલા તેઓને હણવા શક્તિમાન હો એમાં શું કહેવું ! માટે આજ પરસ્પર પરાક્રમ દર્શાવો. સંજય કહે છે—હે પાપરહિત ધૃતરાષ્ટ્ર, એવી રીતે કહ્યા પછી તે સમયે ભાઇઓસહિત મહાબળવાન એવા તમારા પુત્ર દુર્યોધને કર્ણને સેનાપતિ કર્યો. હે રાજન, એ પછી સેનાપતિપણાને પામી મહારથિ રણમાં મદોન્મત્ત એવો કર્ણ ઊંચે સ્વરે સિંહનાદ કરી યુદ્ધ કરતો હતો. હે સભ્ય, તેણે સર્વ સૃંજય યોધ્ધા તથા પાંચાલ યોદ્ધાઓનો અને કેકય તથા વિદેહ યોદ્ધાઓનો ઘણો નાશ કર્યો, તેના ધનુષથી આગળ પુંખ ભાગોવિષે રહેલી, ભ્રમરની પંક્તિઓની પેઠે હજારો બાણોની ધારા પ્રકટ થતી હતી. એ રીતે પાંડવોના હજારો યોદ્ધાઓને હણી બળવાન્ એવા પાંડવ અને પાંચાલ યોદ્ધાઓને હણી બળવાન્ એવા પાંડવ અને પાંચાલ યોદ્ધાઓને પીડનાર તે કર્ણને અર્જુને હણ્યો.

स पीडयित्वा पाञ्चालान्पाण्डवांश्च तरस्विनः ।
हत्वा सहस्रशो योधानर्जुनेन निपातितः ॥

इति श्रीमहाभारते कर्णपर्वणि सञ्जयवाक्यंनाम तृतीयोऽध्यायः ॥ ३ ॥

---

**वैशम्पायन उवाच—** एतच्छ्रुत्वा महाराज धृतराष्ट्रोऽम्बिकासुतः ।
शोकस्यान्तमपश्यन्वै हतं मत्वा सुयोधनं ॥ १ ॥

વૈશંપાયન કહેછે—હે મહારાજ, સંજયનું 'કર્ણને હણ્યો' એ વાકય સાંભળી અંબિકાપુત્ર ધૃતરાષ્ટ્ર શોકના પારને ન દેખતા એવા દુર્યોધનને હણેલો માનવા લાગ્યા. તથા વિહ્વલ અને ચેતનારહિત એવા જેવી રીતે હસ્તિ પૃથ્વી વિષે પડે તેવી રીતે પડયા. હે ભરત શ્રેષ્ટ, રાજાઓમાં શ્રેષ્ઠ વિહ્વલ એવા તે ધૃતરાષ્ટ્ર પૃથ્વીવિષે પડયા ત્યારે સ્ત્રીઓનો ઘણો પીડિત શબ્દ થયો અને તે શબ્દ સર્વ તરફથી સકલ પૃથ્વીને પૂરવા લાગ્યો. હે ભરત શ્રેષ્ઠ, મહાઘોર એવા શોકરૂપિ સમુદ્રમાં બુડેલી દુઃખ અને શોકે કરી પીડા પામેલી અને અત્યંત ઉદ્વેગ પામેલા ચિત્તવાળી ભરતકુળની સ્ત્રીઓ રૂદન કરવા લાગી. અને ધૃતરાષ્ટ્રની સ્ત્રી ગાંધારી રાજાની સમીપ

આવી સંજ્ઞારહિત થઈ પૃથ્વીવિષે પડી; તથા અંતઃપુરની સ્ત્રીઓ પણ પડી. તે સમયે હે રાજન્, સંજય આતુર એવી તે સ્ત્રીયોને આશ્વાસના કરવા લાગ્યો, તોપણ અતિ ઘણીવાર મોહ પામેલી નેત્રથી અશ્રુને સ્રવતી એવી આશ્વાસના કરેલી સ્ત્રીયો જે પ્રમાણે ચોતરફથી વાયુએ કંપાવેલી કેળ હોય તે પ્રમાણે વારંવાર કંપતી હતી. તે સમયે સમર્થ એવા પ્રજ્ઞાચક્ષુ કૌરવરાજા ધૃતરાષ્ટ્રને વિદુર આશ્વાસના કરતા હતા તથા જળે કરીને સિંચન કરતા હતા. હે રાજેન્દ્ર, તે રાજા ધીરેથી સંજ્ઞા પામી નજીક રહેલી તે સ્ત્રીઓને દુઃખિત જાણી ઉન્મત્ત પુરૂષની પેઠે મુંગા રહ્યા. પછી હે વિશાંપતે, ઘણો વખત વિચાર કરી વારંવાર નિઃશ્વાસ નાંખી પોતાના પુત્રોને નિંદવા લાગ્યા, અને પાંડવોને અધિક માનવા લાગ્યા તથા પોતાની અને સુબલા પુત્ર શકુનિની બુદ્ધિને નિંદતા એવા ઘણી વખત વિચાર કરી વારંવાર કંપતા એવા રાજા ધૃતરાષ્ટ્ર ધૈર્યવડે મનને સ્થિર કરી ગાલ્ગણિ એવા સૂત સંજયને પૂછવા લાગ્યા કે—હે સૂત સંજય, તેં જે વાક્ય કહ્યું તે મેં સાંભળ્યું. શું દુર્યોધન તો યમરાજાના સ્થાન પ્રત્યે નથી ગયો ? હે સંજય, નિરંતર જયને ઇચ્છનાર એવો મારો પુત્ર જયવિષે નિરાશ થાય છે તો, પણ સંક્ષેપે કહેલી આ વાતને ફરીને વિસ્તારવડે કહે. એ રીતે ધૃતરાષ્ટ્રનાં વચન સાંભળી હે જનમેજય રાજા, ધૃતરાષ્ટ્ર પ્રત્યે સંજય બોલ્યો કે હે રાજન, મહારથિ સૂર્યપુત્ર કર્ણ મહાધનુર્ધારિ શરીરને તજનારા સૂતપુત્ર એવા ભાઇઓ અને પુત્રેસહિત નાશ પામ્યો તથા યશસ્વિ એવા પાંડુપુત્ર ભીમસેને યુદ્ધમાં દુઃશાસનને હણ્યો અને કોપથી તેના રૂધિરને પીધું.

भ्रातृभिश्च महेष्वासैः सूतपुत्रैस्तनुत्यजैः ।
दुःशासनश्च निहतः पाण्डवेन यशस्विना ॥
पीतं च रुधिरं कोपाद्भीमसेनेन संयुगे ।
इति श्रीमहाभारते कर्णपर्वणि धृतराष्ट्रशोकोनाम चतुर्थोऽध्यायः ॥ ४ ॥

---

**वैशम्पायन उवाच**—इतिश्रुत्वा महाराज धृतराष्ट्रोऽम्बिकासुतः ।
अब्रवीत्सञ्जयं सूतं शोकसंविग्नमानसः ॥ १ ॥

વૈશંપાયન કહે છે—હે મહારાજ, એ રીતે સાંભળી શોકવડે જેનું મન ઉદ્વેગ પામેલું છે એવા અંબિકાના પુત્ર ધૃતરાષ્ટ્ર સૂતસંજયને કહેવા લાગ્યા કે—હે તાત, થોડો વખત જીવનાર એવા મારા પુત્રના અન્યાયે કરી સૂર્યપુત્ર કર્ણને હણેલો સાંભળી થયેલો શોક મારાં મર્મસ્થાનોને ભેદે છે, માટે દુઃખના પારને પામવા ઇચ્છતો એવો હું તેના સંશયને મટાડી અને કુરૂ તથા સંજય યોદ્ધાઓમાં કોણ જીવે છે અને કોણ મૂવા તે કહે, સંજય કહે છે. હે રાજન્, દુર્ધર્ષ પ્રતાપવાન્ દશ દિવસમાં પાંડવોના અર્બુદ યોદ્ધાઓને હણનાર એવા શાંતનુના પુત્ર ભીષ્મપિતામહને હણ્યા તેમજ પછી યુદ્ધમાં પાંચાલ યોદ્ધાઓના રથિસમૂહોને હણી દુર્ધર્ષ એવા સુવર્ણાત્મક રથવાળા મહાધનુર્ધારિ દ્રોણાચાર્યને માર્યા. મહાત્મા ભીષ્મપિતામહ અને દ્રોણાચાર્યે હણેલાં અને એથી શેષ રહેલાં એવાં અર્ધ સૈન્યને હણી સૂર્યપુત્ર કર્ણ નાશ પામ્યો અને પરલોક પ્રત્યે ગયો. હે મહારાજ, મહાબળવાન રાજપુત્ર વિંવિશતિ હજારો આનર્ત દેશના યોદ્ધાઓને હણી રણભૂમિ વિષે હણાયો. તેમજ ક્ષત્રિયોનાં

વ્રતને અનુસરી વાહન આયુધ નાશ પામ્યાં તોપણ શત્રુઓની સમીપ ઉભો રહેલો શૂર એવો તમારો પુત્ર વિકર્ણ તેને, દુર્યોધને કરેલા ઘોરરૂપવાળા ઘણા કલેશોને અને પ્રતિજ્ઞાને સંભારતા એવા ભીમસેને હણ્યો. મહારથી અવંતીનગરના રાજપુત્ર બિંદ અને અનુબિંદ સેહેલાઈથી ન કરી શકાય તેવાં કર્મને કરી યમરાજાના સ્થાન પ્રત્યે ગયા. હે રાજન્, શૂરતાને લીધે તમારી આજ્ઞામાં જે સિંધુરાષ્ટ્ર આદિ દશ રાષ્ટ્ર વશ રહ્યા છે અને જે રાજા રહ્યા હતા તે મહા બલવાન જયદ્રથ રાજાને અર્જુને તીક્ષ્ણ બાણોવડે અગીઆર અક્ષૌહિણી સેનાને જીતીને હણ્યો. તેવી રીતેજ પિતાની આજ્ઞામાં વર્તનાર યુદ્ધમાં દુર્મદ એવા બળવાન દુર્યોધનના પુત્રને સુભદ્રાના પુત્ર અભિમન્યુએ હણ્યો. તેમજ બાહુવડે શોભનાર રણભૂમિમાં મત્ત એવા શૂર દુઃશાસનના પુત્રને વળી દ્રૌપદીના પુત્રે યમરાજાનાં સ્થાન પ્રત્યે મોકલ્યો. સમુદ્રકાંઠે વસનારા કિરાતોના અધિપતિ દેવરાજ ઇન્દ્રના પ્રિયસખા બહુ પુરૂષોએ માનેલા નિરંતર ક્ષત્રિયોના ધર્મવિષે પ્રીતિવાળા ધર્માત્મા એવા ભગદત્તરાજાને પરાક્રમ કરી ધનંજય અર્જુને યમરાજાના સ્થાન પ્રત્યે મોકલ્યો. તેમજ હે રાજન્, કૌરવોના ભાગિઆ મહાયશસ્વિ શૂર અને જેણે શસ્ત્રો તજેલાં છે એવા ભુરિશ્રવાને યુદ્ધમાં સાત્યકિએ હણ્યો. ક્ષત્રિયોનામાં ધુરંધર અને યુદ્ધમાં નિર્ભય પુરૂષની પેઠે ફરતા એવા શ્રુતાયુ અને અંબષ્ટને અર્જુને હણ્યા, હે મહારાજ, સદા અમર્ષવાન્ અસ્ત્રોમાં કુશલ યુદ્ધમાં દુર્મદ એવા તમારા પુત્ર દુઃશાસનને ભીમસેને હણ્યો. હે રાજન, જેનું અદ્ભુત એવું અને ઘણી હજાર સંખ્યાવાળું હસ્તિઓનું સૈન્ય હતું તે સુરક્ષિત રાજાને સંગ્રામ વિષે અર્જુને હણ્યો. ઘણા શત્રુઓને હણનાર એવા કોસલદેશના અધિપતિને સુભદ્રાના પુત્ર અભિમન્યુએ પરાક્રમ કરી યમરાજાના સ્થાન પ્રત્યે મોકલ્યો. મહારથિ ભીમસેન સાથે ઘણીવાર યુદ્ધ કરનાર એવા તમારા પુત્ર ચિત્રસેનને ભીમસેને હણ્યો. પારકાઓનાં ભયને વધારનાર, શૂર તથા ખડ્ગ અને ચર્મને ધરનાર એવા શ્રીમાન્ મદ્રરાજાના પુત્રને સુભદ્રાના પુત્રે હણ્યો. યુદ્ધમાં કર્ણની તુલ્ય મહા તેજસ્વિ શીઘ્ર ગતિવાળાં જેનાં અસ્ત્ર છે એવા દૃઢ પરાક્રમવાળા વૃષભસેનને કર્ણના જોતાં અભિમન્યુના વધને અને પોતાની પ્રતિજ્ઞાને પણ સાંભળી અર્જુને પરાક્રમ કરી યમરાજાના સ્થાન પ્રત્યે મોકલ્યો. પાંડવો સાથે જે રાજા નિરંતર વૈર કરનાર હતો તે શ્રુતાયુને વૈરને સંભળાવી કુંતિપુત્ર અર્જુને હણ્યો. હે મારિષ રાજન, પરાક્રમિ મામાના દિકરા ભાઈ શલ્યપુત્ર એવા રૂકમરથીને યુધ્ધમાં સહદેવે હણ્યો. પરાક્રમ કરતા, બળવાન તથા અતિ શૌર્યવાન એવા વૃધ્ધ કેકય બહત્ક્ષત્ર અને રાજા ભગીરથ તે બેઉને હણ્યા. હે રાજન્, જેણે પ્રતિજ્ઞા કરેલી છે એવા મહા બળવાન ભગદત્તના પુત્રને યુધ્ધમાં બાજની પેઠે ફરતા એવા નકુલે હણ્યો. તેમજ બહુ બળ અને પરાક્રમવાળા તમારા પિતામહ બાહ્લીકને બાહ્લીક યોધ્ધાઓ સહિત ભીમસેને હણ્યા. તેવીજ રીતે હે રાજન્, મહાબળવાન, મગધરાજ જરાસંધના પુત્ર જયત્સેનને યુધ્ધમાં મહાત્મા સુભદ્રાના પુત્રે હણ્યો. આત્માને શૂર માનનાર એવો મહારથિ તમારો પુત્ર દુર્મુખ અને દુઃસહ તે બેને ગદાવંડે ભીમસેને હણ્યા. મહારથિ દુર્મર્પણ દુર્વિષહ અને દુર્જય એ સહેલાઈથી ન થઈ શકે તેવાં કર્મને કરી યમરાજાના સ્થાન પ્રત્યે ગયા. યુધ્ધમાં દુર્મદ એવા બે ભાઇઓ કલિંગ અને વૃષક દુષ્કર કર્મ કરી યમરાજાના સ્થાન પ્રત્યે ગયા. તમારા સહાય એવા શૂર અતિ બળવાન વૃષવર્માને ભીમસેને પરાક્રમ કરી યમરાજાના સ્થાન પ્રત્યે મોકલ્યો. તેવીજ રીતે દશ હજાર હાથિની બરોબર બળવાળા મહાન્ પૌરવરાજાને યુધ્ધમાં પાંડુપુત્ર અર્જુને હણ્યો. હે મહારાજ,

પ્રહાર કરનાર એવા બે હજાર વસાતિ યોધ્ધાઓને અને પરાક્રમિ એવા સર્વ શૂરસેન યોધ્ધાઓને યુધ્ધ વિષે હણ્યા. કવચધારિ પ્રહાર કરનાર રણમાં મદોન્મત્ત અભીષાહ અને કલિંગ સહિત એવા મહારથિ શિબિ યોધ્ધાઓને હણ્યા. ગોકુલમાં નિરંતર વૃધ્ધિ પામેલા યુધ્ધમાં અતિ કોપ કરનાર અને પાછા હઠનાર નહિ એવા શૂર ગોપાલ યોધ્ધાઓને અર્જુને હણ્યા. હજારો સંખ્યાવાળા જે સંશપ્તક યોધ્ધાઓના સમૂહ હતા તે સર્વ કુંતિપુત્ર અર્જુનને પામી યમરાજાના સ્થાન પ્રત્યે ગયા. હે મહારાજ, તમારે માટે અતિ પરાક્રમિ એવા તમારા સાળા વૃષક અને અચલ રાજાને અર્જુને હણ્યા. નામથી અને કર્મથી ઉગ્ર કર્મવાળા મહાધનુર્ધારિ મહાબાહુ શાલ્વ રાજાને ભીમસેને માર્યો. હે મહારાજ, મિત્રમાટે રણભૂમિમાં પરાક્રમ કરતા એવા ઓઘવાન્ અને બૃહંત એ બે મળેલા યમરાજાના સ્થાન પ્રત્યે ગયા. તેમજ હે વિશાંપતે રાજન્, રથિઓમાં શ્રેષ્ઠ એવા ક્ષેમધૂર્તિને ભીમસેને ગદાવડે યુદ્ધમાં હણ્યો. તેવી રીતે હે રાજન, અતિ મોટા સંહારને કરનાર એવા મહાધનુર્ધારિ મહાબળવાન, જલસંધને સાત્યકિએ રણભૂમિવિષે હણ્યો. ગર્દભવડે સુંદર વાહનવાળા રાક્ષસેંદ્ર અલંબુષને ઘટોત્કચે પરાક્રમ કરી યમરાજાના સ્થાન પ્રત્યે મોકલ્યો. સૂતપુત્ર અને રાધાપુત્ર એવા કર્ણને, મહારથિ એવા તેના ભાઇઓને અને સર્વ કેકય યોદ્ધાઓને અર્જુને હણ્યા. માલવ યોધ્ધા, મદ્રક યોધ્ધા, દ્રાવિડ યોધ્ધા, ઉગ્ર કર્મવાળા યોધ્ધાઓ, લલિત્થ યોધ્ધાઓ, ક્ષુદ્રક યોધ્ધાઓ, ઉશીનર યોધ્ધાઓ, માવિલ્લક યોધ્ધાઓ, તુંડિકેર યોધ્ધાઓ સાવિત્રી પુત્રક યોધ્ધાઓ અને પૂર્વ, પશ્ચિમ, દક્ષિણ, અને ઉત્તર દેશના રાજા તેઓને, પાયદળોના સમૂહોને, દશલાખ ઘોડાઓને, રથોના સમૂહોને અને ઉત્તમ હસ્તિઓને હણ્યા. હે સભ્ય રાજન્, ધ્વજ, આયુધ, કવચ, વસ્ત્ર અને આભૂષણ સહિત ઘણા વખતથી યત્ન કરનાર અને કુશલવડે વૃધ્ધિ પામેલા જેઓ હતા તેઓને યુધ્ધમાં કલેશરહિત જેનું કર્મ છે એવા કુંતિપુત્ર અર્જુને હણ્યા. તેમજ અતુલ બળવાળા જેઓ પરસ્પર વધને ઇચ્છતા હતા એઓ અને બીજા ઘણા સૈન્યસહિત એવા હજારો રાજાને હણ્યા. હે રાજન્, જે મને તમે પૂછોછો તે એવી રીતે કર્ણ અને અર્જુનના સમાગમમાં નાશ થયો; તથા જેવી રીતે ઇન્દ્રે વૃત્રાસુરને, રામચન્દ્રે રાવણને, નરકાસુરના શત્રુ એવા કૃષ્ણે નરકાસુર અને મુરને તથા ભાર્ગવ એવા પરશુરામે કૃતવીર્યના પુત્રસહસ્રાર્જુનને હણ્યો હતો, જે રીતે કાર્તિક સ્વામીએ મહિષાસુરને અને રૂદ્રે અંધકાસુરને હણ્યો હતો તે પ્રમાણે અર્જુને રણભૂમિ વિષે ત્રૈલોકયને મોહ પમાડનાર એવા ઘોર મોટાં યુધ્ધને કરનાર યુધ્ધમાં દુર્મદ, પ્રહાર કરનારાઓમાં ઉત્તમ, જેને વિષે તમારા પુત્રોના જયની આશા હતી અને જેથી વૈરનો આરંભ હતો તે શૂર કર્ણને જ્ઞાતિબાંધવ અને અમાત્ય સહિત બે રથના યુદ્ધમાં હણ્યો; અને હે રાજન્, પૂર્વે હિતને ઇચ્છનારા સગાઓએ કહેલા એવા તમે જેને જાણતા નહતા તેને પાંડુપુત્ર અર્જુન તરી ગયો તથા હે મહારાજ, તે આ અતિ જેમાં ક્ષય થયેલો છે એવું દુઃખ પ્રાપ્ત થયું; અને હે રાજન્, રાજ્યને ઇચ્છનારા પુત્રોના હિતને ઇચ્છનાર એવાં તમે તેણે જે અહિત આચર્યાં હતાં તેનું તે ફળ આવી મળ્યું.

तदिदं समनुप्राप्तं व्यसनं सुमहात्ययं ॥
पुत्राणां राज्यकामानां त्वया राजन् हितैषिणा ।
अहितान्येव चीर्णानि तेषां ते फलमागतं ॥
इति श्रीमहाभारते कर्णपर्वणि सञ्जयवाक्ये पञ्चमोऽध्यायः ॥ ५ ॥

---

**धृतराष्ट्र उवाच—** आख्याता मामकास्तात निहता युधि पाण्डवैः ।
हतांश्च पाण्डवेयानां मामकैर्हि सञ्जय ॥ १ ॥

ધૃતરાષ્ટ્ર પૂછે છે–હે તાત સંજય, મારા યોધ્ધાઓને યુધ્ધમાં પાંડવોએ હણેલા કહ્યા અને હવે મારા યોદ્ધાઓએ હણેલા પાંડવ યોદ્ધાઓને કહે. સંજય કહે છે કે યુદ્ધમાં પરાક્રમિ મહાધૈર્યવાન અને મહાબળવાન એવા કુંતિ યોદ્ધાઓને અમાત્ય અને સગાવહાલાસહિત ગંગાપુત્ર ભીષ્મપિતામહે હણ્યા, શૂર એવા નારાયણ યોદ્ધા, બળભદ્ર યોદ્ધા, અને પાંડવો વિષે પ્રીતિવાળા એવા બીજા હજારો યોધ્ધાઓને યુધ્ધમાં શૂર એવા ભીષ્મપિતામહે માર્યા. યુદ્ધમાં શૂરપણાએ કરી અને બળેકરી અર્જુનની સમાન એવા સત્યજીતને સત્યપ્રતિજ્ઞાવાળા દ્રોણાચાર્ય સંગ્રામ વિષે હણ્યો. યુધ્ધમાં કુશલ એવા સર્વ પાંચાલ યોધ્ધાઓના મહાધનુર્ધારિ પુરૂષો દ્રોણાચાર્ય સાથે સમાગમ પામી યમરાજાના સ્થાન પ્રત્યે ગયા. તેમજ મિત્રમાટે પરાક્રમ કરતા એવા વૃધ્ધ વિરાટ અને દ્રુપદરાજાને પુત્રોસહિત રણભૂમિવિષે દ્રોણાચાર્યે હણ્યા. હે વિભો, બાળક એવોજ જે યુધ્ધમાં અર્જુનની તુલ્ય હતો અને કેશવ ભગવાન તથા બળભદ્રે દુ:ખે કરી સહન કરી શકાય એવો મહારથિઓમાં કુશળ. શત્રુઓના નાશને કરનાર જે અભિમન્યુ હતો, તે અર્જુનના પુત્રને એકલા મારવાને સમર્થ નહિ એવા મુખ્ય છ મહારથિઓએ વિંટી વળી ક્ષત્રિયના ધર્મમાં રહેલા એવા શૂર તે સુભદ્રાના પુત્રને રથરહિત કર્યો, અને હે મહારાજ, રણભુમિમાં શત્રુઓને હણનાર એવા દુ:શાસનના પુત્રે હણ્યો. મોટી સેનાવડે યુકત અને મિત્ર માટે પરાક્રમ કરતો એવો શ્રીમાન્ અંબષ્ઠ રાજાનો પુત્ર રણભૂમિ વિષે દુર્યોધનના પુત્ર શૂર એવા લક્ષ્મણને પામી અતિ મોટો સંહાર કરી યમરાજાના સ્થાન પ્રત્યે ગયો. અતિ મોટો ધનુર્ધારી અસ્ત્રોમાં કુશલ અને યુધ્ધમાં દુર્મદ એવા બૃહંતને દુ:શાસને પરાક્રમ કરી યમરાજાના સ્થાન પ્રત્યે મોકલ્યો. મિત્ર માટે પરાક્રમ કરતાં ને યુધ્ધમાં દુર્મદ એવા મણિમાન અને દંડધાર રાજાને દ્રોણાચાર્યે યુધ્ધમાં નાશ પમાડયા, મહારથિ ભોજરાજ અંશુમાનને સૈન્ય સહિત ભરદ્વાજ પુત્ર દ્રોણાચાર્યે પરાક્રમ કરી યમરાજાના સ્થાન પ્રત્યે મોકલ્યો. હે ભારત, પુત્ર સહીત સામુદ્ર અને ચિંત્રસેનને સામુદ્રસેને બળથી યમરાજાના સ્થાન પ્રત્યે મોકલ્યો. સમુદ્રતીર વસનારા નીલને અને બળવાન્ વ્યાઘ્રદત્તને અશ્વત્થામા અને યમરાજાના સ્થાન પ્રત્યે વિકર્ણે મોકલ્યા. ચિત્રયુદ્ધને કરનાર અને ઘણા સંહારને કરનાર એવા ચિત્રાયુધને વિકર્ણે ચિત્રમાર્ગવડે પરાક્રમ કરી યુદ્ધમાં હણ્યો. યુદ્ધમાં ભીમસેનની સમાન કેકય યોદ્ધાઓવડે વિંટાએલા એવા ભાઇને ભાઈ એવા કેકય રાજાએ પરાક્રમ કરી હણ્યો. ગદાવડે યુદ્ધ કરનાર પર્વતમાં રહેનાર પરાક્રમિ એવા જનમેજયને હે મહારાજ, તમારા પુત્ર દુર્મુખે માર્યો. હે રાજન્, બે ગ્રહોની પેઠે શોભતા એવા નરશ્રેષ્ઠ રોચમાન નામના બે ભાઈઓને એકજ વખતે દ્રોણાચાર્યે બાણોવડે સ્વર્ગ પ્રત્યે પ્રાપ્ત કર્યા. હે

વિશાંપતે, પરાક્રમિ તથા સામું યુધ્ધ કરનારા રાજાઓ દુષ્કર કર્મને કરી યમરાજાના સ્થાન પ્રત્યે ગયા. અર્જુનના મામા પુરૂજીત અને કુંતિભોજને સંગ્રામવડે જીતેલા લોક પ્રત્યે દ્રોણાચાર્યના બાણોએ મોકલ્યા. બાહુ એવા કાશીના યોધ્ધાઓએ વિંટાએલા કાશિરાજ અભિભૂને યુધ્ધમાં વસુદાનના પુત્રે દેહરહિત કર્યો. હજારો શૂરાઓને હણી પરાક્રમિ એવા અમિતોજા, યુધામન્યુ અને ઉત્તમૌજા એઓને અમારા યોધ્ધાઓએ હણ્યા. હે ભારત, પંચાલ દેશના રહેવાશી મોટા ધનુર્ધારિ મિત્રવર્મા અને ક્ષાત્રધર્માને દ્રોણાચાર્યે યમરાજાનાસ્થાન પ્રત્યે મોકલ્યા. હે ભારત રાજન્, યોધ્ધાઓના પતિ શિખંડિના પુત્ર ક્ષત્રદેવને તમારા પૌત્ર લક્ષ્મણે હણ્યો. રણભૂમિવિષે અતિગતિ કરતા મહારથિ, મહાશૂર અને પિતાપુત્ર એવા સુચિત્ર અને ચિત્રવર્માને દ્રોણાચાર્યે હણ્યા. હે મહારાજ, વાર્ધક્ષેમિ આયુધોનો ક્ષય થવાથી પર્વના સમુદ્રની પેઠે પરમ શાંતિને પામ્યો. હે મહારાજ, યુધ્ધમાં કુશલ શસ્ત્રવાન્ અને શ્રેષ્ઠ એવા સેનાબિંદુના પુત્રને કૌરવોમાં ઉત્તમ એવા બાહ્લિકે માર્યો. હે મહારાજ, ચેદિયોધ્ધાઓમાં ઉત્તમરથિ એવો ધૃષ્ટકેતુ દુષ્કર કર્મ કરી યમરાજના સ્થાનપ્રત્યે ગયો. તેમજ યુધ્ધમાં પાંડવોને અર્થે પરાક્રમિ અને સંહાર કરનાર એવા શૂર સત્યધૃતિને શત્રુઓએ યમરાજાના સ્થાનપ્રત્યે મોકલ્યો. યુધ્ધમાં સંહાર કરનાર એવા કુરૂશ્રેષ્ઠ સેનાબિંદુને અને શિશુપાલના પુત્ર રાજા સુકેતુને શત્રુઓને હણી સંગ્રામવિષે દ્રોણાચાર્યે હણ્યો. તેવી રીતે શૂર સત્યધૃતિ, બળવાન્ મદિરાશ્વ અને પરાક્રમિ એવો સૂર્યદત્ત દ્રોણાચાર્યના બાણોવડે નાશ પામ્યો. હે મહારાજા, યુધ્ધ કરતો એવો પરાક્રમિ શ્રેણીમાન સહેલાઇથી ન કરી શકાય તેવાં કર્મને કરી યમરાજાના સ્થાન પ્રત્યે ગયો. તેમજ હે રાજન્, ભીષ્મપિતામહે યુધ્ધમાં હણેલો પરાક્રમિ અને પરમ અસ્ત્રોને જાણનાર, પરશૂરને હણનાર એવો મગધદેશનો રાજા આજ પૃથ્વી ઉપર સુએ છે. અતિ મોટાં કર્મને કરનાર એવો વિરાટરાજાનો પુત્ર મહારથિ શંખ અને ઉત્તર એ બે યમરાજાના સ્થાન પ્રત્યે ગયા. સંગ્રામવિષે અતિસંહાર કરનાર એવા વસુદાનને ભરદ્વાજના પુત્ર દ્રોણાચાર્યે પરાક્રમ કરી યમરાજાના સ્થાનપ્રત્યે મોકલ્યો, જે મને તમે પૂછોછો એ અને બીજા ઘણા પાંડવોના મહારથિઓને દ્રોણાચાર્યે પરાક્રમ કરી હણ્યા.

एते चान्ये च बहवः पाण्डवानां महारथाः ।
हता द्रोणेन विक्रम्य यन्मां त्वं परिपृच्छसि ॥

इतिश्री महाभारते कर्णपर्वणि सञ्जयवाक्ये गुर्जरभाषायां षष्ठोऽध्यायः ॥ ६ ॥

---

धृतराष्ट्र उवाच— मामकस्यास्य सैन्यस्य हतोत्सेकस्य सञ्जय ।
अवशेषं न पश्यामि ककुदे मृदिते सति ॥ १ ॥

ધૃતરાષ્ટ્ર પૂછેછે—હે સંજય, ભીષ્મ, દ્રોણ, કર્ણરૂપે શ્રેષ્ઠ પુરૂષોનો નાશ થવાથી શત્રુઓએ જેનો ગર્વ નહી હરી લીધો છે એવા મારા સૈન્યના શેષ રહેલા ભાગને હું દેખતો નથી. કુરૂમાં શ્રેષ્ઠ મહાધનુર્ધારિ શૂર એવા ને ભીષ્મપિતામહ અને દ્રોણાચાર્યને મારે માટે હણેલા સાંભળી હવે તુચ્છ જીવવામાં સાર નથી. જેના બે બાહુનું બળ દશહજાર હાથિની સમાન હતું તે યુદ્ધમાં શોભનારા, હણેલા રાધાપુત્ર કર્ણનો પણ શોક નથી કરતો એમ નથી. હે સંજય જેવી રીતે હણેલા એવા મારા ઉત્તમ સૈન્યને કહે તેવી રીતે ન હણેલાઓને પણ કહી સંભળાવ અને કોણ કોણ જીવે છે. તે પણ કહે, મારી બુદ્ધિ તો આ પ્રમાણે છે કે—તેં જે આ મરેલા પુરૂષોમાં કહ્યા તે અને જે જીવે છે તે પણ સર્વ મરેલા બરોબરજ છે. સંજય કહે છે–હે રાજન્,

બ્રાહ્મણોમાં શ્રેષ્ઠ એવા દ્રોણાચાર્યે જે શૂરા વિષે ચિત્ર, શુભ્ર અને દિવ્ય અને કૃત્રિમ એવાં ચાર પ્રકારનાં મોટાં અસ્ત્રો અર્પેલાં છે, તે સફળ યત્નવાળા, હલકા હાથવાળા, દૃઢ આયુધવાળા, દૃઢ મુઠીવાળા, દૃઢ બાણવાળા, પરાક્રમવાન અને બળવાન એવા દ્રોણ પુત્ર અશ્વત્થામા તમારે માટે યુધ્ધ કરવાની ઇચ્છાથી ઉભા છે. આનર્ત દેશમાં વસનારો મહારથી હૃદિકનો પુત્ર પોતે ભોજકુળમાં થએલો એવો અસ્ત્ર કુશલ કૃતવર્મા તમારે માટે યુધ્ધ કરવાની ઇચ્છાથી નિશ્ચય કરી રહ્યો છે, જે અજાત શત્રુ એવા યુધિષ્ટિરની આગળ હું યુધ્ધમાં સૂત પુત્ર કર્ણના તેજનો વધ કરીશ એ રીતે પ્રતિજ્ઞા કરી પોતાની વાણીને તમારા પ્રત્યે સત્ય કરવાની ઇચ્છાથી ભાણેજ પાંડવોને તજી તમારા યોધ્ધાઓમાં પ્રથમ સેનામાં અગ્રણી, યુધ્ધમાં દુઃખેકરી કંપાવાય એવો દુર્ધર્ષ અને ઇંદ્રની સમાન બળવાન છે તે શલ્ય તમારે અર્થે યુધ્ધ કરવાને ઇચ્છતો એવો ઉભો છે. સીન્ધુ દેશના પર્વતના, નદીજ, કાંબોજ, અને વનાયુ દેશના કુલીન ઘોડાઓ અને પોતાનાં સૈન્યવડે યુકત એવો ગાંધાર દેશનો રાજા શકુનિ તમારે સારૂ જેને યુધ્ધ કરવાની ઇચ્છા છે તે ઉભો છે. હે રાજન્, શારદૃત એવા ગૌતમના કુળમાં થએલા મહાબાહુ બહુ વિચિત્ર અસ્ત્રોવડે યુદ્ધ કરનાર કૃપાચાર્ય ભારને સેહેનાર એવાં મોટાં વિચિત્ર ધનુષ્યને લઈ યુદ્ધ કરવાની ઇચ્છાથી ઉભા છે. હે કુરૂપ્રવીર, મહારથિ કેકયરાજનો પુત્ર સારા ઘોડાઓવડે જોડેલા અને પતાકાવાળા રથપ્રત્યે બેસી તમારે કાજે યુધ્ધ કરવા ઇચ્છતો એવો નિશ્ચય કરી રહેલો છે. હે નરેન્દ્ર, તેવી રીતે કુરૂઓમાં શ્રેષ્ઠ પુરૂમિત્ર એવો તમારો પુત્ર વાદળાં રહિત એવા આકાશ વિષે શોભતા સૂર્યની પેઠે અગ્નિ અને સૂર્ય સમાન વર્ણવાળો રથ પ્રત્યે બેસી યુદ્ધ કરવા નિશ્ચય કરી રહેલો છે. જેવી રીતે હસ્તિઓના ટોળાના મધ્યમાં રહેલો સિંહ શોભે તેવી રીતે શોભિત એવો દુર્યોધન સુવર્ણ શોભિત રથવડે સંગ્રામ વિષે યુધ્ધ કરવા નિશ્ચય કરી રહેલો છે, અને સુવર્ણવડે વિચિત્ર કવચવાળો, કમળતુલ્ય કાંતિવાળો અને પુરૂષોમાં શ્રેષ્ઠ એવો તે રાજાઓના મધ્યમાં જે રીતે થોડા ધુમાડાવાળો અગ્નિ અને વાદળાના મધ્યમાં પ્રકાશિત એવો સૂર્ય શોભે તે રીતે શોભે છે. તેમ ખડ્ગ અને ચર્મ હાથમાં છે એવો તમારો પુત્ર સુષેણ અને શૂરો સત્યસેન તે બે પ્રસન્ન મનથી ચિત્રસેનની સાથે સંગ્રામ વિષે યુધ્ધ કરવાની ઇચ્છાથી નિશ્ચય કરી રહેલા છે. હે ભારત, લજ્જાવાન્ એવો રાજપુત્ર ઉગ્રાયુધ્ધ, શીઘ્ર ભોજન કરનાર એવો સુદર્દ, જરાસંઘનો પુત્ર, પ્રથગ એવો અદૃઢ, ચિત્રાયુદ્ધ, શ્રુતવર્મા જય, શલ, સત્યવ્રત અને દુઃશલ એ નરોમાં ઉત્તમ એવા પુરૂષો યુદ્ધ કરવાની ઇચ્છાથી નિશ્ચય કરી ઉભા છે, કૈતવ્ય યોધ્ધાઓનો અધિપતિ રણભૂમિ વિષે શૂરના માનવાળો, શત્રુઓને હણનાર, રથવાન ઘોડાયુકત અને હરિત તથા પાયદળો વિષે ચાલનાર એવો રાજપુત્ર તમારે કાજે યુધ્ધ કરવાની ઇચ્છાથી ઉભો છે. હે નરેંદ્ર, એ પછી બીજા ઉતમ અસ્ત્રવાળા ધનુર્ધારિ બે કર્ણરાજાના પુત્ર થોડા શૌર્યવાળા પુરૂષોએ ન ભેદાય એવા સૈન્ય રહિત તમારા અર્થે યુધ્ધ કરવાની ઇચ્છાથી નિકળી ઉભા છે. હે રાજન્, યોધ્ધામાં અતિ શૂર અને અતુલ બળવાળા મુખ્ય આ યોધ્ધાઓ તથા બીજા યોધ્ધાઓવડે કુરુરાજ દુર્યોધન નાગકુલના મધ્યમાં રહેલા મહેન્દ્રની પેઠે જય માટે નિશ્ચય કરી રહેલો છે ધૃતરાષ્ટ્ર કહે છે કે—બીજા સૈનિકો જે જીવતા છે તે યથાર્થ કહ્યા એ ઉપરથી આમ થશે એમ વાતના સંબંધથી.સ્પષ્ટ જાણું છું. વૈશંપાયન કહે છે કે—તે સમયે એવી રીતે બોલતા એવા અંબીકાના પુત્ર ધૃતરાષ્ટ્ર મોટા શૂરાઓને હણેલા અને પોતાના સૈન્યને થોડું શેષ રહેલું સાંભળી અતિ મોહ પામ્યા અને

શોકવડે જેની ઇંદ્રિઓ વ્યાકુળ છે એવા મોહ પામતાં બોલ્યા કે—હે તાત સંજય, મુહૂર્તવાર ઉભો રહે; કારણ કે અતિ મોટું અપ્રિય સાંભળી મારૂં મન વ્યાકુળ થયું છે, મોહ પામે છે અને હું અંગને ધારી શકતો નથી. એ રીતે વચન કહ્યા પછી અંબિકાના પુત્ર પૃથ્વીપતિ એવા તે ધૃતરાષ્ટ્ર જેનું ચિત્ત ભ્રમ પામેલું છે એવા થયા.

**इत्येवमुक्त्वा वचनं धृतराष्ट्रोऽम्बिकासुतः ।**
**भ्रान्तचित्तस्ततः सोऽथ बभूव जगतीपतिः ॥**

**इतिश्री महाभारते कर्णपर्वणि सञ्जयवाक्यं नाम गुर्जरभाषायां सप्तमोऽध्यायः॥७॥**

---

**जनमेजय उवाच—श्रुत्वा कर्णं हतं युद्धे पुत्रांश्चैव निपातितान् ।**
**नरेन्द्रः किञ्चिदाश्वस्तो द्विजश्रेष्ठ किमब्रवीत् ॥ १ ॥**

જનમેજય પૂછે છે—હે દ્વિજશ્રેષ્ઠ, જરા આશ્વાસના પામેલા રાજા ધૃતરાષ્ટ્ર યુદ્ધમાં કર્ણને હણેલો સાંભળી તથા પુત્રોને નાશ પામેલા સાંભળી શું બોલ્યા? અને તે સમયે પુત્રના અનિષ્ટથી થએલાં અતિ મોટાં દુઃખને પામ્યા અને જે બોલ્યા તે હું પૂછું છું માટે કહો. વૈશંપાયન કહે છે કે,—હે મહારાજ, ના મનાય એવા અને પ્રાણીઓને મોહ પમાડનાર આશ્ચર્યકારિ ભયંકર કર્ણના નાશને સાંભળી રાજા ધૃતરાષ્ટ્ર બુધ્ધિવડે જેમ મેરૂ પર્વતના ડગવાને, જેમ મહા બુદ્ધિમાન્ શુક્રાચાર્યના અયોગ્ય એવા મોહને, જેમ શત્રુઓથી ભયંકર કર્મવાળા ઇન્દ્રના પરાજયને, જેમ આકાશમાંથી મહા કાંતિવાળા સૂર્યના પૃથ્વી વિષે પડવાને, જેમ ન ધારવામાં આવે એવા નાશરહિત પાણીવાળા સમુદ્રના શોષણને, જેમ આશ્ચર્યકારી એવા પૃથ્વી, આકાશ, દિશા અને જળના સર્વ નાશને અને જેમ પુણ્ય પાપ એ બે કર્મની નિષ્ફળતાને વિચારે તેમ યુધ્ધમાં કર્ણના વધને વિચારી આ સૈન્ય રહેવાનું નથી, એ રીતે પૂર્ણ નિશ્ચય કરી આવી રીતે બીજા પ્રાણીઓનો પણ નાશ થવો જોઇએ; એવા કારણને લીધે હૃદયવિષે ધમાતા હોય તેમ શોકરૂપિ અગ્નિવડે બળતાં જેનાં શિથિલ અંગ થયાં છે એવા નિઃશ્વાસ નાંખતા દીન અને અતિ દુઃખિત એવા અંબિકાના પુત્ર ધૃતરાષ્ટ્ર હાય હાય! એ રીતે બોલી વિલાપ કરવા લાગ્યા. ધૃતરાષ્ટ્ર કહે છે—હે સંજય, સિંહ અને હસ્તિ સમાન ગતિવાળો, પોઠીઆની સમાન જેની કાંધ છે એવો, વિષ્ણુની ગતિ પેઠે ફરતો અને શૂર એવો જે યુવાવસ્થાવાળો અધિરથ પુત્ર કર્ણ શત્રુ એવા ઇન્દ્રના પણ યુદ્ધમાં જે પ્રમાણે સાંઢના યુદ્ધમાં સાંઢ હઠે નહિ તે પ્રમાણે નિવૃત થતો ન હતો. જેના પ્રત્યંચાના શબ્દે કરી અને તલ શબ્દે કરી તથા બાણવૃષ્ટિના શબ્દે કરી રથ, ઘોડા, મનુષ્ય અને હસ્તિઓ યુદ્ધમાં ઉભા રહેતા ન હતા અને જે મહાબાહુનો આશ્રય કરી શત્રુઓના જયની ઇચ્છાવડે દુર્યોધને મહારથિ પાંડુપુત્રો સાથે વૈર કર્યું તે રથિઓમાં શ્રેષ્ઠ, પુરૂષોમાં શ્રેષ્ઠ અને અસહ્ય પરાક્રમવાળા કર્ણને કુંતિપુત્ર અર્જુને યુદ્ધમાં હઠાવી કેવી રીતે માર્યો. પોતાનાં બાહુબળે કરી ગર્વિષ્ઠ એવો જે, નિરંતર શ્રીકૃષ્ણને અર્જુનને અને સહિત એવા બીજા વૃષ્ણિઓને ગણકારતો ન હતો અને પરાજયરહિત મળેલા એવા શાર્ઙ્ગ ધનુષ્યવાળા શ્રીકૃષ્ણને, ગાંડિવ ધનુષ્યવાળા અર્જુનને યુદ્ધમાં હું એકલો દિવ્યરથમાંથી પાડીશ, એવી રીતે જે નિરંતર લોભવડે મોહ પામેલો રાજ્યને ઇચ્છનાર, આતુર ચિંતાવડે જેણે નીચું મુખ રાખેલું છે એવા મંદ દુર્યોધનને કહેતો

હતો; રથિઓમાં ઉત્તમ દિવ્ય અસ્ત્રોને જાણનાર મહાતેજસ્વી ઉત્તમ સેનાપતિ અને શૂર એવા જે રાધાપુત્ર કર્ણે દુર્યોધનની વૃદ્ધિ માટે સ્વભાવથી અતિ તીક્ષ્ણ અને તીક્ષ્ણ કરેલા કંકપત્રવાળા બાણોના સમૂહોવડે સર્વ કાંબોજ દેશના રાજા, કેકયસહિત અવંતિ દેશના રાજા ગાંધાર, મદ્રક, મત્સ્ય, ત્રિગર્ત, તંગણ, શક, પાંચાલ, વિદેહ, કુલિ, શિકા, કોસલ, સુહ્મ, અંગ ને બંગ દેશના રાજા નિશાદ, પુંડ્રચીરક, વત્સ, કલિંગ, તરલ, અશ્મક, અને હષિક રાજાઓને પણ યુદ્ધમાં જીતી પૂર્વે કર આપનારા કર્યા હતા; તે પરમઅસ્ત્રોને જાણનાર કર્ણને યુદ્ધમાં શૌર્યવડે શોભનાર અને શૂર એવા શત્રુ પાંડવોએ કેવી રીતે હણ્યો? જેવી રીતે દેવતાઓમાં જલવૃષ્ટિ કરે છે તેથી ઇંદ્રવૃષ કહેવાય છે અને મનુષ્યોમાં કર્ણ ધનની વૃષ્ટિ કરે છે માટે વૃષ કહેવાય છે પણ લોકમાં તે વગર ત્રિજા વૃષને અમે સાંભળ્યો નથી. જે રીતે ઘોડાઓમાં ઉચ્ચૈઃશ્રવા ઘોડો ઉત્તમ અને દેવતાઓમાં મહેંદ્ર ઉત્તમ છે, તે રીતે પ્રહાર કરનારા પુરૂષોમાં કર્ણ ઉત્તમ છે, પરાક્રમે કરી શોભનારા શૂર સમર્થ રાજાઓએ ન જીતેલો એવો જે દુર્યોધનની વૃદ્ધિ માટે સમગ્રી પૃથ્વીને જીતતો હતો અને જેને મળી સ્નેહવડે શાંતિ પામતો એવો મગધ દેશના રાજા જરાસંધ યાદવ અને કૌરવો વગર સર્વ ક્ષત્રિય રાજાઓને રોકતો હતો તે કર્ણને દ્વૈરથયુદ્ધમાં અર્જુને હણેલો સાંભળી, જે પ્રમાણે સમુદ્રમાં ભાંગેલી નૌકા બૂડે તે પ્રમાણે હું શોકરૂપિ સમુદ્રમાં બૂડયો છું. રથિઓમાં ઉત્તમ વૃષ એવા કર્ણને બે રથના યુદ્ધમાં હણેલો સાંભળી જે રીતે વહાણ રહિત એવો પુરૂષ જેમ સમુદ્રમાં બૂડે તે રીતે શોકરૂપિ સમુદ્રમાં મગ્ન થયો છું. હે સંજય, આવાં દુઃખવડે પણ હું જ્યારે નાશ પામતો નથી ત્યારે મારા હૃદયને વજ્રથકી પણ અતિ દૃઢ અને દુઃખે કરી ભેદાય એવું માનું છું. હે સૂત, : તિસંબંધિ અને મિત્રોના આ. પરાભવને સાંભળી મારા વગર બીજો કયો પુરૂષ જીવિતને ન તજે? અર્થાત્ સર્વ તજે. હે સંજય, હું વિષને, અગ્નિમાં પડવાને અને પર્વતના અગ્રભાગથી પડવાને ઇચ્છું છું. કારણ કે શરીરને પીડનારાં દુઃખોને સહિ શકવા સમર્થ નહિ થાઉં.

को मदन्यः पुमाँल्लोके न जह्यात्सूत जीवितं ॥
विषमग्निं प्रपातं च पर्वतामादहं वृणे ।
' महाप्रस्थानगमनं जलं प्रायोपवेशनम् ' ।
न हि शक्ष्यामि दुःखानि सोढुं कष्टानि सञ्जय ॥

**इतिश्री महाभारते कर्णपर्वणि धृतराष्ट्रवाक्ये गुर्जरभाषायामष्टमोऽध्यायः ॥८॥**

---

**संजय उवाच—** श्रिया कुलेन यशसा तपसा च श्रुतेन च ।
त्वामद्य सन्तो मन्यन्ते ययातिमिव नाहुषं ॥ १ ॥

સંજય કહે છે—હે પાર્થિવ, તમને આજ સત્પુરૂષો, લક્ષ્મી, કુલ, યશ, તપ, અને શાસ્ત્રે કરી નહુષના પુત્ર યાતિરાજાની સમાન માને છે; અને શાસ્ત્ર જાણવામાં તમે મહર્ષિની ઉપમા અપાય એવા તથા કૃતકૃત્ય છો માટે આત્માને સ્થિર કરો અને ખેદ વિષે મન કરો માં. ધૃતરાષ્ટ્ર કહે છે—હે સંજય, જે ઠેકાણે સાગના ઝાડ સરખો ઊંચો એવો કર્ણ યુધ્ધમાં નાશ પામ્યો તે ઠેકાણે ભાગ્યનેજ મુખ્ય અને પરાક્રમને વ્યર્થ તથા ધિક્કારવા યોગ્ય માનું છું. યુધિષ્ઠિરનાં સૈન્યને અને પાંચાલ યોધ્ધાઓના રથિસમૂહોને હણનાર મહારથિ એવો જે બાણ-

દૃષ્ટિવડે સર્વ દિશાઓને તપાવી જે રીતે ઇન્દ્રવજ્રને હાથમાં લેઈ દૈત્યોને મોહ પમાડે તે રીતે રણભૂમિ વિષે કુંતિપુત્રોને મોહ પમાડતો હતો, તે કર્ણ વાયુએ પાડેલા વૃક્ષની પેઠે કેવી રીતે નાશ થયેલો પૃથ્વીવિષે સુતો ? સમુદ્રનો પાર જેમ ન દેખાય તેમ શોકના પારને દેખતો નથી અને મારી ચિંતા અતિ વધતી જાય છે તથા મરવાની ઇચ્છા પણ થાય છે. કર્ણના નાશને અને અર્જુનના જયને સાંભળી હું કર્ણના વધને અવિશ્વાસ કરવા યોગ્ય માનું છું. જરૂર મારૂં હૃદય વજ્રમય અને દુઃખે કરી ભેદાય એવું છે કે જે પુરૂષોમાં શ્રેષ્ઠ એવા કર્ણને હણેલો સાંભળી ફાટી જતું નથી; અને જરૂર મારૂં આયુષ્ દેવતાઓએ અતિ મોટું કરેલું છે કે જે આ ઠેકાણે હું કર્ણને હણેલો સાંભળી અતિ દુઃખસહિત જીવું છું. હે સંજય, સ્નેહીઓ રહિત એવો હું તેના આ જીવિતને ધિક્ છે. અને હે સંજય, આજ હું આ નિંદિત દશાને પામ્યો છું તથા સર્વ લોકોને શોક કરવા યોગ્ય એવો હું કૃપણ એવાં જીવિતને કેમ કાઢીશ. અને હે સૂતસંજય, હુંજ પૂર્વે સર્વ લોકના સત્કારવાળો થઇ પછીથી પારકાઓએ પરાભવ પમાડેલો કેવી રીતે જીવી શકીશ. હે સંજય, ભીષ્મપિતામહ અને દ્રોણાચાર્યના વધે કરી તથા મહાત્મા કર્ણના વધે કરી દુઃખ થકી પણ અતિ દુઃખ અને અનિષ્ટને પામ્યો છું. તથા યુદ્ધમાં સૂતપુત્ર કર્ણના હણાવાથી છેવટ શેષ રહેલું દેખતો નથી; કારણ કે તે મારા પુત્રોને પાર પામવાનાં સ્થાનકરૂપ હતો. યુદ્ધમાં બહુ બાણોને ફેંકનારો શૂર એવો કર્ણ નાશ પામ્યો તે પુરૂષોમાં શ્રેષ્ઠ એવા કર્ણ વગર મારા જીવવા વડે શું ફળ છે ? અર્થાત્ કશું નથી. વજ્રના પડવા વડે કપાએલાં પર્વતનાં શિખરોની પેઠે અધિરથનો પુત્ર બાણોવડે પીડા પામતો એવો રથમાંથી પડયો અને જરૂર મત્તહસ્તિએ હણેલો હસ્તિ હોય તેમ તે લોહીથી પૃથ્વી પ્રત્યે શોભાને ઉત્પન્ન કરતો એવો શયન કરે છે, જે મારા પુત્રોના બળરૂપ હતો અને પાંડવોને જેનાથી ભય હતું તે ધનુર્ધારિ પુરૂષોની પ્રતિમારૂપ કર્ણને અર્જુને હણ્યો અને મિત્રોનાં અભયને આપનારો મહાધનુર્ધારી તે શૂરો ઈંદ્રે હણેલા મોટા પર્વતની પેઠે હણેલો પડયો છે. લુલા પુરૂષનું જેવું માર્ગવિષે જવું, દરિદ્ર પુરૂષની જેવી ઇચ્છા અને તૃષિત માણસને જેવાં જલનાં બિંદુઓ થાય તેવો દુર્યોધનનો અભિપ્રાય થાય છે; અર્થાત્ વ્યર્થ થાય છે. જે કામ કોઈ પ્રકારે ધારેલું હોય તે કોઇ પ્રકારે થાય છે, અહો દૈવ બળવાળું છે ! અને કાળ દુઃખે કરી ઉલ્લંઘન કરી શકાય તેવો છે ! હે સૂત, પલાયન કરતો, કૃપણ, દીન મનવાળો, દીન જેનું પરાક્રમ છે એવો મારો પુત્ર દુઃશાસન શું નાશ પામ્યો ? હે તાત, શું તેણે યુદ્ધમાં દીનની પેઠે તો આચરણ નહોતું કર્યું ? જેવી રીતે બીજા શ્રેષ્ઠ ક્ષત્રિયો નાશ પામ્યા તેવી રીતે શું શૂર એવો દુર્યોધન તો નાશ નથી પામ્યો ? કે જેણે મૂઢપુરૂષ જેમ પથ્ય ઔષધનું ગ્રહણ ન કરે તેમ યુદ્ધ કર માં, એ રીતે સર્વદા યુધિષ્ઠિરનાં વચનને ગ્રહણ કર્યું નહીં; અને બાણની શય્યામાં સુતેલા ઉત્તમ મહાત્મા ભીષ્મપિતામહે જ્યારે પાણી માગ્યું ત્યારે તે કુંતિપુત્રે પૃથ્વીતલને ભેદ્યું અને તેથી પાંડુપુત્રે પેદા કરેલી જલની ધારાને જોઈ મહાબાહુ તે ભીષ્મપિતામહ બોલ્યા કે હે તાત, પાંડવોની સાથે સલાહ કરો કે જે શાંતિથી ચિત્તની સ્થિરતા થાય અને તમારૂં યુદ્ધ મારા અંત સુધી થાઓ તથા તમે ભાઇના ભાવે કરી પાંડવો સહિત પૃથ્વીને ભોગવો, એવી રીતનાં તેમનાં વચનને ન ગણતો એવો મારો પુત્ર હવે જરૂર શોક કરે છે, હે સંજય, દીર્ઘદૃષ્ટિવાળા ભીષ્મપિતામહનું તે આ વચન મળી આવ્યું અને હું જેના અમાત્ય અને પુત્ર નાશ પામેલા છે એવો થયો તથા હે સંજય, જેવી રીતે બાળકો પક્ષીને પકડી પ્રહાર કરતા એવા તેની બે પાંખોને તોડી હર્ષ પામેલા તજી દે છે અને પાંખ કપાવાથી તેનું

ચાલવું જેમ થતું નથી તેવી રીતે હું પણ શકુનિને લીધે દ્યૂતથી દુ:ખને પ્રાપ્ત થયો છું અને પાંખ કપાયેલા પક્ષિની પેઠે પક્ષરહિત થયો છું. તેમ ક્ષીણ, સર્વ અર્થ વડે હીન જ્ઞાતિને બંધુરહિત દીન અને શત્રુની આધિનતાને પામેલો કયી દિશા પ્રત્યે જઈ શકીશ? વૈશંપાયન કહે છે કે—એવી રીતે વિલાપ કરી બહુ દુ:ખ પામેલા ધૃતરાષ્ટ્ર ફરીને શોકવડે વ્યાકુળ ચિત્ત થવાથી સંજય પ્રત્યે બોલ્યા. ધૃતરાષ્ટ્ર કહે છે—હે સંજય, જે યુધ્ધમાં દુર્યોધનના કાર્ય માટે કેકય રાજાઓ સાથે અંબષ્ટ, ગાંધાર અને વિદેહ રાજાઓને જીતી સર્વ કાંબોજ દેશના રાજાઓને જીતતો હતો, સમર્થ એવો જે દુર્યોધનની વૃધ્ધિ માટે પૃથ્વીને જીતતો હતો તેને બાહુબળવડે શોભનારા શૂરા પાંડવોએ યુધ્ધમાં જીત્યો; તે મહાધનુર્ધારિ કર્ણને મુકુટવાન્ અર્જુને યુધ્ધમાં હણ્યો ત્યારે કયા શૂરાઓ ચોતરફ ઉભા રહ્યા હતા તે મને કહે. હે તાત, જે પ્રમાણે પ્રથમ તે શૂર ભીષ્મપિતામહને નાશ પામેલા કહ્યા હતા તે પ્રમાણે શું રણભૂમિમાં પાંડવોએ કર્ણને એકલો તો નથી માર્યો? હે સંજય, જેવી રીતે સર્વ શસ્ત્રધારિ પુરૂષોમાં ઉત્તમ અને જેની સામો યુધ્ધ કરનાર પુરૂષ નથી એવા ભીષ્મપિતામહને શિખંડિએ ઉત્તમ બાણોવડે પાડયા તેવી રીતે યુધ્ધમાં જેણે સર્વ આયુધ તજેલાં છે, યોગયુકત મહાધનુર્ધારિ અને બહુ બાણોવડે વ્યાપ્ત એવા દ્રોણાચાર્યને દ્રૂપદ રાજાના પુત્ર ધૃષ્ટદ્યુમ્ને ખડ્ગ ખેંચી હણ્યા, એ બેઉને છિદ્ર જોઇ વિશેષ કપટેકરીને હણ્યા એ મેં ભીષ્મપિતામહ ને દ્રોણાચાર્યને હણેલા સાંભળ્યા. હું તને નિશ્ચય કરી સત્ય કહું છું કે સંગ્રામવિષે યુધ્ધ કરતા એવા ભીષ્મપિતામહ અને દ્રોણાચાર્યને પોતે વજ્રને ધરનાર ઇંદ્ર પણ ન્યાયેકરી ન મારી શકે અને યુધ્ધમાં ઘણાં દિવ્યઅસ્ત્રોને ફેંકતા શૂર અને ઇન્દ્રની ઉપમા અપાય એવા કર્ણને મૃત્યુ કેવી રીતે સ્પર્શિત કરે? જેને વિજળીતુલ્ય કાંતિવાળી, શત્રુઓને હણનારી સુવર્ણવડે શોભિત એવી દિવ્યશક્તિને બે કુંડળોને બદલે ઇંદ્રે આપી હતી, જેનો સર્પાકાર મુખવાળો, શત્રુઓને હણનાર, પિચ્છવાળો, સુવર્ણ શોભિત દિવ્યબાણ નાશ પામેલો ચંદનોવિષે સૂતો હતો, જે ભીષ્મપિતામહને અને દ્રોણાચાર્ય આદિ શૂરા મહારથિઓને ગણકારતો ન હતો, જે જમદગ્નિના પુત્ર પરશુરામથકી મહા ઘોર એવા બ્રહ્માસ્ત્રને શિખ્યો હતો, જે મહાબાહુએ દ્રોણાચાર્ય આદિ યોધ્ધાઓને બાણોવડે પીડા પામેલા અને વિમુખ થએલા જોઈ સુભદ્રાના પુત્ર અભિમન્યુના ધનુષ્યને તીક્ષ્ણ બાણોવડે ભેદ્યું હતું, જે દશહજાર હસ્તિ સમાન બળવાળા અને વજ્રતુલ્ય વેગવાળા સાત્યકિને જલદી રથરહિત કરી પાછીથી ભીમસેનને હસતો હતો, જેણે નમેલ પર્વવાળા બાણોએ કરી સહદેવને જીતી રથરહિત કરી કૃપાવડે અને ધર્મની ચિંતાવડે હણ્યો નહિ, જેણે હજારો માયાને કરનાર જયને ઇચ્છનાર રાક્ષસેંદ્ર ઘટોત્કચને ઇંદ્રની શકિતવડે હણ્યો, એટલા દિવસ જેના યુધ્ધમાં ભય પામેલો અર્જુન બે રથવડે યુધ્ધ કરનાર શત્રુપ્રત્યે આવતો ન હતો તે શત્રુને મારનાર શૂર એવા કર્ણને રણભૂમિવિષે કુંતિપુત્ર અર્જુને કેવી રીતે હણ્યો? જે સંશપ્તક યોધ્ધાઓ નિરંતર અર્જુનને બોલાવતા હતા એ યોધ્ધાઓને હણી પછીથી હું રણભૂમિવિશે સૂર્યપુત્ર કર્ણને હણીશ એ રીતે મિષ કરી સૂતપુત્ર કર્ણને યુદ્ધમાં કુંતિપુત્ર અર્જુન વર્તતો તે પરશૂરને મારનારા શૂરા કર્ણને કુંતિપુત્ર અર્જુને કેવી રીતે હણ્યો? જો તેના રથનો ભંગ ન થયો હોય, જો તેનું ધનુષ્ ન ભાગ્યું હોય અને જો તેનાં અસ્ત્રો નાશ ન પામ્યાં હોય તો શત્રુઓ તેને કેમ હણે? અર્થાત્ ન હણે. રણભૂમિવિશે મોટા ધનુષ્યને કંપાવતો, ઘોરબાણોને અને યુદ્ધમાં દિવ્યઅસ્ત્રોને ફેંકતો તથા પુરૂષોમાં સિંહરૂપ એવો કર્ણ તેને જીતવા જેમ વેગવાળા સિંહને જીતવા સમર્થ ન થાય તેમ કોણ શકિતમાન્ છે? જરૂર તેનું

ધનુષ્ કપાએલું હશે અથવા રથ પૃથ્વીપ્રત્યે પેસી ગયો હશે; કિંવા અસ્ત્રો ખુટી ગયાં હશે; જે રીતે કર્ણને નાશ પામેલો મને કહે છે તે રીતે તો નાશવિષે મેં કહ્યું; તે સિવાય બીજા કારણને જોતો નથી. જ્યાંસુધી અર્જુનને નહિ હણું ત્યાં સુધી પગ ઉઘાડા રાખીશ; એવી રીતે જે મહાત્માનું અતિઘોર વ્રત હતું, જેના યુદ્ધના ભયથી પુરૂષોમાં શ્રેષ્ઠ એવા ધર્મરાજ યુધિષ્ઠિર તેર વર્ષ હમેશાં નિદ્રા પામ્યાં ન હતા, જે મહાત્મા પરાક્રમિ પુરૂષના પરાક્રમનો આશ્રય કરી મારા પુત્રે પાંડવોની ભાર્યાને બળથી સભાપ્રત્યે આણી હતી, તેમાં પણ વળી સભાના મધ્યમાં પાંડવોના જોતાં કુરૂઓની સમીપ તું દાસની ભાર્યા થઇ છે એમ દ્રૌપદીને કહ્યું હતું અને હે વરને ઇચ્છનારી દ્રૌપદી! ષંઢતીલની સમાન એવા સર્વ પાંડવો પતિ નથી. માટે પોતાનો સ્વામી બીજો કર; એવી રીતે પૂર્વે જેણે દ્રૌપદીને રોશ કરી રૂક્ષવાણી સભામાં સંભળાવી હતી, તે સુતપુત્ર કર્ણને શત્રુઓએ કેવી રીતે હણ્યો? હે દુર્યોધન, જો રણભૂમિવિશે વખાણવા યોગ્ય એવા ભીષ્મપિતામહ અને યુદ્ધમાં દુર્મદ એવા દ્રોણાચાર્ય પક્ષપાતથી કુંતિપુત્રોને હણશે નહિ તો હું તે સર્વને મારીશ; માટે તમારા મનનો સંતાપ નાશ પામો અને ઘસેલા ચંદનવડે લિપ્ત એવાં મારાં બાણુ જ્યારે છુટશે ત્યારે ગાંડિવ ધનુષ્ અને ક્ષય ન પમાડી શકાય એવા મોટા ભાથા શું કરશે? એ રીતે જે ગાંડિવ ધનુષ્યવડે ફેંકેલા બાણોના ઉગ્ર સ્પર્શને વિચાર્યા વગર તથા હે દ્રૌપદી! તું પતિરહિત છે એમ કહી કુંતિપુત્રોને જોતો હતો, તે પોઢીઆ સરખી કાંધવાળા કર્ણને અર્જુને કેવી રીતે માર્યો? હે સંજય, જેને પુત્ર અને શ્રીકૃષ્ણસહિત એવા કુંતિપુત્રોથી પોતાના બાહુબળનો આશ્રય કરી મુહુર્તવાર પણ ભય ન હતું, તે કર્ણના વધને ઇંદ્ર સહિત એવા પણ દેવતાઓવડે હું માની શકતો નથી; ત્યારે હે તાત, પાછા ભગતા એવા પાંડવોવડે ન મનાય એમાં તો શું કહેવું. પ્રત્યંચાનો સ્પર્શ ન કરનાર અને હાથના મોજાને પણ ન લેનાર એવા અધિરથપુત્ર કર્ણની પાસે કયો પુરૂષ ઉભો રહેવાને યોગ્ય છે? જો કે ચંદ્ર અને સૂર્યની પ્રભાના કિરણવડે હીન પૃથ્વી થાય તો પણ યુદ્ધમાં પલાયન ન કરનાર, પુરૂષોમાં શ્રેષ્ઠ એવા કર્ણનો વધ ન થાય. જેની સહાયતાવડે અને ભાઇ દુઃશાસનની સહાયતાવડે ખરાબ બુદ્ધિવાળા દુર્યોધને વસુદેવના પુત્ર શ્રીકૃષ્ણના તિરસ્કારને પસંદ કર્યો હતો તે પોઢીઆ સરખી કાંધવાળા કર્ણને અને દુઃશાસનને હણેલો જોઈ મારો પુત્ર શોક કરેછે એ નિઃસંશય છે; એ રથના યુધ્ધમાં કર્ણને હણેલો સાંભળી અને પાંડવોને જય પામતા જોઇ દુર્યોધન શું બોલ્યો? હું માનું છું કે યુધ્ધમાં દુર્મર્ષણ અને વૃષસેનને હણેલો જોઈ મહારથિઓને અને ભંગાણ પામેલા સૈન્યને વધ કરાતું જોઇ તેમ વિમુખ થયેલા અને પલાયનમાં તત્પર એવા રાજાઓને તથા રથિઓને ભાગી ગયેલા જોઇ મારો પુત્ર શોક કરેછે, શિખામણ દેવા યોગ્ય નહિ, અભિમાની, દુષ્ટ બુદ્ધિવાળો અને જેણે ઇંદ્રિયો જીતી નથી એવો દુર્યોધન સૈન્યને ઉત્સાહરહિત જોઇ શું બોલ્યો? પોતે મોટું વૈર કર્યું તેને લીધે જેઓમાંથી ઘણા નાશ પામ્યા છે એવો સ્નેહિજનોએ વારણ કરાતો એવો દુર્યોધન શું બોલ્યો? યુદ્ધમાં ભાઇને હણેલો જોઈ અને ભીમસેને રૂધિર પિવા માંડ્યું તે જોઈ દુર્યોધન શું બોલ્યો? કર્ણ અર્જુનને હણશે એ રીતે સભામાં ગાંધારરાજ શકુનિસહિત જે વચન બોલ્યો હતો તે કર્ણના હણાવાથી શું બોલ્યો? હે તાત, પૂર્વે જુગટાને કરી પાંડવોને છેતરી હર્ષ પામ્યો હતો તે સુબલપુત્ર શકુનિ કર્ણના હણાવાથી શું બોલ્યો? સાત્વતોનામાં મહારથિ મહાધનુર્ધારિ હર્દિકપુત્ર કૃતવર્મા કર્ણને હણેલો જોઈ શું બોલ્યો? ધનુર્વેદને કરવાને ઇચ્છતા બુદ્ધિમાન જે દ્રોણપુત્રની શિક્ષાને

બ્રાહ્મણ ક્ષત્રિય અને વૈશ્ય સેવેછે તે યુવાન રૂપવડે સંપન્ન દર્શનીય અને મહાયશસ્વિ એવા અશ્વત્થામા, કર્ણ નાશ પામ્યો ત્યારે શું બોલ્યા ? હે તાત સંજય, જે ધનુર્વેદમાં આચાર્ય અને રથિઓમાં શ્રેષ્ઠ છે તે શારદ્વત એવા કૃપાચાર્ય કર્ણ હણાયો ત્યારે શું બોલ્યા ? મહાધનુર્ધારી સંગ્રામવિષે શોભનાર રથિઓમાં ઉત્તમ સારથિપણામાં અતિશૂર મદ્રયોદ્ધાઓનો અધિપતિ અને બળવાન્ એવો મહારાજ શલ્ય કર્ણને હણેલો જોઈ શું બોલ્યો ? હે સંજય, સૂર્યપુત્ર કર્ણને હણેલો જોઇ રણભૂમિવિષે દુર્જય એવા યોદ્ધાઓ અને જે કોઇ રાજાઓ પૃથ્વીવિષે યુદ્ધ કરવા માટે આવ્યા હતા તે સર્વ કર્ણને નાશ પામેલો જોઇ શું વચનો કહેતા હતા ? હે સંજય, રથિઓમાં અને નરોમાં શ્રેષ્ઠ એવા શૂર દ્રોણાચાર્ય નાશ પામ્યા ત્યારે ભાગપ્રમાણે કયા યોદ્ધાઓ સૈન્યોના અગ્રભાગપ્રત્યે હતા ? હે સંજય, રથિઓમાં ઉત્તમ એવો શલ્ય સૂર્યપુત્ર કર્ણના સારથિપણાવિષે કેવી રીતે જોડાયો, તે મને કહે. યુધ્ધ કરતા એવા શૂર સૂતપુત્ર કર્ણના જમણા ચક્રને કોણ સાચવતા હતા, ડાબા ચક્રને કોણ પાળતા હતા અને પાછળ કોણ રક્ષણ કરતા હતા તથા કયા શૂરાઓ કર્ણને તજી જતા ન હતા અને કયા ક્ષુદ્ર પુરૂષો તે સમયે નાસતા હતા ને કેવી રીતે મળેલા તમારાઓના મધ્યભાગમાં મહારથિ કર્ણને હણ્યો, અને જેવી રીતે મેઘ જલધારાઓને વર્ષે તેવી રીતે બાણવૃષ્ટિઓને કરતા મહારથિ અને પોતે શૂર એવા પાંડવો કેવી રીતે સામા આવ્યા ? તથા હે સંજય, તે વખતે સર્પ સરખા મુખવાળો અને મોટા બાણોમાં શ્રેષ્ઠ એવો તે દિવ્યબાણ કેમ વ્યર્થ થયો, તે મને કહે. હે સંજય, શ્રેષ્ઠ પુરૂષનો નાશ થવાથી જેની ઉન્નતિ નાશ પામેલી છે એવા મારા સૈન્યના બાકી રહેલા ભાગને દેખતો નથી. શૂર મોટા ધનુર્ધારિ અને મારે માટે જેણે જીવિત તજેલું છે એવા તે ભીષ્મપિતામહ અને દ્રોણાચાર્યને હણેલા સાંભળી જીવવાવડે મને શું ફળ છે ? જેના બે બાહુનું બળ દશહજાર હસ્તિઓની સમાન હતું, તે કર્ણને પાંડવોએ હણેલો સાંભળી ફરી ફરી સહન કરી શકતો નથી. હે સંજય, દ્રોણાચાર્યના હણાવાથી પાંડવોની સાથે નરોમાં શૂર એવા કૌરવોનું સંગ્રામવિષે જે આચરણ થયું હોય તે મને કહે અને જેવી રીતે કર્ણ કુંતિપુત્રો સાથે યુદ્ધ કરતો હતો તથા શત્રુઓને હણનાર એવો તે રણભૂમિ વિષે જે રીતે શાંત થયો તે કહે.

यथा कर्णश्च कौन्तेयैः सह युद्धमयोजयत् ।
तथा च द्विषतां हन्ता रणे शान्तस्तदुच्यतां ॥

इतिश्री महाभारते कर्णपर्वणि धृतराष्ट्रप्रश्ने गुर्जरभाषायां नवमोऽध्यायः ॥९॥

---

संजय उवाच— हते द्रोणे महेष्वासे तस्मिन्नहनि भारत ।
कृते च मोघसङ्कल्पे द्रोणपुत्रे महारथे ॥ १ ॥

સંજય કહે છે—હે ભારત મહારાજ, તે દિવસે મહા ધનુર્ધારિ દ્રોણાચાર્ય હણાયા, મહારથિ દ્રોણપુત્ર અશ્વત્થામાને વ્યર્થ સંકલ્પવાળા કર્યા અને કૌરવોનાં સૈન્યરૂપિ સાગર જ્યારે નાસવા લાગ્યો ત્યારે ભાઈઓ વડે વિંટાએલો એવો કુંતિપુત્ર પોતાનાં સૈન્ય પ્રત્યે વ્યૂહ કરી ઉભો રહ્યો. હે ભરત શ્રેષ્ઠ, તમારો પુત્ર તેને ઉભેલો જાણી તથા સૈન્યને ભાગી જતું જોઈ પરાક્રમે કરી નિવારવા લાગ્યો. અને હે ભારત, તે સમયે પોતાના સૈન્યને ઉભું રાખી પોતાના બાહુબળનો આશ્રય કરી રહેલા દુર્યોધને જય પામેલા, હર્ષયુક્ત અને યત્ન કરતા એવા શત્રુ પાંડ-

વોની સાથે અતિ ઘણો વખત યુદ્ધ કરી સંધ્યાકાળને પામી અવહાર કરાવ્યો. સૈન્યોનો અવહાર કરી પોતાનાં સૈન્યનાં રહેવાનાં સ્થાન પ્રત્યે જઈ વખાણવા યોગ્ય આસ્તરણવાળા ઉત્તમ પલંગો ઉપર ઉત્તમ આસનો ઉપર અને સુખકારી શય્યા ઉપર દેવતાઓની પેઠે બેઠેલા કુરૂઓ એક બીજા અતિ હિતકારિ વિચાર કરવા લાગ્યા. તે સમયે રાજા દુર્યોધન પરમ સુંદર એવાં શાંતિનાં વચનવડે તે મહાધનુર્ધારિ પુરૂષોને બોલાવી સમયોચિત કહેવા લાગ્યો કે—હે મતિમાન્ પુરૂષોમાં શ્રેષ્ઠ રાજાઓ, આવી રીતે પ્રાપ્ત થએલા વખતમાં શું કાર્ય અતિ કરવા યોગ્ય છે અને શું તમારૂં મત છે તે સર્વ બોલો અને ઘણી વાર લગાડો માં. સંજય કહે છે કે—એવી રીતે રાજા દુર્યોધને કહ્યું ત્યારે સિંહાસનોવિષે બેઠેલા યુદ્ધને ઇચ્છનારા નરશ્રેષ્ઠ રાજા જૂદા જૂદા પ્રકારની ચેષ્ટા કરવા લાગ્યા. યુદ્ધમાં પ્રાણોને હોમવા ઇચ્છતા એવા તે રાજાઓના હૃદયના ભાવને અને બાળસૂર્યસમાન કાંતિવાળા મુખને જોઈ ધારણાવાળી બુદ્ધિવાળા આચાર્યના પુત્ર અશ્વત્થામાં વચન બોલ્યા કે અર્થને સાધનારા, પ્રીતિ, યુક્તિ, દક્ષપણું અને નીતિ એ ઉપાયો પંડિતોએ કહ્યા છે અને તે દૈવનો આશ્રય કરી રહેલા છે. જે આપણા મહારથિઓ લોકમાં શ્રેષ્ઠ દેવતાઓની સમાન નીતિમાન્ યોગવાળા દક્ષ અને પ્રીતિવાળા હતા તેઓ હણાયા, તોપણ આપણે જયપ્રત્યે નિરાશપણું કરવું નહિ; કારણ કે આ લોકમાં અતિનીતિવાળા સર્વ અર્થોવડે દૈવ પણ અનુકૂલ કરી શકાય છે; માટે હે ભારત, તે આપણે નરોમાં શ્રેષ્ઠ ને સર્વે ગુણોના સમૂહોવડે યુક્ત એવા કર્ણનાજ સેનાપતિપણાવડે અભિષેક કરશું; અને કર્ણને સેનાપતિ કરી શત્રુઓને હણશું, આ અતિ બળવાન્, શૂર, અસ્ત્રકુશળ, યુદ્ધમાં દુર્મદ, યમરાજાની પેઠે અસહ્ય અને રણભૂમિવિષે શત્રુઓને જીતવા શક્તિમાન્ છે. એ વચનને આચાર્ય પુત્ર અશ્વત્થામાથકી સાંભળી હે રાજન્, તે વખતે તમારો પુત્ર કર્ણ પ્રત્યે બહુપણાવાળી આશા કરવા લાગ્યો; અને હે ભારત, ભીષ્મપિતામહ અને દ્રોણાચાર્યના હણાવાથી કર્ણ પાંડવોને જીતશે તે આશાને હૃદયમાં ધારી આશ્વાસના પામી એમનાં પ્રિય, પ્રીતિ અને સત્કારયુક્ત, સત્ય, આત્માના હિતને કરનાર અને શુભ એવાં તે વચનને સાંભળી પછીથી દુર્યોધન પ્રસન્ન થયો તથા પોતાના મનને સ્થિર કરી બાહુના બળનો આશ્રય કરી રહેલો તે દુર્યોધન હે મહારાજ, રાધાપુત્ર કર્ણ પ્રત્યે આ વચન બોલ્યો કે—હે મહાબાહો કર્ણ, તારા પરાક્રમને અને મારાવિષે પરમ સ્નેહને હું જાણું છું તોપણ તને હિતકારી વચન કહું છું તે સાંભળી ઇચ્છા પ્રમાણે હે વીર, જેમ તને ગમે તેમ કર. તું અતિ બુદ્ધિમાન્ છે, અને નિરંતર મારી પરમગતિરૂપ છે; માટે મારા મહારથિ સેનાપતિ ભીષ્મપિતામહ અને દ્રોણાચાર્ય નાશ પામ્યા તેને લીધે તેનાથી અતિબળવાન્ એવો તું સેનાપતિ થા. હે રાધાપુત્ર, મહાધનુર્ધારિ શૂરા તે બે વૃદ્ધની અર્જુનવિષે પ્રીતિ હતી તોપણ તારાં વચનથી મેં તેમને માન્યા ન હતા. હે તાત, પિતામહપણાને જોઈ મહારણભૂમિ વિષે ભીષ્મપિતામહે પાંડુપુત્રોની રક્ષા કરી અને દશેય દિવસ તે શસ્ત્રોને તજી દીધાં તેથી મહાયુદ્ધમાં શિખંડીને આગળ કરી અર્જુને ભીષ્મપિતામહને હણ્યા: અને હે પુરૂષોમાં શ્રેષ્ઠ, તે મોટા ધનુ-

ધૌરિ હણાયા તથા બાણુશય્યાને પામ્યા ત્યારે તમે કહ્યું તેને લીધે દ્રોણાચાર્ય અગ્રેસર થયા; તેમણે પણ શિષ્યપણાથી કુંતિપુત્રોની રક્ષા કરી એમ મારૂં મત છે અને તે વૃદ્ધને પણ ધૃષ્ટદ્યુમ્ને જલદી હણ્યા. હણેલા તે બે શ્રેષ્ઠ પુરૂષોએ પણ જેનું પરાક્રમ જાણેલું છે એવા હે કર્ણ, વિચાર કરતો એવો હું યુદ્ધમાં તારી સમાન બીજા યોદ્ધાને દેખતો નથી, તુંજ અમારા વિજય માટે સમર્થ છે, એમાં શક નથી અને તેમજ કરવાથી સદા હિત જણાય છે તેથી તમે ધુરંધરની પેઠે યુદ્ધમાં ભાર ધારણ કરવાને યોગ્ય છો માટે પોતે આત્માવડે આત્માનો સેનાપતિપણાવિષે અભિષેક કરો. જે રીતે દેવતાઓના સેનાપતિ નાશરહિત એવા કાર્તિકસ્વામિ છે તે રીતે જરૂર તું આ ધૃતરાષ્ટ્રની સેનાનો પતિ થા અને જે પ્રમાણે પૂર્વે ઇન્દ્ર દાનવોને હણતો હતો તે પ્રમાણે તું શત્રુઓના સમૂહોને નાશ પમાડ. હે પુરૂષોમાં શ્રેષ્ઠ, રણભૂમિવિષે તને ઉભેલો જોઈ મહારથિ પાંડવ અને પાંચાલ યોધ્ધાઓ જેમ વિષ્ણુને જોઈ દાનવો ભાગે તેમ ભાગી જશે; તેમાટે તું આ મોટી સેનાને ઉન્નતિ પમાડનાર થા. તું જ્યારે ઉભો રહિશ ત્યારે સહાયસહિત એવા પાંડવ, પાંચાલ અને સૃંજય યોધ્ધાઓ ભાગીજશે જેવી રીતે પોતાના તેજવડે તડકો કરતા એવા સૂર્ય ઉદય પામે છે ત્યારે તીવ્ર એવું અંધારૂં નાશ પામે છે તેવી રીતે તું શત્રુઓને સંતાપ. સંજય કહે છે—હે રાજન્, ભીષ્મપિતામહ અને દ્રોણાચાર્યના હણાવાથી કર્ણ પાંડવોને જીતશે, એવી રીતે તમારા પુત્રની જે બળવાન્ આશા થઈ હતી, તે આશાને હૃદયમાં ધારી કર્ણને આ રીતે કહેવા લાગ્યો કે—હે સૂતપુત્ર, તારી આગળ ઉભા રહિ કુંતિપુત્ર યુદ્ધ કરવા ઇચ્છતો નથી. કર્ણ કહે છે—હે મહારાજ, ગાંધારીના પુત્ર, મેં તારી સમીપ પૂર્વે કહ્યું હતું કે હું પુત્રો અને શ્રીકૃષ્ણસહિત એવા સર્વ પાંડવોને જીતીશ માટે સ્થિર થા. હું તારો સેનાપતિ થઇશ એમાં સંશય નથી અને પાંડવોને જીતેલા જાણ. સંજય કહે છે—હે મહારાજ, પછી એવી રીતે કર્ણનાં વચન સાંભળી રાજા દુર્યોધન જે પ્રમાણે ઇન્દ્ર દેવતાઓ સહિત ઉભો થાય તે પ્રમાણે કર્ણને સેનાપતિપણાવડે સત્કાર કરવા રાજાઓ સહિત ઉભો થયો અને પછીથી હે રાજન્, વિજયને ઇચ્છનારા દુર્યોધનઆદિ રાજાઓ જેવી રીતે પૂર્વે દેવતાઓ કાર્તિકસ્વામિપ્રત્યે અભિષેક કરતા હતા તેવી રીતે કર્ણપ્રત્યે વિધિયુક્ત કર્મે કરી મંત્રેલા સુવર્ણમય કલશ અને માટીના ઘડાઓવડે, જળથી પૂર્ણ એવાં હાથિદાંતનાં પાત્રોવડે, ગેંડા અને રોઝનાં શિંગડાંઓવડે તથા મણિ અને મોતીયુકત એવાં બીજાં પાત્રોવડે, તેમ પુણ્ય ગંધવાળાં ઔષધોવડે અભિષેક કરવા લાગ્યા. ઊંબરાના ઝાડનાં બનાવેલાં હિરાગળ વસ્ત્રવડે યુક્ત એવાં આસનવિષે સુખેકરી બેઠેલા અને શાસ્ત્રયુકત વિધિવડે અને સારી રીતે ભેગા કરેલા એવા સામાનવડે, ઉત્તમ આસનવિષે અભિષેક કરેલા મહાત્મા તે કર્ણને પ્રતિષ્ઠિત એવા બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્રલોકો સત્કાર કરતા હતા. હે રાજેંદ્ર, તેનો અભિષેક થયા પછી પરશત્રુને હણનાર એવા રાધાપુત્ર કર્ણે ઉત્તમ બ્રાહ્મણોને સોનામોહોર, ગાયો અને ધનવડેકરી પ્રસન્ન કર્યા તથા બંદિજનો અને બ્રાહ્મણોએ પુરૂષોમાં શ્રેષ્ઠ એવા તે કર્ણને આવી રીતે કહ્યું કે—હે રાધાપુત્ર,મહાયુદ્ધમાં ગોવિંદ ભગવાન્ અને અનુચરોસહિત એવા પાંડવોને જીતો અને જેવી રીતે નિરંતર ઉદય પામતા એવા સૂર્ય ઉગ્ર કિરણોવડે અંધકારને મટાડે તેવી રીતે અમારા વિજય માટે પાંચાલ યોધ્ધાઓ સહિત એવા કુંતીપુત્રોને નાશ પમાડો. જે પ્રમાણે પ્રકાશિત એવા સૂર્યના કિરણો જેવામાં ઘુડ સમર્થ નથી તેપ્રમાણે તમે ફેંકેલા બાણોને જેવામાં કેશવ ભગવાનરહિત એવા પાંડવો સમર્થ નથી; અને જે રીતે તે યુધ્ધમાં શસ્ત્રને ગ્રહણ કરનારા મહેંદ્રની આગળ ઉભા રહેવા દાનવો શકિતમાન્

નથી તે રીતે તમારી આગળ ઉભા રહેવાને પાંચાલ યોધ્ધાઓસહિત એવા કુંતિપુત્રો શક્તિમાન્ નથી. હે રાજન્, એ રીતે અભિષેક કરેલો અતુલ કાંતિવાળો રાધાપુત્ર કર્ણ તેજવડે બીજો સૂર્ય હોય તેમ રૂપેકરી જૂદો પડી રહેતો હતો અને તે સમયે તમારો પુત્ર રાધાપુત્ર કર્ણનો સેનાપતિપણાવિષે અભિષેક કરી કાળે પ્રેરિત એવો આત્માને કૃતાર્થ માનતો હતો અને કર્ણ પણ સેનાપતિપણાને પામી સૂર્યોદય પ્રત્યે યોગની આજ્ઞા કરતો હતો. તે સમયે હે ભારત, તમારા પુત્રોવડે યુક્ત એવો કર્ણ જેવી રીતે તારકામય એવા સંગ્રામવિષે દેવતાઓવડે કાર્તિકસ્વામિ શોભતા હતા તેવી રાતે તે શોભતો હતો.

तव पुत्रैर्वृतः कर्णः शुशुभे तत्र भारत ।
देवैरिव यथा स्कन्दः संग्रामे तारकामये ॥

इतिश्री महाभारते कर्णपर्वणि कर्णाभिषेके गुर्जरभाषायां दशमोऽध्यायः ॥ १० ॥

---

**धृतराष्ट्र उवाच**— सैनापत्यं तु सम्प्राप्य कर्णो वैकर्तनस्तदा ।
तथोक्तश्च स्वयं राज्ञा स्निग्धं भ्रातृसमं वचः ॥ १ ॥

ધૃતરાષ્ટ્ર પૂછે છે કે—હે સંજય, તે સમયે પોતે રાજાએ તેવી રીતે સ્નેહવાળુ ભાઇની સમાન વચન કહેલો મહાપ્રાજ્ઞ સૂર્યપુત્ર કર્ણ સેનાપતિપણાને પામી સૂર્યોદય સમયે સેનાઓને યોગની આજ્ઞા કરી શું કરતો હતો તે મને કહે. સંજય કહે છે—હે ભરતકુળમાં શ્રેષ્ઠ, કર્ણના મતને જાણીતા તમારા પુત્રો આનંદકારિ તૂર્યના શબ્દો જેમાં અગ્રેસર છે એવા યોગનો હુકમ કરવા લાગ્યા. હે મારિષ, મોટી એવી પાછલી રાત્રિવિષે તમારા સૈન્યનો ' યોગ યોગ' એવી રીતે તત્કાલ મોટો શબ્દ પ્રગટ ગયો; અને હે વિશાંપતે, સજ્જ થતા મુખ્ય હસ્તિઓ, રથ, રથિઓ, મનુષ્યો, ઘોડા અને પરસ્પર બોલતા તથા ઉતાવળ કરતા એવા યોદ્ધાઓને અતિ મોટો આકાશને સ્પર્શ કરનાર સંકુલ શબ્દ તે ટાણે થતો હતો. તે વખતે શ્વેત પતાકાવાળા બગલાની સમાન જેનો વર્ણ છે એવા ઘોડાયુકત હજારો ભાથાવડે પૂર્ણ, ગદા અને કવચ સહિત શતઘ્ની, કિંકિણી, શક્તિ, શૂલ, અને તોમરને ધરનાર ધનુષ્યવડેયુક્ત સૂર્યસમાન કાંતિવાળા અને જેની આગળ પતાકા છે એવા રથવડે, સુવર્ણપૃષ્ઠવાળાં ધનુષ્યવડે અને નાગકક્ષ કેતુવડેયુકત એવો સુવર્ણશોભિત શંખને વગાડતો અને સુવર્ણ શોભિત મોટા ધનુષ્યને હલાવતો સૂતપુત્ર કર્ણ દેખાયો, હે મારિષ, હે પુરૂષવ્યાઘ્ર, અંધકારને હરતા ઉદય પામતા સૂર્યની પેઠે દુરાસદ, રથિઓનામાં ઉત્તમ, મહાધનુર્ધારિ અને રથમાં બેઠેલા કર્ણને જોઇ કોઇ પણ કૌરવો, સમયે ભીષ્મપિતામહનાં, દ્રોણાચાર્યનાં કે બીજાઓનાં દુઃખને માનતા ન હતા. હે મારિષ, તે પછી શંખના શબ્દવડે યોદ્ધાઓને ઉતાવળ કરાવતો એવો કર્ણ કૌરવોનાં મોટાં સૈન્યને ખેંચી જતો હતો અને મહાધનુર્ધારિ શત્રુને તપાવનાર કર્ણ પાંડવોને જીતવાની ઇચ્છાવડે મકરવ્યૂહને રચી તેઓની સામે ગયો. હે રાજન, મકરવ્યૂહના ચાંચભાગ વિષે કર્ણ ઉભો રહ્યો, નેત્રભાગ વિષે શૂર શકુનિ અને મહારથિ ઉલૂક ઉભો રહ્યો, મસ્તકભાગવિષે દ્રોણપુત્ર અશ્વત્થામા ઉભા રહ્યા. ડોકના ભાગવિષે સર્વ સહોદર ભાઇઓ ઉભા રહ્યા. મધ્ય ભાગમાં મોટા સૈન્યવડે યુક્ત એવો રાજા દુર્યોધન ઉભો રહ્યો અને હે રાજેંદ્ર, ડાબાપગને ઠેકાણે નારાયણ યોદ્ધાઓનાં સૈન્યવડે અને યુદ્ધમાં દુર્મદ એવા ગોપાળ યોદ્ધાવડે યુકત એવો કૃતવર્મા ઉભો રહ્યો. તથા હે

રાજન્, જમણા પગને ઠેકાણે સત્યપરાક્રમવાળા કૃપાચાર્ય, ત્રિગર્ત અને મહાધનુર્ધારિ એવા દક્ષિણ દેશના યોદ્ધાઓ સહિત ઉભા રહ્યા. ડાબા પગના પાછળ ભાગમાં મદ્રદેશની મોટી સેના સાથે શલ્ય ઉભો રહ્યો. અને હે મહારાજ, જમણા પગના પાછળ ભાગમાં સત્યપ્રતિજ્ઞાવાળો સુષેણ હજાર રથિ અને ત્રણસો હસ્તિઓ સહિત ઉભો રહ્યા. તે સમયે પૂચ્છ-ભાગમાં મોટી સેનાવડે યુક્ત મહાપરાક્રમવાળા અને ભાઈ એવા ચિત્ર અને ચિત્રસેન રાજા ઊભા રહ્યા. હે રાજેંદ્ર, તેવી રીતે જ્યારે રાજાઓમાં ઉત્તમ એવો કર્ણ ગયો ત્યારે અર્જુનને જોઇ ધર્મરાજ યુધિષ્ઠિર આ વચન બોલ્યા કે--હે મહાબાહો શૂર કુંતિપુત્ર, યુદ્ધમાં કર્ણે જેવી રીતે આ ધૃતરાષ્ટ્રની સેના મહારથિ શૂર પુરૂષોએ રક્ષા કરેલી રચી છે, તે જો આ ધૃતરાષ્ટ્રની મોટી ફોજ જેમાં અતિ શૂરપુરૂષો નાશ પામેલા છે અને તુચ્છ પુરૂષો શેષ રહેલા છે એવી મારા મનમાં તો તૃણતુલ્ય છે. એને વિષે એક મોટો ધનુર્ધારિ સૂતપુત્ર કર્ણ અતિ શોભે છે કે રથિઓનામાં ઉત્તમ એવો જે દેવ, દૈત્ય, ગંધર્વ, કિન્નર, મહોરગસહિત એવા સ્થાવર જંગમ ત્રણ લોકોએ જીતી શકાય તેમ નથી. હે મહાબાહો અર્જુન, તે કર્ણને હણ; તારો જય છે અને મારૂં બાર વર્ષનું દુઃખ નાશ થાય તેમ છે,માટે હે મહાબાહો, એવી રીતે જાણી જેમ ઇચ્છતો હો તેમ વ્યૂહ રચ. ભાઇનું એ વચન સાંભળી શ્વેતવાહન એવા પાંડવ અર્જુને અર્ધચંદ્રાકાર વ્યૂહેકરી તે સેનાની સામી રચના કરી. તે વ્યૂહના ડાબા પડખાવિષે ભીમસેન અને અને દક્ષિણ બાજુ વિષે મહાધનુર્ધારી ધૃષ્ટદ્યુમ્ન ઉભો રહ્યા. વ્યૂહના મધ્યમાં રાજા પાંડવ અને અર્જુન ઉભા રહ્યા. ધર્મરાજના પાછળ ભાગ વિષે નકુળ અને સહદેવ ઉભા રહ્યા. ચક્રની રક્ષા કરનાર પાંચાલ્ય એવા યુધામન્યુ અને ઉત્તમૌજા થયા, તે મુકુટવાન્ અર્જુને પાલન કરેલા એવા યુદ્ધમાં અર્જુનને તજતા ન હતા. હે ભારત, શેષ રહેલા શૂરા રાજાઓ સજ્જ થઇ ઉત્સાહ અને યત્ન પ્રમાણે વ્યૂહના યથાયોગ્ય ભાગ પ્રત્યે ઉભા રહ્યા. હે ભારત, એ રીતે એ મોટા વ્યૂહને રચી પાંડવો અને મહાધનુર્ધારિ એવા તમારા યોદ્ધાઓ યુદ્ધમાટેજ મન કરતા હતા. યુદ્ધમાં સૂતપુત્ર કર્ણે રચેલી તમારી સેનાને જોઇ તમારો પુત્ર દુર્યોધન ભાઇઓ સહિત પાંડવોને હણેલા માનતો હતો; અને તેમજ પાંડવોની સેનાને વ્યૂહવાળી જોઇ રાજા યુધિષ્ઠિર કર્ણસહિત તમારા પુત્રોને હણેલા માનતા હતા. તે સમયે ચોતરફ શંખ, ભેરી, પણવ, આનક, દુંદુભિ, ડિંડિમ અને ઝર્ઝર એવાં વાદિત્ર વાગતાં હતાં. હે રાજન્, બેઉ સેનાના મોટા શબ્દો થતા હતા અને જયને ઇચ્છનારા શૂરા પુરૂષોનો સિંહનાદ ઉત્પન્ન થતો હતો. હે જનાધિપ, ઘોડાઓના હેષિત શબ્દ, હસ્તિઓના બૃંહિત શબ્દ, અને ઉગ્ર એવા રથ નેમિના શબ્દો થતા હતા. હે ભારત, તે વખતે વ્યૂહની આગળ સજ્જ થએલા મહાધનુર્ધારિ કર્ણને જોઇ કોઇપણ માણસ દ્રોણાચાર્યના દુઃખને જાણતો ન હતો, અને હે મહારાજ હે રાજન્, હર્ષ પામેલા પુરૂષોવડે સંકુલ એવાં બેઉ સૈન્ય શક્તિવડે એક બીજાને હણવા માટે યુદ્ધ કરવાની ઇચ્છાથી ઉભાં હતાં. હે રાજેંદ્ર, તે ટાણે પરસ્પર જોઇને ઉભેલા યત્નવાળા અતિ ક્રોધ પામેલા એવા કર્ણ અને પાંડવ સેનાના મધ્ય ભાગમાં ફરતા હતા અને નૃત્ય કરતી એવી તે બે સેના એકબીજાને મળી તથા તેઓમાંના પક્ષ અને પ્રપક્ષ સાથે યુદ્ધ કરવાને ઇચ્છતા એવા તેઓ નિકળ્યા. તે પછી હે મહારાજ, એક બીજાને હણતા એવા નર, હસ્તિ ઘોડા અને રથિઓનું યુદ્ધ પ્રવર્ત્યું.

ततः प्रववृते युध्दं नरवारणवाजिनां ।
रथानां च महाराज अन्योन्यमभिनिघ्नताम् ॥
इतिश्री महाभारते कर्णपर्वणि व्यूहनिर्माणे गुर्जरभाषाया-
मेकादशोऽध्यायः ॥ ११ ॥

---

**सञ्जय उवाच**—ते सेनेऽन्योन्यमासाद्य प्रहृष्टाश्वनरद्विपे ।
बृहत्यौ सम्प्रजह्राते देवा[illegible]समे ॥ १ ॥

સંજય કહે છે કે—જેમાં ઘોડા, નર અને હસ્તિ હર્ષ પામેલા છે એવી દેવ અને અસુરની સમાન કાંતિવાળી તે બે મોટી સેના પરસ્પર પ્રહાર કરતી હતી. તે વખતે ઉગ્રપરાક્રમવાળા પાયદળો, નર, રથ, ઘોડા અને હસ્તિઓસહિત દેહને અને પ્રાણને નાશ પમાડનારા એવા અત્યંત પ્રહારને કરતા હતા. પૂર્ણ ચંદ્ર અને સૂર્યની કાંતિવડે અને કમળના ગંધવડે તુલ્ય એવાં શ્રેષ્ઠ પુરૂષોનાં મસ્તકોવડે શ્રેષ્ઠ પુરૂષો પૃથ્વીને આસ્તરણયુક્ત કરતા હતા. તેમજ યોદ્ધાઓ અર્ધચંદ્ર, ભલ્લ, ક્ષુરપ્ર, ખડ્ગ પટ્ટિશ અને ફરશીવડે યુદ્ધ કરનારાઓનાં મસ્તકોને કાપતા હતા. સ્થૂલ અને લાંબા બાહુવાળા પુરૂષોએ સ્થૂલ અને દીર્ઘબાહુવાળા પુરૂષોના પાડેલા બાહુ પૃથ્વીવિષે આયુદ્ધ અને બાજૂબંધ સહિત શોભતા હતા.અને પૃથ્વી જેવીરીતે ગરૂડેહણેલા પાંચમુખવાળા સર્પોવડે શોભે તેવી રીતે જેની આંગળીઓનાં તળીઆં રાતાં છે એવા ફરકતા તે હાથવડે શોભતી હતી. જ્યારે પુણ્ય ક્ષીણ થાય છે ત્યારે સ્વર્ગમાં વસનારાઓ વિમાનો થકી પડે છે તે પ્રમાણે શત્રુઓએ હણેલા શૂરા પુરૂષો હસ્તિ, રથ અને ઘોડાઓ થકી પડતા હતા. રણભૂમિવિષે અતિ શૂર પુરૂષોએ મોટી ગદાઓવડે, ભોગળોવડે અને મુસલવડે હણેલા હજારો બીજા યોદ્ધાઓ પૃથ્વી ઉપર પડતા હતા. પરમ સંકુલ એવાં તે યુદ્ધમાં રથિપુરૂષોએ રથિઓને, મત્તહસ્તિઓએ મત્તહસ્તિઓને તથા ઘોડેસ્વારોએ ઘોડેસ્વારોને હણ્યા. રથિપુરૂષોએ હણેલા મનુષ્યો, હસ્તિ ઉપર બેસનારાઓએ હણેલા રથિઓ, પાયદળોએ હણેલા ઘોડેસ્વારો અને ઘોડેસ્વારોએ હણેલા પાયદળો યુદ્ધમાં લાંબા થઈ સૂતા હતા. હસ્તિ ઉપર બેસનારાઓએ રથિ, ઘોડેસ્વાર અને પાયદળોને, રથિ ઘોડેસ્વાર અને હસ્તિ ઉપરબેસનારાઓને, ઘોડેસ્વારોએ, રથિ પાયદળ અને હસ્તિ ઉપર બેસનારાઓને અને રથિઓએ પાયદળ તથા હસ્તિ ઉપર બેસનારાઓને હણ્યા. તેમજ પાયદળ, ઘોડેસ્વાર હસ્તિ ઉપર બેસનારા અને રથિપુરૂષોએ રથિ ઘોડેસ્વાર હસ્તિ ઉપર બેસનાર અને પાયદળોના હાથ, પગ, શસ્ત્ર અને રથોવડે ઘણો નાશ કર્યો. જ્યારે તેવી રીતે શૂર પુરૂષોએ હણેલું હતું અને હણાતું હતુ ત્યારે ભીમસેન જેમાં અગ્રેસર છે એવા કુંતિપુત્રો અમારા પ્રત્યે આવ્યા અને ધૃષ્ટદ્યુમ્ન, શિખંડી, દ્રુપદ રાજાના પુત્રો, સાત્યકિ દ્રાવિડ સૈનિકોસહિત ચેકિતાન, મોટા વ્યૂહવડે યુકત એવા પાંડવ યોધ્ધા ને કેરલ યોધ્ધા સહિત એવા ચોલ યોધ્ધા સામા આવ્યા. તોપણ મોટી છાતીવાળા, લાંબા ભુજવાળા, ઉંચા, મોટાં નેત્રવાળા, આભૂષણવાળા, રાતા દાંતવાળા, મત્ત હસ્તિસમાન ગતિવાળા, જૂદા જૂદા રંગવાળાં વસ્ત્રે યુકત, સુગંધી ચૂર્ણવડે યુકત, જેઓએ ખડ્ગ બાંધેલાં છે, અને જેઓના હાથમાં પાશ છે એવા હસ્તિઓને વારે એવા સમાન મૃત્યુવાળા યોધ્ધાઓ પરસ્પર તજતા ન હતા. હે રાજન, કવચધારી જેઓનાં હાથમાં ધનુષ્ છે એવા મોટા કેશવાળા, પ્રિય બોલનારા પાયદળ, કેટલાક ઘોડેસ્વારો ઘોર રૂપ અને પરા-

ક્રમવાળા, કેટલાક શૂરાઓ ચેદી, પાંચાલ, કેકય, કારૂપ, કોશલ, કાંચ્ય અને માગધ યોધ્ધાઓ પણ દોડતા હતા. તેઓના શ્રેષ્ઠ એવા રથિઓ, ઘોડેસ્વાર હસ્તિઉપર બેસનારા અને ઉગ્ર પાયદળો, જૂદા જૂદા પ્રકારનાં વાદિત્ર ધરનારા પુરૂષો સાથે નૃત્ય કરતા હતા અને હર્ષ પામતા હતા. તે સૈન્યના મધ્ય ભાગમાં શ્રેષ્ઠ રથિઓવડે વિંટાએલા એવા હસ્તિઉપર બેઠેલો ભીમસેન તમારા યોધ્ધાઓ પ્રત્યે નજીક આવ્યો.તેનો અતિ ઉગ્ર વિધિ પ્રમાણે શણગારેલોં હસ્તિઓમાં શ્રેષ્ઠ એવો તે હાથી જે રીતે ઉદય પામેલા સૂર્યવાળું ઉદયાચલના અગ્રભાગનું સ્થાનક શોભે તે રીતે શોભતો હતો. તેનું ઉત્તમ રત્નવડે શોભિત એવું ઉત્તમ લોઢાનું બખ્તર તારાવડે વ્યાપ્ત શરત્કાલના આકાશની તુલ્ય કાંતિવાળું શોભતું હતું. સુંદર મુકુટવાળો અતિ શોભિત અને તોમરવડે જેનો વ્યગ્ર હાથ છે એવો મધ્યાન્હના સૂર્ય સમાન કાંતિવાળો તે તેજવડે શત્રુઓને બાળતો હતો. અતિ પ્રસન્ન મનવાળા તે હાથિને દૂરથી જોઈ હસ્તિ ઉપર બેઠેલો પ્રસન્ન મનવાળો ક્ષેમધૂર્તિ બોલતો એવો સામો દોડ્યો. ઉગ્રરૂપવાળા તે યોધ્ધાઓનું યુધ્ધ ઉગ્રરૂપવાળ બે હસ્તિ અને વૃક્ષવાળા બે મોટા પર્વત સરખું એનીમેળે થતું હતું. જેના હસ્તિઓ આસક્ત થએલા છે એવા તે બે શૂરા બળપ્રમાણે સૂર્યના કિરણ સરખી કાંતિવાળા તોમરવડે એકબીજાને ભેદી પરસ્પર શબ્દ કરતા હતા. હસ્તિઓવડે દૂર જઈ બે ધનુષ્ લેઇ મંડળાકારે ફરતા હતા અને પરસ્પર પ્રહાર કરતા હતા. ક્ષ્વેડિત શબ્દ, આસ્ફેટિત શબ્દ અને બાણશબ્દોવડે સર્વ તરફથી માણસોને હર્ષ પમાડતા એવા તે બે સિંહનાદ કરતા હતા. મહા બળવાન્ કુશલ, એવા તે બે વાયુ કે જેના પતાકા ઉડેલા છે અને જેણે સુંઢ ઉંચી કરેલી છે એવા તે બે યુદ્ધ કરતા હતા. તેબેઉ એક બીજાનાં ધનુષ્યને કાપી પરસ્પર જળવડે વર્ષતા એવા મેઘની પેઠે શક્તિ અને તોમર વૃષ્ટિ કરતા હતા. તે વખતે ક્ષેમધૂર્તિએ તોમરવડે ભીમસેનને છાતિ વિષે વિંધી અતિ વેગવડે બીજા છ તોમરે કરી બૂમ પાડી ભેદ્યો. અંગને આશ્રિત એવા તોમરોવડે ક્રોધે કરી જેનું દીપ્ત શરીર છે એવો તે ભીમસેન જે પ્રમાણે કાંતિમાન્ એવા સૂર્ય મેઘવડે શોભે તે પ્રમાણે શોભતો હતો. તે પછી યત્નવાન્ ભીમસેને સૂર્યના વર્ણસમાન કાંતિવાળા સ્પષ્ટ ગતિવાળા લોહમય એવા તોમરને શત્રુપ્રત્યે ફેંક્યો. તે સમયે કુલૂતાધિપતિએ ધનુષ્યને નમાવી દશ બાણોવડે તોમરને ભેદી સાઠ બાણોવડે પાંડવ ભીમસેનને વીંધ્યો. એ પછી પાંડવ ભીમસેને મેઘની સમાન શબ્દવાળા ધનુષ્યને લેઈ શબ્દ કરી બાણોવડે શત્રુના હસ્તિને હણ્યો.યુદ્ધમાં ભીમસેને બાણસમૂહોવડે પીડેલો એવો હસ્તિ ગ્રહણ કરાતો એવો પણ વાયુવડે ચાલતાં એવાં વાદળની પેઠે ઉભો રહેતો ન હતો. તે હસ્તિ પ્રત્યે ભયંકર એવો ભીમસેનનો મોટો હસ્તિ મહાવાયુએ પ્રેરિત એવા મેઘ પ્રત્યે મેઘ દોડે તેમ દોડ્યો. તે સમયે પ્રતાપવાન એવા ક્ષેમધૂર્તિએ પોતાના હસ્તિને નિવારિ સામે દોડેલા એવા ભીમસેનના હાથીને બાણોવડે વિંધ્યો અને ઠીક રીતે ફેંકેલા નમેલ પર્વવાળા ક્ષુરે કરી શત્રુના ધનુષ્યને ભેદી શત્રુના હસ્તિને પીડિત કર્યો. પછી રણભૂમિવિષે ક્રોધ પામેલા એવા ક્ષેમધૂર્તિએ ભીમસેનને વિંધ્યો અને નારાચોવડે એના હસ્તિને સર્વ મર્મસ્થાનોવિષે હણ્યો. હે ભારત, તે ભીમસેનનો મોટો હાથી પડ્યો અને હાથિના પડવા પહેલાં ભીમસેન ઠેકડો મારી પૃથ્વીપ્રત્યે ઊભો રહ્યો અને ભીમસેને પણ ગદાવડે હસ્તિને હણ્યો. નાશ પામેલા તે હાથિથકી ઉતરી ગયેલા અને આયુધ ઉગામી આવતા એવા ક્ષેમધૂર્તિને ભીમસેને ગદાવડે હણ્યો. અને વજ્રવડે હણેલા સિંહની પેઠે હણેલો એવો તે પ્રાણરહિતને ખડ્ગસહિત તે હસ્તિની પાસે પડ્યો. હે ભરત કુળમાં શ્રેષ્ઠ, વજ્રવડે ભેદેલા પર્વતની પેઠે કુલૂત યોદ્ધાઓના યશને કરનારા

તે રાજાને હણેલા જોઈ વ્યથા પામેલી એવી તમારી સેના ભાગી.

**वज्रप्रभग्नमचलं सिंहो वज्रहतो यथा ॥**

**तं हतं नृपतिं दृष्ट्वा कुरुणानां यशस्करं ।**

**प्राद्रवद्व्यथिता सेना त्वदीया भरतर्षभ ॥**

**इतिश्री महाभारते कर्णपर्वणि क्षेमधूर्तिवधे गुर्जरभाषायां**

**द्वादशोऽध्यायः ॥ १२ ॥**

---

**सञ्जय उवाच**—ततः कर्णो महेष्वासः पाण्डवानामनीकिनीम् ।

जघान समरे शूरः शरैः सन्नतपर्वभिः ॥ १ ॥

સંજય કહે છે—હે રાજન્, તે સમયે યુદ્ધમાં મહાધનુર્ધારી શૂર એવો કર્ણ નમેલા પર્વવાળા બાણોવડે પાંડવોની સેનાને વિંધતો હતો. તેમજ ક્રોધ પામેલા તે મહારથિ પાંડવો તમારા પુત્રની સેનાને કર્ણની આગળ વિંધતા હતા. હે રાજન્, કર્ણ પણ સંગ્રામવિષે શિલ્પવેત્તાએ શોધેલા સૂર્યકિરણ સમાન કાંતિવાળા નારાચવડે પાંડવોની સેનાને હણતો હતો. હે ભારત, તે વખતે કર્ણે નારાચોવડે પ્રહાર કરેલા હસ્તિઓ નાદ કરતા હતા. દુઃખ પામતા હતા, ગ્લાનિ પામતા હતા, અને દશદિશાઓ પ્રત્યે ભમતા હતા. હે મારિષ, સૂતપુત્ર કર્ણે તે સૈન્યને હણવા માંડ્યું ત્યારે જલદી મહારણવિષે નકુલ સૂતપુત્ર કર્ણ પ્રત્યે દોડ્યો. દુષ્કર કર્મને કરતા એવા દ્રોણપુત્ર અશ્વત્થામાને ભીમસેન વારવા લાગ્યો. અને કેકેય એવા વિંદ ને અનુવિંદને સાત્યકિ વારવા લાગ્યો, આવતા એવા શ્રુતકર્માને રાજા ચિત્રસેન અને વિચિત્ર જેનો ધ્વજ તથા ધનુષ્ છે એવા ચિત્રને પ્રતિવિંધ્ય તેમ ધર્મપુત્ર યુધિષ્ઠિર રાજાને દુર્યોધન વારવા લાગ્યો. તેમ સંશપ્તક યોદ્ધાઓ પ્રત્યે ક્રોધ પામેલો અર્જુન દોડ્યો. ઉત્તમ શૂર પુરૂષોનો જેમાં નાશ છે એવા તે યુદ્ધમાં ધૃષ્ટદ્યુમ્ન કૃપાચાર્ય જોડે સમાગમ પામ્યો અને અચ્યુત એવા કૃતવર્માને શિખંડી પ્રાપ્ત થયો. હે મહારાજ, તેવી રીતે શ્રુતકીર્તિ શલ્યને અને પ્રતાપવાન્ માદ્રિપુત્ર સહદેવ તમારા પુત્ર દુઃશાસનને પામ્યો. હે ભારત, યુદ્ધમાં કેકેય શોભિત એવી બાણવૃષ્ટિવડે, સાત્યકિને ઢાંકતો હતો અને સાત્યકિ કેકેયને ઢાંકતો હતો. જેવી રીતે મોટા વનમાં હાથિ બે દાંતવડે સામા હાથિને મારે તેવી રીતે તે બે શૂરા ભાઈ સાત્યકિને હૃદયવિષે અતિ પ્રહાર કરતા હતા. હે રાજન્, રણભૂમિવિષે બાણોવડે જેનાં કવચ ભેદ પામેલાં છે એવા તે બે ભાઇ સત્યકર્મવાળા સાત્યકિને બાણોવડે વિંધતા હતા. હે ભારત મહારાજ, હસતો અને બાણવૃષ્ટિવડે સર્વ તરફથી દિશાઓને ઢાંકતો એવો સાત્યકિ તે બેઉને વારતો હતો. શિનિપૌત્ર સાત્યકિએ બાણવૃષ્ટિઓવડે વારણ કરાતા એવા તે જલદી તે વખતે શિનિપૌત્ર સાત્યકિના રથને બાણોવડે ઢાંકવા લાગ્યા. એ પછી તે બેઉનાં વિચિત્ર એવાં ધનુષ્યને કાપી મહા યશસ્વિશૌરિ એવો સાત્યકિ તીક્ષ્ણ બાણોવડે યુદ્ધમાં તે બેઉને વારવા લાગ્યો. એ પછી બીજા વિચિત્ર બે ધનુષ્યને અને મોટા બાણોને લેઇ તે બે ભાઇ સાત્યકિને ઢાંકતા એવા શીઘ્ર અને સુંદર રીતે ફરતા હતા- તે બેઉએ નાંખેલા કંકપિચ્છવાળા અને સુવર્ણશોભિત એવા બાણો સર્વ દિશાઓને પ્રકાશિત કરી પડતા હતા. હે રાજન, તે બેના મહા યુદ્ધમાં બાણોવડે અંધ-

કાર થયો હતો, અને તે મહારથીઓ એકબીજાનાં ધનુષને કાપી નાંખતા હતા. હે મહારાજ, તે ટાણે ક્રોધ પામેલા યુદ્ધમાં દુર્મદ એવા સાત્વત સાત્યકિએ યુદ્ધમાં બીજા ધનુષ્યને લેઈ પ્રત્યંચાયુકત કરી અતિ તીક્ષ્ણ એવા ક્ષુરપ્રનામના શસ્ત્રેકરી અનુવિંદના મસ્તકને હરી લીધું. અને હે રાજન્, કુંડળોવડે શોભિત મોટું એવું તેનું મસ્તક પડ્યું. તે સમયે જે રીતે પૂર્વે મહારણમાં હણેલા શંબરાસુરનું મસ્તક પડ્યું હતું તે રીતે સર્વ કૈકેય યોદ્ધાઓને શોક કરાવતું એવું જલદી પૃથ્વીને પામ્યું. તે ટાણે તે શૂરને હણેલો જોઈ મહારથિ એવો તેનો ભાઇ બીજા ધનુષ્યને પ્રત્યંચાયુકત કરી શિનિપૌત્ર સાત્યકિને વારવા લાગ્યો ને બલવાન્ એવા તેણે શિલાવડે તીક્ષ્ણ કરેલા સુવર્ણ પુંખવાળા સાઠ બાણોવડે સાત્યકિને વિંધી નાદ કર્યો; અને 'ઉભો રહે, ઉભો રહે ' એ રીતે કહ્યું. તે સમયે કૈકય યોદ્ધાઓનો મહારથી વિંદ તેણે હજારો બાણોવડે જેનાં ઘાયલ અંગ થયાં છે એવો સત્યપરાક્રમવાળો તે સાત્યકિ યુદ્ધમાં પુષ્પસહિત જેમ ખાખરાનું ઝાડ શોભે તેમ શોભતો હતો. મહાત્મા કૈકેયે યુદ્ધમાં વિંધેલો સાત્યકિ હસતો હોય તેમ પચીશ બાણોવડે કૈકેયને વિંધવા લાગ્યો. અને સંગ્રામવિષે રથિઓમાં ઉત્તમ એવા તે બેઉ એક બીજાનાં સુંદર ધનુષ્યને કાપી જલદી સારથિ અને ઘોડાઓને હણી રથરહિત થયેલા એવા રણભૂમિવિષે ખડ્ગના યુદ્ધ માટે મળ્યા. શતચંદ્રવડે યુકત એવાં ચર્મને લેઈ ઉત્તમ ખડ્ગને ધરનાર અને સુંદર ભુજાવાળા એવા તે બે જેવી રીતે દેવ અને અસુરોના યુદ્ધમાં મહાબળવાન્ એવા જંભદૈત્ય અને ઇંદ્ર શોભતા હતા તેવી રીતે શોભી નીકળ્યા. પછી મહારણમાં મંડળાકાર ફરતા એવા તે બેઊ જલદી એકબીજા યુદ્ધમાં સમીપ મળ્યા, અને એકબીજાના વધ વિષે પરમ યત્ન કરવા લાગ્યા. તે ટાણે કૈકેયના ચર્મને સાત્વત એવા સાત્યકિએ બે પ્રકારે કરી કાપી નાંખ્યું. તેમજ કૈકેયરાજાએ સાત્યકિના ચર્મને કાપ્યું અને તારાના સમૂહ સરખાં ચિન્હોવડે યુકત એવા ચર્મને કાપી પાછું જવું અને સામું જવું એવાં મંડળ ફરવા લાગ્યો. મહાયુદ્ધમાં ઉત્તમ ખડ્ગને લઈ ફરતા એવા તે કૈકેયને વક્ર હાથે કરી ત્વરાયુકત એવા શિનિપૌત્ર સાત્યકિએ ભેદ્યો. તે વખત હે રાજન્, બે પ્રકારે ભેદ પામેલો મહાધનુર્ધારિ કૈકેયરાજા કવચસહિત જે પ્રમાણે વજ્રવડે હણેલો પર્વત પડે તે પ્રમાણે મોટી રણભૂમિવિષે પડ્યો. એ રીતે તેને હણી સંગ્રામવિષે શૂર રથિઓમાં શ્રેષ્ઠ અને પરંતપ એવો શિનિપૌત્ર સાત્યકિ જલદી યુધામન્યુના રથ પ્રત્યે ચડ્યો; અને વિધિ પ્રમાણે કલ્પેલા બીજા રથ પ્રત્યે બેશીને ફરીને સાત્યકિ કૈકેય યોદ્ધાઓનાં મોટાં સૈન્યને બાણોવડે વિંધવા લાગ્યો. તે ટાણે સાત્યકિથી સંગ્રામવિષે વધ થતી એવી કૈકેય યોદ્ધાઓની તે મોટી સેના રણભૂમિવિષે તે શત્રુને તજી દશ દિશાઓ પ્રત્યે દોડવા લાગી.

केकयानां महत्सैन्यं व्यधमत्सात्यकिः शरैः ॥
सा वध्यमाना समरे केकयानां महाचमूः ।
तमुत्सृज्य रणे शत्रुं प्रदुद्राव दिशो दश ॥

इतिश्री महाभारते द्रोणपर्वणि विन्दाऽनुविन्दवधे गुर्जरभाषायां
त्रयोदशोऽध्यायः ॥ १३ ॥

---

**संजय उवाच**—श्रुतकर्मा ततो राजंश्चित्रसेनं महीपतिम् ।
आजघ्ने समरे क्रुद्धः पंचाशद्भिः शिलीमुखैः ॥ १ ॥

સંજય કહે છે—હે રાજન્, તે સમયે સંગ્રામ વિષે ક્રોધ પામેલો શ્રુતકર્મા ચિત્રસેન રાજાને પચાસ બાણોવડે વિંધતો હતો. હે રાજન્, તે શ્રુતકર્માને અભિસાર રાજાએ નમેલ પર્વવાળા નવ બાણોએ વિંધી પાંચ બાણોવડે સારથીને વિંધ્યો. તે ટાણે ક્રોધ પામેલા શ્રુતકર્માએ સેનાના અગ્રભાગવિશે અતિતીક્ષ્ણ નારાચેકરી ચિત્રસેનને મર્મના ભાગ વિશે પ્રહાર કર્યો. હે મહારાજ, તેણે નારાચવડે અતિ વિંધેલો શૂર એવો તે મૂર્ચ્છાને અને મોહને પામ્યો. એ વખતે એ શ્રુતકર્માને રાજાને મહાયશસ્વિ એવા શ્રુતકીર્તિએ નવ બાણોવડે ઢાંકી દીધો. તે પછી સંજ્ઞા પામી મહારથી એવા ચિત્રસેને ભાલાવડે શ્રુતકર્માનું ધનુષ્ કાપ્યું અને સાત બાણોવડે તેને વિંધ્યો. તેણે બીજું વેગને મટાડનાર અને સુવર્ણશોભિત એવું ધનુષ્ લેઈ ચિત્રસેનને બાણરૂપી તરંગોવડે વિચિત્ર રૂપને ધરનારો કર્યો. તે સમયે બાણોવડે ચિત અને વિચિત્ર પુષ્પ ધારણ કરનાર યુવાન તથા અતિ શોભિત એવો તે જે રીતે ગાયોના સમૂહના મધ્યમાં સાંઢ શોભે તે રીતે શોભતો હતો. એ પછી શૂર એવા તે રાજાએ શ્રુતકર્માને છાતીવિશે નારાચ બાણે કરી ભેદ્યો. અને 'ઉભો રહે, ઉભો રહે' એ રીતે કહ્યું. તે સમયે નારાચ બાણેકરી યુદ્ધમાં ઘાયલ થયેલો એવો શ્રુતકર્મા પણ ગેરૂવડે ભીના એવા પર્વતની પેઠે રૂધિર સ્રવવા લાગ્યો; તે વખતે રૂધિરવડે જેનું અંગ ભીંજાએલું છે એવો અને રૂધિરવડે શોભિત એવો શૂર તે રાજા યુદ્ધમાં જે પ્રમાણે પુષ્પ સહિત પલાશવૃક્ષ શોભે તે પ્રમાણે શોભતો હતો. હે રાજન્, ત્યારપછી શત્રુએ પીડિત એવા ક્રોધ પામેલા શ્રુતકર્માએ શત્રુને વારનાર એવા શત્રુના ધનુષ્યને બે પ્રકારે કાપી નાંખ્યું. હે રાજન્, એ પછી જેનું ધનુષ્ કાપેલું છે એવા એ રાજાને ત્રણસો નારાચવડે ઢાંકી દીધો અને શોભીન બાણોવડે સંગ્રામવિશે વિંધ્યો, ત્યાર પછી તીક્ષ્ણ અને તીક્ષ્ણ કરેલા બીજા ભલ્લ બાણે કરી તે મહાત્માના મસ્તકને મુકુટ સહિત હરી લીધું; તે ટાણે કાંતિવાળું એવું ચિત્રસેનનું તે મસ્તક જેવી રીતે ઇશ્વરેચ્છાવડે સ્વર્ગથકી પૃથ્વીતલ પ્રત્યે ચંદ્રમા પડે તેવી રીતે ભૂમિવિશે પડ્યું. હે મારિષ, તે રાજા ચિત્રસેનને હણેલો જોઈ તેના સૈનિકો વેગે કરી નાસવા લાગ્યા. તે વખતે ક્રોધ પામેલો એવો મહા ધનુર્ધ શ્રુતકર્મા જે પ્રમાણે અંતકાલે ક્રોધ પામેલા પ્રેતરાજ યમ સર્વ પ્રાણીઓ પ્રત્યે દોડે તે પ્રમાણે બાણો સહિત તે સૈન્ય પ્રત્યે દોડ્યો. યુદ્ધમાં ધનુર્ધારિ એવા તમારા પૈત્રે વધ કરાતા એવા તે યોદ્ધાઓ જે પ્રમાણે દવાગ્નિવડે બળતા એવા હસ્તિઓ ભાગે તે પ્રમાણે ઉતાવળથી દશ દિશાઓ પ્રત્યે દોડવા લાગ્યા. તેઓને નાસી જતા અને શત્રુના જય વિષે ઉત્સાહ રહિત જોઇ તીક્ષ્ણ બાણોવડે નસાડતો એવો શ્રુતકર્મા અત્યંત શોભતો હતો. તે સમયે પ્રતિવિંધ્યે પાંચ બાણોએ ચિત્રરાજાને વિંધી ત્રણ બાણોવડે સારથીને ભેદી એક બાણેકરી તેના ધ્વજને પણ કાપ્યો; તે પ્રતિવિંધ્યને ચિત્રરાજાએ સુવર્ણ પુંખવાળા કંકપક્ષિનાં પિચ્છવડે શોભિત અગ્રભાગવાળા તથા વેગવાળા એવા નવ ભલ્લબાણોવડે બાહુ અને છાતિવિષે પ્રહાર કર્યો. એ પછી હે ભારત, તે પ્રતિવિંધ્યે બાણોવડે તેના ધનુષ્યને કાપી તીક્ષ્ણ એવા પાંચ બાણોવડે એને વિંધ્યો. તે સ-

મયે હે મહારાજ, તેણે દુઃખેકરી સહન થાય એવી સુવર્ણમય ઘંટાવાળી અને અગ્નિની જ્વાળા હોય તેમ ભયંકર એવી શકિતને તમારા પુત્ર પ્રત્યે ફેંકી. તે ટાણે મોટા ઊંબાડીઆની ઉપમા અપાય એવી તે શકિતને સમીપ આવેલી જોઇ હસતો હોય તેમ રહેલા પ્રતિવિંધ્યે બે પ્રકારે કરી કાપી નાંખી. પ્રતિવિંધ્યના તીક્ષ્ણ બાણોએ બે પ્રકારે કાપેલી તે શક્તિ જે રીતે યુગના નાશ વખતે સર્વ પ્રાણીને ત્રાસ પમાડતું એવું વજ્ર પડે તે રીતે પડી. તે શક્તિને હણેલી જોઇ ચિત્રે બહુ સુવર્ણવડે શોભિત મોટી ગદા લેઈ પ્રતિવિંધ્ય પ્રત્યે ફેંકી. તે ગદાએ મહારણભૂમિવિષે તેના ઘોડાને અને સારથીને હણ્યો તથા વેગેકરી રથને ભેદી તે પૃથ્વીને પ્રાપ્ત થઇ. એજ વખતે હે ભારત, રથમાંથી ઉતરી સુવર્ણ દંડવાળી શોભિત શક્તિને પ્રતિવિંધ્યે ચિત્ર પ્રત્યે ફેંકી. હે રાજન્, સમીપ આવતી એવી તે શકિતને મોટા મનવાળા એવા ચિત્રરાજાએ પકડી અને પછીથી તેનેજ પ્રતિવિંધ્યની નજીક ફેંકી. મહાકાંતિવાળી તે રણભૂમિવિષે શૂર એવા પ્રતિવિંધ્યને પામી તેના જમણા હાથને ભેદી પૃથ્વીતલવિષે પડી અને પડેલી એવી તે વજ્રની પેઠે તે દેશને શોભાવતી હતી. હે રાજન્, તે પછી ક્રોધ પામેલા પ્રતિવિંધ્યે ચિત્રના વધની ઇચ્છાવડે સુવર્ણ શોભિત એવા તોમરને ફેંકયો. તે તોમર તેના કવચને અને હૃદયને ભેદી જલદી જે પ્રમાણે મોટો સર્પ રાફડા પ્રત્યે પેસે તે પ્રમાણે પૃથ્વી પ્રત્યે પેઠો. અને તે સમયે તોમરવડે નાશ પામેલો એવો તે રાજા ભોગળ સરખા જાડા અને મોટા એવા બાહુને લાંબા કરી પડયો, ચિત્રને હણેલો જોઈ રણભૂમિવિષે શોભનાર એવા તમારા યોદ્ધાઓ ચોતરફથી વેગવડે પ્રતિવિંધ્ય પ્રત્યે દોડયા અને જૂદા જૂદા પ્રકારવાળા બાણોને અને ઘુઘરીઓવાળી શતઘ્નીઓને ફેંકતા એવા તેઓ તે પ્રતિવિંધ્યને જે પ્રમાણે સૂર્યને મેઘના સમૂહો ઢાંકે તે પ્રમાણે ઢાંકી દેતા હતા. તેઓને યુદ્ધમાં બાણોના સમૂહવડે વિંધી મહાબાહુ એવો પ્રતિવિંધ્ય જે રીતે વજ્ર હાથમાં લેઈ અસુરોની સેનાને ઇંદ્ર ભગાડે તે રીતે તમારી સેનાને નસાડતો હતો. હે નૃપ, સંગ્રામવિષે પાંડવોએ વધ કરાતા તે તમારા યોદ્ધાઓ વાયુવડે વિખરાઇ ગએલાં વાદળાંઓની પેઠે જલદી વિખરાઇ જવા લાગ્યા. જ્યારે ચોતરફથી વધ કરાતું એવું તે સૈન્ય નાસતું હતું ત્યારે એક દ્રોણપુત્ર અશ્વત્થામા જલદી મહાબળવાન્ ભીમસેન પ્રત્યે ગયા. ત્યાર પછી જલદી તે બેઉનો સમાગમ જે રીતે દેવ અને અસુરોના યુદ્ધમાં વૃત્રાસુર અને ઇંદ્રનો સમાગમ થયો હતો તે રીતે ભયંકર થયો.

ततः समागमो घोरो बभूव सहसा तयोः ।
यथा दैवासुरे युध्धे वृत्र वासवयोरिव ॥
इति श्रीमहाभारते कर्णपर्वणि चित्रवधे गुर्जरभाषायां
चतुर्दशोऽध्यायः ॥ १४ ॥

---

**संजय उवाच—**भीमसेनं ततो द्रौणी राजन्विव्याध पत्रिभिः ।
परया त्वरया युक्तो दर्शय न्नस्त्रलाघवम् ॥ १ ॥

સંજય કહે છે—હે રાજન્, તે સમયે ઘણી ત્વરાવડેયુક્ત એવા દ્રોણપુત્ર અશ્વત્થામા અસ્રોની શીઘ્રતાને દર્શાવતા એવા ભીમસેનને બાણોવડે વિંધતા હતા. એ પછી ફરીને મર્મજ્ઞ

એવા અશ્વત્થામાએ હલકા હાથવાળા પુરૂષની પેઠે તીક્ષ્ણ એવા નેવું બાણોવડે અને સર્વ મર્મસ્થાનોવિષે વિંધ્યો, તે વખતે હે રાજન, સંગ્રામવિષે દ્રોણપુત્ર અશ્વત્થામાએ તીક્ષ્ણ બાણોવડે વ્યાપ્ત કરેલો એવો ભીમસેન કિરણવાન્ સૂર્યના સરખો શોભતો હતો. ત્યારપછી પાંડુપુત્ર ભીમસેને સારી રીતે ફેંકેલા એવા હજાર બાણવડે દ્રોણપુત્ર અશ્વત્થામાને ઢાંકી દેઇ સિંહનાદ કર્યો. હે રાજન્, તે વખતે યુદ્ધમાં હસતા હોય તેમ દ્રોણપુત્ર અશ્વત્થામાએ બાણોવડે ભીમસેનના બાણોને નિવારી તેને લલાટ વિષે પ્રહાર કર્યો, તે સમયે હે નૃપ, જે રીતે વનવિષે મત્ત એવો ગેંડો લલાટવિષે રહેલા શિંગડાને ધારણ કરે છે તે રીતે પાંડુપુત્ર ભીમસેને લલાટવિષે રહેલા બાણને ધારણ કર્યો. પછી રણભૂમિવિષે યત્ન કરતા એવા દ્રોણપુત્ર અશ્વત્થામાને હસતો હોય તેમ રહેલા અને પરાક્રમિ એવા ભીમસેને ત્રણ બાણવડે લલાટવિષે વિંધ્યા. તે વખતે લલાટવિષે રહેલાં બાણોવડે બ્રાહ્મણ એવા તે જે પ્રમાણે વર્ષાકાળમાં ભિજાએલો એવો પર્વતોમાં ઉત્તમ ત્રિશંગપર્વત શોભે તે પ્રમાણે શોભતા હતા. તે પછી દ્રોણપુત્ર અશ્વત્થામા હજારો બાણોવડે પાંડુપુત્ર ભીમસેનને પીડતા હતા પણ જે રીતે વાયુ પર્વતને ન કંપાવી શકે તે રીતે કંપાવી શકતા ન હતા. તેવીજ રીતે યુદ્ધમાં હર્ષ પામેલો પાંડુપુત્ર ભીમસેન દ્રોણપુત્ર અશ્વત્થામાને જે રીતે પાણીનો પ્રવાહ પર્વતને ન કંપાવી શકે તે રીતે હજારો બાણોવડે કંપાવી શકતો ન હતો. એક બીજાને ઘોર બાણોવડે ઢાંકતા ઉત્તમ રથમાં બેઠેલા શૂર અને બળવડે મત્ત તથા ઉત્તમ બાણોવડે પરસ્પર સંતાપ કરતા એવા તે બે મહારથિઓ જેવી રીતે લોકના ક્ષયને કરનાર અને પોતાના કિરણોવડે પરસ્પર તપાવતા એવા દીપ્ત બે સૂર્ય શોભે તેવી રીતે શોભતા હતા; અને તે સમયે મહારણભૂમિવિષે એક બીજાના નિવારણમાં અને અસ્ત્રોને ભાગવા વિષે નિર્ભય પુરૂષની પેઠે બાણોના સમૂહોવડે યત્ન કરતા હતા અને નરોમાં ઉત્તમ બાણરૂપિ દાઢવાળા દુઃખેકરી સહન થાય એવા ધનુષરૂપિ મુખવાળા અને ભયંકર એવા તે બેઉ વ્યાઘ્રની પેઠે સંગ્રામવિષે ફરતા હતા. બાણોના સમૂહોવડે ચોતરફથી તે બેઉ મેઘસમૂહોવડે ઢંકાએલા સૂર્ય અને ચંદ્રમાની પેઠે અદૃશ્ય થઇ ગયા અને પાછા મુહૂર્તવારમાં શત્રુને દમનાર એવા તે મેઘસમૂહોવડે મુક્ત થયેલા મંગળ અને બુધ ગ્રહની પેઠે શોભી નિકળ્યા. એવી રીતે અતિ દારૂણ એવો તે સંગ્રામ થતો હતો ત્યારે અશ્વત્થામાએ ભીમસેનને જમણી બાજુ તરફ કર્યો; હે રાજન્, શત્રુના તે જયના લક્ષણને પર્વત પ્રત્યે ધારાઓવડે વર્ષતા એવા મેઘની પેઠે ઉગ્ર એવા હજારો બાણોવડે વૃષ્ટિ કરનાર એવો ભીમસેન સહિ શક્યો નહિ; અને પાંડવ એવા તેણે પણ અશ્વત્થામાને સામા જમણી તરફ કર્યો. પુરૂષોમાં સિંહરૂપ એવા તે બેઉનું યુદ્ધ મંડળોના વિભાગોવિષે અને ગત તથા પ્રત્યાગતવિષે સંકુલ થતું હતું. જૂદા જૂદા પ્રકારવાળા માર્ગો પ્રત્યે અને મંડલસ્થાન પ્રત્યે ફરીને તેઓ પૂર્ણ વિસ્તારી ફેંકેલા બાણોવડે પરસ્પર પ્રહાર કરતા હતા; અને એક બીજાના વધ વિષે પરમ યત્ન કરતા હતા. તથા યુદ્ધમાં એકબીજાને રથરહિત કરવાને ઇચ્છતા હતા. તે ટાણે મહારથિ દ્રોણપુત્ર અશ્વત્થામાએ મોટાં અસ્ત્રો પ્રગટ કર્યાં, તે અસ્ત્રોને તે અસ્ત્રોવડેજ પાંડુપુત્ર ભીમસેને કાપી નાંખ્યાં. તે પછી હે મહારાજ, જેવી રીતે ઘોર એવું પ્રજાના સંહાર સમયે ગ્રહોનું યુદ્ધ થાય તેવી રીતે અસ્ત્ર યુદ્ધ થયું. હે ભારત, તેઓએ ફેંકેલા તમારા સૈન્યની ચોતરફ સર્વ દિશાઓને પ્રકાશિત કરતા એવા તે બાણો સામસામા મળ્યા. અને બાણસમૂહોવડે વિંટાએલું એવું અંતરિક્ષ ભયંકર થયું. હે ભારત નૃપ, જે રીતે પ્રજા-

એોના નાશ વખતે ઉલ્કાપાતવડે યુક્ત એવું યુદ્ધ હોય તેમ તે થયું. અને બાણોના પસારાથી ત્યાં અગ્નિ ઉત્પન્ન થયો કે જે તણખાસહિત અને દીપ્ત જ્વાળાયુક્ત એવો બેઉ સેનાને બાળતો હતો. તે સમયે હે સમર્થ મહારાજ, આવેલા એવા સિદ્ધ આવું વચન કહેતા હતા કે, સર્વ યુદ્ધોના મધ્યમાં આ મોટું યુદ્ધ છે અને આ યુદ્ધની સોળમી કળાને પણ સર્વ યુદ્ધો યોગ્ય નથી; તથા ફરીને કયારે પણ આવું યુદ્ધ થશે નહિ. અહો! બેઉ બ્રાહ્મણ અને ક્ષત્રિય જ્ઞાને કરી સંપન્ન છે તથા શૌર્યવડે પણ બેઉ સંપન્ન અને ઉગ્ર પરાક્રમવાળા છે. અહો! ભીમસેન તો ભયંકર બળવાળો છે અને એમની અસ્ત્રોમાં કુશળતા જણાય છે, અહો! એ બેઉનું અતિ પરાક્રમ અને સુંદરતા આશ્ચર્યકારક છે તથા યુદ્ધમાં કાળ અંતકને યમની ઉપમા અપાય એવા આ બે ઉભા છે; ને જેવી રીતે બે રૂદ્ર, બે સૂર્ય અથવા બે યમ ઉત્પન્ન થયા હોય તેવી રીતે ઘોર રૂપવાળા પુરૂષોમાં શ્રેષ્ઠ એવા બેઉ રણભૂમિવિષે રહ્યા છે. એવી રીતે સિધ્ધોની વારંવાર વાણી સંભળાતી હતી અને મળેલા દેવતાઓનો સિંહનાદ થતો હતો તથા રણભૂમિવિષે તે બેઉનાં અચિંત્ય અને અદ્ભૂત એવાં કર્મને જોઈ સિધ્ધ અને ચારણોના સમૂહોને વિસ્મય થતો હતો. તેમ તે સમયે દેવતાઓ સિધ્ધ અને મહર્ષિઓ હે મહાબાહો દ્રોણપુત્ર સારૂં, હે મહાબાહો ભીમસેન સારૂં, એ રીતે કહેતા હતા; અને હે રાજન્, પરસ્પર જેઓએ અપરાધ કરેલો છે એવા યુદ્ધમાં શૂરા તે બેઉ ક્રોધથી નેત્રને ચડાવી એકબીજાને જોતા હતા અને ક્રોધવડે રાતાં નેત્રવાળા ક્રોધથકી જેના હોઠ ફરકતા છે, ક્રોધથકી જેણે દાંત પીશેલા છે અને તેમજ હોઠ પીશેલા છે એવા બાણરૂપિ જલધારાવાળા અને શસ્ત્રરૂપિ વિજળીવડે પ્રકાશિત એવા મહારથિ તે બે એક બીજાને બાણવૃષ્ટિવડે ઢાંકતા હતા અને મહારણવિષે એકબીજાના ધ્વજ અને સારથિને વિંધી એકબીજાના ઘોડાઓને ભેદી પરસ્પર ભેદતા હતા. હે મહારાજ, મોટાં યુદ્ધમાં ક્રોધ પામેલા બેઉ બાણોને લેઇ જલદી એકબીજાના વધની ઇચ્છાવડે ફેંકતા હતા. હે મહારાજ, સેનાના અગ્રભાગમાં શોભિત દુઃખેકરી સહન થાય એવા અને વજ્ર સમાન વેગવાળા તે બે બાણ તેઓને પામી વાગ્યા; અને એક બીજાના વેગથી બાણોવડે અતિ ઘાયલ થએલા મહા-બળવાન્ તે બેઉ તે સમયે તેઓના રથના સારથિના સ્થાનવિષે પડ્યા; અને હે રાજન્, ત્યાર પછી દ્રોણપુત્ર અશ્વત્થામાને ચેતનારહિત જાણી તેનો સારથિ સર્વ સૈન્યના જોતાં રણભૂમિથી દૂર લેઈ ગયો; અને હે રાજન, તેવીરીતેજ વારંવાર વિહ્વલ થતા એવા શત્રુને તપાવનાર પાંડુપુત્ર ભીમસેનને સેનાવિષે તેનો સારથિ રથવડે દૂર લેઈ ગયો.

तथैव पाण्डवं राजन् विह्वलंतं मुहुर्मुहुः ।
अपोवाह रथेनाजौसारथिः शत्रुतापनम् ॥

इति श्रीमहाभारते कर्णपर्वणि अश्वत्थामभीमसेनयोर्युद्धे गुर्जरभाषायां पंचदशोऽध्यायः ॥ १५ ॥

---

**धृतराष्ट्र उवाच**—यथा संशप्तकैः सार्धमर्जुनस्याभवद्रणः ।
अन्येषां च महीपानां पाण्डवैस्तद्ब्रवीहि मे ॥ १ ॥

ધૃતરાષ્ટ્ર પૂછે છે કે—હે સંજય, જેવી રીતે તે સંશપ્તક યોદ્ધાઓ સાથે અર્જુનનું યુદ્ધ થયું અને બીજા રાજાઓનું પાંડવો સાથે યુદ્ધ થયું તે મને કહે. તેમ અશ્વત્થામા અને

અર્જુનનું યુદ્ધ અને બીજા રાજાઓનું પાંડવો સાથે યુદ્ધ થયું હોય તે મને કહે. સંજય કહે છે—હે રાજન, શત્રુઓ સાથે શૂર પુરૂષોના દેહને અને પાપને અંત હરનાર એવા સંગ્રામને જે પ્રમાણે થએલો છે તે પ્રમાણે કહું છું તે સાંભળો. શત્રુઓને હણનાર એવો અર્જુન સમુદ્ર સરખાં સંશપ્તક યોદ્ધાઓનાં સૈન્યપ્રત્યે પેસી જેવી રીતે મહાવાયુ સમુદ્રપ્રત્યે પેસી તેને ક્ષોભ પમાડે તેવી રીતે તે ક્ષોભ પમાડતો હતો. ધનંજય એવા અર્જુને તીક્ષ્ણ ભલ્લોવડે શૂરાઓનાં પૂર્ણ ચંદ્રસમાન કાંતિયુક્ત મુખવાળાં અને સુંદર નેત્ર, ભમર અને દાંતવાળાં મસ્તકોને કાપી જલદી નાશરહિત એવાં કમળવડે જેમ પૃથ્વીને ઢાંકે તેમ ઢાંકી દીધી; અને યુદ્ધમાં અર્જુને ગોળાકાર લાંબા પુષ્પ ચંદન અને અગરૂવડે શોભિત આયુધ અને હાથના મોજાસહિત અને પાંચ મુખવાળા સર્પસરખા એવા શત્રુઓના બાહુને ક્ષુર નામના હથિઆરોવડે કાપ્યા. પાંડવ અર્જુને ઘોડાઓને, રથિઓને, સારથિઓને, ધ્વજોને, ધનુષોને, બાણોને અને રત્નસહિત એવા હાથોને ઘણીવાર કાપ્યા તથા હે રાજન, યુદ્ધમાં અર્જુને રથોને, હસ્તિઓને અને ઘોડેસ્વારસહિત એવા ઘોડાઓને હજારો બાણોવડે યમરાજાના સ્થાન પ્રત્યે મોકલ્યા. ક્રોધ પામેલા ને પ્રહાર કરતા એવા તે અર્જુન પ્રત્યે જે રીતે હાથણી માટે હસ્તિ પ્રત્યે મહોન્મત્ત હસ્તિઓ દોડે તે રીતે દોડી અતિ ક્રોધ પામેલા અને સાંઢની પેઠે શબ્દ કરતા એવા તે અતિ શૂર પુરૂષો જે પ્રમાણે સાંઢ શીંગડાંઓવડે પ્રહાર કરે તે પ્રમાણે બાણોવડે પ્રહાર કરતા હતા અને તેનું તથા તે યોદ્ધાઓનું યુદ્ધ જે રીતે ત્રૈલોક્ય વિજયવિષે દૈત્યોનું વજ્રવાન્ ઇંદ્રસાથે યુદ્ધ થયું હતું તે રીતે રૂવાડાંને હર્ષ પમાડનારૂં થતું હતું અને તે અર્જુન ચોતરફથી અસ્ત્રોવડે શત્રુઓનાં અસ્ત્રોને વારી તુર્ત બહુ બાણોવડે વિંધી પ્રાણને હરતો હતો. તેમ કાપેલા છે ત્રિવેણુ ચક્ર અને અક્ષ જેના, જેના સારથિસહિત યોદ્ધાઓ નાશ પામેલા છે. જેનાં આયુધ અને ભાથા નાશ પામેલા છે, જેના ધ્વજ નાશ પામેલા છે, જેની બંધનરજ્જુ અને રશ્મિઓ નાશ પામેલી છે, એવા રથ, ગુપ્તિ અને કૂબરરહિત, જેનું ધોસરૂં અને રથ તલ્પસ્થાન કપાએલા છે અને જેનું અક્ષમંડળ નાશ પામેલું છે એવા રથોને જે રીતે મોટાં વાદળાંઓને વાયુ વીખેરી નાંખે તે રીતે કટકા કરતો અને વિસ્મય પમાડતો એવો અર્જુન જોવા યોગ્ય, શત્રુઓના ભયને વધારનાર અને હજાર મહારથિની બરોબર એવાં કર્મને કરતો હતો, અને સિદ્ધ તથા દેવર્ષિના સમૂહો ને ચારણો પ્રસન્ન થતા હતા. દેવતાઓનાં દુંદુભિ વાગતાં હતાં; અને કેશવ ભગવાન્ તથા અર્જુનના મસ્તકવિષે પુષ્પ વૃષ્ટિ પડતી હતી. વળી આકાશવાણી પણ થઇ કે જે નિરંતર ચંદ્ર, અગ્નિ, વાયુ ને સૂર્યની કાંતિ, દીપ્તિ, બળ, અને દ્યુતિને ધારણ કરે છે તે આ બે એક રથમાં બેઠેલા શૂરા કેશવ અને અર્જુન બ્રહ્મા અને શિવની પેઠે જીતી શકાય નહિ તેવા છે; અને સર્વ પ્રાણિઓમાં ઉત્તમ એવા શૂર આ બે નરનારાયણરૂપ છે. હે ભારત, આવી રીતે આ મોટું આશ્ચર્ય જોઈ તથા સાંભળી અતિ યત્નવાન્ એવા અશ્વત્થામા રણભૂમિવિષે શ્રીકૃષ્ણ અને અર્જુન પ્રત્યે દોડ્યા. પછી શત્રુઓને હણનારા જેના અગ્રભાગ છે એવા બાણોને ફેંકનાર પાંડવ અર્જુન પ્રત્યે હસતા હોય તેમ દ્રોણપુત્ર અશ્વત્થામા બાણસહિત એવા હાથવડે બોલાવી કહેવા લાગ્યા કે—હે વીર, આ ટેકાણે પ્રાપ્ત થએલા મને જો. પૂજ્ય અતિથિ માનતા હો તો આજ સંપૂર્ણ મનવડે મને યુદ્ધવિષે અતિથિપણાને આપો. એવી રીતે આચાર્યપુત્ર અશ્વત્થામાએ યુદ્ધની ઇચ્છાવડે બોલાવેલો અર્જુન આત્માને બહુ માનવા

લાગ્યો અને શ્રીકૃષ્ણ પ્રત્યે આવી રીતે બોલ્યો કે—હે માધવ, મારે સંશપ્તક યોદ્ધાઓને મારવા છે અને દ્રોણપુત્ર અશ્વત્થામા મને યુદ્ધસારૂ બોલાવે છે માટે આ ઠેકાણે જે પ્રથમ કરવા યોગ્ય હોય તે કહો. અને જો માનતા હો તો આતિથ્યકર્મના સત્કાર માટે આજ્ઞા આપો. આ પ્રમાણે અર્જુનનાં વચન સાંભળી શ્રીકૃષ્ણ ભગવાન વિધિવડે બોલાવેલા જયશાલી કુંતિપુત્ર અર્જુનને જે પ્રમાણે વાયુ ઇન્દ્રને યજ્ઞ પ્રત્યે લેઇ જાય તે પ્રમાણે દ્રોણપુત્ર અશ્વત્થામાની સમીપ લેઈ ગયા અને એકમનવાળા તે દ્રોણપુત્રને બોલાવી કેશવ ભગવાન્ કહેવા લાગ્યા કે,—હે અશ્વત્થામન્, સ્થિર થઈ જલદી પ્રહાર કરો અને સહન કરો; કારણ કે સ્વામિના શરીરને સેવવા માટે ઉપજીવિજનોનો આજ વખત છે. બ્રાહ્મણોનો સૂક્ષ્મ વિવાદ હોય છે અને ક્ષત્રિયોના જય તથા પરાજય સ્થૂલ હોય છે; માટે દિવ્ય એવા કુંતિપુત્ર અર્જુનના જે સત્કારને મોહથી ઇચ્છો છો તેને પામવા ઇચ્છા હોય તો સ્થિર થઈ આજ પાંડવ અર્જુન પ્રત્યે યુદ્ધ કરો. એ રીતે વસુદેવના પુત્ર શ્રીકૃષ્ણે કહેલા બ્રાહ્મણોમાં ઉત્તમ એવા અશ્વત્થામાએ 'તેમજ કરીશ' એમ કહી સાઠ નારાચ બાણોવડે કેશવ ભગવાનને, અને ત્રણ નારાચવડે અર્જુનને વિંધ્યો. અતિક્રોધ પામેલા અર્જુને ત્રણ બાણોવડે તેમના ધનુષ્યને કાપી નાંખ્યું. પછી દ્રોણપુત્ર અશ્વત્થામાએ વળી અતિઘોર એવું બીજું ધનુષ્ લીધું અને તેને નિમેષ વખતમાં સજ્જ કરી અર્જુન અને કેશવ ભગવાનને વિંધ્યા. તેમાં વસુદેવના પુત્ર શ્રીકૃષ્ણને તીક્ષ્ણ એવા ત્રણ બાણોવડે અને પાંડવ અર્જુનને હજાર બાણોવડે વિંધ્યો; વળી તે સમયે યુદ્ધમાં અર્જુનને સ્થિર કરી તેમણે હજારો લાખો અને અર્બુદ બાણ ઉત્પન્ન કર્યાં; હે મારિષ, યોગના બળવાળા એવા અશ્વત્થામાના ભાથાથી, ધનુષ્યથી, પ્રત્યંચાથી, બાહુથી, કરથી, છાતીથી, મુખ, નાસિકા અને નેત્રથી, કાનથી મસ્તકથી અંગમાંથી, રૂવાડાંથી, અને કવચથી, રથ તથા ધ્વજથી, બાણો પડવા લાગ્યા. અને મોટા એવા બાણસમૂહવડે માધવ અને પાંડવ એવા શ્રીકૃષ્ણ ને અર્જુનને વિંધી હર્ષ પામેલા એવા તે મોટા મેઘના શબ્દ સરખો નાદ કરવા લાગ્યા. તેમના તે શબ્દને સાંભળી પાંડુપુત્ર અર્જુન અચ્યુત ભગવાન પ્રત્યે બોલ્યો કે,—હે માધવ, ગુરૂના પુત્ર અશ્વત્થામાનું મારા પ્રત્યે દુરાત્માપણું જુઓ કે આપણને એને બાણરૂપિ ઘરવિષે પેસારી વંચ પામેલા માને છે. આ હું છું તે શિક્ષા અને બળવડે તેમના સંકલ્પને હણું છું. એમ કહી હે ભરતશ્રેષ્ઠ, ફેંકેલા તેમના એક એક બાણને જેવી રીતે ઝાકળને વાયુ મટાડે, તેવી રીતે ત્રણ ત્રણ કટકા કરી કાપી નાંખ્યા. પછી ફરીને પાંડુપુત્ર અર્જુને ઉગ્રબાણોએ કરી ઘોડા, સારથિ, રથ અને હસ્તિઓ સહિત એવા સંશપ્તક યોદ્ધાઓને તથા ધ્વજ અને પાયદળોના સમૂહોને વિંધ્યા. તે ઠેકાણેજ તે વખતે જે જે રૂપવાળા જે જે મનુષ્યો જોતા હતા તે તે મનુષ્યો તે સમયે આત્માવડે આત્માને બાણોવડે વ્યાપ્ત થએલા માનતા હતા. અને ગાંડિવધનુષ્યવડે ફેંકેલા જૂદા જૂદા રૂપવાળા તે બાણ રણભૂમિવિષે એક ગાઉ દૂર રહેલા એવા પણ હસ્તિઓ અને પુરૂષોને હણતા હતા. જેવી રીતે વનમાં ફરશિઓવડે કાપેલા અતિ મોટા વૃક્ષ પડે તેવી રીતે મદ ઝરતા હસ્તિઓની સુંઢ ભાલાંઓવડે કપાવાથી પડતી હતી; અને પછીથી પર્વતોની પેઠે પોતા ઉપર બેસનાર નરોસહિત તે હસ્તિઓ જે પ્રમાણે વજ્રવાન્ ઇન્દ્રના વજ્રે કરી ભેદ પામેલા એવા પર્વતના સમૂહ પડે તે પ્રમાણે પડતા હતા. ગંધર્વના નગરસમાન આકારવાળા સારી રીતે કલ્પેલા શિક્ષિત વેગવાળા ઘોડાઓવડે જોડેલા રથોમાં બેઠેલા એવા શત્રુઓ પ્રત્યે ધનંજય અર્જુન બાણવૃષ્ટિ કરતો હતો અને બાણોવડે તેમને હણતો હતો. તેમજ અતિ શણગારેલા એવા

ઘોડેસ્વારોને અને પાયદળોને નાશ પમાડતો હતો. અર્જુનરૂપિ યુગના નાશ સમયનો સૂર્ય દુઃખેકરી શોષ પામે તેવા સંશપ્તક યોદ્ધારૂપિ સમુદ્રને તીક્ષ્ણ એવા બાણરૂપિ કિરણોવડે શોષ પમાડતો હતો. ફરીને ઉતાવળો એવો અર્જુન દ્રોણપુત્ર અશ્વત્થામાને વજ્રસરખા અને મહાવેગવાળા એવા નારાચ બાણોવડે જે પ્રમાણે વજ્રવાન્ એવો ઇન્દ્ર પર્વતને ભેદે તે પ્રમાણે ભેદતો હતો. ઘોડા અને સારથિસહિત એવા તે અર્જુન પ્રત્યે ક્રોધ પામેલા અને યુદ્ધ કરવાને ઇચ્છનાર એવા આચાર્યપુત્ર અશ્વત્થામા બાણોવડે યુદ્ધ કરવા આવ્યા અને ફેંકેલા તેમના બાણોને કુંતિપુત્ર અર્જુને કાપ્યા. તે પછી અતિ ક્રોધ પામેલા એવા અશ્વત્થામાએ પાંડુપુત્ર અર્જુન વિષે જે રીતે ગૃહપ્રત્યે આવેલા યોગ્ય અતિથિ પ્રત્યે નિવેદન કરે તે રીતે અસ્ત્રો ફેંક્યા. એ પછી સંશપ્તક યોદ્ધાઓને તજી પાંડુપુત્ર અર્જુન જેવી રીતે દાન કરનાર પુરૂષ પંક્તિવિષે ન રહેલા અર્થિઓને તજી પંક્તિવિષે બેઠેલા અર્થિપ્રત્યે જાય તેવી રીતે દ્રોણપુત્ર અશ્વત્થામા પ્રત્યે ગયો.

अथ संशप्तकांस्त्यक्त्वा पाण्डवो द्रौणिमभ्ययात् ।
अपाङ्क्तेयानिव त्यक्त्वा दाता पाङ्क्तेयमार्थिनं ॥

इति श्रीमहाभारते कर्णपर्वणि अश्वत्थामार्जुनसम्वादे गुर्जरभाषायां षोडशोऽध्यायः ॥ १६ ॥

---

**सञ्जय उवाच**—ततः समभवद्युद्धं शुक्राङ्गिरसवर्चसोः ।
नक्षत्रमभितो व्योम्नि शुक्रांगिरसयोरिव ॥ १ ॥

સંજય કહે છે—તે સમયે શુક્ર અને બૃહસ્પતિની સમાન તેજવાળા તે બેઉનું યુદ્ધ જે પ્રમાણે નક્ષત્રોની સમીપ શુક્ર અને બૃહસ્પતિનું યુદ્ધ થાય તે પ્રમાણે થયું. જેવી રીતે વક્ર ચાલનારા બેઉ ગ્રહ લોકોના ત્રાસને કરનાર થાય તેવી રીતે દીપ્ત એવા બાણરૂપી કિરણોવડે એક બીજાને સંતાપતા એવા તેઓ લોકના ત્રાસને કરનાર થયા, તે પછી અર્જુને નારાચવડે અશ્વત્થામાને ભમરના મધ્યમાં અત્યંત વિંધ્યા. તેણે કરી તે દ્રોણપુત્ર અશ્વત્થામા જે રીતે ઉંચા કિરણવાળા સૂર્ય શોભતા હોય તે રીતે શોભતા હતા. તેમ તેમના હજારો બાણવડે પીડિત એવા શ્રીકૃષ્ણ અને અર્જુન પણ જેમ પોતાના કિરણસમૂહવડે દીપ્ત એવા યુગના નાશ સમયના બે સૂર્ય શોભે તેમ શોભતા હતા. ત્યારપછી વસુદેવના પુત્ર શ્રીકૃષ્ણનો પરાભવ થવાથી અર્જુને સર્વ તરફ ધારવાળા અસ્ત્રને ફેંક્યું અને દ્રોણપુત્ર અશ્વત્થામાને વજ્ર, અગ્નિ, અને યમના દંડ સરખા બાણોવડે વિંધ્યા. જે બાણોવડે ઘાયલ થએલો એવો કાળ પણ વ્યથા પામે તેવા તીવ્રવેગવાળા સારી રીતે ફેંકેલા બાણોવડે ભયંકર કર્મવાળા અને અતિ તેજસ્વિ એવા તે અશ્વત્થામાએ કેશવ ભગવાન્ અને અર્જુનને મર્મસ્થાનોવિષે વિંધ્યા. એ રીતે યત્ન કરતા એવા દ્રોણપુત્ર અશ્વત્થામાના બાણોને તેથી બમણા અને સુંદર પુંખવાળા બાણોવડે નિવારી તથા એક શૂર એવા તેમને ઘોડા, સારથિ અને ધ્વજસહિત ઢાંકી દઇ અર્જુન સંશપ્તક યોદ્ધાઓના સૈન્ય પ્રત્યે ગયો; અને તે સારી રીતે જોડેલા બાણોવડે શત્રુઓના ધનુષ્યને, બાણોને, ભાથાઓને, ધનુષની પ્રત્યંચાઓને, હાથને, ભુજને, હાથમાં રહેલાં શસ્ત્રને, છત્રોને, ધ્વજને, ઘો-

ધજાઓને, રથના લાંબા દંડને, વરૂથીને, માળાઓને, આભૂષણોને, ચર્મને, બખ્તરોને, અને મનોહર તથા સુંદર એવાં વિમુખ ન થઇ ઉભેલા સર્વ શત્રુઓના મસ્તકોને કાપવા લાગ્યો. તે વખતે તેણે ફેંકેલા અનેક બાણોવડે યત્ન કરનાર શૂરનરોએ બેસવાનાં સ્થાનરૂપ કરેલા સારી રીતે [illegible] કરેલા એવા રથ, ઘોડા અને હસ્તિઓ નાશ પામવા લાગ્યા, અને તે બાણો [illegible] રાજાઓ પડવા લાગ્યા. કમળ તથા સૂર્ય અને પૂર્ણ ચંદ્રસમાન મુખવાળાં મુકુટમાળા અને આભૂષણવડે ઉજ્વલ એવાં મનુષ્યોનાં મસ્તકો ભલ્લ, અર્ધચન્દ્ર અને ક્ષુરવડે કાપેલાં પૃથ્વીવિષે તે ટાણે પડતાં હતાં. તે સમયે હણવાને ઇચ્છતા એવા શૂરા કલિંગ, બંગ, અંગ, અને નિષાદ યોદ્ધાઓ દૈત્યના હસ્તિ સરખી કાંતિવાળા હસ્તિઓવડે પાંડુપુત્ર અર્જુન પ્રત્યે દોડ્યા. કુંતિપુત્ર અર્જુને તે હસ્તિઓની સુંઢને, માવતને, કવચને, ચર્મને, ધ્વજને અને પતાકાઓને કાપ્યા. તે વખતે જે રીતે વજ્રવડે હણેલાં એવાં પર્વતોનાં શિખરો પડે તે રીતે પડ્યા. તેઓ નાશ પામ્યા ત્યારે મુકુટવાન્ અર્જુન જે રીતે વાયુ મોટા વાદળાના સમૂહોવડે ઉદય પામતા સૂર્યને ઢાંકી દે તે રીતે ગુરુના પુત્ર અશ્વત્થામાને ઉદય પામેલા સૂર્યની સમાન વર્ણવાળા બાણોવડે ઢાંકવા લાગ્યો. તે સમયે દ્રોણપુત્ર અશ્વત્થામાએ તીક્ષ્ણ બાણોવડે અર્જુનના બાણોને કાપી તથા અર્જુન અને વસુદેવપુત્ર કૃષ્ણને ઢાંકી દેઇ જે પ્રમાણે આકાશમાં મેઘ સૂર્ય અને ચન્દ્રને ઢાંકી વર્ષાકાળમાં નાદ કરે તે પ્રમાણે નાદ કર્યો. તે ટાણે તે શસ્ત્રોવડે પીડિત એવા અર્જુને જલદી નજીક જઈ સુંદર પુંખવાળા બાણોવડે બાણરૂપિ અંધકારને મટાડી તે અશ્વત્થામાને અને તમારા બીજા સર્વ યોદ્ધાઓને વિંધ્યા. રથવિષે બાણોને લેતો, સાંધતો અને ફેંકતો એવો અર્જુન દેખાતો ન હતો અને મનુષ્યો, રથોને, હસ્તિઓને, ઘોડાઓને અને પાયદળોને ભેદેલા દેહવાળા અને નાશ પામેલા દેખતા હતા. તે વખતે ઉતાવળા એવા દ્રોણપુત્ર અશ્વત્થામાએ જે રીતે એક બાણને ફેંકે તે રીતે દશ એવા ઉત્તમ નારાચબાણોને સાંધી ફેંક્યા. તેઓમાંના પાંચ અર્જુનને લાગ્યા અને સુંદરપુંખવાળા પાંચ અચ્યુત ભગવાનને વાગ્યા. તે બાણોવડે ઘાયલ થએલા લોહિને સ્રવતા એવા મનુષ્યોમાં મુખ્ય કુબેર અને ઇન્દ્ર સરખા તે બે સમાપ્ત વિદ્યાવાળા અશ્વત્થામાવડે તેવી રીતે પરાભવ પામ્યા કે રણભૂમિવિષે બીજાઓ તેઓને નાશ પામેલા માનવા લાગ્યા. એ સમયે દાશાર્હ કુળના નાથ એવા શ્રીકૃષ્ણે અર્જુનને કહ્યું કે-પ્રમાદ શું કરે છે? આ યોદ્ધાને માર; કારણ કે ઉપેક્ષા કરેલો આ જેવી રીતે ક્રિયારહિત વ્યાધિ દુઃખને કરનાર થાય તે રીતે કષ્ટરૂપ થશે ને દોષને કરશે. એ રીતે શ્રીકૃષ્ણનાં વચન સાંભળી અર્જુન 'તેમ કરું છું' એ રીતે અચ્યુત ભગવાનને કહી પ્રમાદ રહિત એવો પ્રયત્નથી દ્રોણપુત્ર અશ્વત્થામાને બાણોવડે પીડવા લાગ્યો. પછીથી કોપ પામેલા એવા તેણે યુદ્ધમાં દ્રોણપુત્ર અશ્વત્થામાને ચંદનના લેપયુક્ત ઉત્તમ એવા ભુજપ્રત્યે, છાતિપ્રત્યે, મસ્તકપ્રત્યે, તેમજ નિરૂપમ એવા સાથળ પ્રત્યે, ગાંડિવધનુષ્યથી ફેંકેલા કર્ણરહિત એવા બાણોવડે ભેદ્યા. તે બાણો જોતરાંઓને કાપી, ઘોડાઓને વાગ્યા અને ઘોડાઓ તે અશ્વત્થામાને રણભૂમિથી અતિ દૂર લેઇ ગયા. વાયુસમાન વેગવાળા તે ઘોડાઓએ લેઇ જવાએલા અને દૃઢ કુંતિપુત્ર અર્જુનના બાણોવડે પરાભવ પામેલા તે બુદ્ધિમાન્ અશ્વત્થામા વિચાર કરી ફરીને આવી કુંતિપુત્ર અર્જુન સાથે યુદ્ધ કરવા ઇચ્છતા ન હતા અને અંગિરાના કુળમાં થએલા ગુરુઓમાં [illegible] એવા તે દ્રોણપુત્ર અશ્વત્થામા વૃષ્ણિવીર શ્રી-

કૃષ્ણ અને અર્જુનવિષે જયને નિશ્ચયથી જાણી ઘોડાઓને નિયમમાં રાખી આશ્વાસના કરી રથ, ઘોડા અને મનુષ્યવડે ગાઢ એવા કર્ણના સૈન્યમાં પેઠા. જેવી રીતે મંત્ર ઔષધ અને ક્રિયાના યોગે દેહથી વ્યાધિને હરાય તેવી રીતે વિરૂદ્ધકારી અશ્વત્થામા ઘોડાઓવડે રણભૂમિથી હરણ કરાયા, તેથી કેશવ ભગવાન અને અર્જુન વાયુવડે ફરકતા પતાકાવાળા અને પ્રવાહ તુલ્ય નાદવાળા રથે કરી સંશપ્તક યોદ્ધાઓ સમીપ ગયા.

संशप्तकानभिमुखौ प्रयातौ केशवार्जुनौ ।
वातोद्धूतपताकेन स्य[illegible]ननौघना[illegible]ना ॥

इतिश्री महाभारते कर्णपर्वणि अश्वत्थामपराजये गुर्जरभाषायां सप्तदशोध्यायः ॥१७॥

---

## અધ્યાય ૧૮ મો—દંડધારનો વધ.

संजयउवाच—अथोत्तरेण पाण्डूनां सेनायां ध्वनिरुत्थितः ।
रथनागाश्वपत्तीनां दण्डधारेण वध्यताम् ॥१॥

સંજય કહે છે કે—એ પછી સેનાવિષે દંડધાર યોદ્ધાથી વધ પામતા એવા રથ, હસ્તિ, ઘોડા અને પાયદળોનો શબ્દ ઉત્તર તરફથી ઉત્પન્ન થયો. તે સમયે રથને પાછો વાળી ગરૂડ અને વાયુ જેવા વેગવાળા ઘોડાઓને ચલાવતા એવા કેશવ ભગવાન અર્જુન પ્રત્યે બોલ્યા કે મગધદેશનો રાજા નાશ કરનાર હસ્તિવડે અતિ પરાક્રમી અને શિક્ષા તથા બળવડે ભગદત્તની બરાબર છે માટે પ્રથમ એને હણી પછીથી સંશપ્તક યોદ્ધાઓને હણજે. એ રીતે વાક્યના અંત વખતમાંજ કુંતિપુત્ર અર્જુનને દંડધાર રાજાના સમીપ લેઇ ગયા. તે સમયે જે રીતે ગ્રહોવિષે કેશરહિત એવો કેતુ નામનો ગ્રહ સહન ન થાય એવો મગધદેશના યોદ્ધાઓમાં શ્રેષ્ઠ એવો તે, શત્રુઓની સેનાને જે પ્રમાણે વિસ્તારવાન્ એવો દારૂણ ગ્રહ કેતુ સકળ પૃથ્વીને પીડે તે પ્રમાણે પીડવા લાગ્યો. ગજાસુર જેવા મોટાં મેઘના શબ્દ જેવા શબ્દવાળા શત્રુઓને હણનારા સારી રીતે સજ્જ કરેલા હસ્તિઉપર બેઠેલો એવો તે બાણોવડે હજારો રથ, ઘોડા અને હસ્તિઓના સમૂહોને તથા મનુષ્યોને હણતો હતો. કાળચક્રની પેઠે તેનો હસ્તિઓમાં ઉત્તમ એવો હસ્તિ પગવડે રથોને દબાવી છુંદી નાખતો હતો. સુંઢવડે ઘોડાઓને તથા સારથિસહિત યોદ્ધાઓને હણતો હતો. પગવડે હસ્તિઓને હણતો હતો, તેમ જે રીતે શબ્દવાન્ એવા સ્થૂલ નળને હણે તે રીતે તે રાજા બળવાન્ હસ્તિઓમાં ઉત્તમ એવા હસ્તિવડે દૃઢ લોઢાનાં બખ્તરોવડે શોભિત એવા મનુષ્યોને અને પાયદળોસહિત ઘોડાઓને પણ નાશ પમાડતો હતો. એ સમયે પ્રત્યંચા તલ અને નેમિના શબ્દયુક્ત, મૃદંગ ભેરી ને બહુ શંખના શબ્દવાળા તથા હજારો રથ, ઘોડા અને હસ્તિઓવડે સંકુલ એવા તે સૈન્યના ભાગમાં અર્જુન ઉત્તમ હસ્તિ સામે ગયો. તે સમયે દંડધારે બાર ઉત્તમ બાણોવડે અર્જુનને અને સોળ બાણોવડે ભગવાનને વિંધ્યા તથા ત્રણ ત્રણ બાણોવડે ઘોડાઓને વિંધી પછીથી નાદ કર્યો અને તે વારંવાર હાસ્ય કરવા લાગ્યો. તે વખતે કુંતિ પુત્ર અર્જુને એ રાજાના પ્રત્યંચા અને બાણસહિત એવા ધનુષને, શોભિત એવા ધ્વજને અને પછીથી સહાયતા કરનાર એવા સારથિને ભાલાવડે હણ્યો. તે વખતે પર્વત અને વજ્રનો અધિપતિ એવો તે રાજા કોપ્યો અને પછીથી અર્જુનને મદ ઝરનાર

અને વાયુ સમાન વેગવાળા મત્ત હસ્તિવડે અત્યંત ક્ષોભ પમાડવાને ઇચ્છતા એવા તેણે તોમરવડે જનાર્દન ભગવાનને અને અર્જુનને પ્રહાર કર્યો. એ પછી પાંડુપુત્ર અર્જુને એના હાથિની-સુંઢ સરખા બે બાહુને અને પૂર્ણચંદ્ર સરખા મુખવાળા મસ્તકને ત્રણ ક્ષુરપ્રઓવડે સાથેજ કાપી નાખ્યું. તે વખતે પછીથી અનેક બાણોવડે હસ્તિને વિંધ્યો. સુવર્ણ શોભિત એવા કુંતિપુત્ર અર્જુનના બાણોવડે વ્યાપ્ત એવો તે સુવર્ણમય કવચવાળો હસ્તિ જે રીતે રાત્રિવિષે દવાગ્નિવડે પ્રકાશિત છે ઔષધ અને વૃક્ષ જેમાં એવો પર્વત શોભે તે રીતે શોભતો હતો. વેદનાવડે પીડિત મેઘનાદ સરખા શબ્દવાળો ફરતો, ભાગતો અને મધ્યમાં પડતો એવો તે દોડયો અને જે પ્રમાણે વજ્રવડે કાપેલા પર્વત પડે તે પ્રમાણે પીડિત એવો માવતસહિત પડયો. રણભૂમિવિષે ભાઇના હણાવાથી દંડધાર રાજા હિમ સરખા શુભ સુવર્ણમય માળાવાળા અને હિમાચળનાં શિખરની ઉપમા અપાય એવા હસ્તિવડે હણવાને ઇચ્છતો એવો શ્રીકૃષ્ણ અને અર્જુન પ્રત્યે ગયો; અને તેણે સૂર્યના કિરણ સમાન કાંતિવાળા તીક્ષ્ણ ત્રણ તોમરવડે જનાર્દન ભગવાનને અને પાંચ તોમરવડે અર્જુનને વિંધી બીજાઓને શબ્દ કરાવી નાદ કર્યો. તે સમયે પાંડુપુત્ર અર્જુને એમના બે બાહુને કાપ્યા. ક્ષુરવડે કાપેલા સુંદર બાહુબંધવાળા, ચંદનવડે શોભિત અને તોમરસહિત એવા, હસ્તિથકી સાથે પડતા તે બે બાહુ જે પ્રમાણે પર્વતનાં શિખરથી પડતા એવા સુંદર બે મોટા સર્પ શોભે તે પ્રમાણે શોભતા હતા. તેવી રીતે મુકુટવાન્ અર્જુને અર્ધચંદ્રવડે હણેલું એવું દંડનું મસ્તક હસ્તિથકી પૃથ્વિવિષે પડયું અને લોહિવડે ભિંજાએલો પડતો એવો તે જેવી રીતે અસ્તાચલથકી પશ્ચિમદિશાપ્રત્યે જતા એવા સૂર્ય શોભે તેવી રીતે શોભતો હતો. એ પછી કુંતિપુત્ર અર્જુને સૂર્યના કિરણસરખા શોભિત એવા ઉત્તમ બાણવડે શુભ ઉત્તમ વાદળ સરખા હસ્તિને ભેદ્યો. તે ટાણે નાદ કરતો એવો તે હસ્તિ જે રીતે વજ્રવડે હણેલું હિમાચલનું શિખર પડે તે રીતે પડયો. ત્યારપછી યુદ્ધમાં અર્જુને તે સરખા ઉત્તમ હસ્તિઓ ઉપર બેસનારા અને જીતવાને ઇચ્છનારા બીજા યોદ્ધાઓને જે પ્રમાણે તે બે હાથિઉપર બેઠેલાઓને કર્યા તેવી રીતેજ કર્યા. તે સમયે અતિ મોટું એવું શત્રુનું સૈન્ય નાઠું અને યુદ્ધમાં પરસ્પર હણનાર એવા સમુદાયથી મળેલા એકબીજા પ્રત્યે પડતા હતા અને બહુ બોલનાર એવા પુરૂષો, હસ્તિ, રથ અને ઘોડાઓ પડયા તથા નાશ પામ્યા. એ સમયે પોતાના સૈનિકો અર્જુનને વિંટી વળી જે રીતે દેવતાઓના સમૂહ ઇન્દ્રને વિંટી વળી કહે તે રીતે કહેવા લાગ્યા કે હે શૂર, જે પ્રમાણે મરણથી પ્રજા ભય પામે તે પ્રમાણે અમે જેનાથી ભય પામતા હતા તે શત્રુને તમે હણ્યો તે સારૂં કર્યું. હે શત્રુને હણનાર, જો આવી રીતે બળવાન્ શત્રુઓએ પીડેલા આ લોકને ભયથી નહિ બચાવો તો જેવી રીતે આ શત્રુઓના હણાવાથી આપણને હર્ષ થાય છે તેવી રીતે શત્રુઓને હર્ષ થશે. એ રીતે હોય તેમ ફરીને પણ સ્નેહિજનોએ કહેલી વાણીને સાંભળી પ્રસન્ન મનવાળો અર્જુન પછીથી તેમનો સત્કાર કરી ફરીને સંશપ્તક યોદ્ધાઓના સમૂહને હણવા ગયો.

इतीव भूयश्च सुहृद्भिरीरिता निशम्य वाचः सुमनास्ततोऽर्जुनः ।
यथानुरूपं प्रतिपूज्य तं जनं जघान संशप्तकसङ्घहा पुनः ॥

इतिश्री महाभारते कर्णपर्वणि दण्डवधे गुर्ज्जरभाषायामष्टादशोऽध्यायः ॥१८॥

## અધ્યાય ૧૯ મો—સંકુલ યુદ્ધ.

संजयउवाच—प्रत्यागत्य पुनर्जिष्णुर्जघ्ने संशप्तकान् बहुन् ।
वक्रातिवक्रगमनादङ्गारक इव ग्रहः ॥ १ ॥

સંજય કહે છે—હે રાજન્, જે રીતે વક્રમાં પણ વક્ર એવા ચાલવાથી મંગલ નામનો ગ્રહ પીડા કરે તે રીતે ફરીને બહુ એવા સંશપ્તક યોદ્ધાઓ પ્રત્યે આવી જીષ્ણુ એવો અર્જુન પીડા કરતો હતો. હે ભારત, કુંતિપુત્ર અર્જુનના બાણોવડે હણાએલા એવા નર, ઘોડા, રથ અને હસ્તિઓ ચલિત થતા હતા, ભમતા હતા, નાશ પામતા હતા, પડતા હતા અને મ્લાનિ પામતા હતા. સંગ્રામવિષે પાંડુપુત્ર અર્જુન ભલ્લ, ક્ષુર, અર્ધચન્દ્ર અને વત્સદંત એવાં શસ્ત્રોવડે સામા યુદ્ધ કરનાર શત્રુઓના શૂરપુરૂષોના ઘોડાઓને, રથઉપર બેઠેલા સારથિઓને, ધ્વજને, ધનુષ્યને, બાણને, હાથને, હાથમાં રહેલા શસ્ત્રને, બાહુને અને મસ્તકોને કાપતો હતો. જે રીતે ગાયને માટે વૃષભ વૃષભ પ્રત્યે જાય તે રીતે હજારો અને લાખો શૂરાઓ અર્જુન પ્રત્યે જતા હતા, અને જેવું પૂર્વે ત્રૈલોક્યના વિજયવિષે દૈત્યોનું વજ્રવાન્ ઇન્દ્રસાથે યુદ્ધ થયું હતું, તેવું તે યોદ્ધાઓનું અને તે અર્જુનનું રૂવાડાંને હર્ષ પમાડનારૂં યુદ્ધ થયું. જ્યારે તે અર્જુનને ઉગ્રાયુધે દંદશૂક સર્પની પેઠે ત્રણ બાણોવડે વિંધ્યો અને અર્જુને તેનું મસ્તક કાયાથી હરિ લીધું ત્યારે ક્રોધ પામેલા તેઓ જૂદાં જૂદાં શસ્ત્રોવડે અર્જુનપ્રત્યે જે પ્રમાણે ગ્રીષ્મકાળમાં વાયુએ પ્રેરેલા મેઘ હિમાચલ પ્રત્યે વૃષ્ટિ કરે તે પ્રમાણે વૃષ્ટિ કરતા હતા. અને અર્જુન સારી રીતે ફેંકેલા બાણોવડે સર્વ તરફથી શત્રુઓનાં અસ્ત્રોને નિવારી ઘણા એવા સર્વ શત્રુઓને હણતો હતો અને તે સમયે અર્જુન બાણોવડે જેના ત્રિવેણુના સમૂહ કાપેલા છે, જેના ઘોડા હણેલા છે, જેની રાશ, ચક્ર અને અક્ષ કાપેલા છે, જેનું અનુકર્ષ (નીચેનું લાકડું) નાશ પામેલું છે અને જેનો નાશ પામેલો સર્વ સામાન છે એવા રથોને તથા જેના હાથમાંથી ભાથા પડી ગએલા છે અને જેનું ચક્ર, રથ અને ધ્વજ ગએલા છે એવા પડખાના સારથિઓને કરતો હતો. તે વખતે ભાગી પડેલા ઉત્તમ એવા તે રથો જે રીતે અગ્નિ, વાયુ અને પાણીવડે નાશ પામેલાં ધનવાન્ પુરૂષોનાં ઘર શોભે તે રીતે શોભતા હતા અને વજ્ર તથા અશનિ સરખા બાણોવડે જેના મર્મ ભેદી નાખેલા છે એવા હસ્તિઓ જે પ્રમાણે વજ્રપાતરૂપિ અગ્નિલાગતાં ઘર પડે તે પ્રમાણે પડતા હતા. અર્જુને તાડન કરેલા એવા ઘણા ઘોડાઓ, ઘોડેસ્વાર સહિત જિહ્વા અને આંતરડાંરહિત ક્ષીણ થએલા, રૂધિરવડે ભિંજાએલા અને અતિ દુઃખે કરી જોવાય તેવા પૃથ્વિવિષે પડતા હતા. હે મારિષ, સવ્યસાચિ અર્જુને નારાચવડે વિંધેલા નર, ઘોડા અને હસ્તિઓ ભમતા હતા, ઠેસો ખાતા હતા, પડતા હતા, નાદ કરતા હતા અને ગ્લાનિ પામતા હતા. જે પ્રમાણે પૂર્વે મહેંદ્ર દાનવોને મારતો હતો તે પ્રમાણે કુંતિપુત્ર અર્જુન શિલાવડે તીક્ષ્ણ કરેલા વજ્ર, અશનિ અને વિષની ઉપમા અપાય એવા અનેક બાણોવડે યોદ્ધાઓને મારતો હતો અને મહામૂલ્યવાળાં જેનાં કવચ અને આભૂષણ છે, જેનાં જૂદાં જૂદાં રૂપવાળાં અસ્ત્ર અને આયુધ છે એવા કુંતિપુત્ર અર્જુને હણેલા શૂર યોદ્ધાઓ રથ અને ધ્વજસહિત પડતા હતા. વિદ્વાન્ અને સંબંધી જનોવિષે પ્રખ્યાત પુણ્યકર્મવાળા અને શરીરોવડે પૃથ્વીને પામેલા જીતાએલા એવા યોદ્ધાઓ ઉત્તમ કર્મોવડે સ્વર્ગપ્રત્યે જતા હતા. એ પછી જેને ક્રોધ ઉત્પન્ન થયેલો છે એવા જૂદા જૂદા દેશના અધિપતિ રાજાઓ તથા સૈન્યસહિત તમારા યોદ્ધાઓ રથિઓમાં ઉત્તમ એવા

અર્જુન પ્રત્યે દોડયા. રથ, ઘોડા અને હસ્તિઓએ ધારણ કરેલા હણવાને ઇચ્છતા અને જલદી જૂદા જૂદા પ્રકારવાળાં આયુધને ફેંકતા એવા પાયદળો દોડતા હતા. તે સમયે યોદ્ધારૂપિ મોટા મેઘે કરેલી આયુધરૂપિ મોટી વૃષ્ટિને અર્જુનરૂપિ વાયુ જલદી તીક્ષ્ણ બાણોવડે નાશ પમાડતો હતો. પછી ઘોડા, પાયદળ, હસ્તિ અને રથસહિત એવા મહાશત્રુઓના સમૂહરૂપ જલાશયને જલદી તરવાને ઇચ્છતા એવા તે કુંતિપુત્ર અર્જુનને વસુદેવના પુત્ર કૃષ્ણ કહેવા લાગ્યા કે–હે પાપરહિત એવા કુંતિપુત્ર અર્જુન, શું ક્રીડા કરે છે? આ સંશપ્તક યોદ્ધાઓને હણી પછી કર્ણના વધવિષે ઉતાવળો થા. તે સમયે શ્રીકૃષ્ણને અર્જુને 'ઠીક' એમ કહી જે પ્રમાણે ઇંદ્ર દૈત્યોને હણે તે પ્રમાણે બળથી શસ્ત્રોવડે શેષ રહેલા સંશપ્તક યોદ્ધાઓને હણ્યા. તે ટાણે સાવધાન એવા પણ કોઇ પુરૂષોએ જલદી રણભૂમિવિષે બાણને લેતો, સાંધતો ને ફેંકતો એવો અર્જુન જોવાતો ન હતો; અને સૂર્યના કિરણસરખા તેના શ્વેત એવા તે ઘોડાઓ જેવી રીતે હંસ સરોવર પ્રત્યે પેસે તેવી રીતે સેનાપ્રત્યે પેસતા હતા. એ ગોવિંદ ભગવાન્ આશ્ચર્ય માનવા લાગ્યા અને જ્યારે સંગ્રામભૂમિવિષે મનુષ્યોનો ક્ષય થતો હતો ત્યારે અર્જુનને જોતા એવા ગોવિંદ ભગવાન્ કહેવા લાગ્યા કે–હે ભારત કુંતિપુત્ર અર્જુન, દુર્યોધનને માટે પૃથ્વી વિષે રાજાઓનો મહાભયંકર એવો આ મોટો નાશ થાય છે. હે ભારત, મોટા ધનુર્ધારિયોનાં ધનુષવડે વિંધેલાં સુવર્ણપૃષ્ટવાળાં ધનુષને, આભૂષણોને તથા ભાથાઓને જો. સુવર્ણમય પુંખવડે શોભિત નમેલપર્વવાળા બાણોને અને તેલવડે તીક્ષ્ણ કરેલા નારાચને મૂકેલા સર્પોની પેઠે જો. હે ભારત, સર્વ તરફથી ફેંકેલા વિચિત્ર અને સુવર્ણવડે શોભિત એવા તોમરને તથા સુવર્ણ પૃષ્ઠવાળાં ધનુષવડે વિંધેલા ચર્મને જો. સુવર્ણયુક્ત એવા પ્રાસને, કનકવડે શોભિત એવી શક્તિઓને, સુવર્ણમય પટ્ટાઓવડે બાંધેલી મોટી ગદાઓને, સુવર્ણમય લાકડીઓને, સુવર્ણશોભિત પટ્ટિશોને, સુવર્ણવડે વિચિત્ર એવા દંડોએકરી વિંધેલા પરશ્વધને, ભોંગળાને, ભિંડિપાલને, ભુશંડીઓને, કુણપોને, પડેલા એવા અયસ્કંતને અને મોટાં એવાં મુસલને જો. જૂદા જૂદા પ્રકારવાળાં શસ્ત્રોને લેઇ જયને ઇચ્છનાર પ્રાણરહિત એવા બળવાન યોદ્ધાઓ જીવતા હોય તેમ દેખાય છે. ગદાવડે હણેલા શરીરોવડે અને મુસલવડે જેનાં મસ્તક ભેદ પામેલાં છે એવા હજારો યોદ્ધાઓને હાથિ, ઘોડા અને રથોવડે ખુંદાતા જો. હે શત્રુને મારનારા, બાણ શક્તિ, ઋષ્ટિ, તોમર, ખડગ, પટ્ટિશ, પ્રાસ, નખર અને લાગુળવડે બહુપ્રકારે કાપેલાં પ્રાણરહિત અને લોહિના પ્રવાહવડે ભિજાએલાં એવાં મનુષ્ય હાથિ અને ઘોડાઓનાં શરીરોવડે રણભૂમિ વિંટાએલી છે. હે ભારત, ચંદનના લેપવાળા બાહુબંધસહિત એવા બાહુવડે, તલત્ર અને કેયુરસહિત એવાં સુંદર આભૂષણવડે, અંગુલિત્રાણસહિત વિંધેલા એવા શોભિત હાથવડે, હાથિની સુંઢની ઉપમા અપાય એવા કાપેલા સાથળવડે, બળવાન્ રાજાઓના બાંધેલા એવા ઉત્તમ ચૂડામણિવડે અને કુંડળસહિત એવાં મસ્તકોવડે પૃથ્વી શોભે છે. બહુપ્રકારે ભાગેલા ધુંસરીઓવાળા શોભિત રથોને, બહુપ્રકારે લોહીના સમૂહવડે ભિંજાએલા ઘોડાઓને, અનુકર્ષને, ભાથાઓને, પતાકાને, જૂદા જૂદા પ્રકારવાળા ધ્વજને, યોદ્ધાઓના મોટા શંખને, શ્વેત એવાં ચામરને, પર્વતની ઉપમા અપાય એવા નાશ પામેલી જીહ્વાવાળા સુતેલા હસ્તિઓને, વિચિત્ર એવી વૈજયંતી માળાઓને, હણેલા એવા હસ્તિવડે યુદ્ધાઓને, હસ્તિઓની ઝુલને, સંયુક્ત એવા અનેક કાંબળાઓને, રૂપવડે વિચિત્ર અને ચિતરેલા એવા કાપેલા કુથોને, પડતા એવા હસ્તિઓએ બહુ પ્રકારે ભેદેલી અને ચૂર્ણિત એવી ઘંટાઓને,

પૃથ્વીવિષે પડેલા એવા વૈદૂર્યમણિના દંડને, અને અંકુશને, ઘોડાઓના ઘોંસરાના અગ્રભાગને, રત્ન જડીત બખ્તરોને, ઘોડેસ્વારના ધ્વજના અગ્રભાગમાં વિંધેલા સુવર્ણ શોભિત કુથને, વિચિત્ર મણિવડે રંગબેરંગિ સુવર્ણ શોભિત એવા ઘોડા ઉપર રાખવાનાં બીછાનાને, પૃથ્વીવિષે પડેલાં એવાં રંકુમૃગનાં ચર્મને, રાજાઓના ચૂડામણિને, વિચિત્ર એવી સુવર્ણ-માળાને, ધનુષ વડે વિંધેલા છત્રને, ચામરને, અને વિંઝણાને જો. ચંદ્ર અને નક્ષત્ર સમાન કાંતિવાળાં સુંદર કુંડળવાળાં શોભિત શ્મશ્રુયુક્ત અને પૂર્ણ ચંદ્ર સરખાં મુખવડે વ્યાપ્ત એવી પૃથ્વીને જો. કુમુદ, ઉત્પલ અને કમળના સમૂહોવડે પ્રફુલ્લ એવાં સરોવરની પેઠે કુમુદ અને ઉત્પલ સરખાં રાજાઓનાં મુખવડે યુક્ત એવી પૃથ્વીને જો. તારાઓના સમૂહોવડે વિચિત્ર અને નિર્મલ ચંદ્રમાની કાંતિવાળા આકાશની તુલ્ય એવી આ સેનાને નક્ષત્રોના સમૂહવાળા શરત્કાલની પેઠે જો. હે અર્જુન, મહાયુદ્ધમાં તેં જે આ કર્મ કર્યું તેનેજ અને સ્વર્ગ વિષે યુદ્ધમાં દેવરાજ ઇન્દ્રનેજ યોગ્ય છે, આવી રીતે તે યુદ્ધભૂમિને મુકુટવાન્ અર્જુનને દર્શાવતા એવા શ્રીકૃષ્ણ ચાલતાંજ દુર્યોધનનાં સૈન્ય વિષે મોટા શબ્દને, શંખ અને દુંદુભિના ઘોષને, ભેરી અને પવણુના શબ્દને, રથ, ઘોડા અને હસ્તિઓના નાદને તથા દારૂણ એવા શસ્ત્રોના શબ્દોને સાંભળવા લાગ્યા. ભગવાન શ્રીકૃષ્ણ વાયુ તુલ્ય વેગવાળા ઘોડાઓવડે તેનાં સૈન્ય પ્રત્યે પેશી પાડ્યરાજાએ પીડેલાં તમારાં સૈન્યને જોઇ વિસ્મય પામ્યા; કારણકે યુદ્ધમાં બાણુ ફેંકવામાં શ્રેષ્ઠ એવો તે જૂદા જૂદા પ્રકારવાળા બાણોવડે જે રીતે પ્રાણુરહિત પુરૂષોને અંતક મારે તે રીતે શત્રુઓના સમૂહોને હણતો હતો, અને પ્રહાર કરનારાઓમાં શ્રેષ્ઠ એવો તે પાંડયરાજા તીક્ષ્ણ બાણોવડે હાથિ, ઘોડા અને મનુષ્યોનાં શરીરોને ભેદી દેહને પ્રાણુરહિત એવા પ્રાણિઓને પાડતો હતો તથા શત્રુઓવિષે અતિશૂર એવા બાણોવડે અસ્ત્રોને અને જૂદા જૂદા પ્રકારવાળાં શસ્ત્રોને કાપી તે શત્રુઓને જે રીતે ઇન્દ્ર દૈત્યોને હણે તે રીતે હણતો હતો.

भित्वा प्रहरतां श्रेष्ठो विदेहासूनपातयत् ।
शत्रुप्रवीरैरस्ताणिना नाशस्ताणिसायकैः ॥
छित्वा तानवधीच्छत्रून्पाण्ड्यः शक्रइवासुरान् ।

इतिश्री महाभारते कर्णपर्वणि सङ्कुलयुद्धे गुर्ज्जरभाषायामेकोनविंशोऽध्यायः॥१९॥

---

## અધ્યાય ૨૦ મો.—પાંડ્ય વધ.

धृतराष्ट्रउवाच—प्रोक्तस्त्वयापूर्वमेव प्रवीरो लोकविश्रुतः ॥
नरवस्य कर्मसङ्ग्रामेत्वया संजयकीर्तितम् ॥ १ ॥

ધૃતરાષ્ટ્ર પૂછે છે—હે સંજય, તેં પેહેલાંજ અતિ શૂર અને લોકમાં પ્રખ્યાત એવા તે રાજાને કહ્યો છે પણ સંગ્રામ વિષે એનું કર્મ નથી કહ્યું માટે હમણાં અતિશૂર એવા તે રાજાના પરાક્રમને, શિક્ષાને, સામર્થ્યને, શૂરતાને, પ્રમાણને અને ગર્વને કહે. સંજય કહે છે કે, તમે જે ભીષ્મપિતામહ, દ્રોણાચાર્ય, કૃપાચાર્ય, દ્રોણપુત્ર અશ્વત્થામા, કર્ણ અર્જુન અને જનાર્દન ભગવાનને સમાપ્ત વિદ્યાવાળા અને ધનુષમાં શ્રેષ્ઠ એવા રથિ માનો છો, એ સર્વ મહારથિઓને જે શૂરતાવડે તરછોડતો હતો અને કોઇપણ રાજાને પોતાની

બરોબર માનતો ન હતો અને જે દ્રોણાચાર્ય અને ભીષ્મ પિતામહવડે પોતાની તુલ્યતાને સાંખી શકતો ન હતો, તથા વસુદેવના પુત્ર કૃષ્ણ અને અર્જુનથી ઓછાપણાને પોતાવિષે ઈચ્છતો ન હતો, તે રાજાઓમાં શ્રેષ્ઠ અને સર્વ શસ્ત્રધારિ વિષે ઉત્તમ એવો પાંડય જે રીતે પરાભવ પામેલો કાળ હણે તે રીતે કર્ણનાં સૈન્યને હણતો હતો. ઘણા રથ અને ઘોડાવાળું ને શ્રેષ્ઠ પાયદળવડે સંકુલ એવું તે સૈન્ય પાંડયરાજાએ બળથી હણેલું એવું કુંભારનાં ચક્રની પેઠે ભમતું હતું અને પાંડયરાજા જે પ્રમાણે વાયુ વાદળાને વિખેરી નાંખે તે પ્રમાણે સારી રીતે ફેંકેલા બાણોવડે યોદ્ધાઓને જેઓનાં આયુધ અને હસ્તિઓ વિંધેલા છે, ને જેઓના ઘોડા, સારથિ, ધ્વજ અને રથ નાશ પામેલા છે એવા કરતો હતો, અને જેવી રીતે ઇન્દ્ર વજ્રવડે પર્વતોને હણે તેવી રીતે હસ્તિયોને, પતાકા, આયુધ અને ધ્વજ રહિત એવા હસ્તિ ઉપર બેસનારાઓને અને તેના સહાયકોને હણતો હતો તથા શક્તિ, પ્રાસ અને ભાથા સહિત એવા ઘોડે સ્વારોને, ઘોડાને પણ તેમ પુલિંદ, ખસ, બાલ્હીક, નિષાદ, આંધ્રક, અને કંતુલ યોદ્ધાઓને, દક્ષિણ દેશના યોદ્ધાઓને અને સંગ્રામ વિષે કઠણ તથા શૂર એવા ભોજ યોદ્ધાઓને બાણોવડે શસ્ત્ર અને કવચરહિત કરી પ્રાણ રહિત કરતો હતો. યુદ્ધમાં ચાર અંગવાળાં સૈન્યને બાણોવડે હણતા અને સંભ્રમ રહિત એવા પાંડયને જોઇ તે સમયે અસંભ્રાંત એવા દ્રોણપુત્ર અશ્વત્થામા તે પ્રત્યે ગયા. પછી પ્રહાર કરનારાઓમાં શ્રેષ્ઠ એવા અશ્વત્થામા ભય રહિત એવા એ રાજાને અભીત પુરૂષોની પેઠે મધુર વચનથી બોલાવી હાસ્યપૂર્વક બોલાવવા લાગ્યા અને કહેવા લાગ્યા કે–હે કમલ તુલ્ય નેત્રવાળા, ચતુર સંબંધિઓવડે પ્રખ્યાત, વજ્રતુલ્ય દેહની કાંતિવાળા અને પ્રખ્યાત બળ તથા પરાક્રમવાળા રાજા, મોટા હાથવડે મુઠીમાં રહેલી છે મોટી પ્રત્યંચા જેની એવા મોટાં ધનુષને કંપાવતો એવો તું અતિ શોભે છે અને મોટા મેઘની પેઠે મહાવેગવાળી બાણરૂપિ વૃષ્ટિઓવડે શત્રુઓ પ્રત્યે વર્ષતો એવો જે તું તેની સામો શૂર એવા મારા વગર બીજા યોદ્ધાને યુદ્ધમાં હું જોતો નથી. જેવી રીતે અરણ્યમાં મૃગના સમૂહોને ભય રહિત અને ભયંકર બળવાળો સિંહ મારે તેવી રીતે ભય રહિત અને ભયંકર બળવાળો તું એકલો ઘણા એવા રથ, હાથિ પાયદળ અને ઘોડાઓને હણે છે. હે પાર્થિવ, મોટા રથના ઘોષવડે પૃથ્વીને અને આકાશને ગજાવતો એવો તું જે પ્રમાણે વર્ષાકાલના અંત વખતમાં ધાન્યને નાશ પમાડનાર શબ્દ કરતો એવો મેઘ શોભે તે પ્રમાણે શોભે છે. માટે ભાથાથકી સર્પની ઉપમા અપાય તેવા તીક્ષ્ણ બાણોને લેતો એવો તું જે રીતે ત્ર્યંબક એવા મહાદેવની સાથે અંધકાસુર યુદ્ધ કરતો હતો તે રીતે મારા એકલાની સાથેજ યુદ્ધ કર, એવી રીતે કહેલા અને પ્રહાર કર એમ કહી તાડન કરેલા તેણે ‘ ઠીક ’ એમ કહી બાણવડે દ્રોણપુત્ર અશ્વત્થામાને વિંધ્યા અને આચાર્યમાં શ્રેષ્ઠ એવા દ્રોણપુત્ર અશ્વત્થામાએ હાસ્ય કરી મર્મ ભેદનાર અતિઉગ્ર અને અગ્નિની જ્વાલાની ઉપમા અપાય એવા બાણોવડે પાંડયરાજા પ્રત્યે પ્રહાર કર્યો અને વળી ફરીથી અશ્વત્થામાએ બીજા અતિ તીક્ષ્ણ મર્મને ભેદનાર અને મસ્તક સહિત શત્રુને દૂર પાડનાર એવી દશમી અતિકુષ્ટા નામની બાણની ગતિવડે જોડેલા નારાચોને ફેંક્યા. તે બાણોને તીક્ષ્ણ એવા નવ બાણોવડે પાંડયરાજાએ કાપી નાખ્યા અને ચાર બાણોવડે જલદી ઘોડાઓને પીડયા, અને તેઓ પ્રાણ રહિત થયા એ પછી પાંડયરાજાએ સૂર્ય સરખા તેજસ્વિ દ્રોણપુત્ર અશ્વત્થામાના તે બાણોને તીક્ષ્ણ બાણોવડે કાપી મોટી એવી ધનુષની પ્રત્યંચાને કાપી. એ પછી શત્રુને હણનારા બાહાણ

એવા તે દ્રોણ પુત્ર અશ્વત્થામાએ દિવ્ય ધનુષને પ્રત્યંચાયુક્ત કરી તથા જલદી મનુષ્યોએ રથવિષે જોડેલા બીજા ઉત્તમ ઘોડાઓને જોઇ હજારો બાણ ફેંકયા અને આકાશને તથા દિશાઓને બાણવડે બાધવાળી કરી મૂકી. તે સમયે બાણ ફેંકતા એવા મહાત્મા દ્રોણપુત્ર અશ્વત્થામાના તે સર્વ બાણને ક્ષય રહિત જાણતા એવા પણ પુરૂષોમાં શ્રેષ્ઠ પાંડયરાજાએ નાશ પમાડયા. પ્રયત્ને કરી દ્રોણપુત્ર અશ્વત્થામાના ફેંકેલા બાણોને શત્રુએ કાપી રણભૂમિ વિષે તેમના ચક્રની રક્ષા કરનાર બે પુરૂષોને તીક્ષ્ણ બાણોવડે હણ્યા. હે મારિષ, એ પછી શત્રુની શીઘ્રતાને જોઇ જેણે મંડળાકાર ધનુષ કરેલું છે એવા દ્રોણપુત્ર અશ્વત્થામા જેમ પર્જન્ય મેઘવૃષ્ટિને કરે તેમ બાણોને ફેંકવા લાગ્યા અને જે આયુધોને આઠ બળદ-યુક્ત એવાં આઠ ગાડાં ઉપાડતાં હતાં તે આયુધોને દ્રોણપુત્ર અશ્વત્થામાએ દિવસના આઠમા ભાગમાં ફેંકી દીધાં. તે સમયે અંતકની પેઠે ક્રોધ પામેલા અને અંતકની ઉપમા આપાય એવા તેમને જે જે જોતા હતા તે તે ઘણું કરી સંજ્ઞા રહિત થતા હતા. જેવી રીતે વર્ષાકાલમાં મેઘ પર્વત અને વૃક્ષ સહિત એવી પૃથ્વી પ્રત્યે જલ વૃષ્ટિવડે વર્ષે તેવી રીતે આચાર્ય પુત્ર અશ્વત્થામા બાણ વૃષ્ટિવડે તે સેના પ્રત્યે વર્ષતા હતા અને દ્રોણપુત્ર અશ્વત્થામારૂપિ મેઘે કરેલી અતિ દુઃસહ એવી તે બાણ વૃષ્ટિને હર્ષે કરી પાંડયરૂપિ વાયુ વાયવ્ય અસ્ત્રેકરી નાશ પમાડતો હતો. નાશ કરતા એવા તે રાજાના ચંદન અને અગુરૂ-વડે શોભિત તથા ચંદનની તુલ્ય એવા ધ્વજને કાપી ચાર ઘોડાઓને દ્રોણપુત્રે હણ્યા. એક બાણવડે સારથિને હણી અર્ધચંદ્રેકરી મહામેઘ સમાન શબ્દવાળા ધનુષને કાપી રથના તલ તલ જેવડા કડકા કરી નાખ્યા અને અસ્ત્રોવડે અસ્ત્રોને વારી તથા સર્વ આયુ-ધોને કાપી પ્રાપ્ત થયેલા એવા પણ શત્રુને દ્રોણપુત્ર અશ્વત્થામાએ યુદ્ધની ઇચ્છાવડે હણ્યો નહિ. એ વખતે કર્ણ હસ્તિઓનાં સૈન્ય પ્રત્યે દોડયો અને તે પાંડવોનાં મોટાં સૈન્યને નસાડવા લાગ્યો. અને હે ભારત, રથિઓને રથ રહિત, હાથિ ઉપર બેઠેલાને હાથિ રહિત અને ઘોડે સ્વારોને ઘોડા રહિત કરવા લાગ્યો તથા નમેલ પર્વવાળા ઘણા બાણોવડે હસ્તિઓને પીડવા લાગ્યો. એ સમયે મહા ધનુર્ધારી દ્રોણપુત્ર અશ્વત્થામાએ શત્રુને હણનાર અને રથિઓમાં શ્રેષ્ઠ એવા પાંડયને રથ રહિત કર્યો અને યુદ્ધની ઇચ્છાવડે હણ્યો નહિ. તે ટાણે દ્રોણપુત્ર અશ્વત્થામાના બાણવડે ઘાયલ અને જેનો ધણી નાશ પામેલો છે એવો સારી રીતે શણગારેલો ત્વરાયુકત બળવાન્ અને સામા શબ્દવિષે જતો એવો ઉત્તમ હસ્તિ સામા હાથિ પ્રત્યે ગર્જના કરી વેગવડે તે રાજા પ્રત્યે દોડયો. તે હસ્તિઓમાં ઉત્તમ અને પર્વતનાં શિખર સરખા હાથિ પ્રત્યે હાથિના યુદ્ધમાં કુશલ એવો પાંડયરાજા ઉતાવળો જે પ્રમાણે પર્વતનાં શિખર પ્રત્યે શબ્દ કરતો એવો સિંહ ચડી જાય તે પ્રમાણે ચડી ગયો. અને હસ્તિને પીડતા એવા તે મલયાચલના અધિપતિ પાંડયરાજાએ બળવડે અસ્ત્ર નાખ-વામાં ઉત્તમ યત્ન અને ક્રોધવડે જલદી સૂર્યના કિરણ સરખા તેજવાળા તોમરને ગુરૂપુત્ર અશ્વત્થામા પ્રત્યે ફેંકયો અને શ્રેષ્ઠમણિ, ઉત્તમ હીરા તથા સુવર્ણવડે અને સુવસ્ત્ર, પુષ્પ ને મોતિવડે શોભિત એવા દ્રોણપુત્રના મસ્તકના ભૂષણરૂપ એવા મુકુટને કાપી નાખ્યો, તે ટાણે સૂર્ય ચન્દ્ર તથા અગ્નિની સમાન કાંતિવાળો અને તોમરના પડવાથી ચૂર્ણિત એવો તે મુકુટ જે રીતે મહેંદ્રનાં વજ્રેકરી કપાએલા મોટા શબ્દવાળું પર્વતનું શિખર પડે તે રીતે ધરતીતલે પડયો. તે વખતે પગવડે હણેલા નાગપતિની પેઠે અશ્વત્થામા અતિ ક્રોધવડે પ્રકાશવા લાગ્યા અને તેમણે કાલદંડ સરખા શત્રુને પીડા કરનાર ચૌદ બાણોને

લીધા. પછી પાંચ બાણોવડે હાથિના પગ અને સુંઢના અગ્ર ભાગને, ત્રણ બાણોવડે રાજાના બાહુને અને મસ્તકને કાપ્યું તથા છ બાણોવડે ઉત્તમ કાંતિવાળા મહારથિ છે એવા પાંડય રાજાના અનુચરોને તેમણે માર્યા, તે વખતે અતિ લાંબા અને ગોળ, સુંદર ચન્દનવડે છાંટેલા સુવર્ણ, મોતી, મણિ અને હીરાનાં આભૂષણવાળા રાજાના પૃથ્વિ વિષે પડેલા તે બે ભુજ જેવી રીતે ગરૂડે હણેલા બે સર્પ ચેષ્ટા કરે તેવા રીતે ચેષ્ટા કરતા હતા ( સાર–હાલતા હતા અથવા પગ હાથ હલાવતા હતા ) અને પૂર્ણ ચન્દ્રમાની સમાન કાંતિવાળું, રોષવડે લાલ નેત્ર સહિત ઉંચી નાસિકાવાળું અને કુંડલ સહિત એવું તે મસ્તક પૃથ્વી વિષે પણ જે રીતે બે વિશાખા નક્ષત્રોના મધ્યમાં રહેલા ચન્દ્રમા શોભે તે રીતે શોભતું હતું. એવી રીતે યુદ્ધ કરતા એવા કુશલ અશ્વત્થામાએ બાણોવડે તે હાથિને ત્રણ બાણોવડે કુશલ રાજાને છ ભાગવાળો કર્યો અને જે પ્રમાણે દશ હવિષ્કા ઇષ્ટિમાં પિષ્ટપિંડના દશ ભાગ કરાય છે તે પ્રમાણે પાંચ ઉત્તમ બાણોવડે તે હાથિને દશ ભાગવાળો કર્યો અને જેમ સ્વધાને ( પ્રેત શરીરરૂપિ હવિને ) પામી પછીથી પિતૃપ્રિય એવો સ્મશાનનો અગ્નિ જલના પ્રવાહથી શાંત થાય છે તેમ તે પાંડયરાજા કટકે કટકા એવા ઘણા ઘોડા, મનુષ્ય અને હસ્તિઓને રાક્ષસોને ભોજનરૂપ આપી શાંત થયો. પછી સમાપ્ત વિદ્યાવાળા તથા જેણે સમાપ્તકર્મ કરેલું છે એવા ગુરૂના પુત્ર અશ્વત્થામાને પામી તમારો પુત્ર રાજા દુર્યોધન સુહૃજ્જનો સહિત જે પ્રમાણે બલિરાજાને જીત્યો ત્યારે વિષ્ણુને દેવતાનો અધિપતિ એવો ઈંદ્ર પૂજતો હતો તે પ્રમાણે હર્ષવડે અતિ વખાણવા લાગ્યો.

समाप्तविद्यं तु गुरोःसुतं नृपःसमाप्तकर्माणमुपेत्य ते सुतः ।
सुहृद्वृतोऽत्यर्थमपूजयन्मुदा जितेबलौ विष्णुमिवामरेश्वरः ॥

**इतिश्री महाभारते कर्णपर्वणि पाण्ड्यवधे गुर्जरभाषायां विंशोऽध्यायः ॥२०॥**

---

## અધ્યાય ૨૧ મો.—યુધિષ્ઠિરને સહાય.

धृतराष्ट्रउवाच—पाण्ड्ये हते किमकरोदर्जुनो युधि सञ्जय ।
एकवीरेण कर्णेन द्रावितेषु परेषु च ॥ १ ॥

ધૃતરાષ્ટ્ર પૂછે છે–હે સંજય, યુદ્ધમાં પાંડય રાજા હણાયો અને એક શૂર એવા કર્ણે શત્રુઓને નસાડયા ત્યારે સમાપ્તિવિદ્યાવાળો (ધનુર્વેદને જાણનાર) યોગ્ય શૂર અને મહાત્મા શંકરે સર્વ પ્રાણિઓવિષે ' તું નહિ જીતી શકાય એવો થઇશ ' એ રીતે આજ્ઞા કરેલો તે પાંડુપુત્ર અર્જુન શું કરવા લાગ્યો ? હે સંજય, શત્રુઓને હણનાર એવા તે ધનંજય અર્જુનથી મોટું તીવ્ર ભય છે માટે તે સમયે તે કુંતિપુત્ર અર્જુન જે કરતો હતો તે મને કહે. સંજય કહે છે–પાંડયરાજા હણાયો ત્યારે ત્વરાવાળા એવા શ્રીકૃષ્ણ અર્જુન પ્રત્યે હિતકારી વચન બોલ્યા કે–હું યુધિષ્ઠિર રાજાને દેખતો નથી અને પાંડવયોદ્ધાઓને ભાગેલા જોઉં છું, ફરીને નિવૃત્ત થએલા કુંતિપુત્રોને મોટું એવું શત્રુઓનું સૈન્ય ભાગ્યું અને અશ્વત્થામાના સંકલ્પથી કર્ણે સંજય યોદ્ધાઓને હણ્યા તથા ઘોડા, રથ અને હસ્તિઓનો ઘણો નાશ કર્યો. એ રીતે શૂર એવા વાસુદેવના પુત્ર શ્રીકૃષ્ણે મુકુટવાન્ અર્જુનને સર્વ

કહી સંભળાવ્યું. એ વચન સાંભળી તથા ભાઇનાં ઘોર એવાં મોટા ભયને જોઇ હે હૃષીકેશ, કૃષ્ણ, જલદી ઘોડાને ચલાવો, એ રીતે પાંડુપુત્ર અર્જુન બોલ્યો. પછી હૃષીકેશ (ઇન્દ્રિયોના નિયંતા) એવા કૃષ્ણ, નથી સામો યુદ્ધ કરનાર જેની એવા રથવડે શત્રુઓ પ્રત્યે ગયા અને તે સમયે ફરીને સમાગમ થયો તથા ફરીને નિર્ણય અને સૂતપુત્ર કર્ણ જેઓમાં પ્રથમ છે એવા કૌરવ અને ભીમસેન જેઓમાં આદિ છે એવા કુંતિપુત્ર પાંડવો મળ્યા. ત્યારપછી હે રાજાઓમાં શ્રેષ્ઠ, ફરીને કર્ણનું અને પાંડવોનું યમરાજાના રાષ્ટ્રને વધારનારૂં યુદ્ધ થયું. યોદ્ધાઓ પરસ્પર હણવાની ઇચ્છાવડે ધનુષ્યને, બાણને, ખડ્ગને, પટ્ટિશને, તોમરને, મુસલને, ભુશંડીને શક્તિને, ઋષ્ટિસહિત એવી ફરશિને, ગદાને, પ્રાસને, તીક્ષ્ણ એવા કુંતને, ભિંદિપાલને મોટા અંકુશને લઇ જલદી ચોતરફથી સામા જતા હતા અને બાણ, પ્રત્યંચાને તલ શબ્દોવડે સ્વર્ગને, દિશાઓને, દિશાઓના ખુણાને અને આકાશને તથા નેમિના ઘોષવડે પૃથ્વીને ગજાવતા એવા તેઓ શત્રુઓ પ્રત્યે જતા હતા અને તે મોટા શબ્દવડે હર્ષ પામેલા અને મહાઘોર એવા કલહના અંતને તરી જવા ઇચ્છતા એવા શૂરાઓ, શૂરાઓ સાથે યુદ્ધ કરતા હતા. પ્રત્યંચા, તલત્ર અને ધનુષનો શબ્દ ને નાદ કરતા એવા હસ્તિઓનો, પડતા એવા પાયદળ તથા મનુષ્યોનો મોટો શબ્દ થતો હતો. તે વખતે ગર્જના કરતા એવા શૂરાઓના જૂદા જૂદા પ્રકારવાળા તલશબ્દોને સાંભળી સૈનિકો અતિ ત્રાસ પામતા હતા, પડતા હતા અને મ્લાનિ પામતા હતા, નાદ કરતા અને શસ્ત્રવૃષ્ટિને કરતા એવા તેઓમાંના બહુ શત્રુઓને બાણોવડે શૂર એવો અધિરથપુત્ર કર્ણ હણતો હતો. જ્યારે પાંચ પાંચાલ શૂરાઓને અને પંદર એવા ઘોડા તથા સારથિને ધ્વજસહિત રથિઓને કર્ણે બાણોવડે યમરાજાના સ્થાન પ્રત્યે મોકલ્યા ત્યારે યુદ્ધમાં પાંડવોના મહાબળવાન્ શીઘ્ર અસ્ત્રવાળા મુખ્ય યોદ્ધાઓ જલદી આવી ચોતરફથી કર્ણને વિંટી વળ્યા. તે સમયે કર્ણ જે પ્રમાણે યૂથપતિ હસ્તી પક્ષીઓવડે યુક્ત એવી કમલિની પ્રત્યે (કમલનીવેલ) પ્રવેશ કરે તે પ્રમાણે બાણવૃષ્ટિવડે કંપાવતો એવો શત્રુઓની સેનાપ્રત્યે પેઠો અને શત્રુઓના મધ્યભાગ પ્રત્યે જઇ ધનુષને કંપાવતો એવો રાધાપુત્ર કર્ણ તીક્ષ્ણ બાણોવડે કાપી પાડતો હતો અને શરીરનાં ભેદ પામેલાં એવાં ચર્મ અને કવચ પૃથ્વી વિષે પડતાં હતાં અને તે કર્ણના બીજા બાણના સ્પર્શને યોદ્ધા સહી શકતા ન હતા. જેવી રીતે ચાબખાવડે ઘોડાને મારે તેવી રીતે કર્ણ ધનુષની પ્રત્યંચાથી પડેલા અને કવચ, દેહને તથા પ્રાણને હરનાર એવા બાણવડે તલત્રોને હણતો હતો અને જેમ સિંહ મૃગોના સમૂહોને હણે તેમ કર્ણ વેગવડે બાણને પ્રાપ્ત થએલા પાંડુ સંજય અને પાંચાલ યોદ્ધાઓને હણતો હતો. હે મારિષ, તે સમયે પાંચાલ દ્રુપદ રાજાના પુત્રો, નકુલ અને સહદેવ એ સર્વ ભેગા થએલા કર્ણ પ્રત્યે ગયા. જ્યારે તે કુરૂ પાંચાલ અને પાંડવ યોદ્ધાઓ યત્ન કરવા લાગ્યા ત્યારે યોદ્ધાઓ રણભૂમિ વિષે પ્રાણને તજી એક બીજાને હણતા હતા. વળી હે મારિષ, અતિ સજ્જ થએલા કવચવાન્ શિરસ્ત્રાણનાં આભૂષણસહિત મહાબળવાન શબ્દ કરતા અને દોડતા એવા બીજા યોદ્ધાઓ ઉગામેલા કાળદંડની પેઠે ગદા, મુસલ ને ભોગળો સહિત અત્યંત સામાસામા દોડતા હતા. તે સમે એકબીજાને હણતા હતા અને પરસ્પર તાડિત એવા મસ્તક માંસ પિંડ નેત્ર અને આયુધરહિત થઇ રૂધિર ને શરીરવડે સ્રવતા એવા નીચે પડતા હતા. કેટલાક શ્રેષ્ઠ યોદ્ધાઓ દાડિમ સરખા દાંતવડે પૂર્ણ અને રૂધિરસહિત

એવા મુખવડે જીવતા હોય તેમ શસ્ત્રસહિત ઉભા હતા. કેટલાક ક્રોધ પામેલા કર્ણ રૂપિ મહાસમુદ્ર વિષે ક્રૂરશિઓવડે પીડાતા હતા, પટ્ટિશ અને ખડ્ગવડે છેદાતા હતા, શક્તિઓ વડે ભેદતા હતા, ભિંદિપાલને ફેંકતા હતા, નખવડે ચીરતા હતા, અને પ્રાસ તથા તોમરોવડે હણતા હતા. તેમ પરસ્પર હણેલા પ્રાણરહિત અને રૂધિરવડે છંટાએલા ચિકણા લોહિને સ્રવતા એવા જે પ્રમાણે કાપેલાં ચંદનનાં વૃક્ષ પડે તે પ્રમાણે પડતા હતા. રથિઓએ હણેલા હજારો રથિઓ; હસ્તિરથોએ હણેલા હજારો હાથિસ્વારો, નરોએ હણેલા હજારો નરો અને ઘોડેસ્વારોએ હણેલા હજારો ઘોડેસ્વારો; નરોએ હજારો નરો અને ઘોડેસ્વારોએ હણેલા હજારો ઘોડેસ્વારો પડતા હતા. ધ્વજ, મસ્તક, છત્ર, હાથિઓની સુંઢ અને મનુષ્યોના ભુજ, ક્ષુર, ભલ્લ અને અર્ધચંદ્રવડે કાપેલા પૃથ્વીતલ વિષે પડતા હતા. યુદ્ધમાં ઘોડેસ્વારોએ હણેલા એવા શુરાઓ અને જેઓની સુંઢ કાપેલી છે એવા હસ્તિઓ મનુષ્યોને, હસ્તિ ઉપર બેસનારાઓને અને રથિઓસહિત એવા ઘોડેસ્વારોને છુંદતા હતા. પાયદળોએ સમીપ આવી હણેલા પતાકા અને ધ્વજસહિત એવા હસ્તિઓ પર્વતની પેઠે પડતા હતા. તેમ હણેલા રથિઓ અને સર્વ તરફથી હણેલા, હણાતા અને પડેલા ત્વરાવાળા એવા ઘોડેસ્વારોને પાયદળો હણતા હતા; અને ઘોડેસ્વારોએ હણેલા પાયદળોના સમૂહો યુદ્ધમાં પડતા હતા. તથા મહાયુદ્ધમાં હણેલાઓનાં મુખ અને શરીર છુંદેલાં કમળ અને કરમાએલી માળાસરખાં દેખાતાં હતાં. હે નૃપ, અત્યંત સુંદર એવાં હાથિ, ઘોડા અને મનુષ્યોનાં રૂપ મેલાં વસ્ત્રોની પેઠે દુર્દશતાને પામ્યાં હતાં.

रूपाण्यत्यर्थकान्तानि द्विरदाश्वनृणांनृप !
समुन्नामीववस्त्राणिययुर्दुर्दशतांपरां ॥

**इतिश्री महाभारते कर्णपर्वणि संकुलयुद्धे गुर्ज्जरभाषायामेक विंशोऽध्यायः॥२१॥**

## અધ્યાય ૨૨ મો. યુધિષ્ઠિરને મદદ.

**संजयउवाच—हस्तिभिस्तुमहामात्रास्तवपुत्रेणचोदिताः ।
धृष्टद्युम्नंजिघांसन्तः क्रुद्धाः पार्षतमभ्ययुः ॥१॥**

સંજય કહે છે—તમારા પુત્રે પ્રેરણા કરેલા ક્રોધ પામેલા માવતો દ્રુપદરાજાના પુત્ર ધૃષ્ટદ્યુમ્ન પ્રત્યે હણવાને ઇચ્છતા એવા ગયા તે વખતે હે ભારત, પૂર્વદિશાના યોદ્ધા દક્ષિણદેશના યોદ્ધા, શ્રેષ્ઠ એવા હાથિવડે યુદ્ધ કરનારાઓ, અંગદેશના યોદ્ધા, બંગદેશના યોદ્ધા, પુંડ્ર, માગધ, તામ્રલિપ્તક, મેકલ, મદ્ર, દશાર્ણ, નિષધદેશના યોદ્ધા અને હાથીના યુદ્ધમાં કુશલ એવા તેઓ સર્વ યુદ્ધમાં વૃષ્ટિમાન્ મેઘની પેઠે પાંચાલ યોદ્ધાઓનાં સૈન્ય પ્રત્યે બાણ, તોમર અને નારાચની વૃષ્ટિ કરવા લાગ્યા. પાની, અંગુઠા અને અંકુશવડે અતિ પ્રેરેલા અને હણવાને ઇચ્છતા એવા તે હસ્તિઓ પ્રત્યે દ્રુપદરાજાનો પુત્ર ધૃષ્ટદ્યુમ્ન બાણ અને નારાચની વૃષ્ટિ કરવા લાગ્યો. તે સમે હે ભારત, તે ફેંકેલા દશ છ અને આઠ બાણોવડે એક, એક, પર્વત સરખા હસ્તિઓને વિંધતો હતો. મેઘવડે ઢંકાતા સૂર્યની પેઠે હસ્તિઓવડે ઢંકાતા ધૃષ્ટદ્યુમ્ન પ્રત્યે તીક્ષ્ણ આયુધવાળા નાદ કરતા એવા પાંડુ અને પાંચાલ યોદ્ધાઓ ગયા અને તે હસ્તિઓ પ્રત્યે બાણવૃષ્ટિ કરતા

અને શૂરાઓનાં તાલ નામનાં વાદ્યવડે પ્રેરિત એવા પ્રત્યંચારૂપી વીણાના શબ્દ અને તલ શબ્દોવડે વીરપુરૂષનાં નૃત્ય કરતા એવા નકુલ તથા સહદેવ દ્રુપદના પુત્રો, પ્રભદ્રક યોદ્ધા, સાત્યકિ, શિખંડી અને પરાક્રમી ચેકિતાન વગેરે શૂરાઓ જે પ્રમાણે મેઘ, જલવડે પર્વતો પ્રત્યે વૃષ્ટિ કરે તે પ્રમાણે ચારે તરફથી બાણવૃષ્ટિ કરતા હતા અને મ્લેચ્છોએ પ્રેરેલા એવા તે હસ્તિઓ નરોને, ઘોડાને અને રથોને પણ સુંઢવડે ફેંકી અતિ ક્રોધથી કચરતા હતા. તેમ દાંતના અગ્રભાગોવડે પછાડતા હતા અને પછાડીને ભેદતા હતા. વળી કેટલાક દાંતને વળગેલા ભયને ઉપજાવનાર નરો નીચે પડતા હતા અને ઉઠી નાસતા હતા. પછી સમીપ રહેલા અંગદેશના હસ્તિને સાત્યકિએ ઉગ્રવેગવાળા નારાચે કરી મર્મસ્થાનોમાં ભેદી પાડ્યો. તે સમયે તે હાથિયકી ઉતરી પડવાને ઇચ્છતા અને જેણે શરીરની રક્ષા કરી છે એવા તે હસ્તિઉપર બેસનાર યોદ્ધાની છાતિને સાત્યકિએ નારાચવડે ભેદી અને તે પૃથ્વીવિષે પડયો. સમીપ આવતા એવા પુંડ યોદ્ધાના ચલિત પર્વત સરખા હસ્તિને સહદેવે પ્રયત્નવડે ફેંકેલા ત્રણ નારાચોવડે હણ્યો અને તેને પતાકા, સારથિ, કવચ, ધ્વજ અને જીવિતરહિત કરી ફરીને સહદેવ અંગયોદ્ધા પ્રત્યે ગયો. પછી સહદેવને વારી નકુળે અંગદેશના યોદ્ધાને સો બાણોવડે અને તેના હાથિને ત્રણ નારાચોવડે પીડયો. પછી નકુલ પ્રત્યે અંગ યોદ્ધાએ સૂર્યના કિરણ સરખા શોભિત એવા આઠસો તોમર નાખ્યા; તેમાંના એક એકને નકુલે ત્રણ ત્રણ પ્રકારે કાપી નાખ્યા. તેમ પાંડુપુત્ર નકુલે અર્ધચંદ્રવડે તેના મસ્તકને કાપ્યું અને તેજ હાથી સહિત હણેલો એવો તે અંગદેશનો મલેચ્છ પડયો. એ પછી હસ્તિઓની શિક્ષામાં કુશળ એવા અંગદેશના રાજાના પુત્રના હણવાથી ક્રોધ પામેલા એવા હાથિ ઉપર બેઠેલા અંગ યોદ્ધાઓ હસ્તિઓ સહિત નકુલ પ્રત્યે ગયા. તેમજ હાલતા પતાકાવાળા, સુંદર મુખવાળા સુવર્ણમય હાથિને બાંધવાની ચર્મરજ્જુ અને કવચયુક્ત એવા શોભિત હસ્તિઓવડે જેમ પર્વતો પ્રત્યે મેઘ જાય તેમ હણવાને ઇચ્છતા અને બાણ તથા તોમરોની વૃષ્ટિ કરતા એવા મેકલ, ઉત્કલ, કાલિંગ, નિષધ અને તામ્રલિપ્તક યોદ્ધાઓ ગયા. તે વખતે તેઓએ ઢંકાતા એવા નકુલને મેઘવડે ઢંકાયેલા સૂર્યની પેઠે જોઈ અતિ ક્રોધ પામેલા એવા પાંડવ, પાંચાલ અને સોમકયોદ્ધાઓ ચોતરફથી દોડયા. પછી હસ્તિ ઉપર બેઠેલા યોદ્ધાઓ સાથે હજારો તોમરોને અને બાણવૃષ્ટિઓને ફેંકતા એવા રથિઓનું યુદ્ધ થયું અને નારાચોવડે અતિ વિંધેલા હસ્તિઓનાં કુંભસ્થલ ભેદ પામ્યાં. જૂદાં જૂદાં મર્મસ્થાન ભેદાયાં અને દાંત ભાગી પડ્યા. તે હસ્તિઓમાંના આઠ મોટા હસ્તિઓને અતિ તીક્ષ્ણ ચોસઠ બાણોવડે સહદેવે હણ્યા અને તે તુર્ત ઉપર બેસનારા સ્વારસહિત નીચે પડયા. કુળને હર્ષ પમાડનાર એવો નકુલ શીઘ્ર ગતિવાળા નારાચોવડે પ્રયત્નથી, ઉત્તમ ધનુષતે નમાવી હસ્તિઓને હણવા લાગ્યો. પછી પાંચાલ ધૃષ્ટદ્યુમ્ન શનિપુત્ર સાત્યકિ, દ્રુપદરાજાના પુત્રો, પ્રભદ્રક યોદ્ધાઓ અને શિખંડી બાણવૃષ્ટિ કરવા લાગ્યા. તેસમે પાંડુ યોદ્ધાઓરૂપિ મેઘે બાણરૂપિ વૃષ્ટિઓવડે હણેલા પર્વતોની પેઠે પડયા, એવી રીતે તમારા હસ્તિઓને હણી પાંડુના રથિ અને હસ્તિ ઉપર બેસનારા યોદ્ધાઓ ભેદ પામેલા કાંઠાંવાળી નદીની પેઠે ભાગેલી તમારી સેનાને જોવા લાગ્યા અને પાંડુપુત્રના સૈનિકો તમારી સેનાને કંપાવી તથા ક્ષોભ પમાડી ફરીને કર્ણ પ્રત્યે દોડયા.

तांतेसेनांसमालोड्यपाण्डुपुत्रस्य सैनिकाः ।
विक्षोभयित्वाचपुनः कर्णसमभिदुद्रुवुः ॥

इतिश्री महाभारते कर्णपर्वणि सङ्कुलयुद्धे गुर्ज्जरभाषायां द्वाविंशोऽध्यायः॥२२।

## અધ્યાય ૨૩ મો. સહદેવ ને દુઃશાસન.

संजय उवाच—सहदेवंतथाक्रुद्धंदहन्तंतववाहिनीं ।
दुःशासनोमहाराजभ्राताभ्रातरमभ्ययात् ॥ १ ॥

સંજય કહે છે—હે મહારાજ, તેવી રીતે ક્રોધ પામેલા અને તમારી સેનાને બાળતા એવા ભાઈ સહદેવ પ્રત્યે ભાઈ એવો દુઃશાસન ગયો. તે સમયે મહાયુદ્ધમાં મળેલા તે બેઉને જોઇ મહારથિઓ સિંહનાદ સરખા શબ્દો કરવા લાગ્યા અને વસ્ત્રોને કંપાવવા લાગ્યા. હે ભારત, ત્યારપછી ક્રોધ પામેલા, ધનુર્ધારિ એવા તમારા પુત્રે બળવાન્ પાંડુપુત્રને ત્રણ બાણોવડે છાતિવિષે પ્રહાર કર્યો. પછી હે રાજન્, સહદેવે નારાચવડે તમારા પુત્રને વિંધી ફરીને સીત્તેર બાણોવડે વિંધ્યો અને ત્રણ બાણોવડે સારથિને વિંધ્યો. હે રાજન્, તે સમયે મહા યુદ્ધમાં દુઃશાસને ધનુષને કાપી સહદેવને છાતિવિષે અને તોતેર બાણોવડે બાહુ વિષે વિંધ્યો. પછી અતિ ક્રોધ પામેલા સહદેવે ખડ્ગને લેઈ તાકીને જલદી તમારા પુત્રના રથપ્રત્યે ફેંક્યો. તે મોટો ખડ્ગ તેના બાણ અને પ્રત્યંચાસહિત એવા ધનુષને કાપી જેવી રીતે આકાશથી સર્પ પડેલો હોય તેવી રીતે પૃથ્વીવિષે પડ્યો, એ પછી બીજા ધનુષને લેઈ પ્રતાપવાન એવા સહદેવે નાશ કરનાર એવા બાણને દુઃશાસન તરફ નાખ્યો, તે સમયે સમીપ આવતા અને યમના દંડ સરખી જેની કાંતિ છે એવા તે બાણને તીક્ષ્ણ ધારવાળા ખડ્ગે કરી કૌરવ એવા દુઃશાસને કાપી નાખ્યો. પછી યુદ્ધમાં ત્વરાયુક્ત બળવાન્ એવા તેણે તીક્ષ્ણ ખડ્ગને ખેંચી ફેંક્યો અને બીજા ધનુષ્યને લેઇ બાણને લીધો ત્યારે સમીપ આવતા એવા તે ખડ્ગને જલદી તીક્ષ્ણ બાણોવડે હસતા હોય તેમ યુદ્ધમાં ઉભેલા સહદેવે પાડ્યો. હે ભારત, તે વખતે મહારણમાં તમારા પુત્રે ચોસઠ બાણો સહદેવના રથપ્રત્યે ફેંક્યા. હે રાજન્, સંગ્રામ વિષે વેગે કરી પડતા એવા તે ઘણા બાણોને એકેકને પાંચ પાંચ બાણોવડે સહદેવે કાપી નાંખ્યા. વળી તમારા પુત્રે નાખેલા બાણોને નિવારી પછીથી યુદ્ધમાં તે પ્રત્યે અતિ ઘણા બાણો ફેંક્યા. તે એક એક બાણોને ત્રણ ત્રણ બાણોવડે કાપી પૃથ્વીને ભેદતો એવો તમારો પુત્ર પણ અતિ મોટો નાદ કરવા લાગ્યો. પછી હે રાજન્, દુઃશાસને રણભૂમિ વિષે પાંડુ પુત્રને વિંધી નવ બાણોવડે માદ્રીપુત્રના સારથિને વિંધ્યો. તે સમયે હે મહારાજ, ક્રોધ પામેલા પ્રતાપવાન્ સહદેવે મૃત્યુ, કાળ અને અંતકની ઉપમા અપાય એવા ઘોર બાણને લીધે અને તેણે બળ પ્રમાણે ધનુષને ખેંચી તમારા પુત્ર પ્રત્યે ફેંક્યો. હે રાજન્, તે બાણ તેને તથા વેગવડે મોટા કવચને ભેદી જે પ્રમાણે સર્પ, રાફડા પ્રત્યે પેસે તે પ્રમાણે ધરણીપ્રત્યે પેસી ગયો. તે સમે હે રાજન્, મહારથિ એવો તમારો પુત્ર મોહ પામ્યો. મોહ પામેલા તમારા પુત્રને જોઇ ઉતાવળો અતિ ત્રાસ પામેલો અને તીક્ષ્ણ બાણોવડે શત્રુઓથી પ્રહાર પામતો એવો સારથિ રથને દૂર લેઇ ગયો. તે સમયે રણભૂમિ વિષે તે કુરૂકુળમાં જન્મેલા દુઃશાસનને હરાવી પાંડુપુત્ર સહદેવ દુર્યોધનના

સૈન્યને જોઈ તેને ચોફેરથી હણવા લાગ્યા. તે વખતે હે ભારત રાજન્, જેમ કીડીઓના રહેઠાણને ક્રોધવડે માણસ કચરે તેમ તેમણે તે કૌરવોની સેનાને મર્દી નાંખી.

पिपिलकपुटंराजन् यथा मृद्गन्नरोरुषा ।
तथासाकौरवीसेनामृदिता तेन भारत ॥

**इतिश्री महाभारते कर्णपर्वणि सहदेवदुःशासनयुद्धे गुर्जरभाषायां त्रयोविंशोऽध्यायः ॥ २३ ॥**

---

## અધ્યાય. ૨૪ મો. કર્ણે જંગ મચાવ્યો.

**संजय उवाच—नकुलं रभसं युद्धेद्रावयन्तं वरूथिनीं ।
कर्णो वैकर्तनो राजन्वारयामास वैरुषा ॥ १ ॥**

સંજય કહે છે—હે રાજન્ ! યુદ્ધમાં તમારી સેનાને નસાડતા અને વેગવાન્ એવા નકુલને સૂર્યપુત્ર કર્ણ ક્રોધે કરી વારવા લાગ્યો. તે સમયે હસતો એવો નકુલ કર્ણ પ્રત્યે આ વચન બોલ્યો કે, હર્ષની વાત છે જે દેવતાઓએ મને ઘણે વખતે શાંત નેત્રવડે જોયો. હે પાપરૂપ, રણભૂમિ વિષે તું, નેત્રના વિષયને પ્રાપ્ત થયેલો એવો હું તેને જો. તું જ અનર્થોનું, વૈરનું અને કલહનું મૂળ છે, અને તારા દોષથી કુરૂઓ એક બીજાને પામી ક્ષીણ થયા છે, માટે આજ યુદ્ધમાં તને હણી કૃતકૃત્ય અને જ્વરરહિત થઈશ. એવી રીતે તેનાં વચન સાંભળી સૂતપુત્ર કર્ણ રાજાને અને વિશેષે કરી ધનુર્ધારીની સમાન એવા નકુલ પ્રત્યે બોલ્યો કે—સૂર, મને પ્રહાર કર; અમે તારા પરાક્રમને જોઈએ. હે શૂર, રણભૂમિ વિષે કર્મ કરી પછી બોલવા યોગ્ય છે. હે તાત, યુદ્ધમાં બોલ્યા વગર શૂરાઓ શક્તિથી યુદ્ધ કરે છે, માટે મારી સાથે શક્તિવડે યુદ્ધ કર; જેથી તારા ગર્વનેજ હણું. એ રીતે કહી સૂતપુત્ર કર્ણે પાંડુપુત્ર પ્રત્યે પ્રહાર કર્યો અને સંગ્રામ વિષે એને તોતેર બાણોવડે વિંધ્યો, હે ભારત, તે સમયે તેણે વિંધેલા નકુલે સર્પ સરખા એંશી બાણોવડે તેને વિંધ્યો. મોટા ધનુર્ધારિ એવા કર્ણે સુવર્ણપુંખવાળા, શિલાવડે તીક્ષ્ણ કરેલા ત્રિશ બાણો વડે તેના ધનુષને કાપી પાંડુપુત્રને વિંધ્યો. તે બાણો તેના કવચને ભેદી સંગ્રામ વિષે શોણિતને પીવા લાગ્યા અને આશીવિષસર્પની પેઠે પૃથ્વીને ભેદી તેમાં પેઠા. એ પછી સુવર્ણ પૃષ્ઠવાળાં અને દુઃસહ એવાં બીજાં ધનુષને લેઇ નકુલે શીત્તેર બાણોવડે કર્ણને અને ત્રણ બાણોવડે સારથિને વિંધ્યો. હે મહારાજ, વળી ક્રોધ પામેલા શત્રુને હણનાર એવા તેણે અતિ તીક્ષ્ણ એવાં ક્ષુરપ્રેકરી કર્ણના ધનુષને કાપ્યું. અને જેનું ધનુષ કાપેલું છે એવા સર્વ લોકોમાં મહારથિ તેને હસતા એવા શૂર નકુલે ત્રણસો બાણવડે વિંધ્યો. તે વખતે હે મારિષ, કર્ણને પાંડુપુત્ર નકુલે પીડેલો જોઇ દેવતાઓ સહિત રથિઓ ઘણા વિસ્મય પામ્યા. એ પછી સૂર્યપુત્ર કર્ણે બીજું ધનુષ લેઈ નકુલને પાંચ બાણોવડે બાહુ અને કંઠના સાંધાના ભાગ વિષે વિંધ્યો. એ સમયે તે ભાગ વિષે રહેલા બાણોવડે માદ્રીપુત્ર નકુલે જે રીતે ભુવન વિષે કાંતિને કરતા એવા સૂર્ય શોભે તે રીતે શોભતો હતો. હે મારિષ, તે પછી નકુલે ત્રણ બાણોવડે કર્ણને વિંધી ફરીને એના ધનુષના અગ્રભાગને કાપ્યો. તેણે

યુદ્ધમાં અતિ વેગવાળું બીજું ધનુષ લેઇ પછીથી બાણોવડે ચોતરફથી નકુલની દિશાને ( નકુલે પકડેલી દિશાને ) ઢાંકી દીધી. તે સમયે કર્ણના ધનુષથી પડેલા બાણોવડે જલદી ઢંકાતો એવો તે મહારથિ તુર્ત બાણોવડે બાણોને કાપવા લાગ્યો. તે વખતે આકાશ વિષે વિસ્તાર પામેલો બાણમય સમૂહ જે પ્રમાણે ઉડતા એવા પતંગિઆઓવડે આકાશ દેખાય તે પ્રમાણે દેખાયો; અને હે વિશાંપતે, ફેંકેલા તે હજારો બાણોવડે ઢંકાએલું અંતરિક્ષ જેમ પતંગિઆના સમૂહોવડે ઢંકાએલું હોય તેમ થયું. વારંવાર પડતા અને સુવર્ણવડે વિકારવાળા એવા તે પંક્તિરૂપ કરેલા બાણો પંક્તિરૂપ કરેલા ક્રૌંચપક્ષિઓ સરખા શોભતા હતા. તે વખતે બાણ સમૂહોવડે આકાશ વિંટાવાને લીધે અને સૂર્યના ઢંકાવાને લીધે કોઈ પણ આકાશ વિષે જનારો જીવ પૃથ્વી વિષે આવતો ન હતો. તે સમયે ચોતરફથી બાણ-સમૂહોવડે માર્ગના રૂંધાવાથી તે બે મહાત્મા ઉદય પામેલા બે કાળસૂર્ય હોય તેમ શોભતા હતા; અને હે રાજેન્દ્ર, કર્ણના ધનુષથી પડેલા બાણોવડે વધ થતા, વેદનાવડે પીડિત એવા સોમક યોદ્ધાઓ અતિ પીડિત થવાથી ભાગી જતા હતા, તેમજ હે રાજન્, નકુલ-ના બાણોવડે હણાતી એવી તમારી સેના વાયુએ પ્રેરેલા મેઘની પેઠે વિખરાઇ જતી હતી. પછી તે બેઉના દિવ્ય એવા મહાબાણોવડે હણાતી તે બેઉ સેના બાણના પડવાથી દૂર જઇને બધું જોવા ઉભી રહી. કર્ણ અને પાંડુપુત્રના બાણોવડે તે લોક દૂર ગયા તેથી મહાત્મા તે બેઉ બાણવૃષ્ટિઓવડે એક બીજાને વિંધવા લાગ્યા. સૈન્યના અગ્રભાગ વિષે દિવ્યશસ્ત્રોને દર્શાવતા ને જલદી બાણોવડે ઢાંકતા એવા તે એક બીજાના વધને ઇચ્છતા હતા. તે વખતે જેવી રીતે નકુલે ફેંકલા કંકપક્ષિના પિચ્છવાળા બાણો સૂતપુત્ર કર્ણને ઢાંકી આકાશ વિષે જતા હતા તેવી રીતેજ મહાસંગ્રામ વિષે સૂતપુત્ર કર્ણે ફેંકેલા બાણો પાંડુપુત્રને ઢાંકી આકાશ વિષે સ્થિર થતા હતા. હે રાજન્, બાણોરૂપી ઘર વિષે પેઠેલા તે બેઉ મેઘવડે ઢંકાતા એવા સૂર્ય અને ચંદ્રમાની પેઠે કોઇએ પણ જોવાતા ન હતા. તે સમયે રણભૂમિ વિષે કર્ણે અતિઘોર રૂપ ધરી ચોતરફથી બાણવૃષ્ટિઓવડે પાંડુપુત્રને ઢાંકી દીધો. હે મહારાજ, સૂતપુત્રે અતિ ઢાંકેલો તે પાંડુપુત્ર જે પ્રમાણે મેઘવડે ઢંકાએલો સૂર્ય વ્યથા ન પામે તે પ્રમાણે વ્યથા ન પામ્યો. પછી હે મારિષ રાજન્, હાસ્ય કરી સંગ્રામ વિષે અધિરથ પુત્ર કર્ણ હજારો અને લાખો બાણો ફેંકવા લાગ્યો. તે મહાત્માના બાણોવડે સર્વ એકછાયાવાળું થયું અને પડતા એવા ઉત્તમ બાણોવડે વાદળની છાયા હોય તેમ થયું. હે મહારા-જ, હસતા હોય તેમ રહેલા કર્ણે મહાત્મા નકુલના ધનુષને કાપી રથના અગ્રભાગ થીમારથિને પાડયો. અને હે ભારત, પછીથી તુર્ત એમના ચાર ઘોડાઓને તીક્ષ્ણ એવા ચાર બાણો-વડે યમરાજાના સ્થાનપ્રત્યે મોકલ્યા. હે મારિષ, એ પછી એમના તે દિવ્ય રથના બાણો-વડે તલ તલ જેવડા કડકા કરી નાખ્યા. વળી પતાકાને, ચક્રની રક્ષા કરનારાને, ગદાને, ખડગને, શતચંદ્રને, તેના ચર્મને અને સર્વ સાધનોને નાશ પમાડયાં. તે સમયે હે વિશાં-પતે, ઘોડાં, રથ અને કવચ રહિત એવો નકુલ જલદી રથમાંથી ઉતરી ભૂંગળને લેઇ ઉભો રહ્યો. હે રાજન્, તેની ઉગામેલી મહાભયંકર ભોગળને સૂતપુત્ર કર્ણે અતિ તીક્ષ્ણ ધારવાળા બાણોવડે હણી. પછી એમને આયુધ રહિત જાણી નમેલ પર્વવાળા બાણોવડે કર્ણ પ્રહાર કરવા લાગ્યો પણ અતિ પીડતો નહતો. તે સમયે હે રાજન્, અસ્ત્રકુશલ અને અતિ બળવાન્ એવા કર્ણથી યુદ્ધમાં પ્રહાર પામતો અને આકુળ વ્યાકુળ જેની ઇંદ્રિયો છે એવો નકુળ જલદી ભાગ્યો. એટલે હે ભારત રાજન્, તે પ્રત્યે દોડી વારંવાર

હસતા એવા રાધાપુત્ર કર્ણે એમના કંઠવિષે પ્રત્યંચા સહિત ધનુષ ફેંક્યું. તે સમયે તે કંઠ વિષે આસક્ત જે મોટું ધનુષ હતું તેણે કરી તે જે પ્રમાણે પરિવેષને પામેલા આકાશ વિષે ચંદ્રમા હોય અને શ્યામ તથા ઇંદ્ર ધનુષવડે શોભિત મેઘ હોય તેમ શોભતા હતા. તે વખત કર્ણ તે પ્રત્યે બોલ્યો કે, હે પાંડવ, પ્રથમ તું વ્યર્થ બોલેલો છે—હવે ફરીને હર્ષ પામેલો વારંવાર પ્રહાર પામતો એવો બોલ, હે તાત, બળવાન્ કુરૂઓ સાથે યુદ્ધ કર; તથા હે પાંડવ માદ્રીપુત્ર, લજ્જામાં, અને લજ્જામાં ઘેર જા, અથવા જ્યાં શ્રીકૃષ્ણ અને અર્જુન છે ત્યાં જા. હે મહારાજ, હે રાજન્, તે સમયે એ પ્રમાણે તેને કહી અને વધને પ્રાપ્ત થએલા એવા પણ તેને શૂર અને ધર્મને જાણનાર એવા કર્ણે કુંતિના વચનને સંભારી છોડી દીધો. પછી હે રાજન્, ધનુર્ધારિ એવા કર્ણે મૂકી દીધેલો પાંડુ પુત્ર નકુલ લજ્જા પામતો હોય તેમ યુધિષ્ઠિરના રથ પ્રત્યે ગયો અને સૂત્રપુત્ર કર્ણે તાપ પમાડેલો નિઃશ્વાસ નાખતો અને ઘડામાં રહેલા સર્પની પેઠે દુઃખવડે સંતાપ પામેલો એવો રથ પ્રત્યે પણ બેઠો. પછીથી ત્વરાયુક્ત એવો કર્ણ પણ તેને જીતી પંચાલ યોદ્ધાઓ પ્રત્યે મોટા પતાકા-વાળા અને ચંદ્ર સમાન વર્ણવાળા જેના ઘોડા છે એવા રથવડે ગયો. હે વિશાંપતે, તે તે સમયે પાંડવ યોદ્ધાઓનો, પંચાલ યોદ્ધાઓના રથિ સમૂહો પ્રત્યે જતા સેનાપતિ કર્ણને જોઇ મોટો પીડિત શબ્દ થયો. પછી હે મહારાજ, ત્યાં સમર્થ એવો સૂતપુત્ર કર્ણ જેમ સૂર્ય મધ્યાન્હને પામવાથી ચક્ર ફરે તેમ ફરતો એવો સંહાર કરવા લાગ્યો. હે મારિષ, અમે કેટલાક ભાગી ગયેલા ચક્રવાળા, કપાએલા ધ્વજ અને પતાકાવાળા, હણેલા ઘોડા-વાળા, હણેલા સારથિવાળા અને જેના અવયવ ભાગી ગએલા છે એવા રથોવડે હરણ કરાતા પંચાલ યોદ્ધાઓના રથિ સમૂહોને દેખતા હતા. તે તે ઠેકાણે રથિ અને હસ્તિ ઉપર બેસનારા યોદ્ધાઓ સંભ્રમ પામેલા ફરતા હતા અને જે રીતે મહાવનમાં દાવાગ્નિ-વડે બળેલાં જેનાં અંગ છે એવી ગાયો થાય તે રીતે થયા હતા. મહાત્મા કર્ણથી હણા-તા, ભિન્ન, કુંભ સ્થલનાં લોહિવડે ભિંજાએલા અને જેઓની સુંઢ કાપેલી છે એવા હસ્તિઓ તથા કેટલાક છિન્ન થએલા શરીરવાળા અને છિન્ન થયેલો પૂચ્છનો અગ્રભાગ જેનો એવા ઉત્તમ હસ્તિઓ છિન્ન થએલાં વાદળાંઓની પેઠે પડતા હતા. કેટલાક નારાચ, બાણ અને તોમરોવડે ત્રાસ પામેલા જે પ્રમાણે પતંગિયાં અગ્નિ પ્રત્યે જાય તે પ્રમાણે તેની સન્મુખજ જતા હતા. કેટલાક જળને સ્રવનારા પર્વતો હોય તેમ શરીરોવડે રૂધિરને સ્રવતા એવા મોટા હસ્તિઓ શબ્દ કરતા દેખાતા હતા, ઉરસ્રાણ રહિત, કેશવાળનાં બંધન રહિત, રૂપાનાં, કાંસ્યનાં, અને સુવર્ણનાં આભૂષણ રહિત ચોકડાં ચામર કુથા પડેલા એવા ભાથા અને યુદ્ધમાં શોભનાર, ભણેલા શૂર ઘોડેસ્વારો રહિત એવા ઘોડાઓને અને તે સમયે ભમતા એવા ઉત્તમ ઘોડાઓને અમે જોતા હતા. હે ભારત, કંચુક અને ઉષ્ણી ધારણ કરનારા ઘોડેસ્વારોને પ્રાસ, ખડ્ગ, અને ઋષ્ટિઓ રહિત જોતા હતા. તેમજ હે ભારત, હણેલા વધ કરેલા અને કંપતા એવા હાથીરૂપિ સેનાનાં અંગ અને અવયહીન એવા હાથિ ઉપર બેસનારાઓને તે તે ઠેકાણે જોતા હતા. હે ભારત, રથિઓના હણાવાથી વેગવાન્ ઘોડાઓવડે યુક્ત અને જલદી ભમતા એવા સુવર્ણ શોભિત રથોને જોતા હતા. હે ભારત, કેટલાકને ભાગી પડેલા અક્ષ અને કૂબડાવાળા, કેટલાકને ભાગી ગએલા ચક્ર-વાળા, કેટલાકને પતાકા ને ધ્વજ રહિત, તેમ જેઓના લાંગલદંડ અને બંધુર ભાગેલાં છે એવા રથોને જોતા હતા. હે વિશાંપતે, તે વખતે હણેલા એણીકાર તેણીકાર ભાગતા

રથિઓને અને તીક્ષ્ણ એવા સૂતપુત્ર કર્ણના બાણોવડે હણાતા એવા રથિઓને જોતા હતા, તેમજ શસ્ત્ર રહિત એવા કેટલાકને અને શસ્ત્ર રહિત એવા ઘણા હણાએલાને જોતા હતા. મોતીના સમૂહવડે ઢંકાયેલા, સુંદર ઘંટાઓવડે શોભિત, અને જૂદા જૂદા વર્ણોવડે વિચિત્ર એવા પતાકાઓવડે શણગારેલા હસ્તિઓને સર્વ તરફથી દોડતા જોતા હતા. તેમજ સર્વ તરફથી કર્ણના ધનુષથી પડેલા બાણોવડે છિન્ન થએલા કેટલાક યોદ્ધાઓનાં મસ્તકોને, બાહુને અને સાથળોને જોતા હતા. કર્ણના બાણોવડે હણાતા અને તીક્ષ્ણ બાણોવડે યુદ્ધ કરતા એવા યોદ્ધાઓનો અતિ ભયંકર સમાગમ થયો હતો. સંગ્રામ વિષે સૂતપુત્ર કર્ણથી વધ પામતા એવા તે સૃંજય યોદ્ધાઓ જે રીતે પતંગિઆ અગ્નિ પ્રત્યે જાય તે રીતે તેની સમીપ જતા હતા, અને તે તે ઠેકાણે સૈન્યોને બાળતા એવા તે મહારથિ કર્ણને ક્ષત્રિયો જે પ્રમાણે તીવ્ર એવા યુગના નાશ વખતના અગ્નિને તજે તે પ્રમાણે તજી દેતા હતા. હણેલાઓમાંથી શેષ રહેલા જે શૂરા પંચાલ યોદ્ધાઓના મહારથિઓ હતા અને જેઓનાં કવચ અને ધ્વજ પડી ગયા છે એવા તે ભંગાણ પામેલા નાસતા હતા. તેમની પાછળ બાણોવડે વિખેરતો એવો તેજસ્વી, મહાબળવાન્ સૂતપુત્ર કર્ણ દોડતો હતો અને બાણોવડે તેઓને જેવી રીતે મધ્ય દિવસને પામેલા અંધકારને મટાડનાર સૂર્ય કિરણોવડે પ્રાણીઓને તાપ પમાડે તેવી રીતે તપાવતો હતો.

अभ्यधावत तेजस्वी विशीर्ण कवचध्वजान् ।
तापयामासतान्बाणैः सूतपुत्रोमहाबलः ॥
मध्यं दिनमनुप्राप्तो भूतानी वतमोनुदः ॥

**इतिश्री महाभारते कर्णपर्वणि कर्णयुद्धे गुर्जरभाषायां चतुर्विंशोऽध्यायः ॥२४॥**

---

## અધ્યાય ૨૫ મો—શકુનિએ માંડેલું યુદ્ધ.

संजय उवाच—युयुत्सुं तवपुत्रस्य द्रावयन्तं बलंमहत् ।
उलूकोऽभ्यपतत्तूर्णं तिष्ठेति चाब्रवीत् ॥ १ ॥

સંજય કહે છે કે—તમારા પુત્રનાં મોટા સૈન્યને નસાડતા એવા યુયુત્સુ પ્રત્યે જલદી ઉલૂક ગયો અને ' ઉભો રહે ઉભો રહે; ' એમ કહેવા લાગ્યો. તે વખતે હે રાજન્, યુયુત્સુએ મહાબળવાન્ એવા ઉલૂકને વજ્રવડે લગાવે તેમ તીક્ષ્ણ ધારવાળા બાણે કરી લગાવ્યો. પછી તમારા પુત્રના સંગ્રામવિષે રહેલા ક્રોધ પામેલા ઉલૂકે ક્ષુરપ્રવડે ધનુષ કાપી બાણવડે પ્રહાર કર્યો. તે ભાગેલા ધનુષને તજી જેનાં લાલ નેત્ર થયાં છે એવા યુયુત્સુએ અતિ વેગવાન્ બહુ મોટા બીજા ધનુષને લીધું. પછી હે ભારત, કુલમાં શ્રેષ્ઠ, સાઠ બાણો વડે શકુનિના પુત્ર ઉલૂકને વિંધ્યો, ત્રણ બાણોવડે સારથિને અને ફરીને તેને વિંધ્યો, ઉલૂકે સુવર્ણ શોભિત વીસ બાણોવડે તેને વિંધી પછીથી ક્રોધ પામી સંગ્રામ વિષે એમના સુવર્ણમય ધ્વજને કાપ્યો. તે સામે હે રાજન્, જેની લાકડી ભાગી પડેલી છે એવો અતિ મોટો પડતો એવો તે સુવર્ણમય ધ્વજ યુયુત્સુની સન્મુખ પડયો. પછી ધ્વજને કાપેલો જોઇ ક્રોધ વ્યાપ્ત એવા યુયુત્સુએ પાંચ બાણોવડે ઉલૂકને છાતિ વિષે પ્રહાર કર્યો. હે

મારિષ, યુદ્ધમાં ઉલૂકે તૈલવડે તીક્ષ્ણ કરેલા ભલ્લવડે યુયુત્સુના સારથિનું મસ્તક છેદયું. તે સમયે હે ભરત કુલમાં શ્રેષ્ઠ, છેદેલું તે યુયુત્સુના સારથિનું મસ્તક જે રીતે વિચિત્ર એવું તારાનું સ્વરૂપ ખરી પડે તે રીતે પૃથ્વીતલ વિષે પડયું. પછી ચાર ઘોડાઓને હણ્યા અને પાંચ બાણોવડે તેને વિંધ્યો તથા બળવાન્ ઉલૂકે અતિ વિંધેલો તે યુયુત્સુ બીજા રથ પ્રત્યે ગયો. પછી હે રાજન્, રણભૂમિ વિષે તેને જીતી ત્વરાવાન્ એવો ઉલૂક, પાંચાલ અને સૃંજય યોદ્ધાઓને તીક્ષ્ણ બાણોવડે હણવા લાગ્યો. હે મહારાજ, તે વખતે સંભ્રમ રહિત એવા તમારા પુત્ર શ્રુતકર્માએ નિમેષાર્ધ વખતમાં શતાનિકને ઘોડા, સારથિ અને રથ રહિત કર્યો; એટલે હે મારિષ, જેના ઘોડા નાશ પામેલા છે એવા રથમાં રહેલા ક્રોધ પામેલા મહારથિ શતાનિકે તમારા પુત્રની સમીપ ગદા ફેંકી. તે ગદા હે ભારત, રથને અને સારથિ સહિત ઘોડાઓને ભસ્મ કરી પૃથ્વીને ચીરતી હોય તેમ જલદી ધરણી પ્રત્યે પડી. એ રીતે રથ રહિત થએલા શૂરા કુરૂઓની કીર્તિને વધારનારા, એક બીજાને જોતા એવા તે બેઉ યુદ્ધથકી દૂર ગયા અને સંભ્રમ પામેલો એવો તમારો પુત્ર, વિવિંશુના રથ પ્રત્યે બેઠો તથા ત્વરાયુક્ત એવો શતાનિક પણ પ્રતિવિંધ્યના રથ પ્રત્યે ગયો. વળી ક્રોધ પામેલો શકુની તીક્ષ્ણ બાણોવડે સુતસોમને વિંધી મેઘ વૃષ્ટિએ કરી જે પ્રમાણે પર્વતને કંપાવે તે પ્રમાણે કંપાવતો હતો. તેમ હે ભારત, પિતાના અત્યંત વૈરી એવા તે શકુનિને જોઇ સુતસોમ પણ હજારો બાણોવડે ઢાંકવા લાગ્યો. તે બાણોને જલદી બીજા બાણોવડે શીઘ્ર અસ્ત્રવાળો ચિત્રયુદ્ધ કરનાર અને સંગ્રામ વિષે બાણોને તીક્ષ્ણ બાણોવડે વારી અતિ ક્રોધથી તેણે ત્રણ બાણોવડે સુતસોમને પ્રહાર કર્યો. તેમ હે મહારાજ, તમારા સાળાએ બાણોવડે તેના ઘોડાને, ધ્વજને અને સારથિને તલતલ જેવડા કડકા કરી હણ્યો. તે સમયે મનુષ્યો સોરબકાર કરવા લાગ્યા, અને હે મારિષ, જેના ઘોડા હણેલા છે, ધ્વજ કાપેલા છે, અને રથ ભાગેલા છે, એવો ધનુર્ધારી તે ઉત્તમ ધનુષ્યને લેઇ ભૂમિવિષે ઉભો રહ્યો અને શિલાવડે તીક્ષ્ણ કરેલા સુવર્ણ પુંખવાળા બાણોને ફેંકવા તથા યુદ્ધમાં તમારા સાળાના રથને ઢાંકવા લાગ્યો. તે વખતે પતંગિઆના સમૂહોની પેઠે રથ સમીપ આવતા એવા તે બાણસમૂહોને જોઇ સુબલાપુત્ર શકુનિ વ્યથા પામતો ન હતો અને મહાયશસ્વી તે તેના બાણોને બાણ સમૂહોવડે હણતો હતો. તે સમયે સુતસોમનાં મનાય નહિ તેવા તે કર્મને જોઇ યોદ્ધાઓ અને આકાશવિષે રહેલા દેવતાઓ પણ પ્રસન્ન થતા હતા કે, જે એકલો રથમાં બેઠેલા શકુનિસાથે યુદ્ધ કરતો હતો. હે રાજન્, તેના ધનુષને અને ભાથાઓને તીક્ષ્ણ મહાવેગવાળા તથા નમેલ પર્વવાળા ભલ્લોવડે હણતો હતો. વળી જેનું ધનુષ છિન્ન થએલું છે અને રથ ભાગેલો છે એવો તે, વૈડૂર્ય અને કમળના વર્ણસરખી શોભાવાળા તથા હાથીના દાંત સરખી જેની મુઠ છે એવા ખડ્ગને ઉગામી નાદ કરતો હતો. બુદ્ધિમાન્ એવા સુતસોમના ફેરવાતા, નિર્મલ વસ્ત્રસરખાં તેજવાળા ખડ્ગને કાળના દંડની ઉપમા અપાય એવો માનતો હતો. હે મહારાજ, શિક્ષા અને બળવડે યુક્ત એવો તે ખડ્ગ લેઇ જલદી ચૌદ મંડળો પ્રત્યે ફરતો હતો અને યુદ્ધમાં ભ્રાંત, ઉદભ્રાંત, અવિદ્ધ, આપ્લુત, વિપ્લુત, સૃત, સંપાત અને સમુદીર્ણ એવાં અનુકૂલ અને પ્રતિકૂલ ભેદવડે બમણાં થવાથી ચૌદ પ્રકારના મંડળોને દર્શાવતો હતો. પછી પરાક્રમી સુબલાપુત્ર શકુનિ તેની સમીપ બાણ ફેંકવા લાગ્યો. તે નજીક આવતા બાણોને જલદી સુતસોમ મોટા ખડ્ગવડે કાપતો હતો. હે મહારાજ, ત્યારપછી ક્રોધ પામેલા. પરવીરને હણનારા, સુબલાપુત્ર શકુનિએ સર્પની

ઉપમા અપાય એવા બાણોને સુતસોમ પ્રત્યે ફેંક્યા. તે બાણોને શિક્ષા અને બળવડે શીઘ્રતાને દર્શાવતા અને ગરૂડની તુલ્ય પરાક્રમવાળા એવા સુતસોમે ખડગવડે કાપ્યા. તે વખતે હે રાજન્, મંડલ અને આવર્તન પ્રત્યે ફરતા એવા તે સુતસોમના અતિ કાંતિવાળા ખડ્ગને શકુંનિએ અતિ તીક્ષ્ણ એવા ક્ષુરપ્રવડે કાપ્યો અને કાપેલો એવો તે મોટો ખડ્ગ જલદી ભૂમિ વિષે પડ્યો. તે સમે હે ભારત, સુંદર મુઠવાળા તે ખડ્ગનો અર્ધભાગ એના હાથમાં રહી ગયો, તેને કાપેલો જાણી છ પગલાં હઠી મહારથિ સુતસોમે શેષ રહેલા ખડ્ગને ફેંક્યો તે રણભૂમિ વિષે મહાત્માના પ્રત્યંચાસહિત હિરાવડે શોભિત એવા ધનુષને કાપી જલદી ધરતી પ્રત્યે પડ્યો. પછી સુતસોમ શ્રુતકીર્તિના મોટા રથ પ્રત્યે ગયો. તેમ સુબલાપુત્ર શકુનિ પણ ઘોર અને અતિદુઃખે કરી જીતાય એવા બીજા ધનુષને લેઇ ઘણા શત્રુ સમૂહોને હણતો પાંડવોનાં સૈન્ય પ્રત્યે ગયો. હે વિશાંપતે, તે સમયે સંગ્રામ વિષે સુબલાપુત્ર શકુનિને નિર્ભય પુરૂષની પેઠે ફરતો જોઇ પાંડવ યોદ્ધાઓનો મોટો નાદ થતો હતો. તેમ તે મહાત્માએ નસાડેલાં મત્ત તથા શસ્ત્રવાળાં એવાં તે મોટાં સૈન્યો દેખાતાં હતાં. હે રાજન્, જેવી રીતે દેવરાજ ઇન્દ્ર દૈત્યોની સેનાને હણતો હતો તેવી રીતેજ સુબલાપુત્ર પાંડવોની સેનાને નાશ પમાડતો હતો.

द्राव्यमाणाण्यदृश्यंतसौबलेन महात्मना ।
यथादैत्यचमूं राजन् देवराजोममर्दह ॥
तथैव पाण्डवींसेनांसौबले योव्यनाशयत् ॥

**इतिश्री महाभारते कर्णपर्वणि सौबलयुद्धेगुर्जरभाषायां पञ्चविंशोऽध्यायः ॥२५॥**

---

## અધ્યાય ૨૬ મો ભયંકર યુદ્ધ.

संजय उवाच—धृष्टद्युम्नं कृपो राजन् वारयामास संयुगे ।
यथा द्रष्ट्वा वने सिंहं शरभो वारयेद्युधि ॥

સંજય કહે છે—હે રાજન્ સંગ્રામવિષે કૃપાચાર્ય ધૃષ્ટદ્યુમ્નને જે રીતે વનમાં શરભ, સિંહને જોઇ યુદ્ધમાં વારવા લાગે તે રીતે વારવા લાગ્યા. હે ભારત, અતિ બળવાન્ એવા તે ગૌતમ કૃપાચાર્યે વારેલો એવો ધૃષ્ટદ્યુમ્ન તે વખતે પગલાંથી પગલું પણ, ચાલવા શક્તિમાન્ ન હતો. પછી ધૃષ્ટદ્યુમના રથપ્રત્યે ગૌતમ કૃપાચાર્યના રથને જોઇ સર્વ પ્રાણીઓ ત્રાસ પામવા લાગ્યા અને ક્ષયને પ્રાપ્ત થએલો માનવા લાગ્યા. તે સમયે ઉદાસ થએલા રથિઓ અને ઘોડેસ્વારો કહેવા લાગ્યા કે દ્રોણાચાર્યના નાશથી જરૂર મનુષ્યોમાં ઉતમ, મહા તેજસ્વી, દિવ્યઅસ્ત્રોને જાણનાર અને ઉદાર બુદ્ધિવાળા શારદ્વત કૃપાચાર્ય ક્રોધ પામેલા છે માટે આજ ગૌતમ એવા કૃપાચાર્યથી ધૃષ્ટદ્યુમ્નનું કલ્યાણ થશે? આ સઘળી સેના મોટા ભયથી મૂકાશે? અને આ બ્રાહ્મણ આવેલા એવા સર્વ આપણને મારશે તો નહિ કે? અંતકના સરખું જેવું આજ તેનું ભારે રૂપ દેખાય છે તેથી તો જણાય છે કે આજ તે ભરદ્વાજના પુત્રના પુત્ર દ્રોણાચાર્યના માર્ગને પામશે. વળી હે મહારાજ, કૃપાચાર્ય હલકા હાથવાળા, નિરંતર યુદ્ધમાં વિજયવાન્, અસ્ત્રવાન, પરાક્રમવડે યુક્ત અને ક્રોધયુક્ત છે તેથી આજ મહાયુદ્ધમાં ધૃષ્ટદ્યુમ્ન વિમુખ જણાય છે; એવી રીતે જૂદા જૂદા પ્રકારવાળી વાણી

તમારા યોદ્ધાઓની પારકાંઓ સાથે તે બેઉના તે સમાગમ વિષે સંભળાતી હતી. હે નૃપ, ત્યારપછી અતિ નિઃશ્વાસ નાખી શારદ્વત એવા કૃપાચાર્ય ક્રોધથી ચેષ્ટારહિત એવા ધૃષ્ટદ્યુમ્નને સર્વ મર્મસ્થાનો વિષે પીડવા લાગ્યા. તે વખતે યુદ્ધમાં મહાત્મા ગૌતમ એવા કૃપાચાર્યથી પ્રહાર પામતો તથા ઘણા મોહવડે યુક્ત એવો ધૃષ્ટદ્યુમ્ન કર્તવ્યને જાણી શકતો ન હતો. તે સમયે તેનો સારથિ તે પ્રત્યે બોલ્યો કે—હે ધૃષ્ટદ્યુમ્ન, શું તમારૂં ક્ષેમ છે કે ? યુદ્ધમાં તમારૂં આવું દુઃખ મેં કોઇ ઠેકાણે જોયું નથી; દૈવયોગથી મર્મને ભેદનારા તમારા બાણો પડતા નથી; અને બ્રાહ્મણોમાં મુખ્ય એવા કૃપાચાર્યે સર્વ તરફથી મર્મસ્થાનોને ધરી ફેંકેલા છે માટે જેમ સમુદ્રથી નદીના વેગને નિવૃત્ત કરાય તેમ જલદી રથને પાછો વાળું છું અને બ્રાહ્મણને ન હણવા યોગ્ય માનું છું કે જેણે કરી તમારૂં પરાક્રમ નાશ પામ્યું. હે રાજન્, તે પછી ધૃષ્ટદ્યુમ્ન ધીરેથી વચન બોલ્યો કે—હે તાત સારથે, મારૂં મન મોહ પામે છે, શરીરમાં પરસેવો પેદા થાય છે, અને મને રૂંવેરૂંવે હર્ષ તથા શરીરમાં કંપ થાય છે, માટે હે સારથે, બ્રાહ્મણને તજવો એવો તું જ્યાં અર્જુન છે ત્યાં ધીરેથી ચાલ; કારણ કે સંગ્રામ વિષે અર્જુનને અથવા ભીમસેનને પામી આજ ક્ષેમ થશે. એ પ્રમાણે આ મારી નિશ્ચયવાળી બુદ્ધિ છે. ત્યારપછી હે મહારાજ, ઘોડાને ઉતાવળ કરાવતો એવો સારથિ જ્યાં તમારા સૈનિકો સાથે મહાધનુર્ધારી ભીમસેન યુદ્ધ કરતો હતો ત્યાં ગયો. હે મારિષ, તે સમયે ધૃષ્ટદ્યુમ્નના રથને નાઠેલો જોઇ હજારો બાણોને ફેંકતા એવા ગૌતમ કૃપાચાર્ય પાછળ ગયા અને શત્રુને પામનાર એવા તે વારંવાર શંખ વગાડવા લાગ્યા તથા જે પ્રમાણે મહેંદ્ર નમુચિ દૈત્યને ત્રાસ પમાડતો હતો તે પ્રમાણે ધૃષ્ટદ્યુમ્નને ત્રાસ પમાડવા લાગ્યા. યુદ્ધમાં ભીષ્મપિતામહના મૃત્યુરૂપ અને દુઃખે સહન થાય એવા શિખંડિને તો વારંવાર હસતો હોય તેમ કૃતવર્મા વારવા લાગ્યો અને હદિક યોદ્ધાઓના મહારથિ કૃતવર્માને પામી શિખંડી પણ તેને કંઠ અને બાહુના મધ્યભાગમાં તીક્ષ્ણ એવા પાંચ ભલ્લબાણોવડે પ્રહાર કરવા લાગ્યો. તેમ હે રાજન્, ક્રોધ પામેલા હસતા એવા મહારથિ કૃતવર્માએ સાઠ બાણોવડે તેને ભેદી એક બાણવડે ધનુષ કાપ્યું. એ પછી બળવાન્ દ્રુપદ રાજાનો પુત્ર શિખંડી બીજા ધનુષને લેઈ ક્રોધથી ' ઉભો રહે ઉભો રહે ' એ રીતે હાર્દિક્ય એવા કૃતવર્માને કહેવા લાગ્યો. તે સમયે હે રાજેંદ્ર, એમની સમીપ સુવર્ણ પુંખવાળા અતિતીક્ષ્ણ એવા નેવું બાણને ફેંક્યા તે એમના કવચને પામી પડયા. તે બાણોને વ્યર્થ ગએલા અને પૃથ્વી વિષે પડેલા જાણી શિખંડિએ અતી તીક્ષ્ણ ક્ષુરપ્રવડે તેના ધનુષને અત્યંત છેદ્યું. તે સમે જેનું ધનુષ કાપેલું છે એવા એ કૃતવર્માને બાહુ અને છાતિ વિષે જેવી રીતે શિંગડાંરહિત એવા વૃષભને પીડે તેવી રીતે એંશી બાણોવડે વિંધ્યા. બાણોવડે ઘા વાગવાથી ઘાયલ થએલા અને ક્રોધ પામેલા કૃતવર્મા જે પ્રમાણે ઘડાના અગ્રભાગથી પાણીને કાઢે તે પ્રમાણે શરીરવડે રૂધિર સ્રવવા લાગ્યા. તે સમયે હે રાજન્, રૂધિરવડે ભિંજાએલા એવા કૃતવર્મા જે રીતે જળવૃષ્ટિવડે ભીંજાએલો એવો ગેરૂનો પર્વત શોભે તે રીતે શોભતા હતા. એ પછી સમર્થ એવા તેમણે બાણ અને પ્રત્યંચાસહિત ધનુષને લેઇ બાણસમૂહોવડે શિખિંડિને ગરદનના ભાગ વિષે વિંધ્યો. તે વખતે ગરદનના ભાગ વિષે રહેલા બાણોવડે શિખંડી જેમ શાખા અને મોટી શાખાઓવેડે પોહોળો એવો અતિ મોટો વૃક્ષ શોભે તેમ શોભવા લાગ્યો. એ રીતે તે બે એકબીજાને અતિશે વિંધી. રૂધિરવડે ભિંજાએલા, જે પ્રમાણે એકબીજાનાં શિંગડાંવડે ઘાયલ થએલા બે વૃષભ શોભે તે પ્રમાણે શોભતા હતા અને એક

બીજાના વધ વિષે યત્ન કરતા એવા તે બે મહારથિઓ રથવડે તે સમયે હજારો મંડળો પ્રત્યે ફરતા હતા. પછી હે મહારાજ, રણભૂમિ વિષે કૃતવર્માએ સુવર્ણ પુંખવાળા શિલાવડે તીક્ષ્ણ કરેલા અને મજબૂત એવા સીતેર બાણોવડે દ્રુપદ રાજાના પુત્ર શિખંડિને વિંધ્યો. તેમ સંગ્રામ વિષે ત્વરાયુક્ત અને પ્રહાર કરનારાઓમાં ઉત્તમ એવા ભોજકૃતવર્માએ જીવિતના અંતને કરનારા ઘોરબાણને એ શિખંડીની સમીપ ફેંક્યો. તે બાણવડે ઘાયલ થએલો એવો શિખંડી હે રાજન્, જલદી મૂર્છા પામ્યો અને મોહયુક્ત એવો તુર્ત ધ્વજની લાકડીનો આશ્રય કરી ગયો. પછી રથિઓમાં ઉત્તમ, કૃતવર્માના બાણોવડે સંતાપ પામેલા અને વારંવાર નિઃશ્વાસ નાખતા એવા તેને સારથિ જલદી રણભૂમિથી દૂર લેઇ ગયો. અને હે પ્રભો, તે સમયે શૂર એવો દ્રુપદ રાજાનો પુત્ર શિખંડી પરાજય પામ્યો તેથી ચોતરફથી વધ કરાતી એવી પાંડવોની સેના ભાગી.

हार्दिक्यशरसन्तप्तं निःश्वसन्तं पुनः पुनः ।
पराजिते ततः शूरे द्रुपदस्यात्मजे प्रभो ॥
व्यद्रवत्पाण्डवीसेनाव्यधमाना समंततः ॥

**इतिश्री महाभारते कर्णपर्वणि संकुलयुद्धे गुर्जरभाषायां षड्विंशोऽध्यायः ॥२६॥**

---

## અધ્યાય ૨૭ મો સંશપ્તકોનું યુદ્ધ.

संजयउवाच—श्वेताश्वोथमहाराजव्यधमत्तावकंबलं ।
यथा वायुः समासाद्य तूलराशिं समन्ततः ॥ १ ॥

સંજય કહે છે—હે મહારાજ, જેના શ્વેત ઘોડા છે એવો અર્જુન તમારાં સૈન્યને સર્વ તરફથી જેવી રીતે વાયુ રૂને પામી તેને નાશ પમાડે તેવી રીતે નાશ પમાડતો હતો. અર્જુન પ્રત્યે હે ભારત, ત્રિગત કૌરવોસહિત એવા શિબિ, શાલ્વ, સંશપ્તક, મોટું એવું નારાયણ યોદ્ધાઓનું સૈન્ય, સત્યસેન, ચંદ્રદેવ, મિત્રદેવ, સુતંજય, સૌશ્રુતિ એવો ચિત્રસેન, મિત્રવર્મા અને સંગ્રામવિષે ભાઈ તથા મહા ધનુર્ધારિ અને અસ્ત્રકુશલ એવા પુત્રોવડે યુક્ત એવો ત્રિગર્ત રાજા એ સર્વ સામા ગયા અને યુદ્ધમાં અર્જુન પ્રત્યે બાણવૃષ્ટિ કરવા લાગ્યા તથા ઘણા બાણોને ફેંકવા લાગ્યા. તેમ જે રીતે પાણીનો પ્રવાહ સમુદ્રપ્રત્યે જાય તે રીતે જલદી અર્જુનની પાસે વર્તવા લાગ્યા. તે વખતે હજારો અને લાખો યોદ્ધાઓ અર્જુનને પામી જેમ ગરૂડને જોઇ સર્પ નાશ પામે તેમ નાશ પામતા હતા. તે સમયે હે મહારાજ, રણસંગ્રામ વિષે હણાતા એવા તેઓ જે પ્રમાણે હણાતા એવા પતંગિઆ અગ્નિને ન તજે તે પ્રમાણે પાંડુપુત્ર અર્જુનને તજતા ન હતા. પછી યુદ્ધમાં સત્યસેને ત્રણ બાણોવડે પાંડુપુત્ર અર્જુનને વિંધ્યો. મિત્રદેવે ત્રેસઠ બાણોવડે, ચંદ્રસેને સાત બાણોવડે, મિત્રવર્માએ તોતેર બાણોવડે, સૌશ્રુતિએ સાત બાણોવડે, શત્રુંજયે વિશ બાણોવડે અને સુશર્માએ નવ બાણોવડે વિંધ્યો. એ રીતે બહુ યોદ્ધાઓએ યુદ્ધમાં વિંધેલો અર્જુન તે રાજાઓને સામો વિંધવા લાગ્યો. તેણે સાત બાણોવડે સૌશ્રુતિને, ત્રણ બાણોવડે સત્યસેનને, વિશ બાણોવડે શત્રુંજયને, આઠ બાણોવડે ચંદ્રદેવને, સો બાણોવડે મિત્રદેવને, ત્રણ બાણો-

વડે શ્રુતસેનને, નવ બાણોવડે મિત્રવર્માને, અને આઠ બાણોવડે સુશર્માને વિંધી તથા તેજ વખતે શિલાવડે તીક્ષ્ણ કરેલા બાણોવડે શત્રુંજય રાજાને હણી સાશ્રુતિના મસ્તકને મસ્તકબંધન સોત કાયાથી પાડયું અને ઉતાવળથી બાણોવડે ચંદ્રદેવને યમરાજાના સ્થાન પ્રત્યે મોકલ્યો. હે મહારાજ, યત્ન કરતા એવા બીજા મહારથિઓને પ્રત્યેકને પાંચ પાંચ બાણોવડે વાર્યા. વળી રણભૂમિવિષે ક્રોધ પામેલા સત્યસેને કૃષ્ણને ધારી મોટા તોમરને ફેંકયો અને સિંહનાદ કર્યો, તે સમયે લોહમય અને સુવર્ણ દંડવાળો તે તોમર મહાત્મા માધવ ભગવાનના જમણા ભુજને ભેદી પૃથ્વી ઉપર પડયો; અને હે વિશાંપતે, મહારણમાં તોમરવડે વિંધેલા એવા મહાત્મા શ્રીકૃષ્ણના હાથમાંથી ચાબખો અને રાશ પડી ગઈ. પછી વસુદેવના પુત્ર કૃષ્ણને ભેદ પામેલા અંગવાળા જોઈ કુંતિપુત્ર અર્જુન તીવ્ર ક્રોધ પામ્યો અને કૃષ્ણપ્રત્યે આ વચન બોલ્યો કે—હે સમર્થ મહાબાહો, ઘોડાઓને સત્યસેન પ્રત્યે લેઇ જાઓ, જેથી પ્રથમ એમને તીક્ષ્ણ બાણોવડે યમરાજાના સ્થાન પ્રત્યે મોકલું. પછી અર્જુનનાં એ વચન સાંભળી શ્રીકૃષ્ણે પ્રથમ પ્રમાણે બીજા ચાબખાને અને રાશને લેઇ ઘોડાઓને સત્યસેનના રથપ્રત્યે ચલાવ્યા અને વિશ્વકસેન ભગવાનને ભેદ પામેલા જોઇ કુંતિપુત્ર મહારથિ અર્જુને તીક્ષ્ણ બાણોવડે સત્યસેનને વારી પછીથી અતિ તીક્ષ્ણ ભલ્લોવડે તે રાજાના કુંડળ શોભિત એવા મોટા મસ્તકને કાયાથી કાપ્યું અને કાપી તીક્ષ્ણ બાણોવડે બીજી સેનાવિષે મિત્રવર્માપ્રત્યે ફેંકયું અને તેને તથા તેના સારથિને તીક્ષ્ણ વત્સદંત બાણવડે હણ્યો. હે મારિષ, પછીથી બળવાન્ અને ક્રોધ પામેલો એવો તે ફરીને હજારો બાણોવડે હજારો અને લાખો એવા સંશપ્તક યોદ્ધાઓને પાડવા લાગ્યો, ત્યારપછી હે રાજન્, મહારથિ એવા તેણે રજતપુંખવાળા ક્ષુરપ્રેકરી મહાત્મા મિત્રસેનના મસ્તકને કાપ્યું અને અતિ ક્રોધ પામી સુશર્માને બાહુ અને કંઠના મધ્યભાગવિષે હણ્યો. તે વખતે ક્રોધ પામેલા અને દશદિશાઓને ગજાવતા એવા સર્વ સંશપ્તક યોદ્ધાઓ અર્જુનને વિંટી વળી શસ્ત્રસમૂહોવડે પીડવા લાગ્યા. તે વખતે પીડા પામેલા, ઇન્દ્રતુલ્ય પરાક્રમવાળા, અમેય આત્માવાળા, અને મહારથિ એવા અર્જુને ઐંદ્રઅસ્ત્ર પ્રકટ કર્યું; તેમાંથી હે વિશાંપતે, હજારો બાણો ઉત્પન્ન થયા. વળી હે મારિષ, સંગ્રામવિષે કપાતા ધ્વજનો, ધનુષ્‌નો, પતાકાસહિત એવા રથોનો, ભાથાઓનો, ધોસારાઓસહિત અક્ષોનો, ચક્રોનો, રાશનો, કૂબડાઓનો, વરૂથોનો, બાણોનો, પડતા એવા ઘોડાઓનો, ઋષ્ટિઓસહિત પ્રાસોનો, ગદાઓનો, શક્તિ, તોમર અને પટ્ટિશોસહિત ભોગળોનો, ચક્રો સહિત શતઘ્નીઓનો, સાથળોસહિત ભુજોનો, કંઠસૂત્ર અને બાહુબંધોનો, કેયૂરોનો, તેમ હે મારિષ, હારોનો, નિષ્કોનો, કવચનો, હે ભારત, છત્રોનો, વિંઝણાઓનો અને મુકુટોસહિત મસ્તકનો, મોટો શબ્દ તે તે ઠેકાણે સંભળાતો હતો. તે સમયે હે વિશાંપતે, પૃથ્વીવિષે પડેલાં કુંડળોસહિત સુંદર નેત્રવાળાં ને પૂર્ણ ચંદ્રસરખાં મસ્તકો જે પ્રમાણે આકાશવિષે તારાઓનો સમૂહ શોભે તે પ્રમાણે શોભતાં હતાં અને સુંદર માળાવાળાં અને ચંદનવડે છંટાએલાં એવાં વસ્ત્ર તથા હણેલાઓનાં શરીર દેખાતાં હતાં; અને ઘોર એવું તે યુદ્ધ ગંધર્વના નગરની બરોબર આકારવાળું થયું હતું. હણેલા રાજપુત્રો અને મહાબળવાન્ ક્ષત્રિયોવડે પડેલા હસ્તિઓ અને ઘોડાઓવડે પૃથ્વી સંગ્રામવિષે જે પ્રમાણે પડેલા પર્વતોવડે થાય તે પ્રમાણે અગમ્ય રૂપવાળી થઈ હતી; ને તે સમયે મહાત્મા પાંડુપુત્રનો ચક્રમાર્ગ રહ્યો ન હતો. હે મારિષ, ભલ્લબાણોવડે ઘણા હસ્તિ અને ઘોડાઓના સમૂહને હણતા એવા અર્જુનનાં રથચક્રો જેવી રીતે સ્વામિના હણા-

વાથી પોતાના અનુચરો ખેદ પામે તેવી રીતે ગારાને લીધે ખુંપી જતાં હતાં અને તે સંગ્રામવિષે ફરતા એવા અર્જુનનાં, લોહિરૂપિ કાદવવિષે ખુંપી જતાં રથનાં ચક્રોને મન અને વાયુની સમાન વેગવાળા જોડેલા ઘોડાઓ અતિ ઘણા શ્રમેકરી ખેંચી જતા હતા. હે ભારત, ધનુર્ધારિ પાંડુપુત્ર અર્જુનથી વધ પામતું એવું તે સર્વ સૈન્ય ઘણુંકરી વિમુખ રહેતું ન હતું અને તે સમયે સંગ્રામવિષે જીષ્ણુ એવો કુંતિપુત્ર અર્જુન ઘણા એવા તે સંશપ્તક યોદ્ધાઓના સમૂહોને જીતી જે રીતે ધૂમરહિત પ્રકાશિત એવો અગ્નિ શોભે તે રીતે શોભતો હતો.

प्रायशो विमुखं सर्वं नावतिष्ठत भारत ।
तान्जित्वासमरे जिष्णुः संशप्तकगणान् बहून् ॥
विरराज तदापार्थोविधूमाग्निरिवज्वलन् ॥

इतिश्री महाभारते कर्णपर्वणि संशप्तकयुद्धे गुर्जरभाषायां सप्तविंशोऽध्यायः ॥ २७ ॥

---

## અધ્યાય ૨૮ મો સંકુલ યુદ્ધ.

संजयउवाच—युधिष्ठिरं महाराज विसृजन्तं शरान्बहून् ।
स्वयं दुर्योधनो राजाप्रत्यगृह्णादभीतवत् ॥ १ ॥

સંજય કહે છે—હે મહારાજ, ઘણા બાણોને ફેંકતા એવા યુધિષ્ઠિરને પોતે રાજા દુર્યોધન ગ્રહણ કરવા ગયો ત્યારે સમીપ આવતા એવા મહારથિ તમારા પુત્રને જલદી ધર્મરાજા વિંધી, 'ઉભો રહે ઉભો રહે' એ રીતે કહેવા લાગ્યા. તેણે પણ તીક્ષ્ણ એવા નવ બાણોવડે યુધિષ્ઠિરને વિંધ્યા અને અતિ ક્રોધથી ભલ્લબાણવડે એમના સારથિને પણ પ્રહાર કર્યો. તે સમયે હે રાજન્, યુધિષ્ઠિરે સુવર્ણ પુંખવાળા શિલાવડે તીક્ષ્ણ કરેલા તેર બાણોને દુર્યોધન પ્રત્યે ફેંકયા અને મહારથિ એવા તેમણે ચાર બાણોવડે ચાર ઘોડાઓને હણી પાંચમા બાણવડે સારથિના મસ્તકને કાયાથી ઉડાડી દીધું. છઠ્ઠા બાણવડે રાજાના ધ્વજને, સાતમાવડે ધનુષ્યને અને આઠમા બાણવડે ખડ્ગને ભૂતલવિષે પાડયું. વળી પાંચ બાણોવડે રાજા દુર્યોધનને ફરીને પણ અતિ પીડવા લાગ્યા. તે સમયે જેના ઘોડાને હણેલા છે એવા તે રથમાંથી ઉતરી ઘણા દુઃખને પામેલો એવો તમારો પુત્ર ભૂમિવિષેજ ઉભો રહ્યો. તે સમયે રાજાને દુઃખ પામેલો જોઈ રક્ષા કરવા ઇચ્છતા એવા કર્ણ, દ્રોણપુત્ર અશ્વત્થામા, અને કૃપાચાર્ય આદિ યોદ્ધા સમીપ આવ્યા અને એ પછી સર્વે પાંડુપુત્રો યુધિષ્ઠિરને વિંટી વળ્યા. હે રાજન્, સંગ્રામવિષે ત્યારપછી પાછું યુદ્ધ થવા લાગ્યું અને મહાયુદ્ધમાં હજારો તુર્ય વાગવા લાગ્યાં. હે મહીપતે, કિલકિલ શબ્દો પ્રકટ થયા. હે મહારાજ, સંગ્રામવિષે જે ઠેકાણે પાંચાલ યોદ્ધાઓ કૌરવો સાથે મળતા હતા તે ઠેકાણે નરો નરો સાથે, હાથી ઉપર બેસનારા ઉત્તમ હસ્તિઉપર બેસનારાઓ સાથે, રથિઓ રથિઓ સાથે અને ઘોડેસ્વારો ઘોડેસ્વાર સાથે સમાગમ પામતા હતા; તથા સંગ્રામવિષે જૂદા જૂદા પ્રકારવાળાં, અચિંત્ય, શસ્ત્રવાળાં, અને ઉત્તમ એવાં જોડાંઓ જોવાયોગ્ય થયાં હતાં. તેમ યુદ્ધમાં મહાવેગવાળા, પરસ્પર વધને ઇચ્છનાર એવા સર્વ શૂરાઓ ચિત્ર, શીઘ્ર, અને સુંદર યુદ્ધ કરતા હતા અને યુદ્ધમાં યોદ્ધાનાં વ્રતને અનુસરનારા તેઓ એક બીજાને હણતા હતા. કોઈ રીતે પણ પાછળ યુદ્ધ કરતા ન હતા. હે રાજન્, તે યુદ્ધ મુહૂ-

તવાર તો મધુર દર્શનવાળું થયું પણ પછીથી ઉન્મત્ત માણસની પેઠે મર્યાદારહિત થઈ ગયું. રથિઓ હસ્તિસ્વારને પામી તીક્ષ્ણ બાણોવડે કાપી કાળપ્રત્યે મોકલવા લાગ્યા. તેમ રણભૂમિવિષે તે તે વખતે તે તે ઠેકાણે બહુ બાણોને ફેંકતા એવા હસ્તિસ્વારો ઘોડેસ્વારોને પામી અતિ ઉગ્ર રીતે હણતા હતા. વળી તે તે ઠેકાણેથી ચડી આવતા એવા ઘણા ઘોડેસ્વારો ઉત્તમ ઘોડેસ્વારોને વિંટી વળી તલ શબ્દસરખા શબ્દો કરતા હતા. તે સમયે ઘોડેસ્વારો દોડતા એવા ઘોડેસ્વારોને અને મોટા હસ્તિસ્વારોને પડખેથી અને પાછળથી હણતા હતા. હે રાજન્, મદોન્મત્ત એવા કેટલાક હસ્તિઓ ઘણા ઘોડાઓને ભગાડી દંતોશલવડે હણતા હતા, અને કેટલાક અતિશે કચરતા હતા. કેટલાક ક્રોધેકરી દંતોશલવડે ઘોડેસ્વારસહિત એવા ઘોડાઓને હણતા હતા. અતિ બળવાન્ એવા કેટલાય વેગથી ઝાલી પછાડતા હતા. તેમ પાયદળોએ સર્વ તરફથી મર્મસ્થાનકોવિષે પ્રહાર કરેલા હસ્તિઓ ઘોર એવો પીડિતસ્વર કરતા હતા અને દશ દિશાઓ પ્રત્યે દોડતા હતા. મહાયુદ્ધમાં જલદી આભૂષણને તજી ભાગેલા યોદ્ધાઓનાં વિચિત્ર આભરણોને જયમાં કારણરૂપ માનતા એવા મોટા હસ્તિવાળા યોદ્ધાઓ હસ્તિઓને નમાવી તેઓને લેઇ લેતા હતા; તથા ભેદી નાખતા હતા. તેમ તે ઠેકાણે આસક્ત થએલા હસ્તિસ્વારોને વિંટાઈ વળી મહાવેગવાળા અને બળવડે મત્ત એવાં તે પાયદળો હણતાં હતાં. તે વખતે મહાયુદ્ધમાં હસ્તિઓએ સુંઢવડે અંતરિક્ષપ્રત્યે ફેંકેલા પડતા એવા કેટલાક અતિ શિક્ષિત એવા દંતોશલના અગ્રભાગોવડે વિંધાઈ જતા. કેટલાકને જલદી પકડી હસ્તિઓએ દંતોશલવડેજ હણ્યા. વળી હે મહારાજ, કેટલાકને બીજી સેના પ્રત્યે જઇ મોટા હસ્તિઓએ શરીરને ખુંદી વારંવાર પછાડીને નાશ પમાડ્યા. કેટલાકને યુદ્ધમાં વીંઝણાઓની પેઠે ફેરવીને હણ્યા અને કેટલાક હસ્તિસ્વારોના અગ્રેસરોને હણ્યા. હે વિશાંપતે, રણાંગણવિષે તે તે ઠેકાણે યોદ્ધાઓનાં શરીરો વિદ્ધ થએલાં હતાં. તેમજ કેટલાક હસ્તિઓને બે દાંતના મધ્યમાં કુંભસ્થલમાં અને દાંતના માંસવિષે પ્રાસ, તોમર અને શક્તિઓવડે હણ્યા હતા. કેટલાક હસ્તિઓ પકડીને પડખે રહેલા, અતિ દારૂણ એવા રથિ અને ઘોડેસ્વારોવડે ભેદાવાથી પૃથ્વીવિષે પડતા હતા. તેમ તે મહાયુદ્ધમાં ઘોડાસહિત એવા ઘોડેસ્વારો વેગવડે તોમરેકરી ચર્મસહિત એવા પાયદળને પૃથ્વીવિષે રગદોળતા હતા. તેમજ હે વિશાંપતે, તે તે ઠેકાણે કેટલાક કવચસહિત એવા રથિઓને પામી પકડીને હસ્તિસ્વારો હણતા હતા. હે મારિષ, ઘોરરૂપવાળા તે ભયાનક યુદ્ધમાં નારાચોવડે હણેલા મહાબળવાન્ હસ્તિઓ જેપ્રમાણે વજ્રવડે ભેદેલું પર્વતનું શિખર પડે તે પ્રમાણે પડતા હતા. યુદ્ધમાં યોદ્ધાઓ યોદ્ધાઓને પામી મુઠીઓવડે હણતા હતા અને એક બીજાના કેશને પકડી પછાડતા હતા તથા ખેંચતા હતા, કેટલાક ભુજને ઉગામી શત્રુને પૃથ્વીતલવિષે પાડી પગવડે છાતિને દાબી તરફડતા એવા શત્રુનાં મસ્તકને હરતા હતા. હે રાજન્, કોઇ યોદ્ધો આવતા એવા શત્રુના મસ્તકને ખડ્ગવડે હરતો હતો. તેમજ કોઈ જીવતા એવા શત્રુના શરીરવિષે શસ્ત્રને પેસારતો હતો. હે ભારત, તે સમયે મોટું મુષ્ટિ યુદ્ધ, તેમ ઉગ્ર એવું કેશગ્રહવાળું અને ભયંકર એવું બાહુયુદ્ધ થતું હતું, તથા સંગ્રામવિષે આસક્ત થએલા યોદ્ધાના પ્રાણોને બીજાએ ન જાણેલો એવો બીજો યોદ્ધો અનેક પ્રકારે જૂદાં જૂદાં શસ્ત્રોવડે હરતો હતો. જ્યારે એવી રીતે યોદ્ધાઓ આસક્ત થયા હતા અને સંકુલ યુદ્ધ થતું હતું ત્યારે હજારો અને લાખો ધડ ઉત્પન્ન થયાં હતાં અને રૂધિરવડે ભિંજાતાં એવાં શસ્ત્રો અને કવચ જે રીતે મહારંગવડે રંગેલાં વસ્ત્ર શોભે તે રીતે શોભતાં હતાં. એવી રીતે દારૂણ,

શસ્ત્રોવડે સંકુલ અને ઉછળતી એવી ગંગાનદીની માફક એ મોટું યુદ્ધ શબ્દવડે જગતને પૂરતું હતું. હે રાજન્, તે વખતે પોતાના કે પારકા જણાતા ન હતા તથા બાણોવડે આતુર અને જયને ઇચ્છનાર એવા યોદ્ધાઓ લડવું એવો નિશ્ચય કરી યુદ્ધ કરતા હતા. હે મહારાજ, પોતાના પોતાનાને અને સમાગમ પામેલા પારકાઓને હણતા હતા. વળી બેઉ સેનાના શૂરાઓવડે યુદ્ધ વ્યાકુલ થયું હતું. હે મહારાજ, ભાગેલા રથોવડે, નાશ પમાડેલા હસ્તિઓવડે, પડેલા ઘોડાઓવડે અને હણેલા નરોવડે તે સમયે પૃથ્વી ક્ષણવારમાં અગમ્ય રૂપવાળી ( જેનું રૂપ જણાય નહીં એવી ) અને હે મહીપાળ, ક્ષણવારમાં લોહિના પ્રવાહને ચલાવનારી થઈ હતી. કારણ કે પંચાલ યોદ્ધાને કર્ણ, ત્રિગર્ત યોદ્ધાઓને ધનંજય અર્જુન અને સર્વ તરફથી હસ્તિઓના સૈન્યને તથા કુરૂઓને ભીમસેન હણતો હતો. હે રાજન્, સૂર્ય અપરાન્હને ( બીજા પ્રહરને ) પામ્યા ત્યારે એ રીતે ઘણા યશને ઇચ્છતા એવા યોદ્ધાઓનો કુરૂ અને પાંડવની સેનાવિષે ક્ષય થયો.

**भीमसेनः कुरून्राजन्हस्त्यनीकं चसर्वशः**
**एवमेषक्षयोवृत्तः कुरुपाण्डवसैन्ययोः**
**अपरान्हेगतेसूर्येकांक्षतांविपुलंयशः ॥**

**इतिश्री महाभारते कर्णपर्वाणि संकुलयुद्धे गुर्जरभाषायामष्टाविंशोऽध्यायः ॥ २८ ॥**

---

## અધ્યાય ૨૯ મો. સંકુલ યુદ્ધ.

**धृतराष्ट्र उवाच—अतितीव्राणिदुःखानिदुःसहानिबहूनिच ।**
**त्वत्तोहंसञ्जयाश्रौषंपुत्राणांचैवसंक्षयं ॥ १ ॥**

ધૃતરાષ્ટ્ર કહે છે—હે સંજય, તારાથકી મેં અતિતીવ્ર અને દુઃસહ એવાં દુઃખ તથા પુત્રોનો નાશ સાંભળ્યો અને જે પ્રમાણે તું કહે છે તથા જે પ્રમાણે યુદ્ધ થતું હતું તે પ્રમાણે તો હે સૂત, કૌરવો રહેવાના નથી, એ રીતે મારી નિશ્ચયવાળી બુદ્ધિ છે. હે સંજય, તે સમયે દુર્યોધનને મહારથિ ધર્મપુત્ર રાજા યુધિષ્ઠિરે રથરહિત કેવી રીતે દુઃખી કર્યો, તથા તેમને રાજા દુર્યોધને શું કર્યું અને અપરાન્હ વખતે રોમહર્ષણ એવું તે યુદ્ધ કેવી રીતે થયું તે મને તું તત્વવડે કહે; કારણ કે તું કુશલ છે. સંજય કહે છે-હે વિશાંપતે, જ્યારે સૈન્યો યુદ્ધમાં આસક્ત થયાં અને જૂદા જૂદા ભાગમાં હણાવા લાગ્યાં ત્યારે વિષયુક્ત એવા સર્પની પેઠે ઘણા ક્રોધવડે યુક્ત એવો તમારો પુત્ર દુર્યોધન બીજા રથપ્રત્યે બેસી ધર્મરાજા યુધિષ્ઠિરને જોઈ ત્વરાવાન્ એવો સારથિ પ્રત્યે બોલ્યો કે–હે સારથે, ચાલ ચાલ અને જલદી જ્યાં કવચવાન્ પાંડુપુત્ર યુધિષ્ઠિર રાજા ધારણ કરેલાં છત્રવડે શોભે છે ત્યાં મને પહોંચાડ. હે ભારત, રાજાએ પ્રેરણા કરેલો તે સારથિ ઉત્તમ એવા રાજાના રથને યુદ્ધમાં યુધિષ્ઠિરસમીપ લેઈ ગયો. તે સમે મદ ઝરતા હાથિની પેઠે ક્રોધ પામેલા યુધિષ્ઠિર સારથિને કહેવા લાગ્યા કે—જ્યાં દુર્યોધન છે ત્યાં ચાલ. પછી રથિઓમાં શ્રેષ્ઠ એવા શૂરા તે બે ભાઈ સમાગમ પામ્યા અને યુદ્ધમાં મળીને ક્રોધ પામેલા, યુધ્ધમાં દુર્મદ મહાધનુર્ધારિ અને મહાશૂર એવા તેઓ પરસ્પર બાણવૃષ્ટિ કરવા લાગ્યા. ત્યાર પછી હે મારિષ, રાજા દુર્યોધને શિલાવડે તીક્ષ્ણ કરેલા ભલ્લે કરી સંગ્રામ વિષે યુધિષ્ઠિરના ધનુષને કાપ્યું. તે અપમાન અતિ

ક્રોધ પામેલા યુધિષ્ઠિર સહી શકયા નહિ અને કાપેલા ધનુષ્યને તજી જેનાં ક્રોધવડે નેત્ર લાલ થયાં છે એવા ધર્મપુત્ર યુધિષ્ઠિરે બીજું ધનુષ્ લેઇ સેનાના અગ્રભાગમાં દુર્યોધનના ધ્વજને અને ધનુષ્યને કાપ્યું. તે પછી દુર્યોધને બીજું ધનુષ્ લેઇ યુધિષ્ઠિરને વિંધ્યા. એ રીતે અતિ ક્રોધ પામેલા તે બેઉ એકબીજા પ્રત્યે શસ્ત્રવૃષ્ટિ કરવા લાગ્યા; અને પરસ્પર જીતવાની ઇચ્છાવડે સિંહની પેઠે ક્રોધ પામેલા અને વૃષભની પેઠે શબ્દ કરતા એવા તે રણભૂમિ વિષે એકબીજા પ્રત્યે પ્રહાર કરવા લાગ્યા. તેમ છિદ્રને શોધતા એવા તે બે મહારથિ આમતેમ ફરવા લાગ્યા. તે સમયે હે મહારાજ! પૂર્ણ ખેંચી ફેંકેલા બાણોવડે વ્રણવાળા તે બેઉ પુષ્પવાળા બે પલાશ વૃક્ષ સરખા શોભવા લાગ્યા. ત્યારપછી હે રાજન્! વારંવાર સિંહનાદ કરતા એવા તે મહાયુદ્ધમાં તલશબ્દોને, ધનુષના શબ્દોને તથા શંખના ઉત્તમ શબ્દોને કરવા લગ્યા. હે મહારાજ! તે બેઉ રાજા એક બીજાને અત્યંત પીડવા લાગ્યા. પછી ક્રોધ પામેલા રાજા યુધિષ્ઠિરે વજ્રની તુલ્ય વેગવાળા દુઃખે કરી સહન કરાય એવા ત્રણ બાણોવડે તમારા પુત્રને છાતીવિષે પ્રહાર કર્યો. તેમ તેને તરતજ તમારા પુત્ર રાજા દુર્યોધને સુવર્ણ પુંખવાળા શિલાવડે તીક્ષ્ણ કરેલા સ્વભાવથી તીક્ષ્ણ એવા પાંચ બાણોવડે તેમને વિંધ્યા. પછી તેજ વખતે હે ભારત! રાજા દુર્યોધને સર્વને હણનારી મોટા ઊંબાડીઆ સરખી, તીક્ષ્ણ એવી શક્તિને ફેંકી. સમીપ આવતી એવી તે શક્તિને જલદી ધર્મરાજાએ તીક્ષ્ણ એવા ત્રણ બાણોવડે કાપી અને તુર્ત પાંચ બાણોવડે તેને વિંધ્યો. પછી તે સમયે સુવર્ણ દંડવાળી મોટા શબ્દવાળી અને અગ્નિ સરખી એવી તે શક્તિ પડી અને પડતાં એવાં મોટાં ઊંબાડિઆં સરખી શોભી. હે વિશાંપતે! શક્તિને હણેલી જોઈ તમારા પુત્રે તીક્ષ્ણ એવા નવ ભલ્લબાણોવડે યુધિષ્ઠિરને વિંધ્યા. બળવાન્ શત્રુએ અતિ વિંધેલા શત્રુને તપાવનાર એવા તેમણે દુર્યોધનને ધારી બાણને લીધો અને ત્વરા સહિત મહાબળવાન્ એવા તેમણે તે બાણને ધનુષ્યના મધ્ય ભાગમાં સાંધ્યો. તે પછી હે મહારાજ! ક્રોધ પામેલા અને પરાક્રમી એવા યુધિષ્ઠિરે ફેંકયો. તે બાણ મહારથિ તમારા પુત્ર રાજા દુર્યોધનને પામી મોહ પમાડી પૃથ્વીને ભેદી પડયો. તે સમયે ક્રોધ પામેલો વેગવાન અને કલહના અંતને, ઇચ્છતો એવો દુર્યોધન ધર્મરાજ પ્રત્યે દોડયો; તેને દંડ જેના હાથમાં છે એવા કાળની પેઠે ઉગામેલી ગદાવાળો જોઈ ધર્મરાજે દીપ્ત અને મહાવેગવાળી મોટી શકિતને તમારા પુત્ર તરફ જે પ્રમાણે બળતા મોટા ઊંબાડીઆને ફેંકે તે પ્રમાણે ફેંકી. તે વખતે કવચને ભેદી તે શકિતએ છાતી વિષે વિંધેલો રથમાં બેઠેલો ને અતિ ઉદ્વેગ પામેલું જેનું હૃદય છે એવો તે પડયો. અને મોહ પામ્યો. તે સમે પ્રતિજ્ઞાને સંભારતા એવા ભીમસેને યુધિષ્ઠિરને કહ્યું કે, તમારે આ વધ કરવા યોગ્ય નથી. એ રીતે તેનાં વચન સાંભળી રાજા નિવૃત્ત થયા. તે વખતે ત્વરાથી દુઃખરૂપી સમુદ્રમાં બુડેલો એવો તમારો પુત્ર દુર્યોધન રાજાપ્રત્યે આવ્યો અને ભીમસેન પણ આવી મોટી ગદા લેઇ વેગવડે યુદ્ધમાં કૃતવર્મા પ્રત્યે દોડયો. એવી રીતે હે મહારાજ! યુદ્ધમાં જયને ઇચ્છનારા તમારા યોદ્ધાઓનું પારકાઓ સાથે અપરાન્હ વખતે યુદ્ધ થયું.

एवं तदभवद्युद्धं त्वदीयानां परैः सह ।
अपराह्णे महाराज कांक्षतां विजयं युधि ॥

**इतिश्री महाभारते कर्णपर्वणि संकुलयुद्धे गुर्जरभाषायामेकोनत्रिंशोऽध्यायः ॥२९॥**

# અધ્યાય ૩૦ મો–કર્ણનો પહેલો દિવસ.

**संजय उवाच—ततः कर्णं पुरस्कृत्य त्वदीया युद्धदुर्मदाः ।**
**पुनरावृत्य संग्रामं चक्रुर्देवासुरोपमम् ॥ १ ॥**

સંજય કહે છે—તે પછી યુદ્ધમાં દુર્મદ એવા તમારા યોદ્ધાઓ કર્ણને આગળ કરી ફરી જ વીંટી વળી દેવ અને અસુરના યુદ્ધની ઉપમા અપાય એવું યુદ્ધ કરવા લાગ્યા. હાથી, નર, રથ, ઘોડા અને શંખના શબ્દોવડે તથા જૂદા જૂદા પ્રકારવાળા શસ્ત્રપાતોવડે હર્ષ પામેલા, કોપ પામેલા અને સમીપ રહેલા એવા માવત, રથિઓ, પાયદળ અને ઘોડેસ્વારો એકબીજાને હણવા લાગ્યા. મહાયુદ્ધમાં ઉત્તમ પુરૂષોએ તીક્ષ્ણ એવી ફરશી, ખડ્ગ અને પટ્ટીશોવડે તથા અનેક પ્રકારવાળા બાણોવડે હાથી ઉપર બેસનારાઓને, રથિઓને અને ઘોડેસ્વારોને હણ્યા. તથા વાહન ઉપર બેસનારાઓએ પુરૂષોને હણ્યા. તે સમે કમળ, સૂર્ય ને ચંદ્રમા સરખા જેના શ્વેત દાંત છે, સુંદર મુખ, નેત્ર અને નાસિકા છે તથા શોભિત મુકુટ અને કુંડળ છે એવા પુરૂષોનાં મસ્તકોવડે પથરાએલી પૃથ્વી શોભતી હતી. હજારો હાથી, નરો અને ઘોડાઓ ભોગળ, મુસલ, શક્તિ ને તોમરોવડે હજારો નખર, ભુશંડી અને ગદાઓવડે હણાયા. તે સમયે લોહીની નદીના પ્રવાહો ચાલ્યા અને જેના રથ, નરો, ઘોડાઓ તથા હસ્તિઓ નાશ પામેલા છે અને ભયંકર જેનો દેખાવ છે એવું તીવ્ર વ્રણવાળું શત્રુઓએ હણેલું તે સૈન્ય જે પ્રમાણે પ્રજાના નાશ વખતે પિતૃપતિ યમરાજનું રાષ્ટ્ર શોભે તે પ્રમાણે શોભતું હતું. એ પછી રણભૂમિવિષે કુરૂઓમાં શ્રેષ્ઠ એવા તમારા સૈનિક રાજાઓ અને દેવતાના પુત્ર સરખા એવા તમારા પુત્રો મોટાં સૈન્યોને આગળ કરી સાત્યકિ પ્રત્યે ગયા. તે વખતે અતિ રૂધિરવડે ભયંકર, ઉત્તમ પુરૂષો, ઘોડા, રથ અને હસ્તિઓવડે આકુલ, જેનો ક્ષારસમુદ્રના શબ્દ સરખો શબ્દ ઉત્પન્ન થયેલો છે એવું અને અસુર તથા દૈત્યનાં સૈન્ય સરખી કાંતિવાળું તે સૈન્ય શોભતું હતું. પછી યુદ્ધમાં સુરપતિ ઇન્દ્રની સમાન સૂર્યપુત્ર કર્ણ વિષ્ણુની ઉપમા અપાય એવા શિનિકુળમાં શ્રેષ્ઠ સાત્યકિપ્રત્યે સૂર્યના કિરણસમાન કાંતિવાળા બાણોવડે પ્રહાર કરવા લાગ્યો. તે સમયે રથ, ઘોડા અને સારથિ સહિત તથા પુરૂષોમાં ઉત્તમ એવા તેને પણ શિનિકુળમાં શ્રેષ્ઠ એવો સાત્યકિ ત્વરાથી જૂદા જૂદા પ્રકારવાળા સર્પ તથા વિષની સમાન કાંતિવાળા બાણોવડે ઢાંકવા લાગ્યો. તે વખતે શિનિકુળમાં શ્રેષ્ઠ એવા સાત્યકિના બાણોવડે પીડિત, રથિઓમાં શ્રેષ્ઠ એવા કર્ણપ્રત્યે અતિરથિ એવા તમારા સ્નેહીઓ જલદી હાથી, રથ, ઘોડા અને પાયદળો સહિત ગયા. તે સમયે અતિ ઉતાવળા દ્રુપદપુત્ર આદિ શત્રુઓએ નસાડેલું એવું સમુદ્રતુલ્ય તે સૈન્ય ભાગ્યું; તેમાં પુરૂષ, રથ, ઘોડા અને હસ્તિઓનો ઘણો નાશ થયો. એ પછી જેઓએ આન્હિકકર્મ કરેલું છે અને શત્રુના વધનો નિશ્ચય કરેલો છે એવા પુરૂષોમાં ઉત્તમ અર્જુન અને કેશવ ભગવાન વિધિપ્રમાણે પ્રભુ એવા શંકરને પૂજી જલદી તમારા સૈન્યપ્રત્યે ગયા. તે સમયે અર્જુન વિષે મનવાળા શત્રુઓ મેઘના શબ્દ સરખા શબ્દવાળા, જેના પવનવડે પતાકા અને ધ્વજ કંપિત છે તથા ધોળા ઘોડાઓ છે એવા સમીપ આવતા અર્જુનના રથને જોવા લાગ્યા. પછી રથવિષે નૃત્ય કરનારની પેઠે રહેલા અર્જુને ગાંડિવ ધનુષનો ટંકારવ કરી આકાશને અને દિશાઓના ખુણાને બાણોવડે બાધવાળી કરી; અને તે સમયે જે પ્રમાણે વાયુ વાદળાંઓને નાશ પમાડે તે પ્રમાણે અર્જુન બાણોવડે વિમાનસરખા,

આયુધ, ધ્વજ અને સારથિસહિત એવા રથોને હણવા લાગ્યો. વળી તેણે બાણોવડે હસ્તિઓને, માવતોને, વૈજયંતી માળા, આયુધ અને ધ્વજોને, ઘોડેસ્વારોને, ઘોડાઓને, અને પાયદળોને યમરાજાના સ્થાન પ્રત્યે મોકલ્યા. જ્યારે અંતકની પેઠે ક્રોધ પામેલા નિવારણ ન કરાય એવા તે મહારથિ પ્રત્યે સીધા જનારા બાણોવડે હણતો એવો એકલો દુર્યોધન ગયો, ત્યારે તેના ધનુષને, સારથિને, ઘોડાને અને ધ્વજને અર્જુને સાત બાણોવડે હણી એક બાણવડે છત્રને ભાગ્યું અને પ્રાણને હરનારા નવમા બાણને સાંધી દુર્યોધન પ્રત્યે ફેંક્યો. તે ઉત્તમ બાણને દ્રોણપુત્ર અશ્વત્થામાએ સાત કડકા કરી કાપી નાંખ્યો. પછી પાંડુપુત્ર અર્જુને બાણોવડે દ્રોણપુત્ર અશ્વત્થામાના ધનુષ્ને કાપી રથના ઘોડાઓને હણી કૃપાચાર્યના પણ અતિ ઉગ્ર એવા ધનુષ્ને કાપ્યું અને તેજ સમયે કૃતવર્માના ધનુષ્ને અને ધ્વજને કાપી ઘોડાઓને હણ્યા તથા દુઃશાસનના ધનુષ્ને કાપી તે, રાધાપુત્ર કર્ણ પ્રત્યે ગયો. એ પછી ત્વરાવાન્ કર્ણે સાત્યકિને તજી દેઈ ત્રણ બાણોવડે અર્જુનને વિંધી ફરીને વિશ બાણોવડે કૃષ્ણને અને કુંતિપુત્ર અર્જુનને વિંધ્યા, તે વખતે રણભૂમિવિષે બહુ બાણોને ફેંકતા, શત્રુઓને હણતા અને ક્રોધ પામેલા એવા કર્ણને જેમ ઇન્દ્રને ગ્લાનિ ન થાય તેમ ગ્લાનિ થઈ નહિ. એ પછી સાત્યાકિએ આવી તીક્ષ્ણ અને ઉગ્ર એવા નવાણું બાણવડે કર્ણને વિંધી ફરીને સો બાણોવડે વિંધ્યો. ત્યાર પછી પાંડવોના સર્વ અતિશૂરા નરો કર્ણને પીડવા લાગ્યા અને યુધામન્યુ, શિખંડી, દ્રુપદ રાજાના પુત્રો, પ્રભદ્રક યોદ્ધાઓ, ઉત્તમૌજા, યુયુત્સુ, નકુલ સહદેવ, ધૃષ્ટદ્યુમ્ન, ચેદિ, કારૂષ, મત્સ્ય અને કેકય યોદ્ધાઓનું જે સૈન્ય હતું તે, બળવાન્ એવો ચેકિતાન અને સારાં વ્રતવાળા એવા ધર્મરાજ યુધિષ્ઠિર એ સર્વ રથ, ઘોડા અને હસ્તિઓવડે તથા ઉગ્ર પરાક્રમવાળા પાયદળોવડે રણભૂમિ વિષે કર્ણને ઘેરી લઈ જૂદાં જૂદાં શસ્ત્રોવડે ઢાંકવા લાગ્યા. તે સમયે ઉગ્ર વાણીવડે બોલતા એવા તેઓ જે કર્ણના વધવિષે તત્પર થઇને શસ્ત્રવૃષ્ટિને તીક્ષ્ણ બાણોવડે અસ્ત્રનાં બળે કરી બહુ પ્રકારે કાપી કર્ણ જે રીતે ઝાડને ભાગી વાયુ ખસેડી નાંખે તે રીતે દૂર કરતો હતો. વળી ક્રોધ પામેલો કર્ણ રથિઓને, માવતોસહિત એવા હસ્તિઓને, ઘોડેસ્વારોસહિત એવા ઘોડાઓને અને પાયદળોને હણતો દેખાતો હતો; તથા કર્ણના અસ્ત્રના તેજવડે વધ પામતું અને શસ્ત્ર, વાહન; દેહ તથા પ્રાણરહિત થએલું એવું પાંડવોનું સૈન્ય ઘણું કરી વિમુખ થયું હતું. પછી હસતો એવો અર્જુન અસ્ત્રવડે કર્ણનાં અસ્ત્રને હણી બાણવૃષ્ટિઓવડે દિશાને, આકાશને અને ભૂમિને ઢાંકવા લાગ્યો. તેના કેટલાક બાણો મુસળ અને ભોગળની પેઠે પડવા લાગ્યા. કેટલાક શતઘ્નીઓની ( જંજીરાઓની ) પેઠે પડવા લાગ્યા. કેટલાક ઉગ્રવજ્રની પેઠે પડવા લાગ્યા. તે બાણોવડે હણાતું પાયદળ, ઘોડા રથ અને હસ્તિઓસહિત એવું તે સૈન્ય નેત્ર મીંચી અતિશે ભમવા લાગ્યું. અને નાદ કરવા લાગ્યું. તથા તે સમયે બાણોવડે હણાતા અને પીડિત એવા ઘોડેસ્વારો, નરો અને માવતો મરણનો નિશ્ચય કરી યુદ્ધ કરતા હતા અને તે વખતે ભય પામવાથી દોડતા હતા. એ રીતે જ્યારે જયને ઇચ્છતા એવા તમારા યોદ્ધાઓ યુદ્ધમાં આસક્ત થયા હતા ત્યારે સૂર્ય અસ્તાચલને પામી તે પ્રત્યે પેઠા. પછી હે મહારાજ! અંધકારવડે તથા વિશેષે કરી રજવડે સારૂં વા નઠારૂં કશું પણ જોઈ શકતા ન હતા. તેમ હે ભારત! રાત્રિયુદ્ધ થવાની બીકવાળા તે મહાધનુર્ધારિઓ સર્વ યોદ્ધાઓ સહિત તે સમયે પલાયન કરી જવા લાગ્યા. હે રાજન્! જ્યારે કૌરવો જતા રહ્યા ત્યારે દિવસ અસ્ત પામવાને લીધે જયને પામી પ્રસન્ન

મનવાળા એવા કુંતિપુત્રો પોતાના સૈન્યના સ્થાન પ્રત્યે ગયા અને તે શૂરાઓએ અવહાર કર્યો. તે સમે વિવિધ એવા વાદિત્રના શબ્દોવડે અને ગર્જના સહિત એવા સિંહનાદવડે શત્રુઓને હસતા અને શ્રીકૃષ્ણ તથા અર્જુનને વખાણતા એવા તે સર્વ સૈનિક રાજાઓ પાંડવો વિષે આશીર્વચન કહેતા હતા. અવહાર કર્યા પછી પ્રસન્ન થએલા પાંડવો અને રાજાઓ રાત્રિ વિષે પોતાના રહેઠાણ પ્રત્યે જઈ રહ્યા અને તે વખતે સમુદાયથી રાક્ષસ, પિશાચ અને અરણ્યનાં પશુઓ ઘોર તથા રૂદ્રની ક્રીડાનાં સ્થાન સરખી રણભૂમિ પ્રત્યે ગયાં.

ततो रक्षः पिशाचाश्च श्वापदाश्चैव संघशः ।
जग्मुरायोधनं घोरं रुद्रस्याक्रीडसन्निभं ॥

इतिश्री महाभारते कर्णपर्वणि प्रथमे युद्धदिवसे गुर्जरभाषायां त्रिंशोऽध्यायः ॥३०॥

---

## અધ્યાય ૩૧ મો–કર્ણની બડાશ.

धृतराष्ट्र उवाच—स्वनच्छन्देन नः सर्वानवधीद्व्यक्तमर्जुनः ।
न ह्यस्यसमरे मुच्येदन्तकोप्याततायिनः ॥१॥

ધૃતરાષ્ટ્ર કહે છે કે—અર્જુન પોતાની ઇચ્છાવડે સ્પષ્ટ આપણાઓને હણતો હતો એવા એ શસ્ત્રધારી અર્જુનથી સંગ્રામમાંવષે કોઇપણ મુક્ત થાય તેમ ન હતું, કેમકે કુંતિપુત્ર એકલા અર્જુને સુભદ્રાને હરી હતી, એકલાએ અગ્નિને તૃપ્ત કર્યો હતો, એકલાએ આ પૃથ્વીને જીતી રાજાઓને કર આપનારા કર્યા હતા, એકલાએ દિવ્ય ધનુષ્યવડે નિવાત કવચોને હણ્યા હતા. એકલાએ કિરાતના રૂપવડે રહેલા શિવ સાથે યુદ્ધ કર્યું હતું, એકલાએ ઘોષયાત્રામાં દુર્યોધન આદિ ભરતોની રક્ષા કરી હતી, એકલાએ શિવને પ્રસન્ન કર્યા હતા અને તેણે એકલાએ ઉગ્ર એવાં અસ્ત્રનાં તેજવડે સર્વ રાજાઓને જીત્યા હતા. હે સૂત ! આ પ્રમાણે છે તોપણ આપણા યોદ્ધા નિંદવા યોગ્ય નથી પણ પ્રશંસા કરવા યોગ્ય છે. તેમ દુર્યોધન પણ નિંદવા યોગ્ય નથી; કારણ કે તેવા શત્રુને પામી પ્રસિદ્ધ થયો છે. માટે તે સમયે તેઓ જે કરતા હતા અને દુર્યોધન જે કરતો હતો તે કહે. સંજય કહે છે કે–લગાવેલા, કાપેલા અવયવોવાળા, વાહનો થકી હેઠે પડેલા, કવચ, આયુધ અને વાહનરહિત, દીન સ્વરવાળા દુઃખ પામતા, માની, અને શત્રુઓએ જીતેલા કૌરવો ખરી પડેલી દાઢવાળા નાશ પામેલા વિષવાળા, પગવડે દાબેલા સર્પો હોય તેમ સેનાના રેઠાણમાં રહી ફરીને વિચાર કરવા લાગ્યા. તે સમયે સર્પની પેઠે શ્વાસ લેતો અને ક્રોધ પામેલો એવો કર્ણ હાથવડે હાથને દાબી તમારા પુત્ર પ્રત્યે જોઈ બોલ્યો કે અર્જુન યત્નવાન્, દૃઢ, કુશલ, અને ધૈર્યવાન્ છે. વળી એને શ્રીકૃષ્ણ પણ કાળને અનુસરતો બોધ કરે છે તેણે કરીને અને જલદી શસ્ત્રોને તજી દીધાં તેણે કરી અમે આજ છેતરાયા પણ હે મહીપતે ! કાલ, હું તેના સર્વ સંકલ્પને હણીશ. એ પ્રકારે કહેલા તે દુર્યોધને ‘ ઠીક ’ એમ કહી રાજાઓને આજ્ઞા કરી અને આજ્ઞા કરેલા તે સર્વ રાજાઓ પોતાનાં રેઠાણ પ્રત્યે ગયા. પછી તે રાત્રિ પ્રત્યે સુખે કરી રહેલા, હર્ષ પામેલા તેઓ બીજે દિવસે યુદ્ધ સારૂ નિકળ્યા અને બૃહસ્પતિ તથા કુરૂઓમાં મુખ્ય એવા ધર્મરાજે શુક્રાચાર્યના મત પ્રમાણે પ્રયત્નથી કરેલા, દુઃખે કરી જીતાય એવા વ્યૂહને જોવા લાગ્યા. પછી તે સમયે

પરશૂરને હણનાર એવા દુર્યોધને વૃષભ સરખી કાંધવાળા કર્ણને યાદ કર્યો અને યુદ્ધમાં ઇન્દ્ર સમાન, બળમાં મરૂદ્‌ગણ સમાન અને શૌર્યમાં કૃતવીર્યના પુત્ર સહસ્રાર્જુનની સમાન એવા કર્ણ પ્રત્યે રાજાનું મન ગયું. તેમ સૈન્યોનું મન જે પ્રમાણે પ્રાણસંકટ વખતે બંધુ પ્રત્યે જાય તે પ્રમાણે મહાધનુર્ધારિ સૂતપુત્ર કર્ણ પ્રત્યેજ ગયું. ધૃતરાષ્ટ્ર કહે છે કે–હે સૂત! જ્યારે અવહાર કર્યો અને તમારૂં મન સૂર્યપુત્ર કર્ણ પ્રત્યે ગયું તથા મંદ એવા તમે જે પ્રમાણે શીતવડે પીડિત માણસ સૂર્યને જુવે તે પ્રમાણે જોવા લાગ્યા ત્યારે દુર્યોધન શું કરતો હતો અને ફરીને જ્યારે યુધ્ધ પ્રવૃત્ત થયું ત્યારે હે સંજય! તે કેવી રીતે યુદ્ધ કરતો હતો? વળી તે વખતે સર્વ પાંડવો સૂતપુત્ર કર્ણ પ્રત્યે કેવી રીતે યુદ્ધ કરતા હતા? મહાબાહુ કર્ણ એકલો સંજય યોદ્ધાઓ સહિત એવા કુંતિપુત્રોને જીતે એમ છે. કારણ કે યુદ્ધમાં એના ભુજનું બળ ઇન્દ્ર અને વિષ્ણુની બરોબર છે. વળી તે મહાત્માનાં ઘોર શસ્ત્રો છે અને ઘોર પરાક્રમ છે; માટે જે કર્ણનો આશ્રય કરી રાજા દુર્યોધન યુદ્ધમાં મત્ત છે તે મહારથિ કર્ણ તે સમયે દુર્યોધનને પાંડુપુત્રે અતિ પીડેલો અને પાંડુપુત્રોને પરાક્રમ કરતા જોઇ શું કરવા લાગ્યો? અહો! મંદ દુર્યોધન સંગ્રામ વિષે કર્ણનો આશ્રય કરી ફરીને પુત્ર અને કેશવ ભગવાન્ સહિત એવા કુંતિપુત્રોને જીતવા ઉત્સાહ પામે છે અહો ખેદકારી મોટું દુઃખ છે કે, જે ઠેકાણે રણભૂમિ વિષે બળવાન્ એવો કર્ણ પણ પાંડુપુત્રોને ન તરી ગયો; માટે દૈવજ પરમ આશ્રય કરવા યોગ્ય છે. અહો દ્યૂતનું અઘોર પરિણામ હાલ વર્તે છે, તેથી અહો સંજય, દુર્યોધને કરેલાં તીવ્ર ઘોર, અને શલ્યરૂપ થએલાં એવાં મારે ઘણાં દુઃખો સહન કરવાં પડશે. હે તાત! દ્યૂતના વખતમાં રાજા દુર્યોધન સુબલાપુત્ર શકુનિને નીતિવાન્ છે એ રીતે માનતો હતો અને જે નિરંતર વેગવાન્ કર્ણ છે તેનેજ અનુસરતો હતો, જેને લીધે હે સંજય! આવી રીતે થતાં મોટાં યુદ્ધોમાં નિરંતર મારા પુત્રોનેજ હણેલા અને જીતેલા સાંભળું છું. યુદ્ધમાં કોઈ પણ પાંડવોને નિવારનાર નથી અને તેઓ જેમ સ્ત્રીઓના મધ્યમાં પેસે તેમ સેના પ્રત્યે પેસે છે માટે દૈવ છે તે અતિ બળવાન્ છે. સંજય કહે છે—હે રાજન્! ધર્મિષ્ઠ એવાં પૂર્વનાં નિમિત્ત વિચારો. વળી માણસ જે ગયેલાં કાર્યને પાછળથી વિચારે છે તે કાર્ય એમનું થતું નથી અને ચિંતાવડે વિનાશ પામે છે. તેમ હે રાજન્! જ્ઞાનવાન એવા તમે પણ પ્રાપ્ત અને અપ્રાપ્ત વસ્તુનો વિચાર કર્યો નહિ તેથી તમારૂં રાજ લાભરૂપી અતિ દુર્બલ થયું. હે વિશાંપતે! ' યુદ્ધ કરો માં ' એ રીતે પાંડવોએ બહુ પ્રકારે તમને કહેલું હતું તો પણ મોહથી તમે તેઓનાં વચનોનું ગ્રહણ કરતા ન હતા અને તમે પાંડવો વિષે ઘોર પાપ કર્મ આચરેલાં છે, ને તમારે માટે ઘોર એવો રાજાઓનો અને મનુષ્યોનો ક્ષય થાય છે. હે અચ્યુત ભરતશ્રેષ્ઠ! જે કાર્ય હતું તે તો ગયું માટે શોક કરો માં અને જે પ્રમાણે ઘોર ઘાતકી કમ થયું તે સર્વ સાંભળો. જ્યારે સવાર થયું ત્યારે મહાબાહુ કર્ણ રાજા દુર્યોધન પ્રત્યે ગયો અને મળ્યા પછી બોલ્યો. કર્ણ કહે છે—હે હે ભારત રાજન્! મારા અને કુંતિપુત્રના કાર્યોના બહુપણાથી મારો અને અર્જુનનો સમાગમ થયો ન હતો. હે રાજન્, આજ હું યશસ્વી એવા પાંડવ અર્જુનની સાથે મળીશ અને તે શૂરને હણીશ અથવા તે, મને હણશે. હે વિશાંપતે! યથામતિ આ મારૂં વાક્ય સાંભળો કે રણભૂમિ વિષે, હું, કુંતિપુત્ર અર્જુનને હણ્યા શિવાય આવીશ નહિ અને જેમાં મોટા શૂરાઓ નાશ પામેલા છે એવા આ સૈન્ય વિષે જ્યારે હું યુદ્ધમાં ઉભો રહિશ

ત્યારે ઇન્દ્રની શક્તિ રહિત એવા મારા પ્રત્યે કુંતિપુત્ર અર્જુન આવશે. તે સમયે હે જનેશ્વર! જે શ્રેય કરનારૂં છે તે તમે સમજો. મારાં અને અર્જુનનાં આયુધોનું જોર બરાબર છે, પણ શત્રુને ભેદવામાં, શીઘ્રતામાં કુશળતામાં અને અસ્ત્રોને પાડવા સવ્યસાચી અર્જુન મારી સમાન નથી. તેમ હે ભારત! શરીરના બળમાં, શૌર્યમાં, અસ્ત્રોના વિજ્ઞાનમાં, પરાક્રમમાં અને નિશાનનો સંબંધ જાણવામાં સવ્યસાચી અર્જુન મારી તુલ્ય નથી. હે રાજન્ સર્વ આયુધોમાં શ્રેષ્ઠ વિજય નામનું પ્રસિદ્ધ ધનુષ્ છે કે જેને ઇન્દ્રને માટે પ્રિય કરવાની ઇચ્છાવડે વિશ્વકર્માએ રચેલું છે, જેણેકરી ઇન્દ્રે દૈત્યોના સમૂહોને જીતેલા છે અને જેના શબ્દવડે દૈત્યોની દશદિશાઓ અતિ મોહ પામે છે, અતિ મનાયેલું દિવ્ય અને મોટું એવું તે ધનુષ્ ઇન્દ્રે પરશુરામને આપ્યું હતું અને તેણે તે ઉત્તમ ધનુષ્ મને આપેલું છે, તે ધનુષ્વડે જીતનારાઓમાં ઉત્તમ એવા મહાબાહુ અર્જુનપ્રત્યે જેવી રીતે સંગ્રામવિષે આવેલા દૈત્યોપ્રત્યે ઇન્દ્ર યુદ્ધ કરે તેવી રીતે હું યુદ્ધ કરીશ. પરશુરામે આપેલું ઘોર એવું તે ધનુષ્ ગાંડિવ ધનુષ્થી અધિક છે જે ધનુષ્વડે પરશુરામે પૃથ્વીને એકવીશ વાર જીતી હતી. આ ધનુષ્નાં દિવ્યકર્મો પરશુરામે કહેલાં છે અને મને તે ધનુષ્ આપેલું છે, તેણે કરી પાંડવ સાથે યુદ્ધ કરીશ તથા હે દુર્યોધન! આજ હું સંગ્રામવિષે જીતનારાઓમાં ઉત્તમ એવા અર્જુનને બાંધવોસહિત હણી તમને આનંદ પમાડીશ; અને હે પાર્થિવ! આજ જેવિષે શત્રુઓ નાશ પામેલા છે એવી પર્વત, નવદ્વીપ અને સાગરસહિત પૃથ્વી તમારા પુત્ર અને પૌત્રો વિષે રહેનારી થશે. જેવી રીતે શુભધર્મવિષે પ્રીતિવાળા અને જીતેલા મનવાળા પુરૂષને મોક્ષ અશક્ય નથી, તેવી રીતે વિશેષે કરી તમારૂં પ્રિય કરવા માટે આજ મેં કશું પણ ન કરી શકાય તેવું નથી; કેમકે યુદ્ધમાં, જે રીતે અગ્નિને સહન કરવા વૃક્ષ સમર્થ ન હોય તે રીતે મને સહન કરવા અર્જુન શક્તિમાન્ નથી. તોપણ જેણે કરી અર્જુનથી હું ન્યૂન છું તે મારે અવશ્ય કહેવું જોઇએ. તેના ધનુષ્ની પ્રત્યંચા દિવ્ય છે તથા મોટા ભાથા ક્ષય ન પમાડી શકાય તેવા છે, અને તેના સારથિ ગોવિંદ ભગવાન્ છે, તેનું યુદ્ધમાં, અજીત એવું શ્રેષ્ઠ દિવ્ય ગાંડિવ ધનુષ્ છે અને મારૂં પણ ઉત્તમ એવું દિવ્ય મોટું વિજય ધનુષ્ છે. હે પાર્થિવ! તે વિષયમાં તે ધનુષ્વડે કુંતિપુત્ર અર્જુનથી અધિક છું અને જેણે કરી શૂર એવો પાંડવ અધિક છે તે પણ મારાથી વાકેફગાર થાઓ. અર્જુનના સારથિ સર્વ લોકે નમસ્કાર કરેલા શ્રીકૃષ્ણ છે, અગ્નિએ આપેલો, દિવ્ય, સુવર્ણવડે શોભિત અને સર્વ તરફથી કાપી ન શકાય એવો રથ છે, મનસરખા વેગવાળા ઘોડાઓ છે, દિવ્ય અને કાંતિવાન્ ધ્વજ છે, તથા વિસ્મયને ઉત્પન્ન કરનાર વાનર છે અને જગત્ના સ્રજનાર એવા શ્રીકૃષ્ણ તે રથની રક્ષા કરે છે. આ વસ્તુઓવડે હીન એવો પણ હું પાંડવની સાથે યુદ્ધ કરવા ઇચ્છું છું. માટે આ, સંગ્રામવિષે શોભનારો શલ્ય શ્રીકૃષ્ણની સમાન છે તેથી તે, જો મારૂં સારથિપણું કરે, તો, જરૂર તમારો જય થાય. હે રાજેંદ્ર! માટે બીજાઓએ સુખે કરી સારથિ ન કરાય એવો શલ્ય મારો સારથિ થાય. ગીધનાં પિચ્છવાળા મારા નારાચોને ગાડાંઓ ઉપાડે અને ઉત્તમ ઘોડાઓવડે જોડેલા મુખ્ય રથો નિરંતર મારી પાછળજ આવે તો હે ભરતશ્રેષ્ઠ! એમ કરવાથી પણ હું ગુણોવડે કુંતિપુત્ર અર્જુનથી અધિક થઇશ અને શલ્ય પણ શ્રીકૃષ્ણથી અધિક થશે. જે જેવી રીતે પરશૂરને હણનાર શ્રીકૃષ્ણ ઘોડાની વિદ્યા જાણે છે તેવી રીતે મહારથિ શલ્ય પણ અશ્વવિદ્યાને જાણે છે અને બાહુબળમાં મદરાજ શલ્યની બરોબર કોઇપણ નથી. તેમ અસ્ત્રમાં

કોઈ પણ ધનુર્ધારી મારી બરોબર નથી તથા હયજ્ઞાનમાં ( ઘોડાની વિદ્યામાં ) કોઈ પણ શલ્યની સમાન છે નહિ. તેથી તે, આજ મારો રથિ કૃષ્ણથી અધિક થશે. આ પ્રમાણે કરવાથી હે કુરૂશ્રેષ્ઠ! રથમાં રહેલો હું ગુણોવડે અર્જુનથી અધિક થાઉં તેમ છું અને યુદ્ધમાં અર્જુનને જીતું તેમ છું. હે મહારાજ! ઇન્દ્રસહિત એવા પણ દેવતાઓ સામા આવવા શક્તિમાન્ થશે નહિ માટે આ કાર્ય તમવડે કરવા ઇચ્છું છું. હે પરંતપ! મારો આ મનોરથ સિદ્ધ કરો અને તમારો આ કાળ જાઓ માં; આ રીતે કરવાથી સર્વ કાર્ય મનોરથો સહિત સિદ્ધ થશે અને હે ભારત! જે હું કરીશ તે તું તે સમયે સંગ્રામવિષે દેખીશ. હે રાજન્! જરૂર યુદ્ધમાં આવેલા પાંડવોને સર્વ પ્રકારે જીતીશ. સંગ્રામવિષે સુર અને અસુર પણ મારી સામે આવવા શક્તિમાન્ છે નહિ ત્યારે મનુષ્યથી ઉત્પન્ન થએલા પાંડવો કોણ માત્ર છે? સંજય કહે છે કે—સંગ્રામવિષે શોભનારા કર્ણે એવી રીતે કહેલો પ્રસન્ન થએલા મનવાળો તમારો પુત્ર રાધાપુત્ર કર્ણને વખાણી પછીથી બોલ્યો. દુર્યોધન કહે છે—હે કર્ણ! જે પ્રમાણે તમે માનો છો એ પ્રમાણેજ હું કરીશ અને ભાથા તથા ઘોડાઓસહિત રથો તમારી પાછળ આવશે. તેમ હે કર્ણ! ગીધના પિચ્છવાળા તમારા નારાચબાણોને ગાડાંઓ ઉપાડશે અને અમે તથા સર્વ રાજાઓ તમારી પાછળ આવશું. સંજય કહે છે—હે મહારાજ! પ્રતાપવાન્ એવો તમારો પુત્ર રાજા દુર્યોધન એ રીતે કહી મદ્રરાજ શલ્ય પ્રત્યે જઇ આ વચન બોલ્યો.

एवमुक्त्वा महाराज तव पुत्रः प्रतापवान् ।
अभिगम्याब्रवीद्राजा मद्रराजमिदं वचः ॥

इतिश्री महाभारते कर्णपर्वणि कर्णदुर्योधनसम्वादे गुर्जरभाषाया-
मेकत्रिंशोऽध्यायः ॥ ३१ ॥

## અધ્યાય ૩૨ મો–દુર્યોધનની શલ્યને વિનંતિ.

संजय उवाच—पुत्रस्तव महाराज मद्रराजं महारथं ।
विनयेनोपसङ्गम्य प्रणयाद्वाक्यमब्रवीत् ॥ १ ॥

સંજય કહે છે—હે મહારાજ! તમારો પુત્ર દુર્યોધન મદ્રરાજ શલ્યને વિનયવડે મળી સ્નેહથી વાક્ય બોલ્યો કે હે સત્યવ્રતવાળા, હે મહાભાગ! હે શત્રુના તાપને વધારનાર, હે રણભૂમિવિષે શૂર! હે પરસૈન્યને ભય ઉત્પન્ન કરનાર! અને હે વક્તા પુરૂષોમાં ઉત્તમ! કર્ણ કહેતો હતો ત્યારે તમે સાંભળતા હતા કે જેથી હું પોતે ઉત્તમ રાજાઓના મધ્યમાં તમારા પ્રત્યે માગણી કરૂં છું. અને હે અપ્રતિવીર્ય! શત્રુના પક્ષને ક્ષય પમાડનાર મદ્રરાજ, આજ હું મસ્તકવડે નમન કરી કહું છું કે કુંતિપુત્રોના નાશ માટે અને મારા હિત માટે સ્નેહથી સારથિપણાને કરવા યોગ્ય છો. હે રથિઓનામાં શ્રેષ્ઠ! તું સારથિ થઇશ તેથી રાધાપુત્ર કર્ણ મારા શત્રુઓને જીતશે; કારણ કે હે મહાભાગ! યુદ્ધમાં શ્રીકૃષ્ણના જેવો તું, તે વગર બીજો કર્ણનો સારથિ થાય તેમ નથી; માટે જેવી રીતે બ્રહ્મા મહેશ્વરની રક્ષા કરે તેવી રીતે તું સર્વ પ્રકારે કરી કર્ણની રક્ષા કર. અને જે પ્રમાણે સર્વ પ્રકારની આપત્તિઓ વિષે શ્રીકૃષ્ણ પાંડવ અર્જુનની રક્ષા કરે છે તે પ્રમાણે હે મદ્રેશ્વર! આજ તું રાધાપુત્ર કર્ણની રક્ષા કર. હે પૃથ્વીને પાલનાર! ભીષ્મપિતામહ, દ્રોણાચાર્ય, કૃપાચાર્ય, કર્ણ,

તમે, બળવાન્ એવો ભોજ, સુબલાપુત્ર શકુનિ, દ્રોણપુત્ર અશ્વત્થામા અને હું, આ પ્રમાણે આપણું સૈન્ય છે અને નવપ્રકારે કરી વિભાગ કરેલું છે તેમાં મહાત્મા ભિષ્મપિતામહ અને દ્રોણાચાર્યનો ભાગ નથી, તે બેઉએ તે બે ભાગને ઓળંગી શત્રુઓને હણ્યા અને વૃદ્ધ તથા મહા ધનુર્ધારિ એવા તે બેઉને યુદ્ધમાં શત્રુઓએ કપટવડે માર્યા અને તેઓ સુખે કરી ન કરાય તેવાં કર્મને કરી સ્વર્ગ પ્રત્યે ગયા. હે પાપરહિત! તેવી રીતે યુદ્ધમાં બીજા આપણા ઘણા શ્રેષ્ઠ પુરૂષોને હણ્યા અને તેઓ રણભૂમિવિષે શક્તિપ્રમાણે પુષ્કળ ચેષ્ટા કરી પ્રાણ તજી સ્વર્ગપ્રત્યે ગયા; તેથી હે નરાધિપ! આ મારૂં સૈન્ય જેથી ઘણાખરા યોદ્ધા નાશ પામેલા છે એવું થયું છે અને પ્રથમ થોડા એવા પણ કુંતિપુત્રોએ હણેલું હતું ત્યારે હાલ તો શું કહેવું? હે પાર્થિવ! બળવાન્ મહાત્મા, અને સત્યપરાક્રમવાળા એવા કુંતિપુત્રો જે રીતે મારાં શેષ રહેલાં સૈન્યને ન હણે તે રીતે કર. હે સમર્થ! યુદ્ધમાં પાંડવોએ જેના શત્રુઓને હણેલા છે એવું આ સૈન્ય છે અને આપણાં પ્રિય અને હિતવિષે પ્રીતિમાન્ એવો એક મહાબાહુ કર્ણ છે તથા હે પુરૂષોમાં શ્રેષ્ઠ શલ્ય! સર્વ લોકોમાં મહારથિ એવા તમે છો. સંગ્રામવિષે કર્ણ આજ અર્જુનની સાથે યુદ્ધ કરવા ઇચ્છે છે અને હે નરાધિપ મદ્રરાજ! તેને વિષે મોટી જયની આશા રહેલી છે તથા તેનો પૃથ્વીવિષે ઉત્તમ એવો કોઇ પણ સારથિ નથી. માટે જેવી રીતે યુદ્ધમાં કુંતિપુત્ર અર્જુનના ઉત્તમ સારથિ શ્રીકૃષ્ણ છે તેવી રીતે તમે પણ કર્ણના સારથિ થાઓ; અને હે પાર્થિવ! રણભૂમિવિષે શ્રીકૃષ્ણવડે યુક્ત અને તેમણે રક્ષા કરેલો એવો કુંતિપુત્ર અર્જુન જે કર્મ કરે છે તે તમારી પ્રત્યક્ષજ છે. પ્રથમ યુદ્ધમાં આ પ્રમાણે અર્જુન શત્રુ એવા આપણને હણતો હતો અને હાલ પણ કૃષ્ણસહિત એવા અર્જુનનું પરાક્રમ છે તથા કૃષ્ણસહિત એવો અર્જુન દિવસે દિવસે યુદ્ધમાં ધૃતરાષ્ટ્રની મોટી સેનાને નસાડતો દેખાય છે માટે હે મહાકાંતિવાળા મદ્રરાજ! તમારો અને કર્ણનો ભાગ શેષ રહ્યો છે તે ભાગને આજ કર્ણસહિત એવા તમે એક વખતે નાશ પમાડો અને જે પ્રમાણે અરૂણસહિત એવા સૂર્ય અંધકારને મટાડે છે તે પ્રમાણે કર્ણસહિત એવા તમે મહાયુદ્ધમાં અર્જુનને હણો તથા તે, ઉદય પામેલા સૂર્યરૂપ અને બાલસૂર્યની સમાન કાંતિવાળા એવા કર્ણ અને શલ્યને રણભૂમિવિષે જોઈ મહારથિઓ ભાગો અને હે મારિષ! જેવી રીતે સૂર્ય તથા અરૂણને જોઈ અંધકાર નાશ પામેછે તેવી રીતે પંચાલ અને સૃંજય યોદ્ધાઓ સહિત એવા કુંતિપુત્રો નાશ પામો. કર્ણ રથિઓમાં શ્રેષ્ઠ છે અને તમે સારથિઓમાં શ્રેષ્ઠ છો તેથી લોકમાં તમારા બેઉના જેવો સંયોગ થયો પણ નથી અને થવો પણ નથી. જેવી રીતે સર્વ અવસ્થાઓમાં વૃષ્ણિઓમાં શ્રેષ્ઠ એવા શ્રીકૃષ્ણ, પાંડવ અર્જુનની રક્ષા કરે છે તેવી રીતે રણભૂમિવિષે તમે સૂર્યપુત્ર કર્ણની રક્ષા કરો. હે મહિપતે! તમારારૂપી સારથિવડે એ, રણભૂમિ વિષે ઇંદ્રસહિત એવા પણ દેવતાઓએ ન સહી શકાય તેવો થશે ત્યાં પાંડવોએ ન સહેવાય એ તો ફરીને શું જ કહેવું? માટે મારાં વચન પ્રત્યે શંકા કરો માં. સંજય કહે છે કે દુર્યોધનનું વચન સાંભળી ક્રોધયુક્ત ભ્રકુટીને ચડાવી વારંવાર હાથ હલાવતો, મહા ભુજવાળો અને કુલ ઐશ્વર્ય શ્રુત અને બળવડે મત્ત એવો શલ્ય ક્રોધવડે રાતાં એવાં મોટાં નેત્રોને ચઢાવી આવું વચન બોલ્યો. શલ્ય કહે છે—હે ગાંધારીના પુત્ર દુર્યોધન! જરૂર તમે મારૂં અપમાન કરો છો અને શંકા પામો છો કે જેથી મને સારથિપણું કર, એ રીતે કહો છો અને મારાથી કર્ણને અધિક માની બોલો છો પણ હું

યુદ્ધમાં રાધાપુત્ર કર્ણને જરાએ માટી બરોબર ગણતો નથી; માટે હે પૃથ્વીને પાલનાર ! મને વધારે ભાગ બતાવો કે તે મોટા ભાગને યુદ્ધમાં જીતી હું જે પ્રમાણે આવ્યો હતો તે પ્રમાણે જાઉં. અથવા હે કુરૂનંદન ! હું એકલોજ યુદ્ધ કરીશ અને આજ સંગ્રામ વિષે શત્રુઓને બાળતો એવો હું તેના પરાક્રમને તમે જુઓ. હે કૌરવ્ય ! મારા સરખો પુરૂષ તમારા કરેલા અપમાનને હૃદયમાં રાખી વર્તે એ પ્રમાણે તમે મારા પ્રત્યે શંકા લાવો માં. યુદ્ધમાં તમારે કોઈ પણ પ્રકારે મારો અનાદર કરવો નહિ; કારણ કે વજ્ર સરખા સ્થૂલ એવા મારા બે ભુજને જુઓ. વિચિત્ર એવા મારા ધનુષને અને સર્પની ઉપમા અપાય એવા બાણોને જુઓ. વાયુ સરખા વેગવાળા સારા ઘોડાઓવડે કલ્પેલા મારા રથને જુઓ, અને હે ગાંધારીના પુત્ર ! સુવર્ણના પટ્ટવડે શોભિત એવી ગદાને જુઓ, હે પાર્થિવ ! હું પોતાના તેજવડે સઘળી પૃથ્વીને ચીરવી હોય તો ચીરૂં, પર્વતોને પાડું અને સમુદ્રોને શોષ પમાડું; માટે એ પ્રકારે શત્રુનો નિગ્રહ કરવામાં સમર્થ એવો હું તેને આપ, શા માટે રણ ભૂમિ વિષે નીચ એવા અતિરથ પુત્ર કર્ણના સારથિપણા વિષે જોડો છો. હે રાજેંદ્ર ! જરૂર હું શ્રેષ્ઠ થઈ અતિ પાપી પુરૂષના દાસપણાને પામવા ઉત્સાહ પામતો નથી અને તમે મને નીચ વિષે આજ્ઞા કરવા યોગ્ય નથી; કારણ કે જે માણસ પ્રીતિવડે વશ રહેલા શ્રેષ્ઠ પુરૂષને અતિ પાપી પુરૂષના વશમાં કરે ને તે પાપ ઉત્તરોત્તર થાય છે. વળી બ્રહ્માએ બ્રાહ્મણોને મુખથી ઉત્પન્ન કર્યા છે, ક્ષત્રિયોને બાહુથી વૈસ્યને ઉરૂથી, ( સાથળની ) અને શૂદ્રોને પગથી ઉત્પન્ન કર્યા છે; એ પ્રમાણે શ્રુતિ છે અને પછી ચાર વર્ણના પરસ્પર સંયોગથી તેઓ થકી યોગ્ય વર્ણનો સંકર થવાથી થએલા વિશેષ વર્ણો થયા છે. ચાર વર્ણોમાં પૃથ્વી વિષે બ્રહ્માએ રક્ષા કરનારા સંગ્રહ કરનારા અને દાતાર એવા ક્ષત્રિયોને કહેલા છે. લોકના અનુગ્રહ માટે યાજન, અધ્યાપન અને શુદ્ધ એવા પ્રતિગ્રહોવડે યુક્ત બ્રાહ્મણોને સ્થાપેલા છે. કૃષિ, પશુઓનું પાલન અને દાન એ કર્મ વૈશ્યનાં ઠરાવેલાં છે અને ધર્મથી બ્રાહ્મણો, ક્ષત્રિય અને વૈસ્યની પરિચર્યા ( ચાકરી ) કરનારા શૂદ્રોને કહેલા છે. તેમ બ્રાહ્મણ અને ક્ષત્રિયોની સેવા કરનારા સૂતને કહેલા છે માટે ક્ષત્રિય કોઇ રીતે પણ સૂતનું સાંભળે નહિ. વળી હું તો મૂર્દ્ધાભિષિક્ત રાજર્ષિઓના કુળમાં થએલો રાજા અને બંદિ લોકોને સ્તુતિ કરવા યોગ્ય તથા સેવવા યોગ્ય પ્રખ્યાત થએલો મહારથિ છું; માટે શત્રુઓને હણનાર તે હું એવો થઇ સંગ્રામ વિષે સૂતપુત્ર કર્ણના સારથિપણાને કરવા ઉત્સાહ પામતો નથી અને અપમાનને પામી હું કોઇ રીતે પણ યુદ્ધ કરીશ નહિ; તેથી હે ગાંધારીના પુત્ર દુર્યોધન ! તમને પૂછું છું કે આજ હું જરૂર ઘેર જઇશ. સંજય કહે છે—હે મહારાજ ! એ પ્રકારે કહી સંગ્રામ વિષે શોભનાર એવો શલ્ય ઉભો થઇ જલદી રાજાઓના મધ્યમાંથી ક્રોધ સહિત ચાલતો થયો, ત્યારે તમારા પુત્રે સ્નેહથી અને બહુ માનથી તેને ઝાલી શાંતિવડે સર્વ અર્થને કરનાર એવું મધુરવાક્ય કહ્યું કે–હે જનેશ્વર શલ્ય ! જે પ્રમાણે તમે જાણો છો એ પ્રમાણે નિઃસંશય છે પણ મારો કોઈ પણ એક અભિપ્રાય છે તે સમજો. હે પાર્થિવ ! કર્ણ તમારાથી અધિક નથી અને હું તમારા પ્રત્યે શંકા લાવતો નતી; કારણ કે રાજા મદ્રેશ્વર તે કામ કરે નહિ કે જે ખોટું થાય. વળી પૂર્વજ એવા ઉત્તમ પુરૂષો તમને આર્તાયનિ કહે છે તે સત્યજ છે અને તમારાથી ખોટું ના થાય તે માટેજ તમને આર્તાયનિ કહે છે એમ મારા જાણવામાં આવે છે. હે માનદ ! યુદ્ધમાં જેથી તમે શત્રુઓના શલ્યરૂપ થએલા

છો તેથી પૃથ્વીતલ વિષે તમારૂં શલ્ય એ રીતે નામ કહેવાય છે. હે ભૂરિ દક્ષિણ, (ઘણી દક્ષણા આપનાર ! હે ધર્મજ્ઞ, પૂર્વે જે તમે કહેલું છે એ અને જે જે મારે માટે કહેવાય છે તેજ કરો, તમારાથી રાધાપુત્ર કર્ણ અને હું પણ બળવાન નથી માટે આ યુદ્ધમાં હું તમને ઉત્તમ ઘોડાઓના નિયંતા કરવા ઇચ્છું છું. અને હે શલ્ય ! ગુણોવડે કર્ણને ધનંજય અર્જુનથી વિશેષ માનું છું તથા તમને વસુદેવના પુત્ર શ્રી કૃષ્ણથી અધિક માનું છું અને આ લોક પણ એ પ્રમાણે માને છે. હે નરોમાં શ્રેષ્ઠ ! કર્ણ જરૂર અસ્ત્રોવડે કુંતિપુત્ર અર્જુનથી અધિક છે. તેમ તમે શ્રી કૃષ્ણથી અશ્વવિદ્યામાં અને બળમાં અધિક છો. હે મદ્રરાજેશ્વરાત્મજ ! જેવી રીતે મહા મનવાળા વાસુદેવ એવા શ્રી કૃષ્ણ અશ્વવિદ્યાને જાણે છે તેવી રીતે તમે તેમનાથી બમણી જાણો છો. શલ્ય કહે છે–હે ગાંધારી પુત્ર કૌરવ્ય ! જેથી તમે મને દેવકીપુત્ર કૃષ્ણથી વધારે કહો છો તેથી તમારે વિષે પ્રીતિમાન થયો છું અને હે શૂર ! આ હું જે પ્રમાણે તમે માનો છો તે પ્રમાણે પાંડવોમાં શ્રેષ્ઠ એવા અર્જુન સાથે યુદ્ધ કરનાર યશસ્વી એવા રાધાપુત્ર કર્ણના સારથિપણાને કરૂં છું; પણ હે વીર ! મારો કોઇપણ સૂર્યપુત્ર કર્ણ પ્રત્યે કરાર છે કે ઇચ્છા પ્રમાણે એમની સમીપ વાણી કહું. સંજય કહે છે–હે ભરતશ્રેષ્ઠ ! ભરત કુળમાં થએલા રાજન ! તમારો પુત્ર દુર્યોધન તેમજ 'ઠીક' એમ કહી કર્ણ જોડે મદ્રરાજનું મત કહેવા લાગ્યો.

तथेति राजन् पुत्रस्ते सहकर्णेन भारत ।
अब्रवीन्मद्रराजस्य मतंभरतसत्तम ॥

**इतिश्री महाभारते कर्णपर्वणि दुर्योधनानुनये गुर्जरभाषायां द्वात्रिंशोऽध्यायः ॥३२॥**

---

## અધ્યાય ૩૩ મો. ત્રિપુરાખ્યાન.

**દુર્યોધન ઉવાચઃ**—भूयएव तु मद्रेश यत्तवक्ष्यामि तच्छृणु ।
यथा पुरावृत्तमिदं युद्धेदेवासुरे विभो ॥ १ ॥

દુર્યોધન કહે છે—હે વિભો મદ્રેશ ! ફરીને પણ જે તમને કહું છું તે અને જેવી રીતે પૂર્વે દેવ અને અસુરના યુદ્ધમાં વર્તણુક થઇ છે એ સાંભળો. હે રાજર્ષિઓમાં શ્રેષ્ઠ ! માર્કંડેય મહર્ષિએ પિતાની પાસે મને જે કહ્યું છે તે સમગ્રપણાવડે હું કહું છું તે સમજો, અને આ વિષે તમારે મનવડે વિચાર કરવો નહિ. હે રાજન ! દેવ ને અસુરોનો પરસ્પર જીતવાની ઇચ્છાવડે પ્રથમ તારકાસુરરૂપી જેમાં રોગ છે એવો સંગ્રામ થયો હતો. અને ત્યારે દેવતાઓએ દૈત્યોને જીત્યા હતા; એ રીતે અમારૂં સાંભળેલું છે અને હે પાર્થિવ ! જ્યારે દૈત્યો જીતાયા ત્યારે તારાક્ષ, કમલાક્ષ, અને વિદ્યુન્માલી એવા ત્રણ તારકાસુરના પુત્રો ઉગ્રતપ પ્રત્યે રહી નિયમ વિષે રહેલા એવા પોતાના દેહને તપવડે કૃશ (દુબળો) કરતા હતા. હે શત્રુઓને તપાવનાર, દમે કરી (બાહ્યેંદ્રિયોના જયવડે), તપેકરી, નિયમે કરી અને સમાધિએ કરી પ્રસન્ન થએલા, વરદાનને આપનાર એવા પિતામહ બ્રહ્માએ તેઓને વરદાન આપ્યું અને હે રાજન ! સહિત એવા તેઓએ સર્વ લોકના પિતામહ એવા બ્રહ્મા પ્રત્યે નિરંતર સર્વ પ્રાણિઓનું અવધ્યપણું માગ્યું. તે સમયે તેઓ પ્રત્યે સર્વ લોકોના પ્રભુ, ઇશ્વર અને દેવ બોલ્યા કે—હે દૈત્યો ! તમોને સર્વવિષે અમરપણું નથી

માટે એથી નિવૃત્ત થાઓ અને જેવું ગમતું હોય તેવું બીજું વરદાન માગો. તે સમયે હે રાજન! સહિત એવા તેઓ ઘણીવાર વિચારી સર્વ લોકના ઈશ્વર, પ્રભુ એવા બ્રહ્મા પ્રત્યે પ્રણામ કરી આ વચન બોલ્યા કે—હે દેવ પિતામહ! અમને વરદાન આપો કે આ લોકમાં તમારા અનુગ્રહવડે યુક્ત એવા અમે ત્રણ પુરને રચી આ પૃથ્વી પ્રત્યે ફરીએ અને પછી હજાર વર્ષે એક બીજાને મળીએ અને હે અનઘ! હે ભગવાન! આ પુર ( શેહેરો ) એકપણાને પામે તથા જ્યારે ભેગાં એવાં આ શેહેરોને ઉત્તમ એવો દેવ એક બાણવડે હણે ત્યારે તે અમારો મૃત્યુરૂપ થાય. ' એ પ્રમાણે થાઓ ' એમ કહી દેવ એવા બ્રહ્મા સ્વર્ગ પ્રત્યે ગયા. પછી વરદાન મળવાથી પ્રસન્ન એવા તેઓ પરસ્પર વિચાર કરી ત્રણ પુર રચવા માટે વિશ્વકર્મા [ સર્વ કર્મ કરનાર ] અજર અને દૈત્ય તથા દાનવોએ માનેલા એવા મય નામના મહાસુર પ્રત્યે માગણી કરી. ત્યારપછી બુદ્ધિમાન મયાસુરે પોતાનાં તપવડે એક સુવર્ણનું, એક રૂપાનું અને એક દૃઢ લોહનું એ પ્રમાણે ત્રણ શેહેર કર્યાં. તેમાં હે પૃથ્વીને પાલનાર! સુવર્ણનું પુર સ્વર્ગ વિષે થયું, રૂપાનું અંતરિક્ષ વિષે થયું, અને આજ્ઞાને વશ એવું લોઢાનું પૃથ્વી વિષે થયું અને એકેક પુર ચારસો ગાઉ લંબાઈ અને પહોળાઈવડે તુલ્ય, ઘર અને અગાશિઓવડે યુક્ત, ઘણા કોટ અને તોરણવાળું, શ્રેષ્ઠ ઘરોવડે ગાઢું, બાધ રહિત, મોટા માર્ગવાળું અને જૂદા જૂદા પ્રકારવાળા મેહેલ અને દ્વારવડે શોભિત એવું થયું. તથા હે રાજન! તે પુરો વિષે જૂદા જૂદા રાજાઓ હતા અને વિચિત્ર એવું સુવર્ણનું પુર મહાત્મા તારકાક્ષનું, રૂપાનું કમલાક્ષનું અને લોઢાનું વિદ્યુન્માલિનું હતું અને તે ત્રણ દૈત્ય રાજાઓ અસ્ત્રોનાં તેજવડે ત્રણ લોકોને દબાવી રહ્યા હતા અને વળી પ્રસિદ્ધ પ્રજાપતિ કોણ છે? એ રીતે કેહેતા હતા અને પૂર્વ દેવતાઓએ તિરસ્કાર કરેલા, માંસભક્ષિ, અતિ મત્ત, અને મોટાં ઐશ્વર્યને ઇચ્છતા એવા દશલાખ, કરોડ અને અબજ દૈત્યો, દાનવોમાં મુખ્ય, જેની સામો શૂરો નથી, એવાં તે ત્રણ દૈત્યોનાં દુઃખે કરી જવાય તેવાં ત્રિપુર પ્રત્યે આશ્રય કરતા હતા; અને ફરીને મયાસુર એ સર્વની યોજના કરતો હતો તથા તેનો આશ્રય કરી તે સર્વ દૈત્યો સર્વ ઠેકાણે નિર્ભય વર્તતા હતા; અને ત્રિપુરનો ( ત્રણપુરનો ) આશ્રય કરનાર જે દૈત્ય જે જે મનોરથને મનવડે ચિંતવતો હતો તે તે મનોરથને તે સમયે મયાસુર માયાવડે તે દૈત્યમાટે સિદ્ધ કરતો હતો. વળી પ્રખ્યાત, શૂર અને મહાબલવાન એવો તારકાક્ષનો પુત્ર હરિ પરમ તપ તપતો હતો કે જેણે કરી પિતામહ એવા બ્રહ્મા પ્રસન્ન થયા અને પ્રસન્ન એવા દેવબ્રહ્માપ્રત્યે તેણે માગ્યું કે અમારા પુરવિષે તેવી વાપી ( વાવ્ય ) થાઓ કે શસ્ત્રોવડે હણેલા જેને વિષે ફેંકેલા ( ફેંકવાથી ) અતિશે બલવાન્ થાય. આવી રીતે, તે શૂર એવો તારકાક્ષનો પુત્ર હરિ વરદાનને પામી હે પ્રભો! ત્યાં મરેલાઓને જીવાડનાર એવી તે, વાવને ઉત્પન્ન કરી અને તે વાવવિષે જે રૂપ અને જે વેશે કરી યુક્ત એવા મરેલા દૈત્યને ફેંકતા તે તેવાંજ રૂપ અને વેશસહિત ઉત્પન્ન થતો હતો. એ રીતે તે વાવ્યને પામી મોટાં તપવડે સિદ્ધ અને દેવતાઓનાં ભયને વધારનાર એવા તેઓ ફરીને તે સર્વ લોકોને પીડતા હતા, અને હે રાજન! ક્યારે પણ યુદ્ધમાં તેઓનો ક્ષય થતો ન હતો. ત્યાર પછી લોભ અને મોહવડે પરાભવ પામેલા, મૂઢ, લાજ રહિત રહેલા અને સ્થાપિત એવા તે સર્વ, અતિ લોભ કરવા લાગ્યા અને વરદાનવડે અભિમાની એવા તે ભોગળસહિત એવા દેવતાઓને તે તે ઠેકાણે નસાડી પોતાની ઇચ્છાવડે ત્યાં ત્યાં ફરવા લાગ્યા અને દુષ્ટાચારી, મર્યાદારહિત એવા દાનવોએ દેવતાઓના

પ્રિય એવા સર્વ ઉદ્યાનોને, ઋષિઓના પુણ્યકારી અને રમ્ય એવા આશ્રમોને તથા દેશોને નાશ પમાડ્યા, અને જ્યારે લોક પીડાવા લાગ્યા ત્યારે દેવતાઓવડે વિંટાએલો એવો ઇન્દ્ર ચોતરફથી વજ્રપાતવડે પુરપ્રત્યે યુદ્ધ કરવા લાગ્યો અને હે નરાધિપ ! જ્યારે ઇન્દ્ર ધાતા પ્રજ્ઞાએ ઇચ્છાવડે આપેલા અભેદ્ય એવાં ( નભેદાય એવાં ) પુરોને ભેદવા શક્તિમાન્ ન થયો ત્યારે ભય પામેલો એવો સુરપતિ ઇન્દ્ર તે પુરોને ત્યજી પછીથી હે અરિંદમ ! તેજ દેવતાઓ સાથે દૈત્યોએ કરેલા તિરસ્કારને કેહેવા માટે પિતામહ એવા બ્રહ્માપ્રત્યે ગયો અને તે પિતામહ ભગવાન્ એવા બ્રહ્માપ્રત્યે મસ્તકવડે પ્રણામ કરી સર્વ તત્વને કહી વધના ઉપાયને પૂછવા લાગ્યો; ત્યારે તે સાંભળી દેવ એવા ભગવાન્ બ્રહ્મા દેવતાઓપ્રત્યે આ વચન બોલ્યા કે—જે તમારૂં અવળું કરનાર છે તે મારો પણ અપરાધ કરે છે. વળી જરૂર સર્વ અસુર દેવતાઓના દ્વેષિ અને દુરાત્મા છે કે જેઓ નિરંતર અપરાધ કરે છે અને તમોને પીડે છે. જો કે હું સર્વ પ્રાણિઓને તુલ્યજ છું એમાં સંશય નથી તોપણ અધર્મિકોને મારવા એ રીતે મારી વર્તણુક કહેલી છે. વળી દુર્ગ એવાં તે પુર એકબાણુવડે ભેદાય એમ છે અને શિવ શિવાય એકબાણવડે તે પુરોને ભેદવા કોઇ સમર્થ નથી. માટે હે દેવતાઓ ! તમે ઇશ્વર એવા શિવપ્રત્યે જયશીલ ને અક્લિષ્ટકારિ (ક્લેશનું કર્મ ન કરનાર) યોદ્ધાને માગો અને તે યોદ્ધો તે દૈત્યોને હણશે. એ રીતે તેમનું વચન સાંભળી ઇન્દ્ર છે આગળ ચાલનાર જેઓમાં એવા દેવતાઓ બ્રહ્માને આગળ કરી વૃષાંક એવા શંકરને શરણે ગયા અને તપના નિયમ પ્રત્યે રહી નિત્ય એવાં બ્રહ્મનું ધ્યાન કરતા અને ધર્મજ્ઞ એવા તેઓ ઋષિઓ સહિત સર્વ આત્માવડે શિવને પ્રાપ્ત થયા અને ભયવિષે અભયને આપનાર અને સર્વના આત્મારૂપ એવા મહાત્માપ્રત્યે ઉગ્રવાણીવડે સ્તુતિ કરવા લાગ્યા. હે નૃપ ! જે પરમાત્મવડે સર્વ વ્યાપેલું છે, જે જૂદા પ્રકારવાળા તપના ભેદોવડે મનના યોગને ( સર્વ વૃત્તિઓના રોકવાને ) જાણે છે, જે આત્માનાં સાંખ્યને ( જડ પદાર્થના વર્ગથી જૂદા રહેલા પરમાત્માનું જ્ઞાન ) જાણે છે અને મન હમેશાં જેને વશ છે તે, તેજના સમૂહરૂપ, પાર્વતીના પતિ, લોકમાં જેની સમાન બીજો નથી એવા નિષ્પાપ, ભગવાન્ શંકરને તેઓએ જોયા અને તેઓ એક એવા ભગવાનને જૂદાં જૂદાં રૂપવાળા કલ્પવા લાગ્યા અને પછીથી મહાત્મા એવા મહાદેવ વિષે આત્માને ઘટે એવા એકબીજાનાં રૂપને અતિ વિસ્મય પામેલા એવા સર્વ જોવા લાગ્યા અને સર્વ પ્રાણિમય, ઉત્પત્તિ રહિત અને જગતના પતિ એવા તેમને જોઇ દેવતાઓ બ્રહ્મા અને ઋષિઓ શિરવડે પૃથ્વીને પ્રાપ્ત થયા ( અર્થાત્ દંડવત્ કરવા લાગ્યા. ) તેઓતો સ્વાગત વાકયવડે સત્કાર કરી ઉભા રહી હસતા એવા ભગવાન્ શંકર ' કહો કહો ' એ રીતે કેહેવા લાગ્યા; ત્યારે શંકરે આજ્ઞા કરેલા અને તેથી સ્વસ્થ ચિત્તવાળા એવા તેઓ સ્તુતિ કરવા લાગ્યા કે—હે પ્રભો ! દેવના અધિદેવ, ધનુર્ધારિ, વનમાલિ, ( વનમાળા ધારણ કરનાર ) દક્ષ પ્રજાપતિના યજ્ઞને હણનાર, પ્રજાના પતિઓએ સેવન કરેલા, સ્તુતિ કરવા યોગ્ય, સ્તુતિ કરાતા, શંભુ વિલોહિત, રૂદ્ર, નીલકંઠ ( કાળો જેનો કંઠ છે એવા ) શૂલિ [ શૂલને ધરનાર ], સફલ, મૃગ સમાન નેત્રવાળા, શ્રેષ્ઠ આયુધોવડે યુદ્ધ કરનાર, પૂજ્ય, શુદ્ધ, ક્ષયરૂપ, હિંસ્ર, દુઃખેકરી વારણ થાય એવા, ક્રાથ, બ્રહ્મરૂપ, બ્રહ્મચારી, ઇશાન, અપ્રમેય ( માપી ન શકાય એવા ) નિયંતા, ચર્મરૂપિ વસ્ત્રવાળા, તપ વિષે પ્રીતિવાળા, પિંગ, વ્રતવાન્, કૃત્તિવાસા ( ચર્મ વસ્ત્રધારી ), કાર્તિક સ્વામિના પિતા, ત્રણ નેત્રવાળા, શ્રેષ્ઠ આયુધોને ધરનાર, શરણાંગત લોકોની પીડાને

હરનાર, બ્રહ્માના દ્વેષિઓના સમૂહને હણનાર, વનસ્પતિઓના પતિ, નરોના પતિ, ગાયોના પતિ, યજ્ઞોના પતિ, સૈન્યસહિત, ત્ર્યંબક, અને અમિત તેજવાળા એવા તમારા પ્રત્યે વારંવાર નમસ્કાર કરીએ છીએ; માટે હે દેવ ! મન, વાણી અને કર્મવડે તમને પામેલા એવા અમોને મનોરથવડે પૂર્ણ કરો, પછી પ્રસન્ન થએલા એવા ભગવાન્ શંકરે સ્વાગતવડે અભિનંદન કરી કહ્યું કે-તમારો ત્રાસ નાશ પામો અને કહો કે તમારૂં હું શું પ્રિય કરૂં ?

**ततः प्रसन्नो भगवान्स्वागतेनाभिनंद्य च ।**
**प्रोवाचव्यंतुवत्रासोब्रूतार्कि करवाणि वः ॥**

**इतिश्री महाभारते कर्णपर्वणि त्रिपुराख्याने गुर्जरभाषायां त्रयत्रिंशोऽध्यायः ॥३३॥**

---

## અધ્યાય ૩૪ મો. ત્રિપુર વધોપાખ્યાન.

**दुर्योधन उवाच—पितृदेवर्षिसङ्घेभ्योऽभये दत्ते महात्मना ।**
**सत्कृत्य शङ्करं प्राह ब्रह्मालोकहितं वचः ॥ १ ॥**

દુર્યોધન કહે છે કે—મહાત્મા શિવે પિતૃદેવ અને ઋષિઓના સમૂહોને અભય આપ્યું ત્યારે બ્રહ્મા શંકરનો સત્કાર કરી લોકહિતકારિ વચન કહેવા લાગ્યા કે—હે દેવેશ ! આ પ્રજાપતિનાં પદવિષે રહેલો એવો હું તેણે દાનવોને મોટું વરદાન આપ્યું અને હે ભૂતભવિષ્યના ઇશ, તમારા વગર જેઓએ મર્યાદા તજી છે એવા તેઓને સંહારવા બીજો યોગ્ય નથી અને તમે તેઓના વધવિષે પ્રતિકૂલ શત્રુ છો માટે હે દેવેશ ! હે શંકર, શરણાંગત અને પ્રાર્થના કરતા એવા દેવતાઓના અનુગ્રહને કરો અને દાનવોને હણો. હે માનદ ! (માન આપનાર) તમારા અનુગ્રહથી સર્વ જગત્ સુખેથી વૃદ્ધિ પામે છે અને હે લોકેશ ! તમે શરણ પામવા યોગ્ય છો, માટે આ અમે શરણ આવ્યા છીએ. શિવ કહે છે કે—સર્વ તમારા શત્રુઓને હણવા એ રીતે મારૂં મત છે પણ હું એકલો હણવા ઉત્સાહ પામતો નથી; માટે મારાં અર્ધ તેજવડે યુક્ત એવા મળવાથી અતિ બળવાન્ આ સર્વ તમે યુદ્ધમાં તેઓને જીતો. દેવતાઓ કહે છે કે—જેટલું અમારૂં તેજોબળ છે તેથી તેઓનું યુદ્ધમાં બમણું છે એ રીતે અમે માનીએ છીએ; કારણ કે અમે તેઓનું તેજ અને બળ જોયું છે. શ્રીભગવાન્ કહે છે કે—જેઓ તમારા વિષે અપરાધિ છે તે સર્વ પાપિઓ વધ કરવા યોગ્ય છે, માટે મારાં અર્ધ તેજોબળે કરી સર્વ શત્રુઓને હણો. દેવતાઓ કહે છે—હે મહેશ્વર ! તમારાં અર્ધ તેજને અમે ધરિ રાખવા (ધારણ કરવા) સમર્થ નથી. માટે-અમારાં સર્વનાં અર્ધ બળેકરી તમેજ શત્રુઓને હણો. શ્રીભગવાન કહે છે કે જો મારા બળને ધરવા તમારી કાંઇ પણ શક્તિ ન હોય તો તમારાં અર્ધ તેજવડે વૃદ્ધિ પામેલો એવો હું તેઓને હણીશ. તે કહ્યા પછી હે રાજાઓમાં શ્રેષ્ઠ ! તે દેવતાઓએ 'ઠીક'. એમ કહેલા દેવના ઇશ્વર એવા શંકર સર્વના અર્ધ તેજને લેઇ તેજવડે અધિક થયા અને બળવડે કરી તે દેવ સર્વથી અતિ બલવાન્ થયાઃ ત્યારપછી માંડી શંકર મહાદેવ એ રીતે વિખ્યાત છે.' પછી મહાદેવ બોલ્યા કે હે દેવતાઓ ! હું ધનુર્બાણ ધારણ કરી રથવડે યુદ્ધમાં તમારા તે શત્રુઓને હણીશ માટે આ તમે મારા રથને, ધનુષને તથા બાણને તેટલો વખત જોયા કરો કે જેટલા વખતમાં આજ તેઓને પૃથ્વીતલ વિષે પાડું. દેવતાઓ કહે છે કે-હે દેવેશ્વર ! ત્રૈલોક્યનાં તે તે

સ્થાનોએથી સર્વ મૂર્તિઓને એકઠી કરી અતિ કાંતિવાળા અને વિશ્વકર્તાએ કરેલા તથા બુદ્ધિવડે અપૂર્વ છે એમ કહેલા શુભ એવા તમારા રથને કલ્પશું (બનાવશું). આ પ્રમાણે કહ્યા પછી તે શ્રેષ્ઠ દેવતાઓ રથને કલ્પવા લાગ્યા અને તે રથના બાણરૂપ એવા વિષ્ણુને, સોમને અને અગ્નિને કલ્પ્યા, હે ત્રિશંપતે! એ બાણના શૃંગરૂપ અગ્નિ થયા, ભલ્લ (શલ્ય) રૂપ સોમ થયા અને તે ઉત્તમ બાણવિષે કુડ્મલરૂપ (અગ્રભાગ) વિષ્ણુ થયા અને તે સમયે વિશાળ એવાં શેહેરોના સમૂહવાળી પર્વત, વન અને દ્વીપસંહત, પ્રાણિઓને ધારણ કરનાર એવાં દેવી પૃથ્વીને રથરૂપ કરી, મંદરપર્વત તે રથનાં અક્ષરૂપ (ચક્રાધાર દંડ) થયો. તેની જંઘારૂપ (અક્ષોનો જેને આધાર છે એવું લાકડું) મહાનદી ગંગા થઈ. દિશા અને દિશાઓના ખુણા રથના પરિવારરૂપ થયા. નક્ષત્રો રથની છપારૂપ થયાં. સત્યયુગ રથના યુગ (ધોંસરો) રૂપ થયો. વાસુકિ નાગ રથના કૂબર (કુબડા) રૂપ થયો. ભુજંગમાં ઉત્તમ એવો શેષનાગ રથનાં અપસ્કર (પાછલનાં લાકડાં) રૂપ થયો. શ્રેષ્ઠ એવા દેવતાઓએ હિમાલય અને વિંધ્યાચલને ચક્રરૂપ કર્યા તથા ઉદયાચલ અને અસ્તાચલને ચક્રના આધારરૂપ કર્યા. દાનવોના સ્થાનરૂપ ઉત્તમ એવા સમુદ્રને રથના અક્ષ ( બાંધવાના પાશનો સમૂહ ) રૂપ બનાવ્યો. તેમ સપ્તર્ષિઓનું મંડલ રથના પરિષ્કારરૂપ ( ચક્રની જેથી રક્ષા થાય એ આદિ વસ્તુ ) થયું. ગંગા, સરસ્વતી, સિંધુનદી અને આકાશ એ રથની ધોંસરીના ભાગરૂપ થયાં. સર્વજલ અને સર્વ નદીઓ રથના ઉપસ્કર ( બાંધવા આદિની સામગ્રી ) રૂપ થઇ. દિવસ, રાત્રિ, કલા, કાષ્ટા અને ઋતુઓ અનુકર્ષ ( રથની નીચેનું કાષ્ટ ) રૂપ થયાં. પ્રકાશિત એવા ગ્રહો અને તારાઓ વરૂથ ( રથગુપ્તિ ) રૂપ થયા. સંયુક્ત એવા ધર્મ, અર્થ અને કામને ત્રિવેણુરૂપ, ઔષધિઓને બંધુર ( રથતલ્પ ) રૂપ, વેલ અને પુષ્પ તથા ફળને પામનાર એવા વૃક્ષોને ઘંટારૂપ અને સૂર્ય તથા ચંદ્રમાને ઉત્તમ રથનાં ઉત્તમ ચક્રરૂપ કરી તેને વિષે રાત્રિ અને દિવસને શુભ એવા પૂર્વ અને અપર પક્ષરૂપ કર્યા. ધૃતરાષ્ટ આદિ દશ એવા નાગપતિઓને રથની છપારૂપ ( લાગલદંડ ) કર્યા. નિઃશ્વાસ ( ફુંફાડા ) નાખતા એવા મોટા સર્પોને જોતરાંરૂપ કર્યા. સ્વર્ગને બીજા યુગ ( ધોંસરા ) રૂપ કર્યો. સવર્તક નામના મેઘ સમૂહોને યુગના ( ધોંસરાના ) ચર્મરૂપ કર્યા. કાલ, પૃષ્ટ, નહુષ, કર્કોટક, ધનંજય અને બીજા નાગ, ઘોડાઓના વાળના ( કેશનાં ) બંધનરૂપ થયા. દિશા, દિશાઓના ખુણા, સંધ્યા, ધૃતિ, મેધા, સ્થિતિ અને સન્નતિને રથના ઘોડાઓની રાશરૂપ કરી. ગ્રહ, નક્ષત્ર અને તારાઓવડે વિચિત્ર એવાં નભસ્તલને ( આકાશને ) ચર્મરૂપ કર્યું. સુરા, જલ, પ્રેત, અને વિત્તના ( ધનના ) પતિ એવા લોકેશ્વરોને ઘોડારૂપ કર્યા. ચતુર્દશી યુક્ત એવી અમાસને અને પડવા યુક્ત એવી પુનમને ઘોડાનાં જોતરાંરૂપ કરી. અમાવાસ્યા આદિ તિથીના અધિષ્ટાતા પિતૃઆદિને કંટકરૂપ કર્યા. તેને વિષે ધર્મ, સત્ય, તપ અને અર્થને રાશરૂપ કર્યા. મન, રથના આધારની જગ્યારૂપ થયું. સરસ્વતી ચાલવાનાં માર્ગ ( શેરી ) રૂપ થઇ. જૂદા જૂદા પ્રકારવાળા વર્ણોરૂપિ પવનવડે કંપિત એવા વિચિત્ર પતાકાઓ થયા. વિજળી અને ઇન્દ્રધનુષવડે બાંધેલા દીપ્ત એવા રથને પ્રકાશિત કરતો એવો વષટકાર ચાબખારૂપ થયો. ગાયત્રી અગ્ર ભાગનાં બંધનરૂપ થઇ. પૂર્વે મહાત્મા શંકરના યજ્ઞમાં સંવત્સરરૂપિ ધનુષ કર્યું હતું તે ધનુષ થયું. સાવિત્રી, મોટા શબ્દવાળી પ્રત્યંચારૂપ થઇ. મહામૂલ્યવાળું, રત્નવડે શોભિત, ભેદી ન શકાય એવું, રજ રહિત અને કાળચક્રથી બહિષ્કૃત ( કાલચક્રથી બાધ ન થાય ) એવું દિવ્ય કવચ કર્યું. શોભિત એવો કનક પર્વત મેરૂ

ધ્વજની લાકડીરૂપ થયો. વિજળીઓવડે શોભિત એવા મેઘ પતાકારૂપ થયા; અને તે જેવી રીતે ઋત્વિજો ( હોમનારાઓ ) ના મધ્ય ભાગમાં રહેલા અગ્નિ શોભે તે પ્રમાણે શોભતા હતા. હે મારિષ ! કલ્પેલા તે રથને જોઇ દેવતાઓ વિસ્મિત થયા અને એક ઠેકાણે રહેલા સર્વ લોકના તેજને જોઇ જોડેલા એવા રથને દેવતાઓ મહાત્મા શંકર પ્રત્યે નિવેદન કરવા લાગ્યા. હે મનુષ્યોમાં શ્રેષ્ઠ મહારાજ ! એવી રીતે જ્યારે દેવતાઓએ શત્રુઓને નાશ પમાડનાર અને રથોમાં શ્રેષ્ઠ એવા તે રથને રચ્યો ત્યારે શંકરે પોતાનાં મુખ્ય આયુધોને રથ વિષે રાખ્યાં. આકાશને ધ્વજની લાકડીરૂપ કરી વૃષભ ધ્વજપણાવડે સ્થાપન કર્યો. સર્વ દિશા તરફ ઉગામેલા એવા બ્રહ્મદંડ, કાલદંડ, રૂદ્રદંડ અને જ્વર એ રથના પાર્શ્વગોપ ( પડખાના રક્ષા કરનારા ) થયા. એ પછી અથર્વા અને આંગિરસ એ બે મહાત્મા શંકરના ચક્રરક્ષક થયા. ઋગવેદ, સામવેદ અને પુરાણ એ અગ્રેસર થયાં. ઇતિહાસ અને યજુર્વેદ પૃષ્ઠરક્ષક થયાં. દિવ્ય એવી વાણી અને વિદ્યા ચોતરફથી પડખે ફરનારી થઇ. હે રાજેંદ્ર ! સ્તોત્ર આદિ વષટકાર અને ઓંકાર એ અગ્ર ભાગ વિષે અતિ શોભા કરનાર થયા. હે રાજન ! છ ઋતુઓવડે વિચિત્ર એવા સંવત્સરને ધનુષરૂપ કરી પોતાની છાયારૂપ સાવિત્રીને રણભૂમિ વિષે અક્ષય એવી ધનુષની પ્રત્યંચારૂપ કરી. ભગવાન્ એવા રૂદ્ર કાલરૂપ છે અને સંવત્સરરૂપી તેનું ધનુષ છે માટે ધનુષની અજર એવી કાલ રાત્રિરૂપિ પ્રત્યંચા કરી. વિષ્ણુ, અગ્નિ અને ચંદ્રમારૂપી બાણ કર્યો, કે જે અગ્નિ, સોમ અને વિષ્ણુરૂપ સકલ જગત છે અને તેઓવડે પ્રિય લાગે છે. તેમ અમિત તેજવાળા ભગવાન શંકરના વિષ્ણુ છે તે આત્મારૂપ છે માટે મહાદેવનાં ધનુષની પ્રત્યંચાના સ્પર્શને તેઓ સહિ શકતા ન હતા. તે બાણ વિષે ઇશ્વર એવા શંકરે તીક્ષ્ણ સંકલ્પવાળા, અસહ્ય, અતિ દુઃસહ ભૃગુ તથા અંગિરાના ક્રોધથી થએલા એવા ક્રોધરૂપિ અગ્નિને નાખ્યો; તે સમયે નીલલોહિત, ધૂમ્ર, ચર્મ વસ્ત્રધારિ, ભયંકર, દશહજાર સૂર્યની સમાન, તેજરૂપિ જ્વાલાવડે યુક્ત, પ્રકાશિત, દુઃખેકરી મારી શકાય તેવાઓને પણ મારનાર, જીતનાર, બ્રહ્માના દ્વેષિઓને હણનાર, હર, નિરંતર ધર્મ અને અધર્મનો આશ્રય કરનારાઓને પાલનાર અને મારનાર અને ભયંકર બળવાળા, ભયંકર રૂપવાળા, મન સરખા વેગવાળા અને આત્માના ગુણરૂપ એવા તેઓવડે યુક્ત તે શંકર અતિ શોભતા હતા. હે રાજન ! તેમના અંગનો આશ્રય કરી આ સ્થાવર અને જંગમ એવું સર્વ જગત રહ્યું છે. તે કવચવાન, ધનુર્ધારી એવા શંકર અદ્દભુત દર્શનવાળા જોડેલા તે રથને જોઇ તથા સોમ, વિષ્ણુ અને અગ્નિથી થએલા એવા તે દિવ્ય બાણને લેઈ જ્યારે શોભવા લાગ્યા, ત્યારે હે સમર્થ રાજન ! દેવતાઓએ, દેવતાઓમાં શ્રેષ્ઠ એવા વાયુને પુણ્ય ગંધને ધરનાર કર્યો. પછી હે રાજન ! તે રથ પ્રત્યે બેસતા, દેવતાઓને પણ ત્રાસ પમાડનાર અને યત્નવાન્ એવા મહાન્ તે પૃથ્વીને કંપાવતા હોય તેમ રથ ઉપર ચડયા. તે વખતે તે રથ પ્રત્યે બેસવાને ઇચ્છતા એવા દેવના ઇશ્વર શંકર પ્રત્યે મહર્ષિઓ, ગંધર્વો, દેવસમૂહો તથા અપ્સરાઓના સમુદાય સ્તુતિ કરવા લાગ્યા. એ રીતે બ્રહ્મર્ષિઓએ, બંદિજનોએ તથા નૃત્ય કરતા એવા અપ્સરાઓના સમૂહોએ સ્તુતિ કરાતા અને વંદન કરાતા, શોભતા, વરદાનને આપનાર, ખડગવાન, બાણવાન, અને ધનુર્ધારી એવા તે મહાદેવ હસતા હોય તેમ દેવતાઓને કહેવા લાગ્યા કે—સારથિ કોણ થશે ? તે પ્રત્યે દેવતાઓ બોલ્યા કે—હે દેવેશ ! જે પ્રત્યે તમે આજ્ઞા કરશો તે તમારો સારથિ થશે; એમાં સંશય નથી. ફરીને તેઓ પ્રત્યે દેવ એવા

શિવ બોલ્યા કે—મારાથકી જે અતિ શ્રેષ્ઠ હોય તેને તમે પોતે વિચારી મારો સારથિ કરો અને વાર લગાડો માં. એ મહાત્માએ કહેલાં વાકયને સાંભળી દેવતાઓ તે પછી પિતામહ એવા બ્રહ્મા પ્રત્યે જઇ તથા પ્રસન્ન કરી આ વચન બોલ્યા કે—હે દેવ ! જે પ્રમાણે દેવતાઓના શત્રુના વધ માટે તમે કહેલું હતું તે પ્રમાણે અમે કર્યું અને વૃષ જેના ધ્વજમાં છે એવા શિવ અમને પ્રસન્ન થયા તથા અમોએ વિચિત્ર આયુધોવડે યુક્ત એવો રથ રચ્યો પણ તે ઉત્તમ રથનો સારથિ કોણ થાય ? તે સારથિને અમે જાણતા નથી; માટે હે દેવતાઓમાં શ્રેષ્ઠ, કોઇને પણ સારથિ કરો. અને હે વિભો, હે દેવ ! અમારી તે વાણીને સફલ કરવા યોગ્ય છો; કારણકે હે ભગવન ! પૂર્વે તમે અમારા વિષે આ પ્રમાણે કહ્યું હતું કે–તમારૂં હિત કરીશ; માટે તે કરવા યોગ્ય છો. વળિ હે દેવ ! તે શ્રેષ્ઠ રથ દુઃખેકરી ધારણ કરી શકાય તેવો, શત્રુઓને નસાડનાર અને યુક્ત કરેલો છે. તથા એ રથ વિષે ઉદ્યમવાન અને દાનવોને ભય પમાડનાર એવા પિનાકપાણિ મહાદેવને યોદ્ધા કરેલા છે. તેમજ વેદરૂપિ ચાર ઉત્તમ ઘોડાઓ છે, પર્વત સહિત એવી પૃથ્વીરૂપ લોહકાષ્ટ આદિનાં ઢાંકણુવાળો મહાત્મા શંકરનો રથ છે. યુદ્ધ કરનારા મહાદેવ છે. પણ સારથિ જાણવામાં નથી તેથી હે દેવ ! તેનો સારથિ સર્વ એ પદાર્થોથકી અધિક એવો ઇચ્છિત છે અને તેને બેસવા યોગ્ય રથ, ઘોડા, યોદ્ધા તથા શસ્ત્ર સહિત એવાં કવચ અને ધનુષ છે. હે પિતામહ ! અમે તે વિષયમાં તમારા વગર બીજા સારથિને જોતા નથી; કારણ કે—હે પ્રભો ! તમે સર્વ ગુણોવડે યુક્ત અને દેવતાઓથકી અધિક છો માટે તે તમે જલદી રથપ્રત્યે બેશી ઉત્તમ ઘોડાઓને દેવતાઓના જય માટે અને દૈત્યોના વધ માટે નિયમમાં રાખો. એ રીતે તે દેવતાઓ ત્રણ લોકોના ઇશ્વિર એવા પિતામહ બ્રહ્માને મસ્તકવડે વંદન કરી સારથિપણામાટે પ્રસન્ન કરતા હતા. એમ અમારૂં સાંભળેલું છે. બ્રહ્મા કહે છે—હે દેવતાઓ ! તમે જે કહ્યું એ વિષયમાં કાંઇપણ ખોટું વચન છે નહિં અને આ હું યુદ્ધ કરતા એવા શંકરના ઘોડાઓને નિયમમાં રાખીશ. આ રીતે બ્રહ્માએ કહ્યું ત્યારપછી દેવતાઓએ દેવલોકને સરજનાર એવા તે ભગવાન બ્રહ્માને મહાત્મા એવા શંકરના સારથિપણાવિષે કલ્પ્યા; અને જ્યારે લોકપૂજીત એવા તે જલદી રથ વિષે ચડયા ત્યારે વાયુસમાન વેગવાળા તે ઘોડાઓ મસ્તકવડે પૃથ્વી પ્રત્યે નમ્યા. પછી પોતાનાં તેજવડે પ્રકાશિત એવા દેવ ભગવાન બ્રહ્માએ રાશ અને ચાબખાને પકડયો; તે સમયે શૂરોમાં શ્રેષ્ઠ એવા ભગવાન બ્રહ્માએ વાયુ સમાન વેગવાળા તે ઘોડાઓને ઉડાડી મહાદેવને કહ્યું કે—બેસો; ત્યારે ધનુષવડે શત્રુઓને કંપાવતા એવા શંકર, વિષ્ણુ, સોમ અને અગ્નિથી થએલા એવા બાણને લેઇ રથ પ્રત્યે ચડયા. તે સમે ચડેલા એવા તે દેવતાઓના ઇશ પ્રત્યે મહર્ષિઓ, ગંધર્વો, દેવ સમૂહો અને અપ્સરાઓના સમૂહો સ્તુતિ કરવા લાગ્યા. પછી વરદાનને આપનાર, ખડગવાળા, બાણવાળા, ધનુષવાળા, પોતાનાં તેજવડે ત્રણ લોકોને દીપાવતા અને શોભતા એવા તે શિવ રથ વિષે બેઠા; અને ફરીને દેવ એવા તે, ઇન્દ્રઆદિ દેવતાઓ પ્રત્યે બોલ્યા કે—નહિ હણે, એ પ્રમાણે તમારે કોઈ રીતે પણ શોક ન કરવો અને અસુરોને આ બાણવડે હણેલા છે એમજ સમજો. દેવતાઓ ‘ સત્ય છે ’ એમ કહી શત્રુઓ હણાયા, એ રીતે કહેવા લાગ્યા અને પ્રભુ ભગવાને જે કહ્યું તે વચન ખોટું હોય નહિ, એ રીતે વિચારી દેવતાઓ અત્યંત સંતોષ પામ્યા. પછી હે રાજન ! સર્વ દેવતાઓના સમૂહોવડે યુક્ત, દેવતાઓના ઇશ પોતાના પરિષદોએ અને નૃત્ય કરતા, દુઃખેકરી સહન

થાય, એવા ચોતરફ દોડતા, માંસભક્ષી, અને એક બીજાને તરછોડતા એવા બીજાઓવડે યુક્ત, મહાયશસ્વી એવા મહાદેવ ચાલ્યા, કે જેની ઉપમાજ કંઇ નથી. તે સમયે હે મહાબાહ ! તપસ્વી અને મહાગુણવાન એવા ઋષિઓ, મનુષ્યો, અને દેવતાઓ સર્વ તરફથી મહાદેવની આશા કરતા હતા. હે નરોમાં શ્રેષ્ઠ ! એવી રીતે જ્યારે લોકોના અભયને કરનાર એવા દેવતાઓના ઈશ્વર શંકર ચાલ્યા ત્યારે સર્વ જગત અને દેવતાઓ પ્રસન્ન થયા. હે રાજન ! તે સમયે ઘણાં સ્તોત્રોવડે દેવેશ એવા શિવ પ્રત્યે સ્તુતિ કરતા એવા ઋષિઓ વારંવાર મહાદેવના તેજને વધારતા હતા; તથા એમના પ્રયાણ વખતે હજારો લાખો અને અર્બુદ એવા ગંધર્વો જૂદા જૂદા પ્રકારવાળાં વાદ્ય વગાડતા હતા. પછી રથ પ્રત્યે બેઠેલા એવા વરદાનને આપનારા શિવ અસુરોપ્રત્યે ગયા ત્યારે 'સારૂં સારૂં' એ રીતે કહી હસતા એવા દેવેશ મહાદેવ બોલ્યા કે—હે દેવ ! જ્યાં દૈત્યો છે ત્યાં આલસ્યરહિત થઇ ઘોડાઓને પ્રેરો અને આજ રણભૂમિવિષે શત્રુઓને હણતો એવો હું તેના બાહુ બળને જુઓ. પછી હે રાજન ! બ્રહ્માએ મન અને વાયુસમાન વેગવાળા ઘોડાઓને પ્રેર્યા કે જેણે કરી આકાશનું પાન કરતા હોય તેમ રહેલા અને લોકમાં પૂજિત એવા તે ઘોડાઓવડે ભગવાન જલદી દેવતાઓના જય માટે ગયા. શંકર રથપ્રત્યે બેસી ત્રિપુરની સન્મુખ ચાલ્યા ત્યારે દિશાઓને શબ્દવડે પૂરતો એવો અતિ મોટો વૃષભ નાદ કરવા લાગ્યો. એ વૃષભના ભયંકર એવા મોટા નાદને સાંભળી તે સમયે કેટલાક તારકાસુરના દૈત્યો વિનાશ પામ્યા, અને કેટલાક તે સમયે યુદ્ધમાટે સામા ઉભા રહ્યા. પછી હે મહારાજ ! શૂલધારી એવા શિવ ક્રોધયુક્ત થયા અને સર્વ પ્રાણીઓ ત્રાસ પામ્યા તથા ત્રૈલોકય અને પૃથ્વી કંપવા લાગ્યાં. તેમજ જ્યારે બાણને સાંધવા લાગ્યા ત્યારે ઘોર નિમિત્ત થવા લાગ્યાં. તે સમયે સોમ, અગ્નિ, વિષ્ણુ, બ્રહ્મા અને રૂદ્રના ક્ષોભવડે તથા ધનુષના ક્ષોભથકી તે રથ અતિશય ધ્રૂજવા લાગ્યો. ત્યારે બાણના અગ્ર ભાગથી નીકળી વિષ્ણુએ વૃષનું રૂપ ધરી તે મોટા રથને કાઢયો. જ્યારે રથ ધુમાવા માંડયો અને શત્રુઓ નાદ કરવા લાગ્યા ત્યારે મહાબળવાન એવા ભગવાને સંભ્રમથી નાદ કર્યો અને હે માનદ ! તે સમયે વૃષભના મસ્તકવિષે અને ઘોડાની પીઠ ઉપર રહેલા એવા તે ભગવાન રૂદ્ર દાનવોના પુરને જોવા લાગ્યા. પછી હે નરોમાં શ્રેષ્ઠ! વૃષભના મસ્તકવિષે અને ઘોડાની પીઠવિષે રહેલા એવા શિવે તે સમયે ઘોડાના સ્તનને કાપ્યા અને વૃષભની ખરીઓને બે પ્રકારે કાપી. ત્યાંથી આરંભી વૃષભની બે ભાગવાળી ખરીઓ થઇ. તેમ હે રાજન ! ત્યાંથી માંડી અદ્દભુત કર્મવાળા બળવાન રૂદ્રે પીડેલા ઘોડાઓને સ્તન થતા નથી. પછી શંકર ધનુષને પ્રત્યંચાયુક્ત કરી બાણ સાંધી તથા પાશુપતાસ્ત્રવડે જોડી ત્રિપુરને સંહારવા લાગ્યા. હે મહારાજ ! જ્યારે ધનુષ લેઇ રૂદ્ર ઉભા રહ્યા તે સમયે કાળેકરી તે ત્રણ પુર એકપણાને પામ્યાં. અને જ્યારે તે ત્રિપુર એકભાવને પામ્યાં ત્યારે મહાત્મા એવા દેવતાઓને ઘણો હર્ષ થયો. પછી દેવસમૂહો, સર્વ સિદ્ધ, અને મહર્ષિઓ ઘણો હર્ષ પામ્યા. પછી દેવસમૂહો, સર્વ સિદ્ધ, અને મહર્ષિઓ મહેશ્વર એવા શંકરપ્રત્યે સ્તુતિ કરવા લાગ્યા અને 'જય પામો' એ રીતે વાણી બોલવા લાગ્યા. તે સમયે અસુરોને હણતા, અસહ્ય તેજવાળા અને ન કહેવાય એવું ઉગ્ર જેનું શરીર છે એવા મહાદેવની આગળ ત્રિપુર પ્રકટ થયું. તે સમયે લોકેશ્વર એવા તે ભગવાને દિવ્ય ધનુષને ખેંચી ત્રૈલોકયના સારરૂપ એવા તે બાણને ત્રિપુર પ્રત્યે ફેંકયો. હે મહારાજ ! જ્યારે તે ઉત્તમ બાણ ફેંકયો ત્યારે પડતાં એવાં પુરોનો મોટો પીડિત શબ્દ પૃથ્વીવિષે થયો અને શંકરે તે

અસુરોના સમૂહોને બાળી પશ્ચિમ સમુદ્રમાં ફેંકી દીધા. એવી રીતે ત્રિપુરને અને સર્વ દાનવોને બાળ્યા પછી ક્રોધ પામેલા એવા ત્રૈલોક્યના મહેશ્વરે પોતાના ક્રોધથી ઉત્પન્ન થએલા અગ્નિને 'હાં હાં' એ રીતે કહીને વાર્યો; અને ત્રિનેત્ર એવા શંકરે તેને કહ્યું કે લોકોને ભસ્મ કર માં. પછી દેવતાઓ લોક અને મહર્ષિઓ શાંત થયા, તે સમયે અપ્રતિમ બળવાળા શિવ પ્રત્યે દેવો ઉત્તમ વાણીવડે સ્તુતિ કરવા લાગ્યા તથા ભગવાને આજ્ઞા કરેલા, પ્રયત્નવડે સિદ્ધ કામવાળા અને બ્રહ્મા જેમાં મુખ્ય છે એવા સર્વ દેવતાઓ જે પ્રમાણે આવ્યા હતા તે પ્રમાણે પાછા ગયા. એવી રીતે દેવ, લોકને સરજનાર દેવ, અને અસુરના સમૂહોના અધ્યક્ષ એવા તે મહેશ્વર ભગવાને લોકોનું કલ્યાણ કર્યું, માટે જેવી રીતે તે સમયે લોકને સરજનાર, પિતામહ, નાશરહિત અને ઉત્તમ એવા ભગવાન બ્રહ્માએ રૂદ્રનું સારથિપણું કર્યું હતું. જેવી રીતે તે રૂદ્રના સારથિ જેમ પિતામહ હતા તેમ તમે પણ જલદી આ, મહાત્મા રાધાપુત્ર કર્ણના ઘોડાઓને નિયમમાં રાખો. હે રાજશાર્દૂલ ! જરૂર તમે શ્રીકૃષ્ણ અને કર્ણ અને અર્જુનથી વિશેષેકરી ચડીઆતા છો, એમાં વિચાર કરવો પડે તેમ નથી. વળી યુદ્ધમાં આ કર્ણ રૂદ્રની સમાન છે તથા તમે સન્માર્ગવિષે બ્રહ્માની સમાન છો, માટે મારા શત્રુઓને તે અસુરોની પેઠે જીતવા તમે શક્તિમાન છો. હે શલ્ય ! જેવી રીતે આજે કર્ણ શ્વેત ઘોડાવાળા અને કૃષ્ણ જેના સારથિ છે એવા અર્જુનને રગદોળી હણે, તેવી રીતે જલદી કરો. હે મદ્રેશ ! આજ તમારે વિષે રાજ્યની આશા તથા જીવિતની આશા તથા કર્ણની સહાયતાવડે કરાવેલો એવો વિજય છે. તેમ તમારા વિષે કર્ણ, રાજ્ય અને અમે રહ્યા છીએ તથા સંગ્રામવિષે વિજય રહ્યો છે. માટે આજ ઉત્તમ ઘોડાઓને નિયમમાં રાખો અને ફરીને મારાથી આ બીજા પણ ઇતિહાસને સમજો કે, ધર્મ જાણનાર બ્રાહ્મણે જે મારા પિતાની સમીપ કહ્યું હતું. હે શલ્ય ! હેતુકાર્યાર્થવડે યુક્ત અને વિચિત્ર એવાં આ વચનને સાંભળી પુરો નિશ્ચય કરી સારથિપણું કર, અને આ વિષે વિચાર કર માં. ભાર્ગવ કુળમાં મહા યશસ્વી જમદગ્નિ ઉત્પન્ન થયા હતા અને તેમના પુત્ર, તેજ અને ગુણોવડે યુક્ત રામ એવા નામથી વિખ્યાત હતા. તે પ્રસન્ન મનવાળા, નિયમવાળા અને જીતેંદ્રિય એવા પરશુરામ અસ્ત્ર વિદ્યા મેળવવા તીવ્ર તપ કરી શંકરને પ્રસન્ન કરવા ગયા હતા. તેમની ભક્તિવડે તથા પ્રશમવડે મહાદેવ પ્રસન્ન થયા અને એમના હૃદયમાં રહેલા ભાવને જાણી શંકરે દર્શન આપ્યું. મહેશ્વર કહે છે—હે રામ ! તારૂં કલ્યાણ થાઓ. હું તને પ્રસન્ન થયો છું અને મેં તારૂં ઇચ્છિત જાણ્યું છે માટે આત્માને પવિત્ર કર. તું સર્વ ઇચ્છિત પામશે. હે ભાર્ગવ ! જ્યારે તું પવિત્ર થશે ત્યારે તને અસ્ત્રો આપીશ, કે જે અસ્ત્રો અયોગ્ય અને અસમર્થને બાળે છે. એવી રીતે દેવતાઓના દેવ શૂલી એવા શંકરે વર આપેલ મસ્તકવડે નમેલા એવા રામ મહાત્મા પ્રભુ પ્રત્યે બોલ્યા કે, જો દેવેશ એવા તમે અસ્ત્ર ધારણ કરવામાં મને યોગ્ય માનતા હો તો, સેવા કરવા ઇચ્છતા એવા મને તે આપવા માટે યોગ્ય છો. દુર્યોધન કહે છે કે ત્યાર પછી તેમણે તપે કરી, દમે કરી, નિયમેકરી, હોમ અને મંત્રયુક્ત એવી પૂજા, ઉપહાર અને બલિદાનવડે ઘણાં વર્ષો સુધી શિવની આરાધના કરી, ત્યારે પ્રસન્ન એવા મહાદેવે મહાત્મા ભાર્ગવ એવા રામના ઘણા ગુણોને દેવી પાર્વતી આગળ કહ્યા કે, આ રામ મારે વિષે નિરંતર ભક્તિવાળા અને દૃઢ વ્રતવાળા છે. હે અરિસૂદન ! એવી રીતે પ્રસન્ન એવા પ્રભુ શિવ બહુ વાર તેના ગુણોને દેવતા અને પિતૃની સમક્ષ કહેવા લાગ્યા. એજ કાળમાં દૈત્યો અતિ બળવાન થયા. મોહઆંદિવડે તેઓ દેવ-

તાઓને પીડવા લાગ્યા, ત્યારે ભેગા થઈ દેવતાઓ તેઓને હણવાનો નિશ્ચય કરી શત્રુઓના નાશ માટે યત્ન કરવા લાગ્યા. જ્યારે તેઓને જીતવા શક્તિમાન થયા નહિ ત્યારે દેવતાઓ મહેશ્વર એવા પાર્વતીના પતિ પ્રત્યે જઇ ભક્તિવડે તેમને પ્રસન્ન કરવા લાગ્યા. 'શત્રુ સમૂહોને હણો' એ રીતે બોલ્યા. પછી શંકરે દેવતાઓના શત્રુના ક્ષયની પ્રતિજ્ઞા કરી ભાર્ગવ એવા પરશુરામને બોલાવી કહ્યું કે હે ભાર્ગવ! સર્વ સમાગમ પામેલા એવા દેવતાઓના શત્રુઓને લોકના હિતની ઇચ્છા માટે અને મારી પ્રીતિ સારૂ હણ. એવી રીતે તેમનાં વચન સાંભળી વરદાનને આપનાર અને પ્રભુ એવા શંકર પ્રત્યે રામ બોલ્યા કે-હે દેવેશ! યુદ્ધમાં અસ્ત્રકુશલ નહિ એવો હું, તેની અસ્ત્રકુશલ અને યુદ્ધમાં દુર્મદ એવા સર્વ દાનવોને હણવાની શક્તિ ક્યાં? મહેશ્વર કહે છે કે-મેં આજ્ઞા આપેલો એવો તું જા અને શત્રુઓને જીતી ઘણા ગુણોને પ્રાપ્ત થા. શંકરનાં વચન સાંભળી સર્વ ગ્રહણ કરેલું છે સ્વસ્ત્યયન× જેણે એવા રામ દાનવો પ્રત્યે ગયા અને મહા ગર્વ અને બળયુક્ત એવા દેવતાઓના શત્રુઓ પ્રત્યે બોલ્યા કે-હે યુદ્ધના મદવડે મત્ત દૈત્યો! મને દેવતાઓના દેવે તમોને જીતવા મોકલેલો છે માટે હે મહાસુરો! મને યુદ્ધ આપો. આ પ્રમાણે ભાર્ગવ એવા રામે કહ્યું તેથી દૈત્યો યુદ્ધ કરવા લાગ્યા અને સંગ્રામ વિષે બ્રાહ્મણોમાં શ્રેષ્ઠ, અને જમદગ્નિના પુત્ર એવા તે રામ વજ્ર અને અશનિ જેવા સ્પર્શવાળા પ્રહારોવડે દાનવોએ જેનું શરીર ઘાયલ કરેલું છે એવા પણ દૈત્યોને હણી શિવે સ્પર્શ કરેલા એવા તરત વ્રણરહિત થયા. વળી તે કર્મવડે ભગવાન મહાદેવ પ્રસન્ન થયા. મહાત્મા ભાર્ગવ રામને ઘણા પ્રકારનાં વરદાન આપ્યાં. પ્રીતિયુક્ત દેવના દેવ શંકરે કહ્યું કે-હે ભૃગુનંદન! શસ્ત્રો પડવાથી તમારા શરીરવિષે જે પીડા થઇ તે પીડાવડે તમારૂં માનુષ કર્મ નાશ પામ્યું અને ઇચ્છિત પ્રમાણે મારી પાસેથી દિવ્ય વસ્ત્રોને ગ્રહણ કરો. દુર્યોધન કહે છે કે તે પછી સમસ્ત અસ્ત્રોને અને મનવડે ઇચ્છિત, બહુ પ્રકારનાં વરદાનોને પામી, મસ્તકવડે શિવને નમી તથા દેવેશ એવા શિવથકી આજ્ઞા પામી મહા તપસ્વી એવા તે પોતાના સ્થાનકે ગયા. એવી રીતે પૂર્વે ઋષિએ આ વાત કહી હતી. હે પુરૂષોમાં શ્રેષ્ઠ! ભાર્ગવ એવા પરશુરામે પણ અતિ પ્રસન્ન એવા અંતઃકરણવડે મહાત્મા એવા કર્ણને દિવ્ય ધનુર્વેદ આપ્યો હતો. હે પાર્થિવ! જો કર્ણને આપવામાં કાંઈ પણ પાપ થતું હત તો ભૃગુનંદન એવા પરશુરામ એમને દિવ્ય અસ્ત્રો જરૂર આપત નહિ. હું કર્ણને સૂતના કુળમાં થએલો કોઈ રીતે પણ માનતો નથી અને ક્ષત્રિયોના કુળવિષે થએલો દેવપુત્ર માનું છું. છિદ્ર ન જણાય તે સારૂ કોઇએ ત્યાગ કરેલો હશે એ રીતે મારૂં મત છે. હે શલ્ય! સર્વથા આ કર્ણ સૂતના કુળથી ઉત્પન્ન થએલો નથી; કારણ કે કુંડળ અને કવચસહિત, દીર્ઘબાહુવાળા, મહારથી અને સૂર્યસરખા એવા વ્યાઘ્રને મૃગલી કેમ જણી શકે? જે પ્રમાણે મોટા હાથીની સુંઢની ઉપમા અપાય એવા સ્થૂલ આના બે ભુજ તથા સર્વ શત્રુઓને નાશ પમાડે એવું વિશાલ વક્ષઃસ્થલ જુઓ. હે રાજેંદ્ર! એ કોઇ પણ હલકો પુરૂષ નથી પણ સૂર્યપુત્ર, મહાત્મા, પરશુરામનો શિષ્ય, પ્રતાપવાન અને ઉત્તમ એવો કર્ણ છે.

महात्माह्येष राजेन्द्र रामशिष्यः प्रतापवान् ।

**इतिश्री महाभारते कर्णपर्वणि त्रिपुरवधोपाख्याने गुर्जरभाषायां चतुस्त्रिंशोऽध्यायः ॥ ३४ ॥**

---

× પ્રમાણ વખતની ક્રિયા.

## અધ્યાય ૩૫ મો. શલ્યને સારથિ બનાવ્યો.

**दुर्योधन उवाच—एवं स भगवान् देव सर्वलोकपितामहः ।**
**सारथ्यमकरोत्तत्र ब्रह्मारुद्रोऽभवद्रथी ॥ १ ॥**

દુર્યોધન કહે છે—એવી રીતે તે સમયે દેવ અને સર્વ લોકોના પિતામહ એવા ભગવાન બ્રહ્માએ સારથિપણું કર્યું હતું અને રૂદ્ર રથી થયા હતા. હે પુરૂષોમાં ઉત્તમ ! હે શૂર ! રથિથકી રથનો સારથિ ચડીઆતો ગણવા યોગ્ય છે માટે તમે યુદ્ધમાં ઘોડાઓને નિયમમાં રાખો. અર્થાત્ સારથિ થાઓ. જેવી રીતે ત્રિપુરના યુદ્ધમાં દેવતાઓના સમૂહોએ યત્નથી પિતામહ એવા બ્રહ્માને સારથિપણા માટે ઇચ્છ્યા હતા તેવી રીતે અમે કર્ણથી અધિક એવા તમને યત્નથી ઇચ્છેલા છે. હે મહાકાંતિવાળા મહારાજ ! જેવી રીતે દેવતાઓએ સારથિપણા માટે શિવથી અધિક એવા પિતામહ બ્રહ્માને પસંદ કર્યા હતા અને તેમણે રૂદ્રના ઘોડાઓને નિયમમાં રાખ્યા હતા, તેમ તમે પણ યુદ્ધમાં રાધાપુત્ર કર્ણના ઘોડાને નિયમમાં રાખો. શલ્ય કહે છે—હે નરશ્રેષ્ઠ ! જે પ્રમાણે પ્રપિતામહ બ્રહ્માએ મહાદેવનું સારથિપણું કર્યું હતું અને જે રીતે એક બાણવડે અસુરોને હણ્યા હતા, એ મનુષ્યોથી ન બને એવું દિવ્ય આખ્યાન ઘણીવાર શ્રેષ્ઠપુરૂષ એવા શ્રીકૃષ્ણે અર્જુનને કહેલું મેં પણ સાંભળ્યું છે અને પૂર્વે જે રીતે ત્રિપુરના યુદ્ધમાં ભગવાન એવા બ્રહ્મા સારથિ થયા તે વાત શ્રીકૃષ્ણને પણ વિદિત છે. શ્રીકૃષ્ણ ભવિષ્ય અને ભૂતને જાણે છે. હે ભારત ! એજ અર્થને જાણી જે પ્રમાણે સ્વયંભૂ બ્રહ્મા રૂદ્રના સારથિ થયા હતા તે પ્રમાણે શ્રીકૃષ્ણ કુંતિપુત્ર અર્જુનના સારથિપણાને પામ્યા, અને જો કોઈ રીતે પણ સૂતપુત્ર કર્ણ કુંતિપુત્ર અર્જુનને હણશે તો કુંતિપુત્ર અર્જુનને હણેલો જોઇ કેશવ ભગવાન યુદ્ધ કરશે તથા શંખ ચક્ર અને ગદા જેના હાથમાં છે એવા તે તમારી સેનાને બાળશે અને જ્યારે વૃષ્ણિઓમાં શ્રેષ્ઠ એવા તે કોપ પામશે ત્યારે આ સૈન્યવિષે તમારો કોઇ પણ રાજા ઉભો રહેશે નહિ. સંજય કહે છે કે એવી રીતે બોલતા તે મદ્રરાજ શલ્યપ્રત્યે, શત્રુને દમનાર, મહાબાહુ અને દીન આત્માવાળો તમારો પુત્ર દુર્યોધન બોલ્યો કે હે મહાબાહો ! સર્વ શસ્ત્રધારીઓમાં શ્રેષ્ઠ અને સર્વ શાસ્ત્રાર્થના પારને પામેલા સૂર્યપુત્ર કર્ણને તમે રણભૂમિમાં અપમાન પમાડો મા. જેના ભયંકર અને મોટા પ્રત્યંચાના ઘોષ તથા તલશબ્દને સાંભળી પાંડવોનાં સૈન્યો દશદિશાએ દોડે છે. હે મહાબાહો ! હજારો માયા કરતા માયાપુરસ્કૃત ઘટોત્કચને એક રાત્રિમાં હણ્યો તે તમે જાણો છો. વળી એટલા દિવસ સુધી મોટા ભયવડે યુક્ત એવો અર્જુન સામા સૈન્યમાં કોઇ રીતે પણ ઉભો રહેતો નહતો. હે રાજન ! જેણે બળવાન એવા ભીમસેનને ધનુષના અગ્રભાગવડે પ્રેર્યો હતો તથા સંજ્ઞાવડે મૂઢ અને ઉદરભર કહ્યો હતો, તેમ જેણે મોટી રણભૂમિપર શૂર એવા માદ્રીપુત્ર નકુળ તથા સહદેવને જીતી કોઈ પણ કારણને લીધે માર્યા ન હતા અને હે મારિષ ! જેણે યુદ્ધમાં વૃષ્ણિઓમાં અતિશૂર અને સાત્વતોમાં ઉત્તમ તથા શૂર એવા સાત્યકિને જીતી બળથી રથરહિત કર્યો હતો. તેમ સંગ્રામમાં હાસ્ય કરતા એવા જેણે સૃંજય યોદ્ધાઓને અને ધૃષ્ટદ્યુમ્ન જેમાં અગ્રેસર છે એવા બીજા સર્વ પંચાલ યોદ્ધાઓને વારંવાર જીત્યા હતા તથા યુદ્ધમાં ક્રોધ પામેલો એવો જે વજ્ર જેના હાથમાં છે એવા ઇન્દ્રને પણ મારે, તે મહારથિ કર્ણને યુદ્ધમાં પાંડવો કેમ જીતશે ? વળી હે શત્રુઓને હણનાર નૃપ ! શૂર એવા તમે, સર્વ અસ્ત્રોને

જાણનાર અને સર્વ વિદ્યા તથા અસ્ત્રોના પારને પામેલા છો અને પૃથ્વીમાં બાહુબળવડે કોઇ પણ તમારી બરોબર નથી. શત્રુઓને તમે શલ્યરૂપ અને પરાક્રમમાં સહન ન થાઓ એવા છો તેથી તમે શલ્ય નામે કહેવાઓ છો. હે રાજન ! તમારાં બાહુબળને યોદ્ધાઓ કે સાત્વતો સહી શકતા નથી અને શું શ્રીકૃષ્ણ તમારા બાહુબળથી બળવડે અધિક છે? વળી જે રીતે અર્જુનના હણાવાથી શ્રીકૃષ્ણ સૈન્યને ધારણ કરવા યોગ્ય છે તેમ કર્ણનો નાશ થવાથી તમો મોટા સૈન્યને ધારણ કરવા યોગ્ય છો. હે મારિષ ! યુદ્ધમાં વસુદેવના પુત્ર શ્રીકૃષ્ણ કેમ સૈન્યને વારશે તથા તમે શામાટે સૈન્યને હણુશો નહિ? હે મારિષ ! તમારે માટે યુદ્ધમાં હું શૂર મારા ભાઇઓની અને પૃથ્વીને પાલનારા રાજાઓની પદવીને પામવા ઇચ્છું છું. શલ્ય કહે છે કે હે માનદ ! હે ગાંધારીનાપુત્ર! સૈન્યની આગળ તમે મને દેવકીપુત્ર શ્રીકૃષ્ણથી વધારે કહો છો તેથી હું તમારીપર પ્રીતિમાન છું અને હે શૂર ! આ હું જે પ્રમાણે તમે ધારો તે પ્રમાણે પાંડવોમાં ઉત્તમ એવા અર્જુનની સાથે યુદ્ધ કરતા એવા યશસ્વી, રાધાપુત્ર કર્ણનું સારથિપણું કરવા તૈયાર છું. પણ હે શૂર ! સૂર્યપુત્ર કર્ણને કોઇ પણ મારો ઠરાવ છે કે ઇચ્છાપ્રમાણે હું એમની સમીપ બોલીશ. સંજય કહે છે કે હે રાજન ! તમારો પુત્ર કર્ણ સાથે સર્વ ક્ષત્રિયોની પાસે મદ્રરાજ શલ્યને 'ઠીક' એમ કહેવા લાગ્યો અને તે સમયે શલ્યે સારથિપણાની પ્રાપ્તિથી આશ્વાસના કરેલો એવો દુર્યોધન હર્ષસહિત કર્ણને મળ્યો અને ફરી ફરીને કર્ણને ખૂબ વખાણતો તે બોલ્યો કે હે કર્ણ ! રણભૂમિવિષે જે રીતે મહેંદ્ર સર્વ દાનવોને હણે તે રીતે કુંતિપુત્રોને હણો. પછી કર્ણ, શલ્યે ઘોડાઓને નિયમમાં રાખવા કબૂલ કર્યું તેથી પ્રસન્ન મનથી ફરીને દુર્યોધન પ્રત્યે બોલ્યો કે હે રાજન ! મદ્રરાજ શલ્ય અતિપ્રસન્ન મનરહિત બોલે છે માટે ફરીને એમને મધુર વાણીવડે સમજાવો. મહા બુદ્ધિમાન, સર્વ અસ્ત્રોમાં કુશલ અને બળવાન એવો રાજા દુર્યોધન મેઘ સમ ગંભીર વાણીવડે મોટા સ્વરથી પૃથ્વીને ગજાવતો હોય તેમ, પૃથ્વીને પાલનાર મદ્રરાજ શલ્યને કહેવા લાગ્યો કે હે પુરૂષોમાં શ્રેષ્ઠ શલ્ય ! કર્ણ આજ અર્જુનની સાથે યુદ્ધ કરવા ધારે છે માટે યુદ્ધમાં તેના ઘોડાઓને તમે નિયમમાં રાખો. હે રાજન ! કર્ણ બીજા સર્વેને ટાળી અર્જુનને હણવા ઇચ્છે છે માટે તેના ઘોડાઓની રાશ ગ્રહણ કરવા માટે વારંવાર હું તમને વિનંતિ કરૂં છું તેથી જેવી રીતે રાશને ઝાલનાર ઉત્તમ એવા શ્રીકૃષ્ણ કુંતિપુત્ર અર્જુનના સહાયક છે તેવી રીતે તમે પણ સર્વ તરફથી રાધાપુત્ર કર્ણના સહાયક થાઓ. સંજય કહે છે કે પછી પ્રસન્ન થયેલો મદ્રાધિપતિ શલ્ય, શત્રુઓને હણનાર તમારા પુત્ર દુર્યોધનને મળી બોલ્યો કે–હે રાજન ! હે પ્રિય છે જેનું દર્શન એવા ગાંધારીના પુત્ર ! જો તમે આ પ્રમાણે માનો છો તો જે કાંઈ તમારૂં પ્રિય હશે તે સર્વ હું કરીશ અને હે શત્રુઓને તપાવનાર ભરતશ્રેષ્ઠ ! જે કોઇ પણ કર્મવિષે હું યોગ્ય હોઉં તે કર્મવિષે સંપૂર્ણ અંતઃકરણવડે મને જોડો હું તે કરીશ. પણ હિતની ઇચ્છાથી હું કર્ણપ્રત્યે અપ્રિય જે કહું તે સર્વ તમારે અને કર્ણે ક્ષમા કરવું. કર્ણ કહે છે કે, હે મદ્રરાજ ! જે રીતે શંકરનાં હિતવિષે યોગ્ય એવા બ્રહ્મા અને કુંતિપુત્ર અર્જુનનાં હિતવિષે યુક્ત એવા કેશવ ભગવાન છે તે રીતે નિરંતર અમારાં હિતવિષે જોડાયલા તમે રહો. શલ્ય કહે છે કે હે કર્ણ ! આત્માની નિંદા, આત્માની પૂજા, પરનિંદા અને પરની સ્તુતિ એ ચાર પ્રકારવાળું આચરણ આર્ય પુરૂષોએ આચરેલું નથી તોપણ પોતાની સ્તુતિયુક્ત જે તમારા જાણવામાટે હું કહું છું તે યથાર્થ સમજો. હે પ્રભો ! માતલીની પેઠે હું અ-

પ્રમાદથી પ્રયોગથી તથા જ્ઞાન, વિદ્યા અને ચિકિત્સનથી ઇંદ્રના સારથિપણાવિષે યોગ્ય છું, માટે હે પાપરહિત સૂતપુત્ર કર્ણ ! સંગ્રામવિષે કુંતિપુત્ર અર્જુન સાથે તું સુખેથી યુદ્ધ કર ! હું તારા ઘોડાઓને ચલાવીશ માટે જ્વરરહિત થા.

**ततः पार्थेन संग्रामे युध्यमानस्य तेऽनघ ।**
**वाहयिष्यामि तुरगान् विज्वरो भव सूतज ॥**

**इतिश्री महाभारते कर्णपर्वाणि शल्यसारथ्यं स्वीकारे गुर्ज्जरभाषायांपंचत्रिंशो ऽध्यायः ॥३५॥**

## અધ્યાય ૩૬ મો. કર્ણ ને શલ્યનો સંવાદ.

**दुर्योधन उवाच—अयं ते कर्णसारथ्यं मद्रराजः करिष्यतिः ।**
**कृष्णादप्यधिकोयन्तादेवेशयेव मातलिः ॥१॥**

દુર્યોધન કહે—હે કર્ણ ! જેવી રીતે દેવેશ એવા ઇન્દ્રનો સારથિ માતલિ છે તેવી રીતે કૃષ્ણથી પણ અધિક એવો આ મદ્રરાજ શલ્ય તમારૂં સારથિપણું કરશે અને જે પ્રમાણે ઇન્દ્રના ઘોડાઓવડે યુક્ત એવા રથને માતલિ ચલાવે છે તે પ્રમાણે તમારા રથના ઘોડાઓના નિયંતા શલ્યરાજ થશે. જ્યારે યોદ્ધા એવા તમે રથમાં બેસશો અને મદ્રરાજ શલ્ય સારથિ થશે ત્યારે જરૂર શ્રેષ્ઠ એવો રથ યુદ્ધમાં કુંતિપુત્રોને આજ પરાભવ પમાડશે. સંજય કહે છે કે, હે રાજન ! તે પછી જ્યારે પ્રાતઃકાલ થયો અને યુદ્ધ પ્રાપ્ત થયું ત્યારે દુર્યોધન બળવાન એવા મદ્રરાજ શલ્યને ફરીને કહેવા લાગ્યો કે હે મદ્રરાજ ! સંગ્રામ વિષે કર્ણના ઉત્તમ ઘોડાઓને નિયમમાં રાખો અને તમે રક્ષા કરેલો એવો રાધાપુત્ર અર્જુનને જીતશે. હે ભારત ! એ રીતે શલ્ય રથ ઉપર બેસી ' ઠીક ' એમ બોલ્યો અને જ્યારે તે સારથિ થયો ત્યારે પ્રસન્ન મનવાળો કર્ણ ત્વરાથી તેની પ્રત્યે બોલ્યો કે હે સૂત ! મારે સારૂ તું આના રથને તૈયાર કર. પછી સારથિએ ' જય પામો ' એ રીતે કહી જીતનાર, શુભ, ગંધર્વના નગરની ઉપમા અપાય એવા અને વિધિ પ્રમાણે કલ્પેલા ઉત્તમ રથને તૈયાર કર્યો. તે સમે પ્રથમજ બ્રહ્મને જાણનાર એવા પુરોહિતે સંપાદન કરેલા તે રથનું રથિઓમાં શ્રેષ્ઠ એવા કર્ણે વિધિ પ્રમાણે અર્ચન કરી યત્નથી પ્રદક્ષિણા કરી. સૂર્યની સ્તુતિ કરી મદ્રરાજ શલ્યને ' તમે બેસો ' એમ કહ્યું ત્યાર પછી દુર્ધર્ષ એવા કર્ણના શ્રેષ્ઠ રથ પર મહા તેજસ્વી શલ્ય જે પ્રમાણે પર્વતપર સિંહ ચડે તેમ ચડયો. તે સમયે વિજળી યુક્ત મેઘ જેવા શલ્યે આશ્રય કરેલા ઉત્તમ રથને જોઇ કર્ણ તે ઉપર સવાર થયો. એક રથમાં બેઠેલા સૂર્ય તથા અગ્નિ સમાન કાંતિવાળા તે બેઉ જે રીતે અંતરિક્ષમાં મેઘ સહિત સૂર્ય અને અગ્નિ શોભતા હોય તે રીતે તથા ઋત્વિક સભાસદોએ યજ્ઞમાં સ્તુતિ કરાતા ઇન્દ્ર અને અગ્નિની પેઠે સ્તુતિ કરતા તે શૂર અતિશય શોભી રહ્યા. વળી શલ્યે જેના ઘોડાઓને પકડેલા છે એવા શ્રેષ્ઠ રથ વિષે બેઠેલો અને ઘોર એવાં ધનુષને શબ્દાયમાન કરતો બાણરૂપી કિરણવાળો પુરૂષમાં શ્રેષ્ઠ કર્ણ મંડલવાળા સૂર્ય સમાન તેમજ મંદરાચલ વિષે રહેલા સૂર્ય પેઠે અતિ શોભી રહ્યો. યુદ્ધમાં તે સમયે યુદ્ધ સારૂ રથમાં બેઠેલા, મહાબાહુ અને

અમિત તેજવાળા રાધાપુત્ર કર્ણને દુર્યોધન કહેવા લાગ્યો કે હે શૂરવીર અધિરથ પુત્ર ! યુદ્ધમાં દુષ્કર એવા દ્રોણાચાર્ય તથા ભીષ્મપિતામહે ન કરેલાં એવાં કર્મને સર્વ ધનુર્ધારીઓ જોતાં કર; અને હે રાધાપુત્ર ! મારા મનમાં રહેલું હતું કે, મહારથી ભીષ્મપિતામહ અને દ્રોણાચાર્ય જરૂર અર્જુન અને ભીમસેનને હણશે પણ તેઓએ જે કર્યું નહિ તે કર્મ તું મહાયુદ્ધમાં જે પ્રમાણે વજ્રધારી ઈન્દ્ર હોય તેમ કર અને ધર્મરાજને પકડ. હે રાધાપુત્ર ! અર્જુનને, ભીમસેનને અને માદ્રી પુત્ર નકુલ સહદેવને નાશ પમાડ તથા પાંડુપુત્રોનાં સર્વ સૈન્યોને ભસ્મ કરી નાખ. પછી વાગતાં હજારો તુર્ય અને દશ હજાર ભેરીઓ આકાશમાં થતા મેઘ શબ્દની પેઠે ગાજવા લાગ્યાં. દુર્યોધનનાં વાક્યને સ્વીકારી રથમાં બેઠેલો રથિઓમાં શ્રેષ્ઠ એવો રાધાપુત્ર કર્ણ યુદ્ધમાં કુશલ એવા શલ્ય પ્રત્યે બોલ્યો કે હે મહાબાહો ! જ્યાં સુધી અર્જુનને, ભીમસેનને, નકુલ સહદેવને અને રાજા યુધિષ્ઠિરને હું હણું ત્યાંસુધી તમે ઘોડાઓને ચલાવો. હે શલ્ય ! આજ હજારો અને લાખો કંકપિચ્છને ફેંકનાર મારા બાણના વેગને અર્જુન જુઓ. હે શલ્ય ! આજ હું પાંડવોના નાશ માટે અને દુર્યોધનના જય સારૂ સંગ્રામમાં અતિ તીક્ષ્ણ બાણો ફેંકીશ. શલ્ય કહે છે કે હે સૂતપુત્ર ! 'જેઓ ઇન્દ્રના પણ ભયને વધારે તે, સર્વ અસ્ત્રોને જાણનાર, મહાધનુર્ધારી મહા બળવાન, પાછા ફરનાર નહિ જોવા મહાભાગ, જીતી શકાય નહિ એવા અને સત્ય પરાક્રમવાળા પાંડવોનું તું કેમ અપમાન કરે છે ? હે રાધાપુત્ર ! જ્યારે વજ્રના કાટકા જેવો ગાંડિવ ધનુષનો ટંકાર યુદ્ધમાં તું સાંભળીશ ત્યારે આ પ્રમાણે બોલીશ નહિ. જ્યારે સંગ્રામવિષે ભીમસેને પાડેલા દાંતવાળા હસ્તિઓનાં સૈન્યને હણેલું જોઇશ ત્યારે તું આ પ્રમાણે બોલીશ નહિ. જ્યારે યુદ્ધમાં ધર્મરાજાને અને તીક્ષ્ણ બાણોવડે આકાશ વિષે મેઘની છાયા પ્રમાણે છાયા કરતા એવા નકુલ સહદેવને તથા બાણ ફેંકતા, શત્રુઓને હણતા, હલકા હાથવાળા, અને દુઃસહ એવા બીજા રાજાઓને જોઇશ ત્યારે પણ તું આ રીતે બોલીશ નહિ. સંજય કહે છે કે મદ્રરાજ શલ્યે કહેલાં વાક્યને ગણકાર્યા વગર કર્ણ બળવાન એવા મદ્રરાજ શલ્યને ' ચલાવો ' એ રીતે કહેવા લાગ્યો.

अनादृत्य तु तद्वाक्यं मद्रराजेन भाषितं ।
याहीत्येवाब्रवीत्कर्णो मद्रराजतरस्विनम् ॥

**इतिश्री महाभारते कर्णपर्वणि कर्णशल्यसम्वादे गुर्जरभाषायां षट्त्रिंशोऽध्यायः॥३६॥**

## અધ્યાય ૩૭ મો. કર્ણ ને શલ્યનો સંવાદ (ચાલુ)

**संजय उवाच—दृष्ट्वा कर्णमहेष्वासं युयुत्सुं समवस्थितं ।**
**चुक्रुशुः कुरवः सर्वे हृष्टरूपाः समंततः ॥१॥**

સંજય કહે છે કે યુદ્ધ કરવા ઇચ્છતા, ઉભા રહેલા મહાધનુર્ધારી કર્ણને જોઇ હર્ષતરૂપવાળા સર્વ કૌરવો ચોતરફથી સોરબકોર કરવા લાગ્યા. પછી દુંદુભિના શબ્દવડે, અને વિવિધ બળવાન પુરૂષોની ગર્જનાવડે તમારા યોદ્ધાઓ મૃત્યુને નિવૃત્ત કરી યુદ્ધ માટે નિકળ્યા. હે રાજન ! પછી જ્યારે કર્ણ ચાલ્યો અને યોદ્ધાઓ હર્ષ પામ્યા ત્યારે પૃથ્વી ચલિત થવા લાગી અને અતિ ઘોર શબ્દ કરવા લાગી. સૂર્યથી આરંભી સાત મોટા ગ્રહો

યુદ્ધ માટે નિકળેલા દેખાવા લાગ્યા. ઉલ્કાપાત અને દિશાઓના દાહ થવા લાગ્યા. શુષ્ક અશનિ પડવા લાગી. વાયુ ભયંકર વાવા લાગ્યા. તે સમયે મોટા ભયને જણાવતા એવા મૃગ અને પક્ષિઓ ઘણીવાર તમારી સેનાની જમણી તરફ જવા લાગ્યા. પ્રખ્યાત કર્ણના ઘોડાઓ પૃથ્વી ઉપર પડવા લાગ્યા, ભયાનક એવી અસ્થિની વૃષ્ટિ અંતરિક્ષથી થવા લાગી, અસ્ત્રો જ્વલિત થવા લાગ્યાં, ધ્વજો કંપવા લાગ્યા, અને વાહનો આંસુ નિગાળવા લાગ્યાં. હે વિશાંપતે ! એ અને બીજા પણ અતિ દારૂણ ઉત્પાત કૌરવોના નાશ માટે થયા, તોપણ દૈવવડે મોહ પામેલા સર્વેએ તે ઉત્પાતોને ગણકાર્યા નહિ અને રાજાઓ સૂતપુત્ર કર્ણ 'જય પામો' એ રીતે કહેવા લાગ્યા. તેઓ કૌરવો પાંડવોને જીતેલા માનવા લાગ્યા. હે નૃપ ! રથમાં બેઠેલો, પરશૂરાઓને મારનાર, પ્રકાશ પામતો, સૂર્ય અને અગ્નિની સમાન કાંતિવાળો અને રથિઓમાં શ્રેષ્ઠ એવો સૂર્યપુત્ર કર્ણ, ભીષ્મપિતામહ અને દ્રોણાચાર્યને અતિ બળવાન જાણી તથા કુંતિપુત્ર અર્જુનનાં અતિશય કર્મને વિચારી માન અને ગર્વ કરી બળતો અને ક્રોધવડે દીપ્ત હોય તેમ નિઃશ્વાસ લેતો શલ્યને કહેવા લાગ્યો કે–રથમાં બેઠેલો અને આયુધવાળો એવો હું વજ્ર જેના હાથમાં છે એવા ક્રોધ પામેલા ઇન્દ્રથી પણ બીતો નથી અને ભીષ્મ આદિ યોદ્ધાને પડેલા જોઇ મને અસ્થિરપણું તજે છે. જો કે મહેંદ્ર અને વિષ્ણુની સમાન અનિંદિત શ્રેષ્ઠ એવા રથ, ઘોડા અને હસ્તિઓને હણનાર અને ન વધ કરાય તેવા શત્રુઓએ એમણે માર્યા તોપણ આજ રણભૂમિવિષે મને ભય નથી. હે કૌરવો ! યુદ્ધમાં અતિ બળવાન એવા રાજાઓને શત્રુઓએ સારથિ, હસ્તિઓ અને રથસહિત હણેલા જોઇ મોટા અસ્ત્રોને જાણનાર, બ્રાહ્મણોમાં શ્રેષ્ઠ એવા ગુરૂ દ્રોણાચાર્યે રણભૂમિ વિષે સર્વ શત્રુઓને કેમ માર્યા નહિ ? એ રીતે દ્રોણાચાર્યને યાદ કરતો એવો આ હું સત્ય કહું છું તે સમજો. રણભૂમિવિષે આવેલા, મૃત્યુ સરખા ઉગ્રરૂપવાળા અર્જુનને મારા વગર બીજો સહી શકે નહિ. દ્રોણાચાર્યમાં પ્રસન્નતા, બળ, ધૃતિ, મોટાં અસ્ત્રો અને નમ્રતા હતી તે મહાત્મા જ્યારે મૃત્યુ વશ થયા ત્યારે હવે સર્વ બીજાઓને મૃત્યુ જેની સમીપ છે એવા હું માનું છું અને આ લોકવિષે વિચાર કરતો એવો હું કર્મના દૈવયોગથી જરૂર કાંઇ પણ જાણી શકતો નથી. કાલ સૂર્યોદય વખતે સંશયરહિત એવો કોઇ પણ પુરૂષ હમણાં 'કાલ હું જીવતો રહીશ' એવો નિશ્ચય રાખી શકશે નહિં. જરૂર અસ્ત્રો, બળ પરાક્રમ, ક્રિયા, સુનીતિ, અને ઉત્તમ એવાં આયુધો મનુષ્યના સુખ સારૂ વર્તવા સમર્થ નથી કે જેથી યુદ્ધમાં ગુરૂને શત્રુઓએ હણ્યા. અગ્નિ અને સૂર્યની સમાન તેજવાળા, પરાક્રમે વિષ્ણુ અને ઇન્દ્રની ઉપમા અપાય એવા તથા નિરંતર નીતિવિષે બૃહસ્પતિ અને શુક્રાચાર્યની બરાબર દ્રોણાચાર્યને દુઃસહ એવું તે અસ્ત્ર પાળવા પ્રાપ્ત ન થયું અને જ્યારે બોલાવતાં અને રૂદન કરતાં છે સ્ત્રી તથા બાળકો જેનાં એવા ધૃતરાષ્ટ્રના પુત્રોનું પરાક્રમ પરાભવ પામ્યું ત્યારે મારાવડે તે મરાશે એમ હું જાણું છું માટે હે શલ્ય ! શત્રુઓના સૈન્યપ્રત્યે ચાલો કે જે ઠેકાણે સત્ય પ્રતિજ્ઞાવાળા રાજા યુધિષ્ઠિર ઉભા હોય. ભીમસેન, અર્જુન, વસુદેવનાપુત્ર શ્રીકૃષ્ણ, સાત્યકિ, સૃંજય યોદ્ધાઓ અને નકુળસહદેવ હોય. હે મદ્રપતે ! તે યોદ્ધાઓને મારા વગર બીજો કોણ સહન કરે ? માટે જલદી રણભૂમિવિષે પંચાલ, પાંડવ અને સૃંજય યોદ્ધાઓ તરફ ચાલો. યુદ્ધમાં હું તેઓને હણીશ અથવા દ્રોણાચાર્યના માર્ગવડે યમરાજાના પ્રત્યે જઇશ. હે શલ્ય ! જરૂર હું તે શૂરાઓના મધ્યમાં જઇશ એમ તમે જાણો. મિત્રનો દ્રોહ મેં સહન કરી શકાય એમ નથી, તેથી હું પ્રાણ તજી દ્રોણાચા-

થઈને અનુસરીશ-દ્રોણની પાછળ જઈશ. હે વિદ્વન ! મૃત્યુએ સત્કાર કરેલા પ્રાજ્ઞ અને મૂઢ પુરૂષના જીવિતના અંત વખતે પણ મૃત્યુની નિવૃત્તિ નથી. ભાગ્ય પણ નિવૃત્ત કરી શકાય તેમ નથી, માટે કુંતિપુત્રો તરફ ચાલો. વળી સર્વદા મને કલ્યાણકારી વર્તણુકવાળા રાજા વૈચિત્રવીર્યના પુત્ર હતા. તેમના અર્થની સિદ્ધિમાટે હું પ્રિય એવા ભોગને અને દુસ્ત્યજ એવા જીવિતને તજું છું. પરશુરામે વ્યાઘ્રના ચર્મવાળો, નિઃશબ્દ અક્ષરવાળો, સુવર્ણના ત્રિકોશવાળો, રૂપાના ત્રિવેણુવાળો અને ઉત્તમ ઘોડાઓવડે યુક્ત એવો આ ઉત્તમ રથ મને આપ્યો છે. હે શલ્ય ! વિચિત્ર એવા ધનુષને, ધ્વજોને, ગદાઓને, ઉગ્ર આકારવાળા બાણોને, દીપ્ત એવા ખડ્ગને, ઉત્તમ આયુધને અને શુભ્ર તથા શબ્દયુક્ત એવા ઉગ્ર શંખને જોઈ પતાકાવાળા, વજ્રપાત જેવા શબ્દવાળા, શ્વેત ઘોડાઓવડે યુક્ત, સુંદર ભાથાવડે શોભિત અને રથોમાં શ્રેષ્ઠ એવા આ રથપર ચઢી રણભૂમિવિષે બળથી હું અર્જુનને હણીશ. જો સંગ્રામવિષે પાંડુપુત્રની સર્વને હરનાર અને કદીએ ચૂકે નહિ એવો મૃત્યુ રક્ષા કરશે તોપણ રણમાં હું તેને હણીશ; ભીષ્મપિતામહ જેની આગળ છે એવો યમરાજાપ્રત્યે જઈશ. બહુ કહેવાવડે શું ? પણ જો આ મહાયુદ્ધમાં એક વખત ગણસહિત યમ, વરૂણ, કુબેર અને ઇન્દ્ર એ સર્વ પાંડુપુત્ર અર્જુનને રક્ષવાની ઇચ્છા કરનાર થાય તોપણ આજ તેઓ સહિત હું જીતી શકું. સંજય કહે છે કે એ રીતે યુદ્ધના વેગવાળો કર્ણ કહેતો હતો તે તેનાં વચન સાંભળી બળવાન એવો મદ્રરાજ શલ્ય હસ્યો અને અપમાન કરી નિષેધક ઉત્તર આપવા લાગ્યો. શલ્ય કહે છે કે હે કર્ણ ! બકવાદથી વિરામ પામ, વિરામ પામ. અતિ વેગથી તું અતિશે બોલે છે. ક્યાં નરોમાં ઉત્તમ એવો ધનંજય અર્જુન અને ક્યાં પુરૂષોમાં અધમ એવો તું ? દેવતાના રાજા ઇન્દ્રે રક્ષા કરેલા, સ્વર્ગ સમ, વિષ્ણુએ પાળેલા, યાદવના સ્થાનને બલાત્કારથી ડોલાવી અર્જુન વગર કયો પુરૂષ પુરૂષમાં ઉત્તમ એવા શ્રીકૃષ્ણની નાની બહેન સુભદ્રાને હરી શકે ? ત્રિભુવનના પતિ અને ઇશ્વરના ઇશ્વર એવા શિવને આ લોકમાં મૃગના વધનો જેમાં કલહ છે એવા યુદ્ધમાં સુરપતિ ઇન્દ્રની સમાન બળવાળા અર્જુન વગર કયો પુરૂષ બોલાવી શકે ? ગરૂડ, પિશાચ, યક્ષ અને રાક્ષસો સહિત અસુર, સુર અને મોટા સર્પોને અગ્નિના ગૌરવથી બાણોવડે જીત્યા હતા અને પોતાના ઇચ્છિત હવિ અર્જુનને આપ્યું હતું તે તું યાદ કર. કારવોમાં યુદ્ધ કરનાર અર્જુને સૂર્ય સમ ઉત્તમ બાણોવડે ઘણા શત્રુઓને હણી પકડેલા ધૃતરાષ્ટ્રના પુત્ર દુર્યોધનને છોડાવ્યો હતો તે તને સાંભરે છે ? જ્યારે તું પણ પ્રથમ પલાયન કરી ગયો હતો ત્યારે પાંડવોએ ગંધર્વોને જીતી કલહ જેઓને પ્રિય છે એવા ધૃતરાષ્ટ્રના પુત્રોને છોડાવ્યા હતા તે તને સાંભરે છે ? જ્યારે ફરીને પુરૂષોમાં ઉત્તમ એવા અર્જુને વૃદ્ધિ પામેલું છે સૈન્ય અને વાહનો જેનાં એવા તમોને દ્રોણાચાર્ય, ગુરૂપુત્ર અશ્વત્થામા અને ભીષ્મ પિતામહ સહિત જીત્યા હતા ત્યારે તેં અર્જુનને કેમ જીત્યો ન હતો ? વળી હે સૂતપુત્ર કર્ણ ! ફરીને તારા નાશ માટે આ બીજું મોટું યુદ્ધ હાલ પ્રાપ્ત થયું છે. જો યુદ્ધમાં તું શત્રુના ભયથી ભાગીશ નહિ તો આજ જરૂર નાશ પામવાનો છે. સંજય કહે છે કે જ્યારે એવી રીતે પ્રસન્ન મનવાળો મદ્રદેશનો પતિ શલ્ય બહુ કઠણ વચન બોલતો હતો અને શત્રુઓની સ્તુતિ કરતો હતો ત્યારે અતિ રોષ પામેલા, શત્રુઓને તપાવનાર કુરૂની સેનાનો પતિ કર્ણ મદ્રદેશપતિ શલ્ય પ્રત્યે આ રીતે બોલ્યો. કર્ણ કહે છે કે બકવાદ શું કરે છે ? મારૂં અને તેનું મોટું યુદ્ધ વારંવાર થાઓ અને જો તે આ યુદ્ધમાં મને જીતે તો આ તારો અતિ

બકવાદ ભલે થાઓ. સંજય કહે છે કે મદ્રરાજે ' એમ થાઓ ' એવું કહી ઉત્તર આપ્યો નહિં. પછી કર્ણ યુદ્ધની ઇચ્છાવડે એને ' હે શલ્ય ! રથ ચલાવો, ' એ રીતે કહેવા લાગ્યો. તે સમયે સંગ્રામમાં શ્વેત જેના ઘોડા છે અને શલ્ય સારથિ છે એવો શત્રુઓને, જે રીતે અંધકારને સૂર્ય નાશ પમાડે તે રીતે નાશ પમાડનારો રથ તે શત્રુઓ સામે લઇ ગયો. પછી વ્યાઘ્રનાં ચર્મવાળા અને શ્વેત ઘોડાઓવડે યુક્ત એવા રથવડે ગએલો પ્રીતિમાન કર્ણ પાંડવોની સેનાને જોઈ ત્વરાવડે અર્જુનને આમ પૂછવા લાગ્યો.

**ततः प्रायात्प्रीतिमान्वैरथेन व्याघ्रेणश्वेतयुजाथकर्णः ।**
**सचालोक्य ध्वजिनीं पाण्डवानां धनंजयं त्वरयापर्यपृच्छत् ॥**

**इतिश्री महाभारते कर्णपर्वणि कर्णशल्यसम्वादे गुर्जरभाषायां सप्तत्रिंशोऽध्यायः ॥ ३७ ॥**

## અધ્યાય ૩૮ મો. કર્ણના ગર્વી બોલ.

**संजय उवाच—प्रयाणे च ततः कर्णो हर्षन्वाहिनीं तव ।**
**एकैकं समरे दृष्ट्वा पाण्डवान्पर्यपृच्छत ॥१॥**

સંજય કહે છે કે—પ્રયાણ કરતી તમારી સેનાને હર્ષ પમાડતો કર્ણ યુદ્ધમાં એકેક પાંડવોને પૂછવા લાગ્યો કે, જે આજ મને મહાત્મા શ્વેતવાહનવાળા અર્જુનને દેખાડે તેને ઇચ્છા કરે તે ધન હું આપીશ. જો તે ન માને તો ફરીને કહું છું કે, મને અર્જુનને દેખાડે તેને રત્નોવડે પરિપૂર્ણ એવાં ગાડાં આપું. અર્જુનને દર્શાવનારો પુરૂષ તે પણ ન માને તો સો ગાયો આપું. જો તે ન માને તો એક કાંસાના દોહનપાત્રને તથા સો ઉત્તમ ગાય આપું. તેમજ અર્જુનને દેખાડનારા પુરૂષને શ્વેત એવા ખચ્ચરયુક્ત રથ આપું. જે અર્જુનને દેખાડે તેને કાજળ સરખા કાળા કેશવાળા ખચ્ચરો યુક્ત રથને આપું અને જો અર્જુનને દર્શાવનારો પુરૂષ તે ન માને તો ફરીને બીજો સુવર્ણમય રથ આપું. તેમજ એમને પછીથી શણગારેલી, શ્યામ, નિષ્ક જેઓના કંઠમાં છે એવી, અને ગીત તથા વાદ્યમાં કુશળ એવી સો સ્ત્રીઓ આપું. જો તે પણ અર્જુનને દેખાડનાર માણસ ન માને તો સો હાથી, સો ગામ, ઉત્તમ સુવર્ણના સો રથ, પુષ્ટિવડે અને ગુણોવડે યુક્ત, સારા દાંતવાળા રથને ઉપાડવા સમર્થ, અને સુશિક્ષિત દશ હજાર ઉત્તમ ઘોડાઓ તથા સુવર્ણના શિંગડાવાળી અને વાછડા સહિત ચારસો ગાયો આપું છું. તે એ કે અર્જુનને દેખાડનાર અને દર્શાવનાર પુરૂષ તે પણ ન માને તો બીજું વરદાન આપું. સુવર્ણના આભૂષણવડે યુક્ત ને સુંદર મણિવાળાં આભરણવાળા એવા પાંચસો ઘોડા આપું. કેળવેલા બીજા અઢાર ઘોડા આપું, તેમ શુભ્ર સુવર્ણમય અને શણગારેલા તથા ઉત્તમ એવા કાંબોજ દેશના ઘોડાઓવડે યુક્ત એવા રથ આપું કે જે માણસ મને અર્જુનની ખબર આપે. જો તે પણ અર્જુનને દર્શાવનારો પુરૂષ ન માને તો જૂદા જૂદા પ્રકારનાં સુવર્ણનાં આભૂષણોવડે વ્યાપ્ત, સુવર્ણની માળાવાળા, કચ્છદેશમાં ઉત્પન્ન થએલા અને હસ્તિના શિક્ષકોએ કેળવેલા છસો હાથીરૂપ બીજું વરદાન આપું. જો અર્જુનને દેખાડનારો નર તે પણ ન માને તો તેને બીજું વરદાન આપું છું, અતિશય વૃદ્ધિ પામેલા, ધનવડેયુક્ત, જેની પાસે સુંદર જળ છે

એવા સર્વ તરફથી ભયરહિત અને રાજાએ ભોગવાય એવા ચૌદ વૈશ્યોનાં ગામ આપું. વળી જે મને અર્જુન દેખાડે તેને યુવાવસ્થાવાળી અને નિષ્ક નામનું ભૂષણ જેના કંઠમાં છે એવી મગધદેશની ચૌદસો દાસીઓ આપું. જો અર્જુનને દર્શાવનારો પુરૂષ તે પણ ન માને તો બીજો વર, કે જે તે માણસ પોતે ઇચ્છે તે આપું. પુત્રોને, સ્ત્રીઓને, વિહાર કરવાનાં સ્થાનકોને અને જે બીજું મારૂં ધન છે તે તથા જે જે મનવડે ઇચ્છે તે તે તેને આપું. જે મને અર્જુન અને કેશવ ભગવાન દેખાડે તેને હું શ્રીકૃષ્ણ અને અર્જુનને સાથે હણી તે બેઉનાં ધન આપું. આ વાણી વારંવાર યુદ્ધમાં ઉચ્ચારતો એવો કર્ણ સાગરથી થએલા સુસ્વરવાળા ઉત્તમ શંખને વગાડવા લાગ્યો. હે મહારાજ ! સૂતપુત્ર કર્ણની તે વાણી સાંભળી દુર્યોધન અનુચરો સહિત હર્ષિત થયો અને તે વખતે દુંદુભિનો ઘોષ, સર્વ તરફથી મૃદંગનો અવાજ, સિંહનાદ અને વાદિત્રસહિત હસ્તિઓનો શબ્દ થઈ રહ્યો. હે પુરૂષોમાં શ્રેષ્ઠ રાજન ! તે રાત્રે સૈન્યોમાં હર્ષ પામેલા યોદ્ધાઓનો શબ્દ થયો. પછી હર્ષ પામેલા સૈન્યમાં જતા અને સોરબકોર કરતા શત્રુઓને હણનારા મહારથી રાધાપુત્ર કર્ણને મદ્રરાજ શલ્ય આ પ્રમાણે કહેવા લાગ્યો.

तथा प्रहृष्टैसैन्ये तु प्लवमानं महारथं ।
विवात्यमानं च तदाराधेयमरिकर्षणम् ॥ १ ॥
मद्रराजः प्रहस्येदं वचनं प्रत्यभाषत ॥

**इतिश्री महाभारते कर्णपर्वणि कर्णावलेपे गुर्ज्जरभाषायामष्टत्रिंशोऽध्यायः ॥ ३८ ॥**

---

## અધ્યાય ૩૯ મો. શલ્યે મારેલાં મહેણાં.

शल्य उवाच—मा सुतपुत्र दानेन सौवर्णं हस्तिषड्गवं ।
प्रयच्छ पुरुषायाद्य द्रक्ष्यसि त्वं धनंजयम् ॥ १ ॥

શલ્ય કહે છે—હે સૂતપુત્ર કર્ણ ! જેના હાથી સરખા છ બળદ છે એવા સુવર્ણમય રથને દાનમાં આપ મા. તું આજ ધનંજય અર્જુનને જોશે. મૂઢ પુરૂષની પેઠે તું શા માટે એ ધન વૃથા તજે છે. અયોગ્ય પુરૂષને આપવામાં જે દોષો રહ્યા છે તે દોષો મોહથી તું જાણતો નથી, હે સૂત ! જે તું ઘણું ધન આપે છે તે ધનવડે જરૂર તું બહુ પ્રકારના યજ્ઞોવડે યજન કરવા શક્તિમાન છે માટે યજ્ઞોવડે યજન કર, તું ન ઇચ્છવા યોગ્ય ઇચ્છે છે. તારા તેવા સ્નેહીઓ નથી કે જેઓ અગ્નિમાં પડતા એવા તને નિવારે, તું કરવા યોગ્ય અને ન કરવા યોગ્ય જાણતો નથી. નિઃસંશય કાળવડે તું પક્વ થયો છે, તારો કાળ આવ્યો છે, નહિ તો જીવવાને ઇચ્છનારો કયો પુરૂષ બહુ અનર્થ કરે અને ન બોલવા જેવું બોલે ? જેવું કંઠવિષે શિલા બાંધી હાથવડે સમુદ્રને તરવું, અને જેવું પર્વતના અગ્રભાગથી પડવું તેવું આ તારૂં ભાષણ છે. જો તું કલ્યાણને ઇચ્છતો હોય તો વ્યૂહવાળા સૈન્યોએ રક્ષા કરેલો અને સર્વ યોદ્ધાઓસહિત તું અર્જુન સાથે યુદ્ધ કર, આ તને ધૃતરાષ્ટ્રના પુત્ર દુર્યોધનના હિત માટે કહું છું. હિંસાવાસ્તે નથી કહેતો માટે જો તને જીવવાની ઇચ્છા હોય તો આ પ્રકારે મેં કહ્યું તે માન. કર્ણ કહે છે કે પોતાના બાહુબળનો આશ્રય કરી રણમાં હું અર્જુનને મળવા માગું છું તું તો આગળ મિત્રરૂપ અને પાછળ શત્રુરૂપ એવો

મને ભય પમાડવા ઇચ્છે છે. આ અભિપ્રાયથી મને કોઈપણ નિવૃત્ત કરે તેમ નથી. જ્યારે ઇન્દ્ર પણ વજ્રને ઉગામી મને કોઇ પણ રીતે નિવૃત્ત કરે તેમ નથી ત્યારે મનુષ્ય કોણ-માત્ર ? સંજય કહે છે કે એ રીતે કર્ણનાં વાકયની સમાપ્તિ થતાં તેને અત્યંત કોપ પમાડવા ઇચ્છતો મદ્રરાજ શલ્ય ફરીને ઉત્તરરૂપ વચન બોલ્યો કે, જ્યારે કુશળ એવા અર્જુનના વેગવડે યુક્ત, પ્રત્યંચાવડે પ્રેરેલા અને ફેંકેલા તીક્ષ્ણ અગ્રભાગવાળા કંકપત્રયુક્ત બાણો તને વાગશે ત્યારે અર્જુનના સમાગમથી તું તાપ પામીશ. હે સૂતપુત્ર ! જ્યારે દિવ્ય ધનુષ લેઇ સેનાને તપાવતો અર્જુન તીક્ષ્ણ બાણોવડે તને વિંધશે ત્યારે તું તાપ પામીશ. જેવી રીતે માના ખોળામાં સુતેલો બાળક ચંદ્રને ખેંચી લેવા ઇચ્છે તેની પેઠે તું મોહથી રથમાં બેઠેલો, શોભતા એવા અર્જુનને આજ જીતવા ઇચ્છે છે. હે કર્ણ ! જે તું આજ અર્જુનની સાથે યુદ્ધ કરવા ઇચ્છે છે તે તું અતિ તીક્ષ્ણ ધારવાળા ત્રિશૂળનો આશ્રય કરી અતિ તીક્ષ્ણ ધારની ઉપમા અપાય એવા કર્મવડે આવી ખડાશ મારે છે. હે સૂતપુત્ર ! જે રીતે ક્રોધ પામેલા મોટા કેસરી સિંહને મૂઢ અને વેગવાન એવો નાનો ક્ષુદ્રમૃગ બોલાવે તે રીતે આજ તારૂં અર્જુનને બોલાવવું થાય છે. હે સૂતપુત્ર ! જે પ્રમાણે વનમાં માંસવડે તૃપ્ત એવો શિયાળ મહાબળવાન કેસરીસિંહને બોલાવે તે પ્રમાણે તું રાજપુત્ર અર્જુનને બોલાવે છે. કુંતિપુત્ર અર્જુનને મળી નાશ પામનારો થા માં. હે કર્ણ ! જેમ લાંબા દાંતવાળા અને મદ ઝરતા ગંડસ્થળવાળું જેનું મુખ છે એવા મોટા હાથીને સસલો બોલાવે તેમ તું કુંતિપુત્ર અર્જુનને બોલાવે છે. વળી તું જે કુંતિપુત્ર અર્જુન પ્રત્યે યુદ્ધ કરવા ઇચ્છે છે તે તું બાળકપણાથી રાફડામાં રહેલા, મહા વિષવાળા અને પૂર્ણ કોપવાળા એવા કાળા સર્પને કાષ્ટવડે છંછેડે છે. હે કર્ણ ! જે રીતે ક્રોધ પામેલા કેસરીસિંહને ઓલંગવા શિયાળ શબ્દ કરે તેમ મૂઢ એવો તું નરોમાં સિંહરૂપ પાંડુપુત્ર અર્જુન માટે કઠોર વચન બોલે છે. હે કર્ણ ! જે પ્રમાણે પક્ષિઓમાં શ્રેષ્ઠ અને વેગવાન વિનતાના પુત્ર ગરૂડને નાશ માટે સર્પ બોલાવે તે પ્રમાણે તું કુંતિપુત્ર અર્જુનને બોલાવે છે. સર્વ જળના ભંડારરૂપ મગરોવડે યુક્ત અને ચંદ્રોદય વખતે વૃદ્ધિ પામતા સમુદ્રને વહાણ રહિત છતાં તું તરવા ઇચ્છે છે. હે કર્ણ ! દુંદુભિ સમ ડોકવાળા, તીક્ષ્ણ શિંગડાવાળા અને પ્રહાર કરનાર એવા બળદને વાછડો બોલાવે તે રીતે દુંદુભિના શબ્દ સમ કંઠવાળા, તીક્ષ્ણ બાણવાળા અને પ્રહાર કરનાર એવા કુંતિપુત્ર અર્જુનને બાળકતુલ્ય એવો તું યુદ્ધ માટે બોલાવે છે. જેમ મહાઘોર એવા મહામેઘ પ્રત્યે દેડકો સામો શબ્દ કરે તેમ કામનારૂપી જળને આપનાર, મનુષ્યોમાં મેઘરૂપ એવા અર્જુનપ્રત્યે તું મિથ્યા બોલ બોલે છે. હે કર્ણ ! જેવી રીતે પોતાને ઠેકાણે રહેલો એવો શ્વાન વનમાં રહેલા સિંહને ભસે તેવી રીતે તું નરોમાં શ્રેષ્ઠ એવા અર્જુન-પ્રત્યે ભસે છે. હે રાધાપુત્ર કર્ણ ! જે રીતે વનમાં સસલાઓવડે યુક્ત એવો શિયાળ જ્યાં સુધી સિંહરૂપ માને છે તે રીતે નરોમાં શ્રેષ્ઠ અને શત્રુઓને દમનાર એવા અર્જુનને ન દેખતો એવો તું પોતાને સિંહરૂપ માનવા ઇચ્છે છે. જ્યાં સુધી તું સૂર્ય અને ચંદ્રમાની પેઠે એકરથમાં બેઠેલા શ્રીકૃષ્ણ અને અર્જુનને નથી દેખતો ત્યાંસુધી આત્માને વ્યાઘ્રરૂપ માને છે. હે કર્ણ ! જ્યાં લગી મહાયુદ્ધમાં તું ગાંડિવ ધનુષના શબ્દને સાંભળતો નથી ત્યાં લગીજ જેમ ઇચ્છે તેમ તું બોલે છે, રથના શબ્દ તથા ધનુષના શબ્દોવડે દશદિશાઓને ગજાવતા અર્જુનને જ્યારે તું જોઈશ ત્યારે જેમ શબ્દ કરતા એવા શાર્દૂલને જોઈ ગર્દભ ગભરાય તેમ તું ગભરાઇ જઇશ. હે મૂઢ ! તું નિરંતર શિયાળરૂપ છે અને અર્જુન સર્વદા સિંહરૂપ

છે, કારણ કે તું શૂરનો દ્વેષ કરે છે તેથી ગર્દભ જેવો લાગે છે. બળાબળમાં ઊંદર અને બિલાડો તથા કૂતરો અને વાઘ, શિયાળ અને સિંહ, સસલો અને હસ્તિ, ખોટું અને સાચું તથા જેવી રીતે વિષ અને અમૃત છે તેવી રીતે કુંતિપુત્ર અર્જુન અને તું બેઉ પોતાના કર્મોવડે પ્રખ્યાત છો.

यथानृतं च सत्यं च यथाचापि विषामृते ।
तथात्वमपि पार्थश्च प्रख्यातावात्मकर्मभिः ॥

इतिश्री महाभारते कर्णपर्वाणि कर्णशल्याधिक्षेपे गुर्जरभाषायामेकोनचत्वारिंशोऽध्यायः ॥ ३९ ॥

---

## અધ્યાય ૪૦ મો. મદ્રવાસીઓની નિંદા.

संजय उवाच—अधिक्षिप्तस्तुराधेयःशल्येनामिततेजसा ।
शल्यमाह सुसंक्रुधो वाकूशल्यमवधारयन् ॥ १ ॥

સંજય કહે છે કે—અમિત તેજવાળા શલ્યે ઝાટકેલો રાધાપુત્ર કર્ણ શલ્યને વાણીરૂપી બાણોવડે અતિ ક્રોધથી આ પ્રમાણે કહેવા લાગ્યો. કર્ણ કહે છે કે, હે શલ્ય ! ગુણવાન પુરૂષોના ગુણોને ગુણવાન જાણે છે, ગુણરહિત જાણતો નથી. હે શલ્ય ! તું તો ગુણોવડે હીન એવો ગુણ અવગુણ શું જાણી શકે ? હે શલ્ય ! મહાત્મા અર્જુનનાં મોટાં અસ્ત્રોને, ક્રોધને, બળને, ધનુષને, બાણોને અને પરાક્રમને હું જાણું છું. તેમ હે શલ્ય ! પૃથ્વીપાલ રાજાઓમાં શ્રેષ્ઠ શ્રીકૃષ્ણના માહાત્મ્યને જે રીતે હુ જાણું છું તે રીતે તું જાણતો નથી. હે શલ્ય ! એ પ્રમાણે પોતાનાં બળને અને પાંડવ અર્જુનનાં બળને જાણતો એવો હું યુદ્ધ માટે ગાંડિવધારી અર્જુનને બોલાવું છું. હે શલ્ય ! સારા પુંખવાળો, લોહી જમનાર, એક ભાથાવિષે રહેનાર, પીંછવાળો, અતિ તીક્ષ્ણ અને શોભિત એવો આ બાણ છે કે જે સર્પમય, વિષમય, ઉગ્ર, નર, ઘોડા અને હસ્તિઓના સમૂહને હણનાર, ઘોરરૂપવાળો, મહા ભયંકર, કવચ તથા અસ્થિને ભેદનાર બાણ ઘણા વર્ષ ચંદનનાં ચૂર્ણોવિષે રહેલો છે તે બાણે ક્રોધ પામેલો એવો હું મહા પર્વત મેરૂને ભેદું, તે બાણ ક્યારે પણ હું અર્જુન અને દેવકી પુત્ર શ્રીકૃષ્ણ શિવાય બીજાપર ફેંકું નહિ. હું સત્ય કહું છું તે પણ વળી તું સાંભળ. હે શલ્ય ! અતિ ક્રોધ પામેલો એવો હું તે બાણવડે વસુદેવના પુત્ર કૃષ્ણ અને ધનંજય અર્જુન સાથે યુદ્ધ કરીશ કારણ કે તે કર્મ મને યોગ્ય છે અને સર્વ વૃષ્ણિકુળના શૂરાઓની લક્ષ્મી શ્રીકૃષ્ણ પાસે છે તથા સર્વ પાંડુપુત્રોનો જય અર્જુનાવલંબી છે. હે શલ્ય ! બેઉને મળી કોણ નિવૃત્ત થવા યોગ્ય છે ? તે આ બે રથવિષે ભેગા બેઠેલા પુરૂષોમાં શ્રેષ્ઠ એવા શ્રીકૃષ્ણ અને અર્જુન મારા પ્રત્યે આવનાર છે માટે મારા શુભ જન્મને જો. વળી ફોઇ અને મામાના દીકરા ભાઈ અને પરાજય રહિત તથા સૂત્રમાં પરોવેલા બે મણિની પેઠે ભેગા એવા તે બેઉને મેં મારેલા જોજે. હે શલ્ય ! અર્જુન પાસે ગાંડિવ ધનુષ છે અને કૃષ્ણ પાસે ચક્ર છે. ગરૂડ અને વાનર જેમના ધ્વજમાં છે બીકણને ભય ઉપજાવનાર છે અને તું તો દુષ્ટ સ્વભાવવાળો, મૂઢ, મહાયુદ્ધમાં કુશલ નહિ એવો અને ભયવડે

કંપનાર છે તેથી ત્રાસથી બહુ અનર્થકારી બોલ બોલે છે. હે ખરાબ દેશમાં ઉત્પન્ન થએલા શલ્ય ! કોઈ પણ કારણે તેં વખાણેલા તે બેઉને સંગ્રામવિષે આજ હણી બાંધવો સહિત તને મારીશ. હે પાપી દેશમાં થએલા, હે દુષ્ટ બુદ્ધિવાળા ! હે ક્ષુદ્ર અને હે ક્ષત્રિયોમાં નીચ ! સ્નેહી થઈ શત્રુરૂપ એવો તું શ્રીકૃષ્ણ અને અર્જુનવડે મને કેમ ભય પમાડે છે. કાં તો બેઉ આજ મને હણશે અથવા હું તેઓને હણીશ. પોતાના બળને જાણતો એવો હું શ્રીકૃષ્ણ અને અર્જુનથી બીતો નથી. હે શલ્ય ! તું હવે મૌન રહે. હું એકલો વસુદેવના પુત્ર શ્રીકૃષ્ણ જેવા હજારને અને અર્જુન જેવા હજારને મારીશ. હે શલ્ય ! જેમ અધ્યયન કરતો હોય તેમ તું ઘણું કરીને ક્રીડાસારૂ ગએલી સ્ત્રીઓ વૃદ્ધ અને બાળક જનો જે વાર્તાઓ કહે છે તે વાત સાંભળ. હે મૂઢ ! દુરાત્મા એવા મદ્રદેશના પુરૂષોની જે વાત પૂર્વે બ્રાહ્મણોએ રાજા પાસે કહી છે તે પ્રમાણે એક મનવાળો એવો તું સાંભળ, સહન કર અને ઉત્તર દે. મદ્રદેશનો પુરૂષ નિરંતર મિત્રનો દ્રોહી છે જે એમના પ્રત્યે દ્વેષ કરે છે તે મદ્રદેશનો છે, માટે ક્ષુદ્ર જેનાં વાક્ય છે એવા અને નરોમાં અધમ એવા મદ્રકવિષે સંગ કરવો યોગ્ય નથી. મદ્રક નિરંતર દુરાત્મા હોય છે, મદ્રક સર્વદા ખોટું બોલનાર હોય છે અને નમ્ર હોતો નથી તથા મરણ સુધી જેટલું દુરાત્માપણું હોય તેટલું મદ્રકોવિષે હોય છે એમ અમે સાંભળેલું છે. પિતા, પુત્ર, માતા, સાસુ, સસરો, મામો, જમાઈ, દીકરી અને પૌત્ર એ તથા બીજા બાંધવો, મિત્રો અને અતિથિઓ એ સર્વ જ્ઞાની અજ્ઞાની પુરૂષો, સ્ત્રીઓ સાથે અને સ્ત્રીઓ પુરૂષો સાથે પોતાની ઇચ્છા પ્રમાણે વર્તે છે. સાથવા સાથે મત્સ્ય ભક્ષણ કરનારા અજાણ એવા મદ્રદેશના પુરૂષોના ઘરમાં ગોમાંસ સહિત મદ્યને પીને સોરબકોર કરે છે અને હસે છે, તેમ સંબંધ વગરનું ગાયન કરે છે. ઇચ્છા પ્રમાણે વર્તે છે અને પરસ્પર ઇચ્છા પ્રમાણે બકવાદ કરે છે. તેઓમાં ધર્મ કેવી રીતે વર્તે ? ગર્વવાળા અને પ્રખ્યાત જેઓનાં અશુભ કર્મ છે એવા મદ્રક પુરૂષોવિષે વેર પણ કરવું નહિ અને મદ્રક પુરૂષની સાથે સ્નેહ પણ કરવો નહિ, કારણકે મદ્રક પુરૂષનો સ્નેહ ટકતો નથી અને મદ્રક સદા મળરૂપ છે. મદ્ર અને ગાંધાર દેશવિષે પવિત્રપણું નાશ પામ્યું છે માટે જેમાં રાજા યજન કરાવનાર છે એવાં યજનકર્મવિષે જે રીતે આપેલું હવિ નાશ પામે છે તથા જે રીતે શૂદ્રને સંસ્કાર કરનારો બ્રાહ્મણ પરાભવ પામે છે અને બ્રાહ્મણના દ્વેષીઓ નિરંતર આ લોકમાં પરાભવ પામે છે તે રીતે મદ્રદેશના નરો સાથે સંગતિ કરનાર પુરૂષ નાશ પામે છે. મદ્રકોવિષે મેળાપ રહેતો નથી, " હે વિંછી ! સાચું હોય તો તારૂં વિષ નાશ પામો," એ રીતે અથર્વવેદના મંત્રવડે મેં, વિંછીએ ડસેલા અને વિષના વેગવડે દુઃખ પામેલા પુરૂષની શાંતિ કરેલી છે, વાસ્તે ડાહ્યા પુરૂષો પણ ઔષધ કરે છે. એવી રીતે જાણનાર હે શલ્ય ! આ સમે તું ચૂપ રહે અને વળી સાંભળ. મદ્યવડે મોહ પામેલી જે સ્ત્રીઓ લુગડાને ફેંકી દેઈ નાચે છે તથા ઇચ્છા પ્રમાણે સ્વામી કરનારીઓ છે. તેઓનો પુત્ર મદ્રક એવો તું ધર્મ કહેવા યોગ્ય નથી, જે સ્ત્રીઓ ઊંટ અને ગધેડાંની પેઠે ઉભી ઉભી મળમૂત્ર કરે છે એવી ધર્મભ્રષ્ટ અને લાજરહિત સ્ત્રીઓનો પુત્ર એવો તું ધર્મ કહેવાને યોગ્ય છે ? સુવીરક કોઇ માગે તો મદ્રિકા બે કેડના ભાગ વાંકા કરે છે અને દેવા ઇચ્છા કરતી નથી ને દારૂણ વચન બોલે છે કે મારી પાસે કોઇ પણ મને પ્રિય એવાં સુવીરકને માગો માં; કેમકે હું પુત્રને આપું, પતિને આપું, પણ સુવીરકને આપું નહિ. વળી ગૌરવર્ણવાળી, મોટી લાજરહિત કંબલને ધારણ કરનાર, બહુ જમનારીઓ અને પવિત્રપણા રહિત એવી ઘણું કરીને મદ્રદેશની સ્ત્રીઓ છે; એમ અમે

સાંભળ્યું છે. નખના અગ્રભાગથી માંડી શિખાના અગ્ર ભાગપર્યંત નિંદા કરવા યોગ્ય કુકર્મોવિષે મેં અથવા બીજાઓએ કહી શકાય એવું ઘણું છે. પાપીદેશમાં ઉત્પન્ન થએલા અને ધર્મથી અજાણ્યુ એવા મદ્રક, સિંધુ, સૌવીર અને મ્લેચ્છો, તે ધર્મમાં શું સમજે ? ક્ષત્રિયોનો મુખ્ય ધર્મ અમે સાંભળેલો છે કે સત્પુરૂષોએ વખાણેલો ક્ષત્રિય યુદ્ધમાં શયન કરે છે, માટે સ્વર્ગને ઇચ્છતો એવો હું ધર્મનો નાશ કરીશ નહિ. હું સંગ્રામમાં જીવિતને તજીશ. બુદ્ધિમાન એવા ધૃતરાષ્ટ્રના પુત્ર દુર્યોધનનો હું પ્રિય મિત્ર છું અને મારા પ્રાણ છે તે તથા દ્રવ્ય તેને માટે છે. હે પાપદેશમાં જન્મેલા શલ્ય ! તું અમારેવિષે શત્રુની પેઠે વર્તે છે તે ઉપરથી સ્પષ્ટ છે કે તને પણ પાંડવોએ ફોડેલો છે. નાસ્તિક પુરૂષોએ ધર્મજ્ઞ પુરૂષને વિમુખ નથી કરાતો તેવી રીતે તારા સરખા હજારો પુરૂષોએ પણ હું સંગ્રામથી વિમુખ થાઉં તેમ નથી. ગ્રીષ્મકાળે પીડિત એવા ચાતકની પેઠે વિલાપ કર અને શોક પામ. ક્ષત્રિયનાં ઉગ્ર વ્રતવિષે રહેલો હું બીવરાવી શકાઉં તેમ નથી. પરશુરામે સંગ્રામમાં પાછા ન હઠનાર અને શરીરને તજનાર એવા શ્રેષ્ઠ પુરૂષોની જે ગતિ કહી છે તેને હું સંભારૂં છું, મને ધૃતરાષ્ટ્રના પુત્રોની રક્ષા માટે અને શત્રુઓના નાશ માટે ઉદ્યમવાળો તથા પુરૂરવાના ઉત્તમ આચરણ પ્રત્યે રહેલો જાણ. હે મદ્રક ! મારૂં આ પ્રમાણે મત છે કે ત્રણ લોકમાં હું પ્રાણીને નથી દેખતો કે, જે મને આ સંગ્રામથી વારી રાખે. આ પ્રમાણે જાણનાર હે શલ્ય ! તું મુંગો રહે. ભયથી બહુ શું બોલ્યા કરે છે ? તને હણ્યા વગર રાક્ષસોને ભક્ષ માટે આપીશું નહિ. હે મદ્રકોમાં અધમ એવા શલ્ય ! મિત્ર અને ધૃતરાષ્ટ્ર એ બેઉનાં કાર્યની વાટ જોવાવડે અને નિંદા તથા ક્ષમાવડે એમ ત્રણ કારણોવડે તું જીવે છે. હે મદ્રરાજ ! ફરીને જો આવું વાક્ય બોલીશ તો વજ્ર જેવી ગદાવડે તારૂં માથું ભાગી નાખીશ. હે કુદેશજ શલ્ય ! આજ અહિં કાં તો આ તારૂં કહેલું સાંભળનારો થઈશ અથવા જોનારો થઇશ. કાં તો શ્રીકૃષ્ણ અને અર્જુન કર્ણને મારશે, અને કાંતો કર્ણ તે બેઉને મારશે. એ રીતે કહી હે વિશાંપતે ! કર્ણ મદ્રરાજ શલ્યને ફરીને પણ 'ચાલવ ચાલવ.' એ રીતે સંભ્રમ રહિત થઈ કહેવા લાગ્યો.

> कर्णवाजघ्नतु: कृष्णौकर्णो वा निजघानतौ ।
> एवमुक्त्वा तु राधेय:पुनरेव विशांपते ।
> अब्रवीन्मद्रराजानं याहियाहीत्य सम्भ्रमं ॥

इतिश्री महाभारते कर्णपर्वणि कर्णमद्राधिपसम्वादे गुर्जरभाषायां चत्वारिंशोऽध्यायः ॥ ४० ॥

---

## અધ્યાય ૪૧ મો. ચઢાઉ કાગડો ને હંસની કથા.

**संजय उवाच—मारिषाधिरथे: श्रुत्वा वाचो युद्धाभिनन्दिनः ।**
**शल्यो ब्रवीत्पुन: कर्णं निदर्शनमिदं वचः ॥ १ ॥**

સંજય કહે છે—હે મારિષ ! યુદ્ધ માટે આનંદવાન એવા અધિરથ પુત્ર કર્ણની વાણી સાંભળી શલ્ય ફરીને દષ્ટાંતરૂપ આવાં વચન કર્ણ પ્રત્યે બોલ્યો. હે કર્ણ ! હું સંગ્રામવિષે પાછા ન વળનાર મૂર્ધાભિષિક્ત તથા યજન કરનારા રાજાઓના વંશમાં જન્મેલો

છું તથા પોતે ધર્મપરાયણ છું અને તું તો જે પ્રમાણે મદ્યવડે મત્ત થએલો હોય તેમ જણાય છે, માટે આજ પ્રમાદયુક્ત એવા તારા પ્રત્યે સ્નેહીપણાવડે ચિકિત્સા કરૂં છું. હે કર્ણ ! આ એક ગર્વી કાગડાના ઉપાખ્યાનને સાંભળ. હે નીચકુળમાં જન્મેલા ! સાંભળીને પછી ઇચ્છા પ્રમાણે કરજે. હે મહાબાહો કર્ણ ! જે કારણવડે નિરપરાધી એવા મને તું હણવા ઇચ્છે છે પણ હું કાંઈ પણ મારાવિષે તારો અપરાધ જોતો નથી માટે હિતાહિતને જાણનાર, વિશેષે કરી રથમાં બેઠેલો અને રાજાને હિતૈષી એવો હું તેણે અવશ્ય કહેવાનું છે. સમ અને વિષમ, રથિનું બળાબળ, રથિસહિત ઘોડાઓનો શ્રમ અને ખેદ, આયુધોનું જ્ઞાન, મૃગ અને પક્ષિઓનો શબ્દ, બાણોનો ભાર અને અતિભાર તથા નિવારણનો ઉપાય, અસ્ત્રોનો યોગ, યુદ્ધ અને શકુન અપશકુન, એ સર્વ આ રથનો સારથિ એવો હું તેને જાણવાનું છે માટે હે કર્ણ ! ફરીને આ દૃષ્ટાંતરૂપ કથા કહું તે સાંભળ.

સમુદ્ર કાંઠે બહુ ધનધાન્યવાળો, યજન કરનાર દાનપતિ, ક્ષમાવાન, પોતાનાં કર્મવિષે વર્તનાર, પવિત્ર, બહુ પુત્રવાળો, છોકરાં જેને પ્રિય છે એવો અને સર્વ પ્રાણીવિષે દયાળુ એવો વૈશ્ય બહુ ધર્મવાળા રાજાના રાષ્ટ્રવિષે નિર્ભય રીતે વસતો હતો. તેના યશસ્વી ઘણા બાળકુમાર પુત્રોનું ઉચ્છિષ્ટ ભોજન કરનારો એક કાગડો હતો. તેને વૈશ્યના પુત્રો નિરંતર માંસ, રાંધેલા ચોખા, દહિં, પાણી, દૂધ, મધ અને ઘી નાંખતા હતા. એ રીતે કુમાર એવા વૈશ્યના પુત્રોના ઉચ્છિષ્ટવડે પોષણ પામેલો ગર્વી કાગડો બીજા પક્ષિઓને તરછોડવા લાગ્યો. પછી કોઇ એક સમયે સમુદ્ર કાંઠે અતિ ગતિવાળા અને ચાલવામાં ગરૂડની બરાબર તથા માનસરોવરમાં ફરનાર એવા હંસો આવ્યા. હંસોને જોઈ હર્ષિત ચિત્તવાળા એવા વૈશ્યના કુમાર, કાગડાને કહેવા લાગ્યા કે, હે વિહંગમ! તું બીજા પક્ષિઓથી અધિક છે. આ રીતે અલ્પ બુદ્ધિવાળા તે સર્વ બાળકોથી ઠગાતો એવો કાગડો મૂર્ખાઇથી અને ગર્વથી સાચું માનવા લાગ્યો. ઉચ્છિષ્ટવડે ગર્વિત એવો તે કાગડો આ સર્વમાં કયો શ્રેષ્ઠ અંગવાળો છે એવું જાણવાની ઇચ્છાથી હંસો પાસે જઇ, દૂર ગતિવાળા તે હંસોને દુષ્ટ બુદ્ધિવડે 'આપણે બે ઉડીએ' એ રીતે કહેવા લાગ્યો. ત્યારે બહુ બોલનાર કાગડાનાં વચનને સાંભળી જેઓ ત્યાં આવ્યા હતા તે હંસ હસવા લાગ્યા. બળવાન, તથા પક્ષિઓમાં ઉત્તમ એવા તે માનસ સરોવરમાં ફરનારા હંસપક્ષિઓ કાગડા પ્રત્યે આમ બોલ્યા. હંસ કહે છે—હે દુષ્ટબુદ્ધિવાળા કાગડા ! માનસ સરોવરવિષે અમે વસીએ છીએ અને આ પૃથ્વીઉપર ફરીએ છીએ તથા હમેશ પક્ષિઓમાં બહુ ઉડ્ડન માટે અમે વખાણાએલા છીએ. તું કાગડો થઇ બળવાન, માનસ તલાવવિષે વસનાર અને દૂર જનાર એવા હંસને ઉડવાસારૂ કેમ બોલાવે છે ? તું અમારી સાથે કેમ ઉડી શકીશ તે કહે ? આ રીતે હંસોએ કહ્યું ત્યાર પછી જાતિની હલકાઇથી પોતાના ગુણોને વખાણનાર એવો મૂઢ કાગડો વારંવાર હંસના વચનને તરછોડી આમ બોલ્યો. કાગડો કહે છે-હું ચારસો ગાઉ સુધી વિચિત્ર અને વિવિધ એવી સો ગતિ કરીશ એમાં સંશય નથી. હવે પોતાની ગતિઓ ગણાવે છે. ઊંચું ઉડવું, નીચું ઉડવું, સર્વતરફ ઉડવું, ધીરેથી ઉડવું, સુંદર ઉડવું, વાંકુ ઉડવું, મલ્લની પેઠે ઊંચું થઇને ઊંચું જવું, સર્વતરફ ઉડી ઉડીને જવું, પાછળ ઉડી જવું, સ્વર્ગવિષે ઉડી જવું, સામું ઉડી જવું, પવિત્ર ઉત્તમ ગતિપ્રત્યે ઉડી જવું, નિશ્ચલ ઉડવું, પ્રચંડ ઉડવું, ઉતરતાં ઉડવું, વિચિત્ર ઉડવું, પ્રથમ ચોતરફ ફરીને ઉડવું, પહેલાં સર્વ તરફ ફરી ઊંચે ઉડવું, એક ગતિમાં બીજી ગતિ કરી ઉડવું, ક્ષણવારમાં સાથે થઇને જૂદું પડી ઉડવું,

નીચી ઊંચી ગતિના ભેદથી ઉડવું, સંકલ્પ કરી પાંખોવડે ઉડવું, જવું આવવું અને પાછું વળવું, આ વગેરે ઘણી ગતિઓ તમારા જોતાં આજ હું કરીશ, ત્યારે તમે મારૂં બળ જાણશો. હું તમારાઓમાંથી એકની સાથે આકાશપ્રત્યે ઉડીશ, માટે હે હંસપક્ષિઓ ! હું ઉડું છું માટે આ તમે નિશ્ચય કરી ન્યાય પ્રમાણે કહો કે આ ગતિઓવડે તમે નિરાશ્રય એવાં અંતરિક્ષમાં ઉડવા મારી સાથે કયી ગતિવડે સામેલ થશો ? આ રીતે કાગડાએ કહ્યું ત્યારે હે કર્ણ ! એક હંસ હસીને બોલ્યો, તે સાંભળ. હંસ કહે છે-હે કાગડા ! તું તો જરૂર સો પ્રકારે ઉડીશ પણ હું તો એકજ ગતિ જે સર્વ પક્ષિઓ જાણે છે તે વડે ઉડીશ અને બીજી કોઈ પણ ગતિએ નહિ ઉડું. કાગડો બોલ્યો કે હે હંસ ! તું જે ગતિવડે ઉડવા ધારતો હોય તે ગતિવડે ઉડ, એમ કહું છું. તે સમયે જેઓ ત્યાં આવ્યા હતા તે હસવા લાગ્યા કે, આ હંસ કેમ સો ગતિવાળા કાગડાને એક ગતિવડે જીતશે. આ બળવાન તથા શીઘ્રગતિવાળો કાગડો તો સો પ્રકારની ગતિવડે હંસને જરૂર જીતશે. તે પછી તે બેઉ હંસ અને કાગડો સ્પર્ધામાટે ઉડયા. વિસ્મય પમાડવા ઇચ્છતો એવો એક ગતિવાળો માન સરોવરમાં વસનારો હંસ અને સો ગતિવડે વિસ્મય પમાડવા ઇચ્છતો અને પોતાની ક્રિયાને જણાવતો એવો કાગડો પણ ઉડયો. એ વખતે કાગડાની વારંવાર વિચિત્ર ચાલ જોઈ હર્ષ પામેલા કાગડાઓ મોટા સ્વરોવડે બોલવા લાગ્યા. વિવિધ શબ્દ કરતા તથા જયને ઇચ્છતા એવા હંસ હસવા લાગ્યા. અપ્રિય બોલતા કાગડા વારંવાર ઉડી ઉડીને વૃક્ષ ઉપરથી સ્થલ ઉપર અને સ્થલ ઉપરથી ઉડી વૃક્ષ ઉપર જવા લાગ્યા. હે મારિષ ! હંસ તો મૃદુ એવી એક ગતિવડે ઉડતો, આરંભમાં મંદ જણાયો, એ સમયે કાગડાઓ તે હંસપ્રત્યે અપમાન કરી બોલ્યા કે, હંસ ઉડયો પણ હારે છે. તે વચન સાંભળી હંસ પશ્ચિમ દિશાપ્રત્યે વેગવડે સમુદ્રની તરફ ઉંચે ઉડયો. શ્રમયુક્ત અને બેસવા માટે દ્વીપ તથા વૃક્ષો ન દેખતાં ચેતનારહિત કાગડાને ભય લાગ્યો. થાકી ગએલો એવો હું આ સમુદ્રમાં કયાં જાઉં. હે કર્ણ ! ઘણા જીવોનાં સ્થાનકરૂપ, હજારો મોટા જંતુવડે શોભિત અને સહન ન થાય એવો સમુદ્ર આકાશથી પણ મોટો છે અને ગંભીરપણાથી દિશાઓરૂપી આવરણવાળું જેનું જળ છે એવા સમુદ્રથી બીજું કશું મોટું નથી. હે કર્ણ ! જળ ઉપર દૂર જવાથી કાગડો સમુદ્રને અધિક માને એમાં શું કહેવું ? હંસ પણ દૂર જઈ મુહૂર્ત પછી તે કાગડા તરફ જોઇ દયાળુપણાથી બહુ દૂર ન ગયો. કેટલેક દૂર જઈ માનસવાસી હંસ, કાગડો મારાથી કેટલે છેટે આવે છે ? તે જોવા લાગ્યો. પછી થાકી ગએલો કાગડો હંસ પાસે આવ્યો ત્યારે નિર્બળ કાગડાને જોઇ સત્ પુરૂષના વ્રતને સંભારતો અને બૂડતા એવા કાગડાને કાઢવા ઇચ્છતો હંસ બોલ્યો. હંસ કહે છે—હે કાગડા ! તું આ તારી છાની રાખેલી ગતિ અમને કહેતો નહતો પણ હવે તું ઉડે છે અને વારંવાર પાંખ તથા ચાંચવડે જળનો સ્પર્શ કરે છે તે પ્રખ્યાત તારી કયી ગતિ છે ? હે કાગડા ! કેટલામી ગતિવિષે તું હાલ ઉડે છે તે કહે ? ' જલદી આવ જલદી આવ ' હે કાગડા ! હું તને ઉગારૂં. શલ્ય કહે છે કે, હે કર્ણ ! તે સમયે હંસે જોએલો અને પાંખ તથા ચાંચવડે જળનો સ્પર્શ કરતો, પાણીના પારને ન દેખતો, પડતો, શ્રમિત અને પડવાના વેગવડે દુઃખી થતો કાગડો હંસપ્રત્યે બોલ્યો કે, હે હંસ ! ' કા, કા, ' એ રીતે શબ્દ કરનારા અમે કાગડા ભૂમિપર ફરીએ છીએ તે કોણ માત્ર ? હું મરી જઈશ માટે કૃપા કરી મને કિનારે લઈ જા. એ રીતે કહી ખૂબ થાકેલો, પાંખવડે અને ચાંચવડે પાણીનો સ્પર્શ કરતો કાગડો મહા સમુદ્રમાં પડયો. સમુદ્રના જળમાં પડેલા,

દીનચિત્તવાળા અને મરણ પામતા એવા તે કાગડાને જોઈ હંસ બોલ્યો કે હે કાગડા! પોતાને વખાણતો એવો તું સો ગતિવડે હું ઉડું છું એમ કહેતો હતો તે સંભાર. તું એક સો ગતિવડે ઉડનારો મારાથી અધિક એવો આવી રીતે થાકી જઇ મહાસમુદ્રમાં કેમ પડયો? દુઃખ પામતો કાગડો ઉપર રહેલા હંસને જોઇ તેને પ્રસન્ન કરવા માટે બોલ્યો કે હે હંસ! ઉચ્છિષ્ટવડે અહંકારી એવો હું બહુ કાગડાઓને અને બીજાં પક્ષિઓને અપમાન પમાડી પોતાને ગરૂડની બરોબર માનતો હતો. પણ હે સમર્થ હંસ! હવે તો હું તારે શરણે પડયો છું. મને બેટને કાંઠે લેઈ જા. કલ્યાણવાન એવા તુંથી જ બચીશ, હવે હું કોઇને પણ અપમાન નહિ પમાડું માટે મને આપત્તિથી ઉગાર. એવી રીતે બોલતા, દીન, વિલાપ કરતા, નિશ્ચેતન, કા, કા, કા, કા, એ રીતે શબ્દ કરતા, મહા સમુદ્રમાં બુડતા, જળવડે ભીંજાએલા અને અતિ દુઃખે કરી જોવાય એવા તે કાગડાને હંસે ઉપાડી લઈ પીઠ ઉપર બેસાર્યો. ચેતના રહિત તે કાગડાને લઇ હંસ જે ઠેકાણેથી સ્પર્દ્ધા માટે પ્રથમ બેઉ ઉડયા હતા ત્યાં આવ્યો. તે પક્ષિને ત્યાં રાખી ફરી આશ્વાસના કરી મનની પેઠે જલદી ચાલનાર એવો હંસ પોતે ધારેલા દેશ પ્રત્યે ગયો. એવી રીતે ઉચ્છિષ્ટવડે પોષણ પામેલો એવો તે કાગડો હંસથી પરાજય પામ્યો અને મોટા બળને અને પરાક્રમને તજી શાંતિ પામ્યો. હે કર્ણ! પૂર્વે જે રીતે વૈશ્યના કુળમાં ઉચ્છિષ્ટ ભોજન કરનારા કાગડે અભિમાન કર્યું હતું એ રીતે તને ધૃતરાષ્ટ્રના પુત્રોએ ઉચ્છિષ્ટવડે વધારેલો છે એમાં સંશય નથી. હે કર્ણ! તું સમાન પુરૂષોને અને અધિક પુરૂષોને સર્વને અપમાન આપે છે. વળી પૂર્વે દ્રોણાચાર્ય, દ્રોણપુત્ર અશ્વત્થામા અને કૃપાચાર્યે, ભીષ્મ પિતામહે તથા બીજા કૌરવોએ રક્ષા કરેલો એવો તું વિરાટ નગરમાં અર્જુનને કેમ મારી શકયો ન હતો? શિયાળને જેમ સિંહ જીતે, તેમ જૂદા જૂદા એવા સર્વને મુકુટવાન અર્જુને જીત્યા હતા, ત્યારે તારૂં બળ કયાં ગયું હતું? સંગ્રામમાં ભાઇને અર્જુને હણેલો જોઇ શૂરા કૌરવો જોતાં તું પ્રથમજ નાઠો હતો. હે કર્ણ! દ્વૈતવનમાં ગંધર્વોએ પીડેલો એવો તું સર્વ કુરૂઓને તજી પ્રથમ ભાગ્યો હતો. હે કર્ણ! રણભૂમિપર ચિત્રસેન આદિ ગંધર્વોને હણી અર્જુને દુર્યોધનને સ્રીસહિત મુક્ત કર્યો હતો. હે કર્ણ! કુંતિપુત્ર અર્જુનનો અને કેશવ ભગવાનનો પુરાતન એવો મહિમા રાજાઓની સભામાં રામે કહ્યો હતો. સભામાં પૃથ્વીપાલ રાજાઓની સમીપ શ્રીકૃષ્ણ અને અર્જુનને દ્રોણાચાર્ય અને ભીષ્મ પિતામહ અવધ્ય કહેતા, તે તેઓનાં વચનને તું નિરંતર સાંભળતો. જે રીતે સર્વ પ્રાણીઓથી બ્રાહ્મણ વિશેષ છે તે રીતે અર્જુન તારાથી અધિક છે તે તેને કેટલું કહું. આ વખતે તું ઉત્તમ રથમાં બેઠેલા એવા વસુદેવના પુત્ર શ્રીકૃષ્ણને તથા કુંતિપુત્ર અર્જુનને જોઇશ. જે પ્રમાણે કાગડાએ બુદ્ધિમાં રહી હંસનો આશ્રય કર્યો, તે પ્રમાણે શ્રીકૃષ્ણ અને અર્જુનનો આશ્રય કર. હે કર્ણ! જ્યારે યુદ્ધમાં પરાક્રમી એવા વસુદેવના પુત્ર કૃષ્ણ અને ધનંજય એવા અર્જુનને એકરથમાં બેઠેલા તું જોઇશ ત્યારે આમ બોલીશ નહિ. કુંતિપુત્ર અર્જુન હજારો બાણોવડે તારો ગર્વ ઉતારશે ત્યારે તું પોતાની અને અર્જુનની વચ્ચે અંતર દેખીશ. જે રીતે પતંગિઓ સૂર્ય અને ચંદ્રમાને અપમાન આપે તે રીતે નરોમાં ઉત્તમ એવા જે દેવ, અસુર, મનુષ્યોમાં વિખ્યાત છે તે બેઉને તું મૂર્ખાઇથી અપમાન આપ મા. સૂર્ય અને ચંદ્રમા પ્રખ્યાત છે તેમ અર્જુન અને કેશવ ભગવાન મનુષ્યોમાં વિખ્યાત છે અને તું તો પતંગીઆની બરોબર છે. આવી રીતે જાણતા એવો હે કર્ણ! પુરૂષોમાં શ્રેષ્ઠ મહાત્મા અચ્યુત શ્રીકૃષ્ણ તથા અર્જુનને અપમાન આપ મા અને પોતાની પ્રશંસા કરતો હવે મુંગો રહે.

एवं विद्वन् मावमंस्थाः सूतपुत्राच्युतार्जुनौ ।
नृसिंहौ तौ महात्मानौ जोषमास्व विकत्थने ॥
इतिश्री महाभारते कर्णपर्वणि कर्णशल्यसम्वादे हंसकाकीयोपाख्याने गुर्ज्जरभाषाया-
मेकचत्वारिंशोऽध्यायः ॥ ४१ ॥

## અધ્યાય ૪૨ મો. કર્ણ ને શલ્યને મહેણામહેણી.

संजय उवाच—मद्राधिपस्याधिरथिर्महात्मा वचो निशम्याप्रियमप्रतीतः ।
उवाच शल्यं विदितं ममैतद्यथाविधावर्जुनवासुदेवौ ॥१॥

સંજય કહે છે—મદ્રદેશના અધિપતિ શલ્યનું અપ્રિય કથન સાંભળી અપ્રસન્ન અધિરથ પુત્ર મહાત્મા કર્ણ, શલ્ય પ્રત્યે બોલ્યો કે અર્જુન અને વસુદેવના પુત્ર શ્રીકૃષ્ણ કેવા છે, તે હું જાણું છું. હે શલ્ય! અર્જુનના રથને હાંકતા શ્રીકૃષ્ણના અને પાંડવ અર્જુનના બળને તથા મોટાં અસ્ત્રોને હું યથાર્થ જાણું છું અને તું તો તે જાણતો પણ નથી. શસ્ત્રધારીઓમાં શ્રેષ્ઠ એવા તે બેઉ શ્રીકૃષ્ણ અને અર્જુન સાથે નિર્ભય થઇ હું યુદ્ધ કરીશ, પણ બ્રાહ્મણોમાં શ્રેષ્ઠ એવા પરશુરામથી થએલો શાપ મને અધિક સંતાપે છે. હે શલ્ય! પૂર્વે પરશુરામ પાસે દિવ્ય અસ્ત્રો સંપાદન કરવા ઇચ્છતો એવો હું, બ્રાહ્મણના વેષે ગયો હતો. ત્યાં પણ અર્જુનના હિતને ઇચ્છનાર દેવરાજ ઇન્દ્રે કીડાનું રૂપ ધારણ કરી મારી સાથળમાં પ્રવેશ કરી હરકત કરી હતી. આ પ્રમાણે પૂર્વે જ્યારે ગુરૂ પરશુરામ મારા ખોળામાં માથું રાખી સુતા હતા ત્યારે તે કીડાએ મારી સાથળ કોરી મારા શરીરમાંથી લોહીની ધાર ચાલવાની હતી, તોપણ હું ગુરૂના ભયથી ચલિત થયો નહતો. પરશુરામ તેથી જાગી ઉઠયા અને મને ધૈર્યયુક્ત જોઇ બોલ્યા કે જરૂર તું બ્રાહ્મણ નથી, માટે સત્ય કહે કે કોણ છે? હે શલ્ય! મેં તેમને યથાર્થ કહ્યું. પછી મને સૂત જાણી રોષથી જેનું ચિત્ત વ્યાપ્ત છે એવા મહા તપસ્વી પરશુરામે શાપ દીધો કે કપટને લીધે આ અસ્ત્ર તને પ્રાપ્ત થયું માટે પોતાની પ્રતિજ્ઞાના વખતમાં તને કામ લાગશે નહિ અને મૃત્યુ શિવાય બીજે વખતે લાગશે, કારણ કે વેદ છે તે વેદના અધિકારરહિત પુરૂષવિષે સ્થિર રહેતો નથી. હે શલ્ય! અતિ ભયંકર અને સંકુલ એવા આ સંગ્રામમાં હાલ તે અસ્ત્ર મને યાદ નથી. વળી આ પ્રકર્ષ સર્વને હરનાર અને અતિ ભયંકર એવો સંગ્રામ ભરતકુળના પુરૂષોમાં પ્રાપ્ત થયો છે તે બળવાન એવો સંગ્રામ હું માનું છું કે, ક્ષત્રિયોમાંના શૂરાઓનો નાશ કરનાર છે. હે શલ્ય! ઉગ્ર ધનુષવાળા, શ્રેષ્ઠ, બળવાન, ભયંકર, અસહ્ય પરાક્રમવાળા, અને સત્ય પ્રતિજ્ઞાવાળા એવા પાંડુપુત્ર અર્જુનને હું યુદ્ધમાં મૃત્યુની આગળ મોકલીશ અને પરશુરામથી બીજું અસ્ત્ર અહિ બાણ નામનું મને મળ્યું છે કે જેણે કરી આજ યુદ્ધમાં હું શત્રુના સમૂહોને હણીશ તથા પ્રતાપવાન બળવાન અસ્ત્રમાં કુશલ, ઉગ્ર ધનુષવાળા, અમિત બળવાળા, ક્રૂર, શૂર, ભયંકર, શત્રુઓને સહન કરનાર અર્જુનને સંગ્રામમાં હું નાશ પમાડીશ. જેવી રીતે વેગવાન અને અમાપ સમુદ્ર ઘણી પ્રજાઓને નાશ પમાડવી હોય ત્યારે વેગ કરે છે છતાં કિનારો તેને ધારણ કરે છે તેવી રીતે ઘણા મર્મને ભેદનાર, શૂરને હણનાર અને સારા પિચ્છવાળાં બાણોને સાંધતા અને ફેંકતા એવા અર્જુન સાથે જ્યારે આજ હું યુદ્ધ કરીશ ત્યારે લોકમાં પ્રત્યંચા ખેંચનારા પુરૂષોમાં ઉત્તમ, સૈન્યવડે અતિ બળવાન, મોટાં અસ્ત્ર-

વાળા, સમુદ્ર જેવા, દુઃખે મળાય એવા, ઉગ્ર, બાણોના સમૂહવાળા, અને રાજાઓને હણતા એવા અર્જુનને કિનારાની પેઠે હું બાણોવડે રોકીશ. જેની સમાન બીજા ધનુર્ધારીને હું જોતો નથી અને જે યુદ્ધમાં સુર અને અસુરોને જીતે એવો છે તેની સાથે આજ અતિઘોર એવું મારૂં યુદ્ધ તું જોજે. અતિમાની અને યુદ્ધની ઇચ્છાવાળો એવો પાંડુપુત્ર અર્જુન મારી સાથે દિવ્ય અસ્ત્રોવડે લડશે અને યુદ્ધમાં તેનાં અસ્ત્રોને બાણોમાં ઉત્તમ એવા અસ્ત્રોવડે હું નાશ પાડીશ. જે રીતે અંધકારને મટાડનારા સૂર્યને મેઘ ઢાંકી દે તે રીતે સૂર્યજેવા પ્રકાશિત, સર્વ દિશાઓ પ્રત્યે પ્રતાપ ફેલાવતા અને ઉગ્ર એવા અર્જુનને બાણોવડે હું ઢાંકીશ. જે પ્રમાણે બળતા અગ્નિને મેઘ સમાવી દે, તે પ્રમાણે આ લોકને બાળતા અને તેજસ્વી એવા કુંતિપુત્ર અર્જુનને યુદ્ધમાં હું બાણવૃષ્ટિવડે શાંત કરીશ. દુઃખેકરી સહન થાય, ન પ્રમાણ કરી શકાય, અને અતિ તીક્ષ્ણ જેની દાઢ છે એવા સર્પની પેઠે ક્રોધે કરી દીપ્ત અગ્નિ જેવા તેજવાળા અને મોટા શત્રુરૂપ કુંતિપુત્ર અર્જુનને ભલ્લ બાણોવડે હું શમાવીશ. પ્રભંજન એવા વાયુને પર્વત સહન કરે તે રીતે વધ કરનાર, બળવાન, પ્રહાર કરનાર, અને ઉગ્ર એવા અર્જુનને હું સહન કરીશ. ક્રોધ પામેલા, સહન ન કરનાર, રથના માર્ગોમાં કુશળ, શક્તિમાન, ધુરંધર, નિરંતર યુદ્ધમાં અતિશૂર અને લોકમાં સર્વ ધનુર્ધારીઓમાં ઉત્તમ એવા અર્જુનને યુદ્ધમાં હું સહન કરીશ. યુદ્ધમાં જેની બરોબર બીજા ધનુર્ધારી માણસને હું માનતો નથી, અને જેણે આ સર્વ પૃથ્વીને જીતી છે તે અર્જુન સાથે યુદ્ધમાં ઉભો રહી હું યુદ્ધ કરીશ. જે અર્જુને ખાંડવપ્રસ્થમાં દેવતા સહિત સર્વ પ્રાણીઓને બાળ્યાં હતાં તેની સાથે જીવિતને નહિ સાચવનાર એવો મારા વગર બીજો કોણ યુદ્ધ કરવા ઇચ્છે ? જે, માની, અસ્ત્રકુશલ, હલકા હાથવાળો, દિવ્યઅસ્ત્રો જાણનાર, જેના શ્વેત ઘોડાઓ છે એવો અને વધ કરનાર અતિરથ એવા અર્જુનના મસ્તકને આજ હું તીક્ષ્ણ બાણોવડે પાડીશ. હે શલ્ય ! રણભૂમિમાં મૃત્યુ અથવા જયને આગળ કરી હું અર્જુન સાથે યુદ્ધ કરીશ; કારણ કે, બીજો કોઇ તેવો માણસ નથી, કે જે એક રથે ઇન્દ્રજેવા પાંડુપુત્ર અર્જુન સાથે યુદ્ધ કરે. આ રીતે યુદ્ધમાં હર્ષ પામેલો એવો હું ક્ષત્રિયોની સભામાં અર્જુનના પરાક્રમને વર્ણવું છું પણ અતિ મૂઢ ચિત્તવાળો અને મૂર્ખ એવો તું અર્જુનના પરાક્રમને જાણતો નથી. જે પુરૂષ, અપ્રિય, નિષ્ઠુર અને નિંદા કરનાર હોય તે ક્ષમાવાનને સહન કરતો નથી. હે પાપીકર્મવાળા શલ્ય ! મૂઢની પેઠે મને ભય પમાડવા તું પાંડવ માટે જે સારૂં બોલે છે, તે પ્રસંગવશાત હું સહન કરૂં છું પણ તારા જેવા હજારોને મારૂં એવો છું. જે ઠેકાણે નમ્રતા કરવી જોઇએ તે ઠેકાણે તું વક્ર (વાંકી) બુદ્ધિવાળો અને મિત્રનો દ્રોહ કરનાર છે તેથી મેં તારો તિરસ્કાર કર્યો છે. સાત પગલાં સાથે ચાલવાથી મૈત્રી થાય છે એમ તારે જાણવું. આ કાળ અતિ દારૂણ છે જેથી દુર્યોધન યુદ્ધ કરવા આવ્યો છે, છતાં હું તો એના અર્થની સિદ્ધિને ઇચ્છું છું. તું તો માને છે કે આ ઠેકાણે આપણું સખાપણું નથી. મિત્ર તો તેને કહેવો કે જે સ્નેહ કરે, આનંદ કરે, પ્રસન્ન કરે, રક્ષા કરે, માન દે, અથવા હિત કરે અને મિત્રના સુખવડે સર્વદા હર્ષ પામે. તું મિત્ર નથી. મારામાં આ સર્વ છે, તે રાજા દુર્યોધન જાણે છે. વળી શત્રુ તેને કહેવો કે, જે નાશ પમાડે, પ્રહાર કરે, હલકો કરે, હિંસા કરે, શ્વાસોશ્વાસ લેવરાવે, પીડા કરે, અને બહુ પ્રકારે દુઃખ દે. ઘણું કરી આ બધું તારામાં રહેલું છે. હું તો માત્ર દુર્યોધન સારૂ, તારા પ્રિય માટે, પોતાના યશ કાજે, અને ઇશ્વરની પ્રીતિવાસ્તે યત્નથી પાંડુપુત્ર અર્જુન

અને વસુદેવના પુત્ર શ્રીકૃષ્ણ સાથે યુદ્ધ કરીશ. મારૂં તે કર્મ તું જોજે. આજ મારાં ઉત્તમ એવાં બ્રહ્માસ્ત્ર, દિવ્યાસ્ત્ર, અને માનુષાસ્ત્ર જોજે. અતિ મત્ત હાથી મત્ત હસ્તિ સામે જાય તેમ હું ઉગ્ર પરાક્રમવાળા અર્જુન સામે જઈશ અને મનવડે પણ ન જીતાય એવા મોટા બ્રહ્માસ્ત્રને જય સારૂ કુંતિપુત્ર અર્જુન ઉપર ફેંકીશ. તે અસ્ત્રે કરી શત્રુ મુક્ત નહિ થાય પણ જો આજ યુદ્ધમાં મારા રથનું ચક્ર વિષમ ઠેકાણે નહિ પડે તો હે શલ્ય! એમ સમજ કે, દંડ જેના હાથમાં છે એવા યમથી, પાશવાન વરૂણથી, ગદાયુક્ત એવા કુબેરથી, વજ્રસહિત દેવરાજ ઇન્દ્રથી અને બીજા કોઈ પણ શસ્ત્રધારી શત્રુથી હું ભય પામીશ નહિ. મને કુંતિપુત્ર અર્જુનથી અને જનાર્દન એવા શ્રીકૃષ્ણથી પણ ભય નથી. રણભૂમિપર મારૂં યુદ્ધ થશે. હે નૃપ! કોઇ વખતે હું અસ્ત્રના કારણ માટે અને વિજય માટે વનમાં ફરતો ભયંકર ઘોર રૂપવાળા બાણોને ફેંકતો હતો તેવામાં મેં ગફલતથી અજાણતાં પરશુરામની હોમધેનુના વનમાં ચરતા વાછડાને બાણવડે હણ્યો, ત્યારે હે શલ્ય! મને બ્રાહ્મણ એવા પરશુરામે કહ્યું કે તેં ગફલતથી હોમધેનુના વાછડાને માર્યું તેથી સંગ્રામમાં તું જ્યારે ઘણો ભય પામીશ ત્યારે તારા રથનું ચક્ર ખાડામાં પડશે. આ રીતે તેમણે કહ્યું હતું તેથી તે બળવાન બ્રાહ્મણના કહેવાથી હું ભય પામું છું. હે મદ્રરાજ શલ્ય! બ્રાહ્મણો સુખદુઃખના નિયંતા કહેવાય છે તેથી મેં તે બ્રાહ્મણને હજાર ગાયો અને છસો બળદ આપ્યા તોપણ તેની પ્રસન્નતાને પામ્યો નહિ. વળી લાંબા દાંતવાળા સાતસો હાથી તથા ઘણી દાસીઓ અને દાસ મેં તેને અર્પણ કર્યા તોપણ બ્રાહ્મણોમાં મુખ્ય એવા તે મારી ઉપર પ્રસન્ન થયા નહિ. ધોળા વાછડાવાળી ચૌદહજાર ગાયો આપી પણ બ્રાહ્મણોમાં શ્રેષ્ઠ એવા તેમનો હું અનુગ્રહ પામ્યો નહિ. ઇચ્છિત પદાર્થોવડે સમૃદ્ધિવાળા ઘરને તથા જે કાંઈ મારૂં ધન છે તે સર્વ એમને સત્કારથી આપવા માંડયું ત્યારે તેમણે તે લીધું નહિ અને પ્રયત્નથી પ્રાર્થના કરતા અને અપરાધી એવા મને કહ્યું કે, હે સૂત! જે મેં કહ્યું તે તેમજ સમજવું, અન્યથા થશે નહિ, કારણ કે ખોટું વચન પ્રજાને નાશ પમાડે છે તેથી હું તે પાપને પામું, માટે ધર્મના રક્ષણ સારૂં હું ખોટું બોલવા ઇચ્છતો નથી. તું બ્રાહ્મણની ગતિને નાશ પમાડ મા. તેં પ્રાયશ્ચિત્ત કર્યું તોપણ મારૂં વચન ખોટું ઠરે તેમ નથી માટે પ્રાર્થના કરતો બંધ થા. આ રીતે તિરસ્કાર પમાડેલા એવા મેં સ્નેહથી તને સત્ય કહ્યું છે કે તું નિંદા કરનારો છે માટે હવે મુંગો રહે અને બીજું સાંભળ.

**इत्यतत्ते मया प्रोक्तं क्षिप्तेनापि सुहृत्तया ।**
**जानामि त्वं विक्षिपन्तं जोषमास्स्वोत्तरं शृणु ॥**

**इतिश्री महाभारते कर्णपर्वणि कर्णशल्यसम्वादे गुर्जरभाषायां द्विचत्वारिंशोऽध्यायः ॥ ४२ ॥**

---

## અધ્યાય ૪૩ મો. કર્ણ ને શલ્ય વચ્ચે સંવાદ.

**संजय उवाच—ततः पुनर्महाराज मद्रराजमरिन्दमः ।**
**अभ्यभाषत राधेयः सन्निवार्योत्तरं वचः ॥ १ ॥**

સંજય કહે છે—હે મહારાજ! પછી ફરીને શત્રુને દમનાર એવો રાધાપુત્ર કર્ણ બોલ્યો કે હે શલ્ય! તું દષ્ટાંત રૂપે મારા પ્રત્યે જે બોલ્યો તેથી યુદ્ધમાં હું ભય પામું તેવો

નથી. જો કે, ઇન્દ્ર સહિત સર્વ દેવતાઓ મારી સાથે યુદ્ધ કરે તોપણ મને ભય નથી, ત્યારે કેશવ ભગવાન સહિત કુંતિપુત્ર અર્જુનથી હું બીઉં નહિ એમાં શું? વાણીવડે કોઈ રીતે પણ તું મને બીવરાવવા સમર્થ નથી. રણભૂમિમાં બીજાને તું બીવરાવે મને નહિ. હે દુષ્ટ બુદ્ધિવાળા મદ્રક! તું જે કઠિન વચન મને કહે છે તે નીચ પુરૂષનું બળ છે. વળી મારા ગુણોને કહેવા અશક્ત એવો તું બહુ બોલે છે, પણ હે મદ્રક! આ લોકમાં કર્ણ ભય સારૂ ઉત્પન્ન નથી થયો. હું પરાક્રમ માટે તથા પોતાના યશ માટે ઉત્પન્ન થયેલો છું. હે શલ્ય! સખા ભાવથી, સ્નેહથી અને મિત્રભાવથી એમ ત્રણ કારણોથી હાલ તું જીવે છે. હે શલ્ય! ધૃતરાષ્ટ્રના પુત્ર દુર્યોધનનું અતિ મોટું કાર્ય કરવાનું છે અને તે મારાપર અવલંબી રહેલું છે તેથી તું જીવે છે. વળી અપ્રિય સહન કરવું, એ રીતે પ્રથમ તેં ઠરાવ પણ કરાવેલો છે તેથી તું જીવે છે. શલ્ય જેવા હજાર વગર હું શત્રુઓને જીતું, પણ મિત્રનો દ્રોહ થાય, એ મોટું પાપ છે એમ જાણી તને જવા દેઉં છું.

ऋते शल्यसहस्रेण विजयेयमहं परान् ।
मित्रद्रोहस्तु पापीयानिति जीवसि साम्प्रतम् ॥

इतिश्री महाभारते कर्णपर्वणि कर्णशल्यसंवादे गुर्जरभाषायां त्रिचत्वारिंशो ऽध्यायः ॥ ४३ ॥

## અધ્યાય ૪૪ મો. આરટ્ટાદિ દેશની નિંદા.

शल्य उवाच—ननु प्रलापाः कर्णैतेयान्ब्रवीषीपरान्प्रति ।
ऋते कर्णसहस्रेण शक्या जेतुंपरे युधि ॥ १ ॥

શલ્ય કહે છે—હે કર્ણ! શત્રુઓ માટે તું જે બોલે છે તે નિરર્થક છે. યુદ્ધમાં હજાર કર્ણ વગર શત્રુઓ જીતી શકાય એમ છે. સંજય કહે છે કે, તે રીતે કઠિન વચન કહેતા અને અપ્રિય જેનું દર્શન છે એવા મદ્રદેશના અધિપતિ શલ્યને તે સમયે ફરીને કર્ણ બમણાં કઠિન વચન કહેવા લાગ્યો. કર્ણ કહે છે કે હે શલ્ય! ધૃતરાષ્ટ્રની પાસે કહેવાતું જે મેં સાંભળેલું છે તે હું તને કહું છું તે એકાગ્ર થઇને સાંભળ. ધૃતરાષ્ટ્રના સ્થાનકમાં બ્રાહ્મણો જૂદા પ્રકારવાળા વિચિત્ર દેશોને તથા રાજાઓના પૂર્વ વૃત્તાંતોને એકવાર કહેતા હતા. તેમાં કોઇ એક વૃદ્ધ શ્રેષ્ઠ બ્રાહ્મણ પૂર્વના વૃત્તાંતવાળી કથા કહેવા લાગ્યો. વાહિક દેશને તથા મદ્રદેશોને અવખોડતાં તે બોલ્યો કે હિમાચળથી, ગંગાનદીથી, સરસ્વતી નદીથી, યમુના નદીથી, અને કુરૂક્ષેત્રથી બહારના દેશમાં રહેલા અને ઝેલમ, બીયા, રવિ, ચિનાબ અને સતલજ, એ પાંચ નદીઓ અને છઠ્ઠી સિંધુની વચ્ચે રહેલા કેટલાક દેશો છે, તે ધર્મહીન અને અપવિત્ર દેશોને તથા વાહિક દેશોને સારા માણસે તજવા. હે શલ્ય! ત્યાં ગોવર્ધન નામે એક વડ છે, સુભદ્ર એવું બજાર છે અને તે રાજકુળના દ્વારરૂપે પ્રસિદ્ધ છે. હું કુમારાવસ્થાથી માંડી યાદ કરૂં છું અને પૂર્વે હું અતિ ગૂઢ કાર્ય માટે વાહિક દેશમાં રહ્યો પણ હતો. ત્યાંના સહવાસને લીધે ત્યાંનો આચારવિચાર મારા જાણવામાં આવેલો છે; જ્યાં શાકલ નામનું પ્રસિદ્ધ નગર છે, આપગા એવી પ્રસિદ્ધ નદી છે અને જર્તિકા એવી રીતે પ્રસિદ્ધ જ્યાં વાહિક લોકો રહે છે તે લોકોનું આચરણ અતિ નિંદ્ય છે. તે દેશમાં દુઃશીલ અને શેકેલા જવ તથા ગૌડપાસનું પાન કરનાર અને લસણ સાથે ગોમાંસને ખા-

નાર, તેમ પુંડા, માંસ, અને યવનાન્નને ખાનાર લોક રહે છે. તેઓ ગાય છે અને નાચ કર્યા કરે છે. વળી મત્ત, નાગી અને માળા પહેરનારી તથા ચંદનનો લેપ કરનારી, બંધન-રહિત અને ઇચ્છા પ્રમાણે ચાલનારી ત્યાં સર્વ સ્ત્રીઓ છે. તેઓ ગધેડા અને ઊંટના શબ્દ જેવાં જૂદાં જૂદાં ખરાબ ગીતોવડે નગરમાં, ઘરમાં, ગઢમાં અને શહેર બહાર પરસ્પર વિનોદનાં વચનો બોલ્યા કરે છે. પર્વણીના દિવસોમાં પણ બંધન રહિત મદોન્મત્ત અને નીચ એવી તે સ્ત્રીઓ બીભત્સ એવી એક બીજાને ગાળો દે છે અને નાચ્યા કરે છે. મદો-ન્મત્ત વાહિક દેશની દુષ્ટ સ્ત્રીઓની વચ્ચે પૂર્વે એક કુરૂજાંગલ દેશમાં વસનારો માણસ પ્રસન્ન હોવાથી આવી રીતે ગાતો હતો કે, શ્વેત વર્ણવાળી અને સૂક્ષ્મ કંબલવસ્ત્રને પહેરનારી સ્ત્રી, જરૂર વાહિક એવો હું તેને કુરૂજાંગલ દેશમાં યાદ કરતી સુતી હશે, માટે હું શતદ્રુકા નદીને અને સુંદર એવી ઇરાવતી નદીને તરીને તે દેશમાં જઇશ. સ્થૂલ શંખવાળી જેના મનશીલ જેવા ઉજ્વળ કટાક્ષ છે એવી ગૌરવર્ણવાળી, ત્રણ ઊંચો ભાગમાં જેને કાજળ છે એવી, કંબલ અને ચર્મયુક્ત, પ્રિયદર્શનવાળી અને વાચાળ એવી તે સ્ત્રીઓને જોઇશ. મૃદંગ, આનક અને મર્દલના શબ્દ સહિત, અમે ગધેડા, ઊંટ અને ખચ્ચર ઉપર બેસી સુખેકરી ત્યાં જઇશું. સુખકારી માર્ગમાં શમી, પીલું અને કરીર વૃક્ષોનાં વનોમાં દહિંયુક્ત પુડાને અને સાથવાના લાડુઓને ખાતાં બળવાન થઇ માર્ગે જનારા ઘણા વટેમાર્ગુ લોકોનાં વસ્ત્ર હરી લેઇ પ્રહાર કરીશું. આવા સ્વભાવવાળા નીચ અને દુરાત્મા એવા વાહિકદેશના પુરૂષ સાથે મુહૂર્તવાર પણ ચેતનાવાળો કયો માણસ વસે ? આવા વ્યર્થ આચારવાળા વાહિકદેશના પુરૂષો છે ને તેઓનાં પાપ અને પુણ્યના છઠ્ઠા ભાગને હરનારો તું રાજા છે. આ રીતે કહી ફરીને તે બ્રાહ્મણે અવિનયવાળા વાહિક નરો માટે જે કહ્યું હતું તે પણ સાંભળ. તે દેશમાં નિરંતર કૃષ્ણપક્ષની ચૌદશને દિવસે મોટા એવા શાકલ નગરમાં રાત્રિએ દુંદુભિ વગાડી રાક્ષસી આ રીતે ગાય છે. કયારે વૃષભના વધની પર્વણીને દિવસે ગાવા યોગ્ય એવી ગીતિઓને ગૌડ એવા સુરાસવને પીને તથા બળદના માંસથી તૃપ્ત થએલી અને ડુંગ-ળીના ગંડુષયુક્ત એવા ઘણા ઘેટા ને વરાહના, કુકડાના, બળદના, ગધેડાના અને ઊંટના માંસને ખાતી એવી હું શણગરાઇને ગૌરવર્ણવાળી મોટી સ્ત્રીઓ સાથે ગાન કરીશ. મદ્યવડે મત્ત થએલા શાકલપુરના રહેવાસી બાળ અને વૃદ્ધ સહિત જુઠું બોલતા એવા પુરૂષો આવી રીતે ગાય છે. જે માણસો ઘેટાના માંસને નથી ખાતા તેઓનો જન્મ વ્યર્થ છે. હે શલ્ય ! આ રીતે સમજ કે, તે પુરૂષોમાં ધર્મ કેવી રીતે રહે ? કુરૂઓની સભામાં બીજા બ્રાહ્મણે પણ અમને કહ્યું હતું કે, જે ઠેકાણે પીલુનાં વન છે અને શતદ્રુ-વિપાશા, ઐરાવતી, ચંદ્રભાગા, વિતસ્તા અને છઠ્ઠી સિંધુનદી છે તે, હિમાચલથી બહાર રહેલા ને જેમાંથી ધર્મ નષ્ટ થયો છે એવા પ્રસિદ્ધ આરટ્ટ દેશમાં સારા માણસે જવું નહિ, કારણ કે, સંસ્કાર-હીન અને અયજ્વા એવા દસમ દેશના પુરૂષોના અને નષ્ટ જેનો ધર્મ થયો છે એવા વાહિક દેશના પુરૂષોનાં આપેલાં દાનને દેવતાઓ, પિતૃઓ અને બ્રાહ્મણો સ્વીકારતા નથી. એમ રીતે શ્રુતિ કહે છે. સત્પુરૂષોની સભામાં વિદ્વાન બ્રાહ્મણે વળી કહ્યું હતું કે, નિર્લજ્જ વાહિક દેશના પુરૂષો સાથવા અને મદ્યવડે યુક્ત કૂતરાએ ચાટેલા લાકડાના પાત્રમાં અને માટીના વાસણોમાં જમે છે. ઘેટાના, ઊંટના અને ગધેડાના દૂધને પીએ છે; અને તેઓના દૂધવડે બનાવેલા પદાર્થો ખાય છે. આ રીતે નીચ કર્મ કરનાર પુત્રના સંકરવાળી અને સર્વ અન્ન તથા દૂધને જમનાર આરટ્ટ અને વાહિક નામથી પ્રસિદ્ધ જે લોકો છે, તેઓને વિદ્વાન

માણુસે તજવા. હે શલ્ય ! કુરૂઓની સભામાં બીજા બ્રાહ્મણે પણ કહ્યું હતું તે ફરીને તને કહું છું, સાંભળ. હે શલ્ય ! યુગંધર નામના શહેરમાંથી પાણી પીઇને અચ્યુત સ્થળ નામના નગરમાં ભોજન કરીને અને ભૂતિલય નામના જલાશયમાં સ્નાન કરી મનુષ્ય કેમ સ્વર્ગમાં જાય ? અર્થાત્ ન જાય. જે ઠેકાણે ઉપર કહેલી પાંચ નદીઓ પર્વતમાંથી નીકળી વહે છે તે આરટ્ટ અને વાહિક એ રીતે પ્રસિદ્ધ દેશ છે, તે દેશમાં આર્ય પુરૂષે બે દિવસ પણ રહેવું નહિ; કારણ કે વિપાશા નદીને કાંઠે વહિ અને હીક એવે નામે બે પિશાચ રહેતા હતા. તેઓનાં જે છોકરાં તે વાહિક છે. એ સૃષ્ટિ પ્રજાપતિની નથી. આ પ્રમાણે હીનયોનિથી ઉત્પન્ન થએલા તેઓ વિવિધ ધર્મને કેવી રીતે જાણે? વળી દુષ્ટ ધર્મવાળા, કારસ્કર, માહિષક, કાલિંગ, કેરલ, કર્કોટક અને વીરક દેશોને પણ સારા પુરૂષે તજવા. આ રીતે તીર્થમાં ફરનારા અને એક રાત ઘરમાં રહેનારા બ્રાહ્મણને કોઈ પણ મોટાં સાંબેલાં જેવી મેખળાવાળી, રાક્ષસીએ કહ્યું હતું આરટ્ટદેશ અને વાહિક દેશનું જલ ખરાબ સમજવું કે જ્યાં કાળ જેવા ક્રૂર નીચ બ્રાહ્મણો વસે છે. વળી તે બ્રાહ્મણોના જાણવામાં વેદ યજ્ઞ અને યજન છે નહિ. અનીતિવાળી સ્ત્રીઓથી જન્મેલા હોવાથી નીચ એવા તે પુરૂષોના અન્નને દેવતાઓ લેતા નથી. પ્રસ્થલ, મદ્ર, ગાંધાર, આરટ્ટ, વસાતિ, સિંધુ, ખશ અને સૌવીર એ નામથી પ્રખ્યાત દેશના લોકો ઘણું કરી અતિ નિંદ્ય છે.

प्रस्थलमद्रगान्धारा आरट्टा नामतः खशाः ।
वसाति सिंधुसौवीरा इति प्रायोति कुत्सिताः ॥

इतिश्री महाभारते कर्णपर्वणिकर्णशल्यसम्वादे गुर्जरभाषायां चतुश्चत्वारिंशो ऽध्यायः ॥ ४४ ॥

---

## અધ્યાય ૪૫ મો. કેટલાક દેશોની નિંદા.

कर्ण उवाच—हन्त शल्य विजानीहि हन्त भूये ब्रवीमि ते ।
उच्यमानं मया सम्यक् त्वमेकाग्रमनाः शृणु ॥ १ ॥

કર્ણ કહે છે—હે શલ્ય ! ફરીને હું તને કહું તે તું એકાગ્ર મને સાંભળ. પૂર્વે કોઇએક બ્રાહ્મણ અમારે ઘેર અતિથિ આવ્યો હતો. તેણે ત્યાંના આચાર જોઇ અપ્રસન્ન થઇ આવું વચન અમને કહ્યું હતું. હું ઘણો વખત એકલો હિમાચલના શિખર ઉપર રહ્યો હતો અને મેં જૂદા જૂદા ધર્મવાળા ઘણા દેશો જોયા છે. એ સર્વ દેશની પ્રજાઓ વેદના પારને પામનારા પુરૂષોએ જે ધર્મ કહ્યો છે તે કોઈ પણ ધર્મથી વિરૂદ્ધ નથી, પણ હે મહારાજ ! પૂર્વે જૂદા જૂદા ધર્મવાળા દેશોપ્રત્યે ફરતો એવો હું વાહિક દેશમાં ગયો ત્યાં આવું સાંભળ્યું કે આ દેશમાં પ્રથમ બ્રાહ્મણ થઇને પછી ક્ષત્રિય થાય છે, પછી વૈશ્ય થાય છે, શૂદ્ર થાય છે અને પછી નાપિક થાય છે, ત્યાર પછી ફરીને બ્રાહ્મણ થાય છે. બ્રાહ્મણ થઈ ત્યાંજ ફરીને દાસ થાય છે. તેમજ એક કુળમાં સેળભેળ ક્રિયાવાળા અને ઇચ્છા પ્રમાણે આચરણ કરનારા બ્રાહ્મણો થાય છે; તથા ગાંધાર, મદ્રક અને વાહિક પુરૂષો અલ્પ ચિત્તવાળા હોય છે. આ રીતે આખી પૃથ્વી પ્રત્યે ફરી મેં વાહિક દેશમાં ધર્મનો સંકર કરનારૂં વિપરીતપણું સાંભળ્યું છે. હે શલ્ય ! બીજા બ્રાહ્મણે પણ વાહિકોની નિંદા કરી હતી તે ફરીને તને કહું છું. પૂર્વે ચોર પુરૂષોએ આરટ્ટ દેશમાંથી કોઇ એક સતીને હરી આણી.

અધર્મથી તેને ભોગવી ત્યારે તેણે એવો શાપ આપ્યો હતો કે બાલ અને બંધુ વાળી એવી મને તમે અધર્મવડે ભોગવો છો માટે તમારા કુળની સ્ત્રીઓ વ્યભિચારિણી થશે. હે નરોમાં અધમ પુરૂષો ! આ દોષથી તમે મુકાશો નહિ. તે માટે તેઓના ભાગને લેનારા ભાણેજ હોય છે પણ પુત્રો નથી હોતા. મહાભાગ એવા પંચાલ સહિત કુરૂ, શાલ્વ, મત્સ્ય, નૈમિષ સહિત કોસળ, કાશ પૌડ્ર, કાલિંગ, માગધ, અને ચેદિદેશના પુરૂષો સત્ય ધર્મને જાણે છે. જૂદા જૂદા દેશોમાં વાહિક દેશની નીતિવિના સત્પુરૂષો અને અસત્પુરૂષો છે. વાહિક દેશમાં તો અસત્પુરૂષોજ છે. કુટિલ એવા પચનદ દેશ અને મદ્રદેશ શિવાય મત્સ્ય દેશથી માંડી કુરૂ અને પાંચાલ પુરૂષો તથા નૈમિષથી આરંભી વિશિષ્ટ ચેદિદેશના પુરૂષો જૂના ધર્મમાં વર્તે છે. હે રાજન ! ધર્મની કથામાં ફરીને જડની પેઠે મુગો રહે, કારણ કે તું તે લોકના પુણ્ય અને પાપના છઠ્ઠા ભાગને હરનારો તેમનો રાજા છે; અથવા તેઓની રક્ષા ન કરવાથી તું પાપને ભોગવનારો છે; કારણ કે પ્રજાની રક્ષા કરનારો રાજા પુણ્ય ફળ ભોગવે છે અને તું તો રક્ષા નથી કરતો તેથી પાપને ભોગવનારો જ છે. પૂર્વે સર્વ દેશોના સત્ય ધર્મની પ્રશંસા થતી હતી, ત્યારે પિતામહ એવા બ્રહ્માએ પાંચનદ દેશના ધર્મને ' ધિક્ છે ' એમ કહ્યું હતું. સત્યયુગમાં બ્રહ્માએ પણ સંસ્કાર હીન અને અશુભ કર્મ કરનાર એવા દસ દેશના અને વાહિક દેશના ધર્મને નિંદ્યો હતો. વાહિક એવો તું શું બોલે છે ? આ રીતે પાંચનદ દેશના ધર્મને બ્રહ્માએ નિંદ્યો હતો તેમ પોતાના ધર્મવિષે રહેલા વર્ણોમાં પણ બ્રહ્માએ તેઓને વખાણ્યા ન હતા. હે શલ્ય ! ફરીને તને કહું તે સાંભળ. પૂર્વે એક તળાવમાં બૂડતો એવો કલ્માષપાદ નામનો રાક્ષસ બોલ્યો હતો કે ભિક્ષા એ ક્ષત્રિયોનો મળ છે, અવ્રત ન કરવું એ બ્રાહ્મણોનો મળ છે, વાહિક પુરૂષો પૃથ્વીનો મળ છે અને મદ્રદેશની સ્ત્રિયો એ સ્ત્રિયોના મળરૂપ છે. બૂડતા એવા એ રાક્ષસને કાઢી કોઇ એક રાજાએ પૂછ્યું હતું અને તેણે કહ્યું હતું, તે હવે સાંભળ. મનુષ્યોના મળ રૂપ મ્લેચ્છ છે. મ્લેચ્છના મળ રૂપ તેલ વેચનારા છે, તેલ વેચનારાના મળ રૂપ ષંઢ છે; ષંઢના મળ રૂપ રાજાના પુરોહિત ને યજન કરાવનારા છે અને રાજાના પુરોહિત અને યજન કરાવનારા અને મદ્રકો જે મળ છે, તું જો અમને ન છોડી દે તો તારા મળ રૂપ થાય. વળી આ રીતે સિદ્ધ એવું તે વચનનું ઉત્તર રાક્ષસોએ પીડેલા અને ઝેરવડે દુઃખ પામેલા પુરૂષોમાં રાક્ષસોને નાશ પમાડનારા પુરૂષો ઔષધ રૂપ કહેલા છે. પાંચાલ પુરૂષો વેદના સમૂહને માને છે, કૌરવો ધર્મયુક્ત કર્મને માને છે, મત્સ્ય દેશના નરો સત્યને માને છે અને શૂરસેન દેશના લોકો યજ્ઞને માને છે. પૂર્વ દેશના પુરૂષો દાસ છે, દક્ષિણ દેશના પુરૂષો ધર્મના દ્રોહી, વાહિક પુરૂષો ચોર છે અને સુરાષ્ટ્ર દેશના પુરૂષો વર્ણસંકર છે. આરટ્ટ દેશના પુરૂષોનો, કૃતઘ્નપણું, પરધનનું હરણ, મદ્યપાન, ગુરૂ સ્ત્રીનો અવમર્દ, વાણીનું પારૂષ્ય ગોવધ, ઘરબાર રાત્રિચર્યા અને પારકાના વસ્ત્રોનો ઉપભોગ એ ધર્મ છે, તે તેઓ પ્રત્યે અધર્મ નથી ? માટે પંચનદ દેશના લોકોને ધિક્કાર છે. ફક્ત ધર્મને પાંચાલ લોકથી માંડી કુરૂ, નૈમિષ અને મત્સ્ય દેશના પુરૂષો જાણે છે અને વૃદ્ધ એવા ઉત્તર દેશના પુરૂષો અને મગધ દેશના પુરૂષો શિખવેલા ધર્મને અનુસરે છે. અર્થાત્ આરટ્ટ દેશના લોક જાણતા નથી અને બીજાને માનતા નથી. પૂર્વ દિશાનો આશ્રય કરી અગ્નિ આદિ દેવતાઓ રહ્યા છે. શુભ કર્મવાળા યમરાજ સહિત પિતૃઓએ દક્ષિણ દિશાની રક્ષા કરેલી છે. દેવતાઓને પાળતો એવો બલવાન વરૂણ પ્રતીચી દિશાને બ્રાહ્મણો સહિત ભગવાન એવા સોમ પાળે છે. રાક્ષસ અને પિશાચો પર્વતોમાં ઉત્તમ એવા

હિમાચળને પાળે છે. ગુહ્યકો ગંધમાદન પર્વતને પાળે છે. હે મહારાજ ! નિશ્ચલ એવા જનાર્દન વિષ્ણુ સર્વ પ્રાણીઓને પાળે છે. મગધ દેશના પુરૂષો હૃદયના અભિપ્રાયને જાણુનારા હોય છે. તે લોકો અને કોસલ દેશના લોકો જોવાવડે જાણુનારા છે. કુરૂ અને પાંચાલ દેશના લોક અર્ધ કહ્યામાં જાણી જનારા છે. શાલ્વ દેશના લોકો બધું કહ્યાથી સમજનારા છે. પર્વતવાસી લોકો જે રીતે શિબિલોકો દુઃખે કરી સમજાવાય તે રીતે દુઃખસાધ્ય છે. હે રાજન ! યવન લોકો બધું જાણુનાર અને વિશેષે કરી શૂરા છે. મ્લેચ્છ લોકો પોતાના ધર્મના સંકેતમાં નિશ્ચયવાળા છે. અને બીજાઓ કહેલા હિતને જાણુતા નથી તથા વાહિક અને વાહિક દેશના પુરૂષો હિતને કહેનારા પુરૂષપર ગુસ્સે થાય છે. કોઇ પણ મદ્રક પુરૂષો અવળા નથી એમ નથી. હે શલ્ય ! મદ્રક એવો છે માટે ઉત્તર આપવા યોગ્ય નથી. પૃથ્વીમાં સર્વ દેશોના મળ રૂપ મદ્રક છે. જે લોકોનો મદ્યપાન, બાળહત્યા, અને પારકાના ધનનું હરણુ, એ ધર્મ છે તેઓ પ્રત્યે શું અધર્મ નથી ? આરટ્ટ દેશમાં થએલા પંચનદ લોકોને ધિક્કાર હો. આ રીતે છે માટે મુગો રહે અને પ્રતિકૂળપણું છોડી દે, તેને પ્રથમ હણ્યા શિવાય હું કેશવ ભગવાન અને અર્જુનને હણું તે ઠીક નહિ. શલ્ય કહે છે-હે કર્ણુ ! જેઓનો તું અધિપતિ છે તે અંગદેશમાં આતુર માણુસોનો ત્યાગ અને પોતાની સ્ત્રી તથા પુત્રનો વિક્રય થાય છે. પૂર્વે ભીષ્મ પિતામહે રથી અને અતિરથીની સંખ્યા વિષે તને જે કહ્યું હતું તે પોતાના દોષોને જાણી ક્રોધ રહિત થા. ક્રોધ કર માં. હે કર્ણુ ! સર્વ ઠેકાણે બ્રાહ્મણો છે, સર્વ ઠેકાણે ક્ષત્રિયો છે, તેમજ વૈશ્ય, શૂદ્ર અને સુંદર વ્રતવાળી સતીઓ છે. દેશ દેશમાં એક બીજાને પાળતા પુરૂષોની સાથે ઉપહાસ વડે ક્રીડા કરે છે. સર્વ લોક હમેશાં પારકી નિંદાવિષે નિપુણુ હોય છે અને પોતાની નિંદાને જાણુતા નથી. સર્વ ઠેકાણે પોતપોતાના ધર્મને અનુસરનારા રાજાઓ છે અને દુષ્ટ મનુષ્યોને દંડે છે તથા સર્વ ઠેકાણે ધાર્મિકો પણુ હોય છે. હે કર્ણુ ! દેશની સમાનતાથી સર્વલોક પાપને સેવતા નથી. જેવા પોતપોતાના સ્વભાવવડે મનુષ્યો છે તેવા દેવતાઓ પણુ નથી. સંજય કહે છે કે, તે પછી રાજા દુર્યોધને કર્ણુ અને શલ્યને વાર્યા તેમાં રાધાપુત્ર કર્ણુને મિત્રાઇના ભાવથી વાર્યો અને શલ્યને હાથ જોડી વાર્યો, ત્યારે હે મારિષ ! દુર્યોધને નિવારેલો એવો કર્ણુ પણુ ઉત્તર આપ્યો નહિ, અને શલ્ય પણુ શત્રુઓ સન્મુખ થયો. તે સમયે ફરીને રાધાપુત્ર કર્ણુ 'ચાલ' એ રીતે શલ્યને કહેવા લાગ્યો.

ततो निवारितः कर्णो धार्तराष्ट्रेण मारिष ।
कर्णोपि नोत्तरं प्राह शल्योप्यभिमुखः परान् ॥
ततः प्रहस्य राधेयः पुनर्याहीत्यमोदयत् ॥

इतिश्री महाभारते कर्णपर्वणि कर्णशल्यसंवादे गुर्जरभाषायां पञ्चचत्वारिंशोऽध्यायः ॥ ४५ ॥

---

## અધ્યાય ૪૬ મો. કર્ણુ ને શલ્યનો સંવાદ.

संजय उवाच—ततः परानीकसहं व्यूहमप्रतिमं कृतं ।
समीक्ष्य कर्णः पार्थानां धृष्टद्युम्नाभिरक्षितं ॥१॥

સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર ! ત્યારપછી પારકા સૈન્યને સહન કરનાર, બીજા વ્યૂહને

જેની ઉપમા અપાય નહિ એવી રીતે રચેલા અને ધૃષ્ટદ્યુમ્ને રક્ષણ કરેલા પાંડવના વ્યૂહને જોઇ, હે ભરતર્ષભ ! મોટા તેજવાળો શત્રુને તપાવનાર, યુદ્ધમાં ચતુર કર્ણ, રથનો શબ્દ, સિંહનાદ તથા વાદિત્રોના શબ્દેકરી પૃથ્વીને કંપાવતો હોય તેમ ક્રોધથી કંપતો હોય તેમ પોતાના સૈન્યમાં આવી તેની ઘટતી રીતે સામી વ્યૂહ રચના કરી. ઇંદ્ર જેમ આસુરી સેનાને હણે, તેમજ તેણે જમણી બાજુએ સૈન્યનો ઘાણ કાઢવા માંડયો. ધૃતરાષ્ટ્ર કહે છે—હે સંજય ! ભીમસેને રક્ષણ કરેલા અને ધૃષ્ટદ્યુમ્ન એ મુખ્ય જેમાં તથા દેવતાઓ પણ જેમને જીતી શકે નહિ એવા મોટા ધનુષવાળા સર્વ પાંડવ સામે રાધાપુત્ર કર્ણ વ્યૂહ રચના કેમ કરી શકયો ? તે વખતે મારા સૈન્યની બાજુથી રક્ષણ કરનાર તથા તેમની રક્ષા કરનાર કોણ હતા ! અને પોતપોતાના વિભાગ પ્રમાણે કેવી રીતે ઉભા હતા; તેમ પાંડવોએ પણ મારા પુત્રો સામે કેમ વ્યૂહ રચના કરી ? અત્યંત દારૂણ એવું યુદ્ધ કેવી રીતે પ્રવર્તમાન થયું તથા કર્ણ, યુધિષ્ઠિર સામે ગયો તે વખતે અર્જુન કયાં હતો ? કેમકે પૂર્વે ખાંડવવનમાં જે એકલા અર્જુને સર્વ પ્રાણીઓનો નાશ કર્યો હતો તે અર્જુન પાસે છતાં યુધિષ્ઠિર સામે જવા કોણ સમર્થ થાય ? તથા રાધાપુત્ર કર્ણ વિના જીવિતને ઇચ્છનાર તેની સામે જવા કોણ સમર્થ થાય અને વળી યુદ્ધ પણ બીજો કોણ કરે ? સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર ! વ્યૂહની રચના, અને અર્જુન જે રીતે ગયો તથા પોતાના રાજાને વિંટી જે રીતે સંગ્રામ થયો તે સર્વ હું કહું તે તમો સાંભળો. હે રાજન ! શરદ્વાનના પુત્ર કૃપાચાર્ય, વેગવાન માગધ રાજાઓ તથા સાત્વત કૃતવર્મા દક્ષિણ પક્ષનો આશ્રય કરી ઉભેલા હતા. તેમના વિપક્ષમાં નિર્મળ સાંગ ધારણ કરેલા ઘોડેસ્વારો સહિત શકુનિ તથા મહારથી ઉલૂક તમારા સૈન્યનું રક્ષણ કરતા હતા. શ્રીકૃષ્ણ તથા અર્જુનને મારવા ઇચ્છતા યુદ્ધમાં ચતુર સંશપ્તક નામના ગણ ભય રહિત કંધારના રાજાઓ, પિશાચની પેઠે દુઃખે કરી જોઈ શકાય નહીં તથા જીતી શકાય નહીં એવા તીડ નામના જંતુ સમુદાય જેવા તમારા પુત્રો સહિત પાર્વતીય રાજાઓ ડાબી બાજુ, સંગ્રામમાંથી પાછા ફરે નહિં એવા ચોવીશ હજાર રથોની રક્ષા કરતા હતા. સંગ્રામમાં મહાબળવાન કેશવ ભગવાન તથા અર્જુનને યુદ્ધ કરવા બોલાવતા એવા અશ્વ, પાયદળ તથા રથ સહિત કાંબોજ, યવન તથા શક, સૂતપુત્ર કર્ણની આજ્ઞાથી તેમનું રક્ષણ કરતા હતા. સેનાના મુખના મધ્યમાં વિચિત્ર પ્રકારનું કવચ, બાજુબંધ તથા માળા પહેરેલો, શસ્ત્ર ધારણ કરનારાઓમાં શ્રેષ્ઠ, શૂરવીર કર્ણ, રક્ષણ કરતા સજ્જ થએલા પુત્રો સહિત સેનાનું આકર્ષણ તથા સેનામુખનું પાલન કરતો શોભતો હતો. સૂર્ય તથા અગ્નિ જેવી કાંતિવાળો, પિંગલ નેત્રવાળો, પ્રિય છે દર્શન જેનું એવો મોટા હાસ્તના સ્કંધ ઉપર બેઠેલો મહાબાહુ દુઃશાસન સૈન્ય સહિત વ્યૂહના પૃષ્ઠ ભાગમાં શોભતો હતો. હે મહારાજ ! વિચિત્ર પ્રકારનાં છે અસ્ત્ર તથા કવચ જેમનાં એવા ભાઇઓએ ચોતરફથી રક્ષણ કરેલો દુર્યોધનરાજા, એકઠા મળેલા મદ્ર તથા કેકયોએ કરી દેવતાઓએ કરી ઇન્દ્ર શોભે તેમ શોભતો હતો. અશ્વાત્થામા તથા કૌરવોમાં અત્યંત શૂરવીર એવા મહારથિઓ અને શૂરવીર મ્લેચ્છો સહિત નિરંતર મદોન્મત્ત હસ્તિઓ, વરસતા મેઘની પેઠે તે રથસૈન્યની પાછળ જતા હતા. તે વખતે ઘોડેસ્વાર સહિત હસ્તિઓ ધ્વજ પતાકા તથા પ્રજ્વલિત આયુધે કરી જેમ દ્રુમવાન પર્વતો શોભે તેમ તેઓ શોભતા હતા. પટ્ટા તથા ખડગ ધારણ કરનારા, સંગ્રામમાંથી પાછા ન ફરે એવાં પાયદળ તથા હસ્તિઓના પાદરક્ષક અને હજારો શૂરવીર ત્યાં

ઉભા હતા. શત્રુઓને ભય આપનાર વિદ્વાન નાયકે રચેલો અત્યંત શણગારેલા ઘોડેસ્વાર, રથ તથા હસ્તિઓએ કરી નૃત્ય કરતો હોય એવો દેવાસુર સેનાની ઉપમા આપવા લાયક બાર્હસ્પત્ય નામનો વ્યૂહ તેમણે રચ્યો હતો. તે વ્યૂહના પક્ષ તથા વિપક્ષમાંથી યુદ્ધને ઇચ્છતા એવા શૂરવીર અને હસ્તિ, અશ્વ, રથ તથા માતંગ, વર્ષાઋતુમાં જેમ મેઘ પડે તેમ પડતા હતા. યુધિષ્ઠિર રાજા સેનાના મુખવિષે ઉભેલા કર્ણને જોઇ શત્રુને હણનાર તથા એક વીર એવા બળવાન અર્જુનને કહેવા લાગ્યા કે હે અર્જુન ! શત્રુના સૈન્યને શોભાવનાર તથા પ્રપક્ષે કરી યુક્ત એવા કર્ણે રચેલા મોટા વ્યૂહને જો. શત્રુના મોટા બળને જોઇ આપણને જે રીતે તે પરાભવ ન કરે તે રીતે રચના કર. યુધિષ્ઠિરનાં વચન સાંભળી હાથ જોડી અર્જુને તેમને કહ્યું કે હે નૃપ ! જે રીતે આપ કહો છો તે રીતે સૌ થશે અન્યથા થશે નહિ. હે ભારત ! પ્રધાનનો જે વધ તેજ એનો વિનાશ, એવું હું કરીશ. અર્જુનનાં વચન સાંભળી યુધિષ્ઠિર તેને કહેવા લાગ્યા કે રાધાપુત્ર કર્ણ સાથે તું, દુર્યોધન સાથે ભીમસેન, વૃષસેન સાથે નકુલ, શકુનિ સાથે સહદેવ, દુઃશાસન સાથે શતાનિક હાર્દિકય સાથે શિનિકુળમાં શ્રેષ્ઠ સાત્યકિ, દ્રોણપુત્ર સાથે ધૃષ્ટદ્યુમ્ન યુદ્ધ કરે અને હું પોતે કૃપાચાર્ય સાથે યુદ્ધ કરીશ. બાકી રહેલા ધૃતરાષ્ટ્રના પુત્રો સાથે શિખંડિ સહિત દ્રૌપદીના પુત્રો યુદ્ધ કરશે. એ રીતે આપણા મુખ્ય યોદ્ધાઓ દુર્મદ શત્રુઓને હણો. સંજય કહે છે–હે ધૃતરાષ્ટ્ર ! ધર્મરાજાનાં એવાં વચન સાંભળી 'ઠીક તેમ કરીશ' એમ કહી પોતાના સૈન્યને આજ્ઞા કરી અર્જુન સેનાના મુખ આગળ ગયો. પૂર્વે બ્રાહ્મણ તથા ચંદ્રરૂપ વિશ્વનો નેતા એવો અગ્નિ પોતાના આત્માનો ચાર અશ્વ રૂપ વ્યૂહ કરી અર્જુનના રથને વહન કરે છે, પ્રથમ ઉત્પન્ન થએલા તે અશ્વને દેવ તથા બ્રાહ્મણો જાણે છે, તેમજ તે ઘોડા જોડેલો રથ, પૂર્વે બ્રહ્મા, શિવ, ઇંદ્ર તથા વરૂણને ક્રમેકરી વહન કરતો હતો, તે આદિ રથમાં બેસી કેશવ તથા અર્જુન ફરે છે. હે ધૃતરાષ્ટ્ર ! અતિ અદ્દભુત છે દર્શન જેનું એવા તે રથને જોઇ શલ્યરાજા યુદ્ધમાં દુર્મદ એવા અધિરથ પુત્ર કર્ણને વળી ફરીને કહેવા લાગ્યો કે–હે કર્ણ ! કર્મના વિપાકની પેઠે સર્વ સૈન્યથી પણ દુઃખે કરી વારી શકાય નહીં અને કૃષ્ણ છે સારથિ જેના એવો શ્વેત અશ્વવાળો તે આ રથ આવ્યો અને તું જેને પૂછતો હતો તે કુંતિપુત્ર અર્જુન પણ શત્રુંને હણતો આ તારી સામે આવ્યો, કેમકે જેવો મેઘનો શબ્દ હોય તેવો ભયંકર મોટો શબ્દ સંભળાય છે. ઉડતી રજ આકાશને મલિન કરે છે, તેમજ હે કર્ણ ! ચક્રના પાટાથી પીડાતી પૃથ્વી કંપાયમાન થાય છે, મહાત્મા વાસુદેવ તથા અર્જુન આજ તને મારશે, એમાં સંશય નહીં. તારી સેનાને ચોતરફથી મહા વાયુ વાય છે. માંસ ભક્ષી અનેક પ્રાણીઓ પોકારે છે. મૃગો ભયંકર શબ્દ કરે છે. હે કર્ણ ! મહા ઘોર, ભયને આપનાર, તથા રૂવાં ઉભાં કરનાર મેઘ જેવા સૂર્યને વિંટી ઉભેલા કેતુઓ દેખાય છે તેમ નાના પ્રકારના મૃગનાં યૂથ તથા બળવાન મદોન્મત્ત સિંહ ચોતરફથી સૂર્યને જુવે છે તે તું જો. એકઠા મળેલા ભયંકર એવા હજારો કેકય તથા ગૃધ્રપક્ષિઓ એક બીજા સામે બોલે છે તેમને જો. હે કર્ણ ! તારા મોટા રથમાં રસેલા શ્રેષ્ઠ ચામર બળે છે, રથ ઉપરનો ધ્વજ કંપે છે, આકાશમાં રહેલા ગરૂડપક્ષિની પેઠે કુદતા જોવા લાયક કંપતા આપણા આ અશ્વને જો. હે કર્ણ ! આવાં નિમિત્ત જોતાં જરૂર સેંકડો તથા હજારો રાજાઓ નાશ પામી પૃથ્વીનો આશ્રય કરી તેમાં શયન કરશે. હે રાધેય ! રૂવાં ઉભાં કરનાર ભયંકર શંખોનો, આનક નામના વાદ્યનો તથા મૃદંગોનો ભયંકર શબ્દ ચોતરફથી સંભળાય છે. મહાત્મા પુરૂષોના

વિવિધ પ્રકારના બાણુ તથા પ્રત્યંચાના શબ્દ, તેમજ મનુષ્ય, હસ્તિઓના વિવિધ પ્રકારના શબ્દને સાંભળ. હે કર્ણ ! સોનારૂપાનાં વરક ચઢાવેલાં વસ્ત્રોના રંગારાએ નિર્માણ કરેલા નાના પ્રકારના છે વર્ણ જેમના, વાયુએ કંપાવેલા સુવર્ણના વર્ક, તારા તથા ચંદ્રના ચિન્હવાળા ઘુઘરીથી શોભિતા પતાકાઓ મેઘવિષે વિજળીઓ શોભે તેમ અર્જુનના રથ પર શોભે છે. હે કર્ણ ! વાયુએ પ્રેરણા કરેલા ધ્વજ, દેવતાઓના વિમાનમાં શોભે તેવા ખણખણાટ કરતા અર્જુનના રથવિષે શોભે છે. પતાકા સહિત આ રથો મહાત્મા પાંચાલોના, પરાજય પામેલો નહીં તથા હનુમાન છે ધ્વજામાં જેની એવા રથ તેને–ભય પમાડવા કુંતિપુત્ર અર્જુનને લઈ આવે છે. જેના ધ્વજાગ્રવિષે ચોતરફથી જોવાલાયક દૂષિયોના પાપને વધારનાર ભયંકર વાનર દેખાય છે. તેમજ હે કર્ણ ! બુદ્ધિમાન કૃષ્ણનું આ ચક્ર, ગદા, શાંર્ગધનુષ તથા શંખ દેખાય છે, શ્રીકૃષ્ણનો કૌસ્તુભમણિ અત્યંત શોભે છે. શાંર્ગધનુષ તથા ગદા છે હાથમાં જેના એવા અતિ પરાક્રમી વાસુદેવ ભગવાન વાયુ જેવા વેગવાળા શ્વેત અશ્વોને વહન કરતા આપણી સમીપ આવે છે. અર્જુને ખેંચેલું ગાંડિવ ધનુષ શબ્દ કરે છે, અને હસ્ત લાઘવીથી તેણે મૂકેલા આ તીક્ષ્ણ બાણુ આપણને હણે છે. હે રાજન ! સંગ્રામમાંથી પલાયન ન કરતા શૂરવીરોનાં વિશાળ લાંબાં તથા તામ્ર જેવાં છે નેત્ર જેમાં એવાં પૂર્ણચંદ્ર સમાન મુખવાળાં મસ્તકોએ કરી રણભૂમિ વ્યાપ્ત થાય છે સુંદર ભોગળ જેવો છે આકાર જેમનો, પવિત્ર ગંધથી લેપન કરેલા ઉગામેલા આયુધવાળા શૂરવીરોના હાથ તેના બાણુથી રણભૂમિમાં પડે છે. નાશ પામ્યાં છે નેત્ર તથા જિહ્વા જેમનાં એવા સ્વાર સહિત તેણે પાડેલા તથા પાડવા માંડેલા ઘોડાઓ ક્ષીણ થઇ પૃથ્વીપર શયન કરે છે. પર્વતના શિખર જેવાં છે રૂપ જેમનાં એવા અર્જુને છિન્નભિન્ન કરેલા હસ્તિઓ જેમ પર્વતો નાસે તેમ નાસે છે. હણાયા છે નર તથા બેસનાર જેમના એવા ગંધર્વનગર સમાન રથો સ્વર્ગવાસીઓના પવિત્ર વિમાનોની પેઠે નીચે પડે છે. નાના પ્રકારનાં હજારો મૃગનાં યૂથને જેમ કેસરી સિંહ આકુલ કરે તેમ અર્જુને અત્યંત આકુલ કરેલા આપણા સૈન્યને જો. સામે દોડ્યા આવતા આ શૂરવીર પાંડવો સામે હણાતા એવા તમારા તરફના રાજાઓ હસ્તિ, અશ્વ, રથ તથા પાયદળોને જો. વાદળથી જેમ સૂર્ય ઢંકાઈ જાય તેમ બાણુથી ઢંકાએલો અર્જુન દેખાતો નથી પણ એના સુંદર ધ્વજનો અગ્રભાગ દૂરથી સામે જ દેખાય છે અને પ્રત્યંચાનો શબ્દ સંભળાય છે. હે કર્ણ ! શ્વેત અશ્વવાળા, કૃષ્ણ છે સારથિ જેના સંગ્રામમાં શત્રુઓને હણતા શૂરવીર અર્જુનને હમણાં તું દેખીશ. હે કર્ણ ! પુરૂષમાં સિંહ રૂપ, લાલ નેત્રવાળા, શત્રુને તપાવનાર, એકરથમાં બેઠેલા વાસુદેવ તથા અર્જુનને હમણાં તું જોઇશ. શ્રીકૃષ્ણ જેના સારથિ અને ગાંડિવ જેનું ધનુષ છે, એવા અર્જુનને તું હણીશ તો અમારો રાજા થઈશ. સંશપ્તકગણે સંગ્રામ વાસ્તે બોલાવેલો તેથી તેમનીજ સન્મુખ પ્રાપ્ત થએલો બળવાન અર્જુન, એજ દૂષિયોનો નાશ કરે છે. એ રીતે બોલતા મદ્રદેશના અધિપતિ શલ્યને અતિ ક્રોધથી કર્ણે કહ્યું કે, હે શલ્ય ! ક્રુદ્ધ થએલા સંશપ્તકોએ ચોતરફથી વિંટેલો અર્જુન, મેઘથી સૂર્ય ઢંકાય તેમ બાણુથી ઢંકાવાને લીધે દેખાતો નથી. યુદ્ધથી જેનો અંત છે એવા અર્જુન રૂપી સાગરમાં ડૂબેલા કર્ણનાં એવાં વચન સાંભળી શલ્ય તેને કહેવા લાગ્યો કે—જળે કરી વરૂણને કોણ હણે, કાષ્ટથી અગ્નિને કોણ નાશ કરે, વાયુને કોણ રોકે, તથા મહા સમુદ્રનું કોણ પાન કરી શકે ? માટે અર્જુન સાથે સંગ્રામમાં વિગ્રહ કરવો તે હું મુસ્કેલ માનું છું. યુદ્ધમાં ઇન્દ્ર સહિત દેવ તથા અસુરો પણ એને

જીતવા સમર્થ થઇ શકે તેમ નથી. વાણીથી ગમે તેમ કહી તું પરિતોષ લે છે પણ યુદ્ધ કરી તેને જીતવા તારાથી સમર્થ થવાશે નહિ, કોઈ બીજો મનોરથ કર. બે હાથેકરી જે પૃથ્વીનો ઉદ્ધાર કરે, ક્રોધાયમાન થઇ જે પ્રજાને બાળે અને જે સ્વર્ગમાંથી દેવતાઓને પાડે, તે સંગ્રામમાં અર્જુનને જીતે. તેમજ બીજા મેરૂ પર્વતની પેઠે ઉભેલા, શોભતા, અતિઉત્કૃષ્ટ કર્મ કરનાર કુંતિપુત્ર મહાબાહુ શૂરવીર ભીમસેનને લડતો જો. ક્રોધયુક્ત નિરંતર સજ્જ થએલો ઘણા કાળ સુધી કરેલા વૈરને યાદ કરતો જયને ઇચ્છતો પરાક્રમી ભીમસેન યુદ્ધવિષે ઉભેલો છે. શત્રુઓથી પરાભવ પામનાર નહિ અનેપરપુર જેતા એવા ધર્મરાજ યુધિષ્ઠિરને જો. પુરૂષમાં સિંહ રૂપ અશ્વિનીકુમાર જેવા યુદ્ધમાં દુર્જય બે ભાઇયો આ નકુલ તથા સહદેવ સંગ્રામવિષે ઉભા છે તે જો. યુદ્ધમાં અર્જુન જેવા, યુદ્ધની કામનાવાળા પાંચ પર્વતની પેઠે ઉભેલા આ પાંચ દ્રૌપદીના પુત્ર, ધૃષ્ટદ્યુમ્ન છે મુખ્ય જેમાં એવા સમૃદ્ધ સત્યથી જય પામનાર અત્યંત પરાક્રમી આ દ્રુપદપુત્ર સંગ્રામમાં શોભે છે. ઇન્દ્રની પેઠે અસહ્ય, યાદવોમાં શ્રેષ્ઠ, યુદ્ધ કરવા ઇચ્છતો ક્રુદ્ધ થએલા કાળ સરખો આ સાત્યકિ આપણી સામે આવે છે તે જો. પુરૂષમાં સિંહ રૂપ એવા તે બેઉ જણ એ રીતે પરસ્પર સંવાદ કરે છે એટલામાં તે બેઉ સેના ગંગા તથા યમુનાની પેઠે ભેટાભેટ થઇ ગઈ.

**इति संवदतोरेव तयोः पुरुषसिंहयोः ।**
**ते सेने समसज्जेत गंगायमुनावद्भृशं ॥**

**इतिश्री महाभारते कर्णपर्वणि कर्णशल्यसम्वादे गुर्जरभाषायां षट्चत्वारिंशो ऽध्यायः ॥ ४६ ॥**

---

## અધ્યાય ૪૭ મો. સંકુલ યુદ્ધ.

**धृतराष्ट्र उवाच—तथा व्यूढेष्वनीकेषु संसक्तेषु च संजय ।**
**संशप्तकान्कथं पार्थोगतः कर्णश्च पांडवान् ॥ १ ॥**

ધૃતરાષ્ટ્ર કહે છે—હે સંજય ! વ્યૂહરચના કરી ઉભેલાં સૈન્ય પરસ્પર મળી ગયા પછી અર્જુન સંશપ્તક તરફ કેમ ગયો અને કર્ણ, પાંડવો સામે કેમ ગયો તે તું કુશલ છે વાસ્તે વિસ્તારથી મને કહે, કારણ કે સંગ્રામમાં શૂરવીરોનાં પરાક્રમ સાંભળતાં હું તૃપ્ત થતો નથી. સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર ! સામે ઉભેલાં, શત્રુનાં મોટાં સૈન્યનો તિરસ્કાર કરી તમારા પુત્રના ખરાબ વિચારને લીધે અર્જુને પોતાના સૈન્યની વ્યૂહરચના કરી તે સમયે, ઘોડે-સ્વાર, હસ્તિ, પાયદળ તથા રથેકરી સંકુલ, ધૃષ્ટદ્યુમ્ન છે મુખ્ય જેમાં એવું વ્યૂહરચના કરેલું મોટું સૈન્ય શોભતું હતું. પક્ષી સમ વર્ણવાળા છે અશ્વ જેના, ચન્દ્ર તથા સૂર્યસમ કાંતિ-વાળો ધનુષ ધારણ કરેલો ધૃષ્ટદ્યુમ્ન શરીરવાન કાળ શોભે તેમ શોભતો હતો. પૃષતગોત્રમાં ઉત્પન્ન થએલા ધૃષ્ટદ્યુમ્નને દિવ્ય કવચ તથા આયુધ ધારણ કરેલા સિંહ સરખા પરાક્રમવાળા યુદ્ધ કરવા ઇચ્છતા, પ્રદીપ્ત છે શરીર જેનાં એવા દ્રૌપદીના પુત્ર પાછળ ચાલનાર સહિત તારાગણ જેમ ચન્દ્રની રક્ષા કરે તેમ તેની રક્ષા કરતા હતા. ત્યાર પછી સૈન્યો વ્યૂહરચના કરીને ઉભાં. તે સમયે, સંગ્રામમાં સંશપ્તકોને જોઈ ક્રુદ્ધ થએલો અર્જુન, ગાંડિવ નામનું પોતાનું ધનુષ ખેંચી તેમની સામે દોડ્યો. જય માટે કરેલો છે સંકલ્પ જેમણે એવા તેના વધને ઇચ્છતા સંશપ્તક મૃત્યુભય મૂકી અર્જુન સામે દોડ્યા. નર તથા અશ્વના ઓઘે કરી વ્યાપ્ત અને મત્ત

એવા નાગ તથા રથેકરી આકુલ, પાયદળ તથા શૂરવીરોના ઓઘવાળું સંશપ્તકોનું સૈન્ય તેજ વખતે અર્જુનને પીડવા લાગ્યું. અર્જુનનો તેમની સાથે અતિ ભયંકર સંગ્રામ થયો, જેવો નિવાતકવચ સાથે આગળ થયો હતો. અર્જુને રથ, અશ્વ, ધ્વજ, હસ્તિ, સંગ્રામમાં ઉભેલાં પાયદળ, ધનુષ, ખડગ ચક્ર, પરશુ, આયુધ સહિત ઉગામેલા બાહુ, વિવિધ પ્રકારના આયુધ તથા શત્રુઓનાં હજારો મસ્તક કાપી નાંખ્યાં. પાતાળના તલ જેવા તે સૈન્ય રૂપી મોટા આવર્તમાં ડૂબેલા રથને માની સંશપ્તકો પણ શબ્દ કરવા લાગ્યા. અર્જુન પણ શત્રુઓને હણી ક્રુદ્ધ થએલા રૂદ્ર જેમ પશુને હણે તેમ ઉત્તર, દક્ષિણ તથા પાછળથી તેમને હણવા લાગ્યો. હે મારિષ ! તે વખતે ચેદિ, પંચાલ તથા સૃંજયોનો તમારા તરફનાઓ સાથે અત્યંત દારૂણ એવો સંગ્રામ થયો. કૃપાચાર્ય, કૃતવર્મા, તથા સુબલપુત્ર શકુનિ રથ-સૈન્યને પ્રહાર કરનાર પ્રસન્ન છે સેના જેમની એવા સજ્જ થએલા તમારી તરફના યુદ્ધ-દુર્મદ યોદ્ધાઓ, કોસલ, કાશ્ય, મત્સ્ય, કારૂષ, કેકય, તથા શૂરવીરોમાં શ્રેષ્ઠ શૂરસેનો સાથે યુદ્ધ કરવા લાગ્યા. એ રીતે ક્ષત્રિય, વૈશ્ય તથા શૂદ્રમાં શૂરવીર એવા તેમનું દેહપાપ તથા પ્રાણનો નાશ કરે એવું સ્વર્ગ તથા યશને વધારનારૂં મોટું ધર્મયુદ્ધ ચાલ્યું. હે ભરતર્ષભ ! તે સમયે કુરૂકુળમાં અત્યંત શૂરવીર યોદ્ધાઓ તથા મદ્રદેશના મહારથિઓ રક્ષણ કરેલા ભાઇઓ સહિત કુરૂકુળમાં શૂરવીર દુર્યોધન રાજા, પાંડવ, પંચાલ, ચેદિ તથા સાત્યકિ સાથે યુદ્ધ કરતા અને વળી કર્ણનું રક્ષણ કરતા હતા. કર્ણ પણ, તીક્ષ્ણ બાણેકરી પાંડવની મોટી સેનાને હણી શ્રેષ્ઠ રથિઓને મર્દન કરી યુધિષ્ઠિરને પીડતો હતો. એ રીતે કર્ણ, વસ્ત્ર, આયુધ, દેહ તથા પ્રાણ વગરના હજારો શત્રુઓને સ્વર્ગમાં મોકલી પોતાના સૈન્યને હર્ષ પમાડતો હતો. હે મારિષ ! એ રીતે ગજ, વાજિ તથા નરનો છે ક્ષય જેમાં એવા કૌરવ તથા સૃંજયોનો દેવાસુર સંગ્રામ જેવો ભયંકર સંગ્રામ થવા માંડયો.

एवं मारिष संग्रामो नरवाजिगजक्षयः ।
कुरूणां सृंजयानां च देवासुर समो भवत् ॥

इतिश्री महाभारतेकर्णपर्वणिसंकुलयुद्धेगुर्जरभाषायां सप्तचत्वारिंशोऽध्यायः ॥४७॥

---

## અધ્યાય ૪૮ મો. સંકુલ યુદ્ધ—(ચાલુ).

धृतराष्ट्र उवाच—यत्त अविश्यपार्थानां सैन्यं कुर्वन् जनक्षयं ।
कर्णो राजानमभ्येत्यतन्ममाचक्ष्व संजय ॥ १ ॥

ધૃતરાષ્ટ્ર કહે છે—હે સંજય ! પાંડવના સૈન્યમાં પ્રવેશ કરી, રાજા પાસે જઈ કર્ણ મનુષ્યોનો ક્ષય કરવા લાગ્યો, તે સમયે પાંડવ તરફના કયા શૂરવીરોએ તેને વારી રાખ્યો. સંજય કહે છે કે હે ધૃતરાષ્ટ્ર ! અનેક મને પીડિત કરી અધિરથ પુત્ર કર્ણ, યુધિષ્ઠિરને પીડતો હતો. ધૃષ્ટદ્યુમ્ન છે મુખ્ય જેમાં એવા યુદ્ધ કરવા ઉભેલા પાંડવોને જોઇ, સૂર્યપુત્ર કર્ણ, તરતજ શત્રુને આકર્ષણ કરનારા પંચાલો સામે દોડયો. ઉતાવળથી સામે દોડી આવતા તેને જોઇ, જયશીલ પાંચાલો હંસો જેમ મહા સમુદ્ર તરફ જાય તેમ તે મહાત્મા સામે જવા લાગ્યા. તે વેળાએ બેઉ બાજુથી હૃદયને આનંદ આપનાર હજારો શંખનો શબ્દ, દારૂણ એવો ભેરીનો શબ્દ, હસ્તિ, અશ્વ તથા રથનો શબ્દ, તેમજ દારૂણ એવો શૂરવી-

રોનો સિંહનાદ થતો હતો. નાના પ્રકારના બાણુ પણુ પડતા હતા. પર્વત, દ્રુમ, તથા અર્ણુવ સહિત પૃથ્વી, વાયુ અને અંબુદ સહિત આકાશ, સૂર્ય, ચંદ્ર, ગ્રહ તથા નક્ષત્ર સહિત સ્વર્ગ એ બધાં વિઘૂર્ણિત થઇ જતાં હતાં. પ્રાણીગો પણુ તે શબ્દને ભૂત છે એમ જાણી વિસ્મય પામવા લાગ્યાં. જે થોડા પ્રાણુવાળાં પ્રાણીઓ હતાં તે તો એ શબ્દ સાંભળી મરણુને પ્રાપ્ત થયાં. તે સમયે અત્યંત ક્રોધાયમાન થએલો કર્ણુ, અસ્ત્રને તૈયાર કરી ઇન્દ્ર જેમ આસુરી સેનાને હણે તેમ પાંડવની સેનાને હણુવા લાગ્યો. એ રીતે બાણુને મૂકતા કર્ણે, પાંડવ સૈન્યમાં પ્રવેશ કરી અત્યંત શ્રેષ્ઠ એવા સત્યોતેર પ્રભદ્રકોને હણી, સુંદર પુંખવાળા બીજા પચ્ચીશ બાણે કરી પચ્ચીસ પંચાલોને મારી શૂરવીર એવો રથિમાં શ્રેષ્ઠ સુવર્ણના પુંખવાળા પર કાયાને વિદારણુ કરનાર નારાચ નામના બાણેકરી સેંકડો તથા હજારો ચેદિઓને હણુવા લાગ્યો. હે મહારાજ! તે રીતે સંગ્રામમાં પરાક્રમ કરતા તેને પંચાલોના રથ સમુદાયે ઘેરી લીધો. હે ભારત! શ્રેષ્ઠ એવા સૂર્યપુત્ર કર્ણે દુઃસહ એવા પાંચ બાણુ સાંધી ભાનુદેવ, ચિત્રસેન, સેનાબિંદુ, તપન, તથા શૂરસેન નામના પાંચ પાંચાલોને સંગ્રામમાં હણ્યા. કર્ણે બાણોએ કરી શૂરવીર પંચાલોને હણુવા માંડયા તે સમયે પંચાલોના મહા સંગ્રામમાં મોટો હાહાકાર થવા લાગ્યો. હે મહારાજ! વળી પંચાલોમાંના દસ રથિઓએ કર્ણુને ઘેરી લીધો તે સમે તેમને પણુ તેજ વખતે બાણોએ કરી કર્ણે હણ્યા. હે મારિષ! દુઃખે કરી કોઇથી જીતી શકાય નહીં એવા કર્ણુના પુત્ર સુષેણુ તથા સત્યસેન નામના તેના ચક્રરક્ષક, પ્રાણુનો ત્યાગ કરી સંગ્રામમાં યુદ્ધ કરવા લાગ્યા. વૃષસેન નામનો મહારથિ પોતે પાછળથી તેની રક્ષા કરતો હતો. ધૃષ્ટદ્યુમ્ન, સાત્યકિ, દ્રૌપદીના પુત્રો, ભીમસેન, જનમેજય, શિખંડી, અસંત શૂરવીર પ્રભદ્રકો, ચેદિ, કેકય, પંચાલ, નકુલ, સહદેવ, તથા મત્સ્ય, એટલા હણુવાને ઇચ્છતા પાંડવ તરફના મહારથિ યોદ્ધાઓ, પ્રહાર કરનાર રાધાપુત્ર કર્ણુ ઉપર વર્ષાઋતુમાં જેમ મેઘ પર્વત ઉપર વર્ષાદ નાખે તેમ વિવિધ પ્રકારનાં શસ્ત્ર તથા બાણુ ધારાઓનો વર્ષાદ કરવા લાગ્યા. હે રાજન! તે સમયે પિતાના રક્ષણુને ઇચ્છતા પ્રહાર કરનાર કર્ણુ પુત્રો તથા તમારી તરફના બીજા શૂરવીરો પાંડવ તરફના તે શૂરવીરોને વારતા હતા. તે વેળાએ સુષેણુ નામનો કર્ણુપુત્ર, ભલ્લ બાણેકરી ભીમસેનનું ધનુષ કાપી બીજા સાત બાણુથી હૃદયમાં તેને વિંધી ગર્જના કરવા લાગ્યો. ભયંકર પરાક્રમવાળા ભીમસેને પણુ, અત્યંત દૃઢ એવું બીજું ધનુષ લેઇ તેને સજ્જ કરી સુષેણુનું ધનુષ કાપી જાણે નૃત્ય કરતો હોય તેમ બીજા દશ બાણેકરી ક્રોધથી એને વિંધી તીક્ષ્ણુ એવા તોતેર બાણુથી કર્ણુને વિંધી બીજા દશ બાણુથી અશ્વ, સારથિ, આયુધ તથા ધ્વજ સહિત ભાનુસેન નામના કર્ણુપુત્રને તેના સંબંધિઓ જોતાં મારી નાખ્યો. તે સમયે ક્ષુરપ્ર નામના બાણુથી કપાયલું ચંદ્ર જેવું તેનું મુખ, નાળથી ભ્રષ્ટ થએલા કમળની પેઠે સુંદર છે દર્શન જેનું એવું દેખાતું હતું. એ રીતે કર્ણુના પુત્રને હણી ભીમસેને તમારી તરફનાઓને પીડિત કરી કૃપાચાર્ય તથા હાર્દિકયનાં ધનુષ કાપી તેમને પણુ દુઃખી કર્યા. ત્રણુ બાણુથી દુઃશાસનને તથા લોહમય છ બાણુથી શકુનિને વિંધી ઉલૂક તથા પતત્રિને વિરથ કરી સુષેણુને 'અરે તું હણાયો છે' એમ કહી બાણુ માર્યો. ભીમસેનના બાણુને કાપી કર્ણે ત્રણુ બાણુથી એને વિંધ્યો. તે સમયે વળી ભીમસેને પાચેલો એવો બીજો બાણુ લઇ સુષેણુ ઉપર નાખ્યો. તેને પણુ કર્ણે કાપી નાખ્યો. પુત્રના રક્ષણુને ઇચ્છતા કર્ણે ક્રૂર એવા તોતેર બાણેકરી ભીમસેનને મારવાની ઇચ્છાથી ખૂબ વિંધ્યો. સુષેણે ભાર સહન કરે એવું ઉત્તમ ધનુષ લઇ પાંચ બાણેકરી તરત નકુલને બે બાહુ તથા

વક્ષસ્થલમાં વિંધ્યો. બળવાન એવા નકુલે પણ ભાર સહન કરનાર દઢ એવા વીશ બાણેકરી તેને વિંધી સાને ભય ઉત્પન્ન થાય, તે રીતે સિંહનાદ કર્યો. હે મહારાજ ! મહારથિ સુષેણે પણ દસ બાણથી તેને વિંધી ક્ષુરપ્ર નામના બાણથી જલદી એનું ધનુષ કાપી નાખ્યું. તે સમયે ક્રોધથી મૂર્ચ્છિત થયેલા નકુલે બીજું ધનુષ ગ્રહણ કરી સંગ્રામના મધ્યમાં નવ બાણેકરી સુષેણને વારી રાખ્યો. શૂરવીરને હણનાર નકુલે હે રાજન ! બાણેકરી દિશાઓને ઢાંકી દેઇ એના સારથિને હણી તેમજ ત્રણ બાણથી સુષેણને વિંધી બીજા ભલ્લ નામના ત્રણ બાણેકરી એના અત્યંત દઢ એવા ધનુષના ત્રણ કડકા કરી નાંખ્યા. ક્રોધથી મૂર્ચ્છિત એવા સુષેણે પણ બીજું ધનુષ લેઈ સાઠ બાણથી નકુલને વિંધી, સાતથી સહદેવને વિંધ્યો. પરસ્પરના વધવાસ્તે બાણે કરીને હણતા બેઉ તરફના યોદ્ધાઓનું દેવાસુર સંગ્રામ જેવું અત્યંત ભયંકર યુદ્ધ થયું. સાત્યકિએ ત્રણ બાણે કરી વૃષસેનના સારથિને હણી ભલ્લ નામના બાણથી ધનુષ કાપી સાત બાણથી ઘોડાઓને મારી, એક બાણે ધ્વજાને મંથન કરી બીજા ત્રણ બાણે કરી હૃદયમાં તેને વિંધ્યો. પોતાના રથવિષે ગ્લાનિ યુક્ત થઇ પડી ગએલો મુહુર્તમાત્ર પછી તે પાછો ઉભો થઇ સાત્યકિને મારવાની ઇચ્છાથી હાથમાં ખડ્ગ તથા ઢાલ લઇ તેની સામે ધસ્યો. સામે આવતા વૃષસેનનાં ખડગ તથા ઢાલને સાત્યકિએ વારાહકર્ણ નામે દશ બાણે કરી પાડી નાંખ્યાં. તે સમયે દુઃશાસન, આયુધ તથા રથ વગરનો તેને જોઈ પોતાના રથમાં બેસાડી દુઃખથી આતુર એવા તેને રણભૂમિમાંથી બહાર લેઇ ગયો. હે વિશાંપતે ! મહારથી વૃષસેન બીજા રથમાં બેસી તોતેર બાણે દ્રૌપદીના પુત્રોને, પાંચે કરી સાત્યકિને, ચોસઠથી ભીમસેનને, પાંચથી સહદેવને, ત્રીસથી નકુલને, સાતે શતાનિકને, દશથી શિખંડિને તથા સો બાણથી ધર્મરાજને વિંધી, મોટા ધનુષવાળો તે કર્ણપુત્ર જયને ઇચ્છતા અત્યંત શૂરવીર પાંડવ તરફના બીજા યોદ્ધાઓને પીડવા લાગ્યો. યુદ્ધમાં ક્રોધથી સહન થઇ શકે નહિ એવો તે કર્ણના પૃષ્ટભાગની રક્ષા કરવા લાગ્યો. શિનિકુળમાં ઉત્પન્ન થએલા સાત્યકિએ લોહમય નવા નવ બાણે દુઃશાસનને સારથિ, રથ તથા અશ્વ વગરનો કરી બીજા ત્રણ બાણ તેના લલાટમાં માર્યાં. દુઃશાસન પણ વિધિથી રચેલા બીજા રથમાં બેસી કર્ણના સૈન્યપ્રત્યે આવી ફરીથી પાંડવો સાથે યુદ્ધ કરવા લાગ્યો. ધૃષ્ટદ્યુમ્ને દશથી, દ્રૌપદીના પુત્રોએ તેરથી, સાત્યકિએ સાતથી, ભીમસેને ચોસઠથી, સહદેવે સાતે નકુળે ત્રીશે શતાનિકે સાતે શિખંડિએ દશે તથા શૂરવીર એવા ધર્મરાજાએ સો બાણે કરી કર્ણને વિંધ્યો. તે સમયે હે રાજેંદ્ર ! એટલા એ અને અત્યંત શૂરવીર જયને ઇચ્છનાર પાંડવ તરફના બીજા યોદ્ધાઓ પણ મોટા ધનુષવાળા સૂતપુત્ર કર્ણને પીડવા લાગ્યા. રથમાં બેસી વિચરતા શત્રુને દમન કરનાર શૂરવીર સૂતપુત્ર કર્ણે દશ દશ બાણે કરી તે સર્વને વિંધ્યા. હે મહાભાગ ! તે સમયે મહાત્મા કર્ણનું અસ્ત્રવીર્ય તથા લાઘવ અમે જોયું, તે આશ્ચર્યકારક હતું. તે વખતે કર્ણને બાણ ગ્રહણ કરતાં, સાંધતાં તથા ક્રોધથી મૂકતાં અમે જોતા ન હતા. પણ કેવળ તેના બાણથી હણાયલા શત્રુનેજ જોતા હતા. કર્ણના નાખેલા તીક્ષ્ણ બાણે કરી સ્વર્ગ, આકાશ, પૃથ્વી તથા દિશાઓ પૂરાઈ જતી હતી, તે સ્થાનકમાંનું લાલ વાદળથી વીંટાયલા આકારવાળું આકાશ પણ શોભતું હતું. ધનુષ છે હાથમાં જેના એવો પ્રતાપવાન રાધાપુત્ર કર્ણ, જાણે નૃત્ય કરતો હોય નહિ તેની પેઠે જે પોતાને વિંધતા હતા તેમને ત્રણગણા બાણે કરી વિંધતો હતો. વળી કર્ણ હજાર બાણથી એ સર્વને વિંધી ગર્જના કરવા લાગ્યો. તે વખતે અશ્વ, સારથિ તથા રથસહિત તેના બાણથી ઢંકાઇ ગએલા તે,

તેને અવકાશ આપવા લાગ્યા. તે સમે શત્રુને આકર્ષણ કરનાર રાધાપુત્ર કર્ણ બાણના વર્ષાદથી મોટા ધનુષવાળા તેમને મંથન કરી ક્રોધથી બાધ કરી શકાય નહિ એવા હસ્તિસૈન્ય પ્રત્યે તીક્ષ્ણ બાણોએ સંગ્રામમાંથી પાછા હઠે નહિ એવા ચેદિઓના ત્રણસો રથિઓને હણી યુધિષ્ઠિર સામે જવા લાગ્યો. હે રાજન ! તે સમયે પાંડવ તથા સાત્યકિ સહિત શિખંડિ રાધાપુત્ર કર્ણથી રાજાની રક્ષા કરવા વાસ્તે ચોતરફથી તેને વીંટી લેતા હતા. તેમજ મોટા ધનુષવાળા સાવધાન થએલા તમારી તરફના સર્વ શૂરવીર, સંગ્રામમાં દુઃખેકરી ક્રોધથી વારી શકાય નહિ એવા કર્ણની ચોતરફથી રક્ષા કરતા હતા. હે વિશાંપતે ! તે વેળાએ ગર્જના કરતા શૂરવીરોના સિંહનાદ તથા નાના પ્રકારનાં વાજિંત્રોના શબ્દ થતા હતા. પછી યુધિષ્ઠિર છે મુખ્ય જેમાં એવા પાંડવ અને કર્ણ છે મુખ્ય જેમાં એવા બન્ને કૌરવ પાંડવ ભયરહિત થઇ પરસ્પર એક બીજાની સામે થવા લાગ્યા.

**ततः पुनः समाजग्मुरभीताः कुरुपांडवाः ।**
**युधिष्ठिरमुखाः पार्था सूतपुत्रमुखा वयं ॥**

**इतिश्री महाभारते कर्णपर्वणि संकुलयुद्धे गुर्जरभाषायां अष्टचत्वारिंशोऽध्यायः ॥ ४८ ॥**

---

## અધ્યાય ૪૯ મો. કર્ણ ને યુધિષ્ઠિર.

**संजय उवाच—विदार्य कर्णस्तांसेनां युधिष्ठिरमथाद्रवत् ।**
**रथहस्त्यश्वपत्तीनां सहस्रैः परिवारितः ॥ १ ॥**

સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર ! રથ, હસ્તિ, અશ્વ તથા હજારો પાયદળથી વિંટાયલો કર્ણ, તે સેનાને વિદારણ કરી યુધિષ્ઠિર સામે દોડયો તે વેળાએ શત્રુઓએ નાખેલા નાના પ્રકારના હજારો આયુધને કાપી, સેંકડો બાણથી ભયરહિત થઇ શત્રુઓને પણ વિંધી સૂતપુત્રે એમના મસ્તક, બાહુ તથા સાથળ કાપી નાંખ્યા. એ રીતે તેણે હણેલા રણભૂમિમાં પડતા તેમજ ઘવાયેલા બીજા સંગ્રામમાંથી ભાગવા લાગ્યા. વળી સાત્યકિએ પ્રેરેલા પાયદળ એવા દ્રાવિડ તથા નિષાદ રાજાઓ, સંગ્રામમાં કર્ણને મારવાની ઇચ્છાથી તેની સામે દોડયા. કર્ણના બાણે કરી બાહુ તથા સંગ્રામમાં પહેરવાની ટોપી વગરના થએલા, નાશ પામેલા તે, આગનું વન જેમ પડે તેમ એકજ વખતે યુદ્ધ ભૂમિમાં પડયા. એ રીતે સંગ્રામમાં કર્ણે હણેલા હજારો યોદ્ધાઓ યશ કરી દિશાઓને પૂરતા પૃથ્વીપર પડયા, તે સમયે સંગ્રામમાં ક્રોધાયમાન થએલા કાળની પેઠે વિચરતા સૂર્યપુત્ર કર્ણને મંત્ર તથા ઔષધ જેમ વ્યાધિને રૂંધે તેમ પાંડવ અને પંચાલોએ રૂંધ્યો. કર્ણ, તેમને મર્દન કરી, મંત્ર ઓષધિ તથા ક્રિયા વગરનો અતિ ઉલ્બણ વ્યાધિ જેમ જોર કરે તેમ જોરથી યુધિષ્ઠિર સામે દોડયો. તે સમયે રાજાના રક્ષણને ઇચ્છતા પાંડવ, પંચાલ તથા કેકયોએ રૂંધેલો તે, મૃત્યુ જેમ બ્રહ્મવેત્તાઓને અતિક્રમણ કરી શકે નહિં તેમ તેમને અતિક્રમણ કરી શકયો નહિં. તે વેળાએ ક્રોધથી અત્યંત લાલ છે નેત્ર જેનાં એવા યુધિષ્ઠિર રાજા શત્રુના શૂરવીરને હણનાર પોતા તરફના યોદ્ધાઓએ નિવારણ કરેલા અને પાસે ઉભેલા કર્ણપ્રત્યે કહેવા લાગ્યા કે, હે કર્ણ ! હે વૃથા દષ્ટિવાળા ! હે સૂતપુત્ર ! મારાં વચન સાંભળ. સંગ્રામવિષે

તું નિરંતર વેગવાન અર્જુન સાથે સ્પર્ધા કરે છે, તેમજ દુર્યોધનના પક્ષમાં રહી હમેશ અમને બાધ કરે છે માટે જે તારૂં બળ, પરાક્રમ તથા પાંડવપર જે દ્વેષ હોય તે બધું મોટાં પૌરૂષનો આશ્રય કરી આજ દેખાડ. આજ મોટા સંગ્રામમાં તારી યુદ્ધ કરવાની શ્રદ્ધાને હું દૂર કરીશ. હે મહારાજ ! એમ કહી પાંડુપુત્ર યુધિષ્ઠિરે સુવર્ણના પુંખવાળા લોહમય દશ બાણે કરી કર્ણને વિંધ્યો. હે ભારત ! મોટા ધનુષ્યવાળા શત્રુને દમન કરનાર સૂતપુત્ર કર્ણે પણ હસતો હોય નહિં તેની પેઠે વત્સદંત નામના બાણે કરી યુધિષ્ઠિરને વિંધ્યા. હે મારિષ ! સૂતપુત્ર કર્ણે વિંધેલા યુધિષ્ટિર તેનો તિરસ્કાર કરી હુતદ્રવ્યે કરી જેમ અગ્નિ પ્રજ્વલિત થાય તેમ ક્રોધથી જ્વાલાયમાન થયા. તે વેળાએ ક્રોધની જ્વાળાએ વ્યાપ્ત એવો રાજાનો દેહ, સર્વ બ્રહ્માંડને બાળવા ઇચ્છતા પ્રલય સમયના અગ્નિના બીજા દેહ સરખો દેખાતો હતો. યુધિષ્ઠિર રાજાએ સુવર્ણથી શોભતું મોટું ધનુષ સજ્જ કરી તે પ્રત્યે પર્વતને પણ વિદારણ કરે એવો તીક્ષ્ણ યમદંડ જેવો મોટો ઉત્કૃષ્ટ બાણ સાંધી સૂતપુત્ર કર્ણને મારવાની ઇચ્છાથી તેની ઉપર નાંખ્યો. એ રીતે વેગવાન રાજાએ મૂકેલો વજ્ર જેવો શબ્દ કરતો તે બાણ, મહારથી કર્ણના ડાબા પડખામાં આવી વાગ્યો. તે પ્રહારથી પીડિત થએલો વિખરાઇ ગયું છે શરીર જેનું એવો મહાબાહુ કર્ણ, મૂર્ચ્છિત થઇ ધનુષનો ત્યાગ કરી પ્રાણ રહિતની પેઠે તરત બેભાન થઇ રથમાં પડયો. શલ્યની સન્મુખ તે મૂર્ચ્છામાં પડી ગયો. તો પણ રાજાએ અર્જુનના હિતની ઇચ્છાએ ફરીથી તેની ઉપર ઘા કર્યો નહિ. અવસ્થાને પ્રાપ્ત થએલા કર્ણને જોઇ વિવર્ણ થઇ ગયાં છે મુખ જેનાં એવું દુર્યોધનનું મોટું સૈન્ય હાહાકાર કરવા લાગ્યું. હે મહારાજ ! રાજાનું પરાક્રમ જોઇ પાંડવની સેનામાં સિંહનાદ, ક્રીડા તથા કિલકિલ શબ્દ થવા લાગ્યા. મોટા પરાક્રમવાળા રાધાપુત્ર કર્ણે, થોડા વખતમાં સંજ્ઞા પામી રાજાનો નાશ કરવાનો મનમાં વિચાર કરી, સુવર્ણથી શોભતું જય અપનાર મોટું ધનુષ લેઇ ઘણા બળવાળા તીક્ષ્ણ બાણ પાંડુ-પુત્ર યુધિષ્ઠિર ઉપર નાખ્યા. તે સમયે સંગ્રામમાં ધર્મરાજ યુધિષ્ઠિરના રથની પાસે બેઉ બાજુ ચંદ્રમાની બે પડખે જેમ બે પુનર્વસુ નક્ષત્ર શોભે તેમ યોદ્ધાઓ શોભતા હતા. મહાત્મા રાજાના ચક્રરક્ષક તથા અત્યંત શૂરવીર પાંચાલ, ચંદ્રદેવ અને દંડધારને ક્ષુર નામના બે બાણેકરી કર્ણે હણ્યા. ફરીથી યુધિષ્ઠિરે પણ ત્રીશ બાણથી કર્ણને વિંધી, સુષેણ તથા સત્યસેનને ત્રણ ત્રણ બાણે કરી હણ્યા. વળી નેવુંથી શલ્યને, તોતેરથી કર્ણને વિંધી તેનું રક્ષણ કરનાર સુષેણ તથા સત્યસેનને ત્રણ ત્રણ બાણે કરી વિંધ્યા. તે જોઈ અધિરથપુત્ર કર્ણે હાસ્ય કરી ધનુષને હલાવી ભલ્લનામના બાણથી રાજાને ભેદી બીજા સાઠ બાણે વિંધી મોટો શબ્દ કર્યો. એટલામાં તેને સહન ન કરી શકતા પાંડવ તરફના અત્યંત શૂરવીર યોદ્ધાઓ, યુધિષ્ઠરના રક્ષણવાસ્તે કર્ણ સામે દોડી બાણેકરી તેને પીડવા લાગ્યા. તેમજ શૂરવીર સાત્યકિ, ચેકિતાન, યુયુત્સુ, પાંડ્ય, ધૃષ્ટદ્યુમ્ન, શિખંડિ, દ્રૌપદીના પુત્રો, પ્રભદ્રકો, નકુલ તથા સહદેવ, ભીમસેન, શિશુપાળનો પુત્ર, કારૂષ, બાકી રહેલા મત્સ્ય, કેકય, કાશી તથા કોસલ એટલા તે, વસુષેણને મારવા લાગ્યા. પાંચાલ એવો જનમેજય, વારાહકર્ણ, નારાચ, નાલીક, વત્સદંત, વિપાઠ, ક્ષુરપ્ર અને ચટકામુખ નામના તીક્ષ્ણ બાણ તથા ઉગ્ર એવાં નાના પ્રકારનાં બીજાં શસ્ત્રોએ કરી કર્ણને વિંધી રથ, હસ્તિ, અશ્વ તથા ઘોડેસ્વાર સહિત તેને મારવાની ઇચ્છાથી ચોતરફથી ઘેરી વળ્યા. એ રીતે શ્રેષ્ઠ પાંડવોએ ચોતરફથી ઘેરાયેલા કર્ણે બ્રહ્માસ્ત્ર સાંધ્યું, તેના બાણોએ દિશાઓ પૂરાઈ ગઇ. તે વખતે બાણરૂપી મોટી

જ્વાલાવાળો, વીર્યરૂપી છે ઉષ્મા જેની એવો સંગ્રામમાં વિચરતો કર્ણરૂપ અગ્નિ પાંડવરૂપી વનને બાળવા લાગ્યો. પછી મોટું છે ધનુષ તથા મન જેનું એવા કર્ણે મોટાં અસ્ત્ર સાંધી તથા હાસ્ય કરી યુધિષ્ઠિરનું ધનુષ કાપી, વળી નિમિષ માત્રમાં નત છે પર્વ જેનાં એવા નેવું બાણ સાંધી યુધિષ્ઠિરરાજાનું કવચ ભેદ્યું. સુવર્ણથી શોભતું અને રત્નથી વિચિત્ર પ્રકારનું તે, વિદ્યુત્સહિત સૂર્યના કિરણોથી મળેલું વાયુએ હણેલ વાદળ હોય તેમ શોભતું હતું. વળી યુધિષ્ઠિરના અંગમાંથી ભ્રષ્ટ થએલું વિચિત્ર પ્રકારનાં રત્નેકરી અલંકૃત તે કવચ રાતે વાદળવગરનું આકાશ શોભે તેમ શોભતું હતું. કર્ણના બાણથી કપાયું છે કવચ જેનું એવા રૂધિરથી વ્યાપ્ત યુધિષ્ઠિરે લોહમય શક્તિ અધિરથપુત્ર કર્ણઉપર નાખી. આકાશને પ્રજ્વલિત કરતી તે શક્તિને સાત બાણે કરી કર્ણે કાપી નાખી. એ રીતે મોટા ધનુષવાળા બાણોએ કરી કપાયલી તે પૃથ્વીપર પડતી હતી એટલામાં યુધિષ્ઠિરે કર્ણના બે બાહુ, લલાટ તથા હૃદયમાં ચાર ભાલાનો પ્રહાર કરી હર્ષથી મોટો શબ્દ કર્યો. શરીરમાં વ્યાપ્ત થયું છે રૂધિર જેને એવા સર્પની પેઠે શ્વાસોચ્છ્વાસ મૂકતા ક્રોધાયમાન કર્ણે, ભલ્લનામના બાણથી યુધિષ્ઠિરનો ધ્વજ કાપી ત્રણ બાણથી તેમને વીંધી, બે ભાથા કાપી રથના તિલતિલ જેવડા કડકા કરી નાખ્યા. કાળા છે વાળ જેમના એવા દાંતસરખા વર્ણવાળા ઘોડાઓ યુધિષ્ઠિરને વહન કરતા હતા. ઘોડા જોડેલા રથમાં બેસી કર્ણની સામે ઉભા રહેવાને અસમર્થ ખેદ-યુક્ત છે મન જેનું અને હણાયા છે પાર્શ્વવર્તી તથા સારથિ જેમના એવા યુધિષ્ઠિર ત્યાંથી જવા લાગ્યા. રાધાપુત્ર કર્ણ તેમની સામે દોડી, વજ્ર, છત્ર, અંકુશ, મત્સ્ય, ધ્વજ, કૂર્મ તથા અંબુજાદિક લક્ષણે કરી યુક્ત અને શ્વેત પોતાના હાથથી આત્માને પવિત્ર કરવા સારૂ પાંડુનંદન યુધિષ્ઠિરને ખભે સ્પર્શ કરી બલાત્કારથી તેમને પકડી લેવાની ઇચ્છા કરી. એટલામાં કુંતિના વાક્યનું સ્મરણ થયું. શલ્યે તેને કહ્યું કે હે કર્ણ ! ઉત્તમ એવા રાજાને તું પકડ માં, કેમકે પકડાતાં વાંત તે, તને હણી મને પણ ભસ્મ કરી નાખશે. હે રાજન ! તે સમયે પાંડુપુત્ર યુધિષ્ઠિરને જાણે નિંદતો હોય નહિ તેમ હાસ્ય કરી સૂર્યપુત્ર કર્ણ બોલ્યો કે—હે યુધિષ્ઠિર ! પ્રસિદ્ધ કુળમાં ઉત્પન્ન થઇ ક્ષત્રધર્મમાં રહેલો તું ભય પામી પ્રાણના રક્ષણવાસ્તે કેમ સંગ્રામનો ત્યાગ કરે છે ? તું વેદાધ્યયન તથા યજ્ઞના કર્મરૂપ બ્રાહ્મણના બળવિષે જોડાયલો છે પણ ક્ષત્રધર્મમાં કુશલ નથી. હે કુંતિપુત્ર ! તું યુદ્ધ કર માં અને શૂરવીરો સામે આવ પણ માં; તેમ શૂરવીરોપ્રત્યે અપ્રિય વચન પણ બોલ માં. મહા સંગ્રામમાં જા માં, તેમજ હે મારિષ ! બીજા સામે બોલવું પણ મારા સરખા સાથે સંગ્રામમાં ભાષણ કરવું નહિ કારણકે, યુદ્ધમાં મારા જેવા સાથે ભાષણ કરીશ તો આપત તથા બીજા પણ ફળને પ્રાપ્ત થઈશ. હે કુંતિના પુત્ર ! જ્યાં કેશવ તથા અર્જુન છે ત્યાં જા. હે રાજન ! સંગ્રામમાં ક્યારે પણ કર્ણ તને મારનાર નથી એમ કહી યુધિષ્ઠિરને છોડી દેઇ મહા બળવાન કર્ણ, ઇન્દ્ર જેમ આસુરી સેનાને હણે તેમ પાંડવની સેનાને હણવા લાગ્યો. હે રાજન ! તે વખતે યુધિષ્ઠિર રાજા લજાતા હોય તેમ સંગ્રામમાંથી બહાર નિકળવા લાગ્યા. કોઇ દિવસ સંગ્રામમાંથી ખસે નહિ એવા રાજાને એ રીતે જતા જોઇ ચેદિ, પાંડવ, પંચાલ, મહારથી સાત્યકિ, શૂરવીર એવા દ્રૌપદીના પુત્ર, તથા પાંડુપુત્ર નકુલ અને સહદેવ, એ સર્વ તેમની પાછળ જવા લાગ્યા. એવી રીતે વિમુખ થએલા યુધિષ્ઠિરના સૈન્યને જોઇ અત્યંત પ્રસન્ન થએલો શૂરવીર કર્ણ, કૌરવ સહિત, તેમની પાછળ જવા લાગ્યો, તે વેળાએ કૌરવના સૈન્યમાં ભેરી, શંખ, મૃદંગ તથા ધનુષનો શબ્દ અને શૂરવીરોના સિંહનાદ થવા

લાગ્યા. હે કૌરવ ! હે મહારાજ ! ધર્મરાજ યુધિષ્ઠિર પણ રથમાં બેસી દાનશીલ એવા કર્ણનું પરાક્રમ તથા તેણે નાશ પમાડેલા પોતાના સૈન્યને જોઇ પોતા તરફના યોદ્ધાઓ પ્રત્યે ક્રોધથી આવી રીતે કહેવા લાગ્યા કે, શું બેઠા છો ? આમને મારો. રાજાની આજ્ઞા સાંભળી પાંડવોમાંના ભીમસેન છે મુખ્ય જેમાં એવા સર્વ મહારથિઓ તમારા પુત્રો સામે દોડ્યા. તે સમયે હે ભારત ! રથ, હસ્તિ અશ્વ, પાયદળ, શસ્ત્ર તથા યોદ્ધાઓનો તે તે ઠેકાણેથી ભયંકર શબ્દ થતો હતો. અનેક ભાથાઓથી 'પ્રહાર કરો, સન્મુખ દોડો,' એ રીતે બોલતા શૂરવીર યોદ્ધાઓ તે મહા સંગ્રામમાં એક બીજાને હણવા લાગ્યા. એ રીતે પરસ્પર હણાતા શ્રેષ્ઠ પુરૂષોના નાખેલા બાણની વૃષ્ટિએ કરી આકાશમાં અભ્રચ્છાયા જેવી છાયા થઇ ગઇ. ત્રાસ પામ્યા છે પતાકા, ધ્વજ, છત્ર, અશ્વ, સારથિ તથા આયુધ જેમનાં એવા અંગ તથા અવયવ રહિત ક્ષીણ થએલા રાજાઓ પૃથ્વી ઉપર પડતા હતા. પર્વતોના અગ્રભાગમાંથી પડતા શિખરોની પેઠે અને વજ્રથી ભેદાયલા પર્વતોની પેઠે હણાયલા માવત સહિત હસ્તિઓ રણભૂમિપર પડતા હતા. છિન્નભિન્ન તથા અવળાં થઈ ગયાં છે વસ્ત્ર, અલંકાર તથા ભૂષણ જેમનાં, સ્વાર સહિત હણાયા છે શૂરવીર જેમના એવા હજારો ઘોડાઓ તથા કપાઇ ગયાં છે આયુધ જેમનાં એવા રથિઓએ હણેલા વિરથ એવા હજારો પાયદળના સંઘ તે મોટા યુદ્ધવિષે પડતા હતા. તે વેળાએ વિશાળ અને દીર્ઘ તથા તામ્ર જેવાં છે નેત્ર જેમાં એવાં કમળ તથા ચંદ્ર સમાન મુખવાળાં શૂરવીરોનાં મસ્તકોએ ફરી ચોતરફથી રણભૂમિ ઢંકાઈ ગઇ હતી. તે સમયે રણભૂમિમાં જેવો શબ્દ થતો હતો તેવોજ આકાશમાં પણ વિમાનારૂઢ અપ્સરાના સંઘોએ કરેલો ગીત તથા વાદિત્રોનો શબ્દ થતો હતો. શૂરવીરોએ હણેલા સન્મુખ આવી હણાયેલા સેંકડો તથા હજારો શૂરવીરોને અપ્સરાઓના ગણ વિમાનમાં બેસાડી બેસાડી સ્વર્ગમાં લઇ જતા હતા. તે મોટું આશ્ચર્ય પ્રત્યક્ષ જોઈ અસંત પ્રસન્ન છે મન જેમનું એવા શૂરવીર, સ્વર્ગને પામવાની ઇચ્છાથી એક બીજાને પરસ્પર હણતા હતા. સંગ્રામમાં રથિઓ રથિઓ સાથે, પાયદળ પાયદળ સાથે, હસ્તિઓ હસ્તિઓ સાથે અને ઘોડાઓ ઘોડાઓ સાથે વિચિત્ર પ્રકારનું યુદ્ધ કરતા હતા. હસ્તિ, અશ્વ તથા નરનો છે ક્ષય જેમાં એવા સંગ્રામમાં સૈન્યની રજ ઉડવાથી પોતાના પોતાનાઓને અને પારકા પારકાઓને હણતા હતા, તે વેળાએ ક્યાકચિ, દંતાદંતિ, નખાનખિ તથા દેહપાપ અને પ્રાણને નાશ કરે એવું મુષ્ઠિયુદ્ધ પણ થયું હતું. નર, અશ્વ તથા હસ્તિના દેહમાંથી પડેલા રૂધિરની મનુષ્યના દેહને વહન કરનારી મહા ભયંકર, માંસરૂપી છે ગારો જેમાં, ભીરૂ પુરૂષને ભય આપનારી રક્તની નદી પ્રવર્તમાન થઈ હતી. કેટલાક જયને ઇચ્છનારા પુરૂષ તે નદીના અપાર એવા પારને પામતા હતા અને હે ભરતર્ષભ ! કેટલાક તો ઊંચી જગાએ કૂદી કેટલેક ઠેકાણે માંહી ડૂબી પાછા નીકળી તેને તરી જતા હતા. વળી રૂધિરથી લીંપાઇ ગયેલા અંગવાળા, અને લાલ થઈ ગયાં છે કવચ, આયુધ તથા વસ્ત્ર જેમનાં એવા કેટલાક તે નદીમાં સ્નાન તથા પાન કરતા ગ્લાનિ પામતા હતા. તેમજ બહુધા હણવા માંડેલા તથા હણાયલા રથ, અશ્વ, નર, હસ્તિ, આયુધ, આભરણ, વસ્ત્ર, કવચ, તે સ્થાનકની પૃથ્વી, આકાશ તથા દિશાઓ એ સર્વને લાલ વર્ણવાળાં અમે જોતા હતા. હે ભારત ! ગતિ કરતા તે રૂધિરનો શબ્દ, ગંધ સ્પર્શ ને રસ એવા રૂપે કરી સૈન્યને ખેદ ઉત્પન્ન કરતો હતો. એ રીતે હણાયલા સૈન્યને જોઇ ભીમસેન તથા સાત્યકિ છે મુખ્ય જેમાં એવા પાંડવ તરફના યોદ્ધાઓ વળી

તમારા પુત્રના સૈન્ય સામે દોડયા. તે સમયે હે રાજન ! સામે આવતા તે યોદ્ધાઓના સહન થઇ શકે નહિ એવા વેગને જોઇ વિખરાઇ ગયેલા નર, અશ્વ, રથ, અને હસ્તિએ કરી સંકુલ તથા નાશ પામ્યાં છે કવચ આયુધ અને ધનુષ જેમનાં એવું વિમુખ થએલું પાંડવોએ ચોતરફથી પીડા પમાડેલું તમારા પુત્રોનું મોટું સૈન્ય, અરણ્યમાં સિંહે પીડિત કરેલુ હસ્તિ વૃંદ ભાગે તેમ ભાગવા લાગ્યું.

**व्यद्रवत्तावकं सैन्यं लोडयमानं समेततः ।**

**सिंहार्दितमिवारण्ये यथा गजकुलं तथा ॥**

इतिश्री महाभारते कर्णपर्वणि संकुलयुद्धे गुर्जरभाषायां ऊनपंचाशतमोऽध्यायः ॥ ४८ ॥

---

## અધ્યાય ૫૦ મો. ભીમે કર્ણને મૂર્છિત કર્યો.

**संजय उवाच—तानभिद्रवतो दृष्ट्वा पांडवास्तावकं बलं ।**

**दुर्योधनो महाराज वारयामास सर्वशः ॥१॥**

સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર ! હે ભરતર્ષભ ! તમારા સૈન્ય સામે આવતા પાંડવોને જોઇ દુર્યોધને ચોતરફથી તેમને વારી રાખી સૈન્ય તથા યોદ્ધાઓને ઉભા રાખ્યા. તોપણ તેઓ પાછા ફર્યા નહિ. તે સમયે પક્ષ, પ્રપક્ષ તથા સુબલાપુત્ર શકુનિ અને શસ્ત્ર સહિત બીજા કારવ, સંગ્રામમાં ભીમસેન સામે દોડ્યા. કર્ણે પણ દોડ્યા જતા રાજા સહિત ધૃતરાષ્ટ્રના પુત્રોને જોઇ શલ્યને કહ્યું કે ભીમસેનના રથ તરફ ચાલ. કર્ણનાં વચન સાંભળી મદ્રદેશના અધિપતિ શલ્યે હંસ જેવા વર્ણવાળા ઉત્તમ ઘોડાઓને જ્યાં ભીમસેન હતો ત્યાં હાંકયા. હે મહારાજ ! સંગ્રામમાં શોભતા શલ્યે પ્રેરણા કરેલા અશ્વ, ભીમસેનના રથ પ્રત્યે પહોંચ્યા. હે ભરતર્ષભ ! સામે આવતા કર્ણને જોઇ ક્રોધયુક્ત ભીમસેને કર્ણનો નાશ કરવાની મતિ કરી. શૂરવીર સાત્યકિ તથા પાર્ષત એવા ધૃષ્ટદ્યુમ્નને કહ્યું કે હે પાર્ષત ! કોઈ રીતે મારા જોતાં મોટા સંશયથી મુક્ત થએલા મહાત્મા યુધિષ્ઠિર રાજાની તમે રક્ષા કરો, કેમકે દુર્યોધનનું પ્રિય કરવા સારુ દુર્બુદ્ધિવાળા રાધાપુત્ર કર્ણે, મેં આગળ કરેલા રાજાના સર્વ પરિકર જનને હણ્યા છે, માટે સંગ્રામમાં આજ અત્યંત દુઃખના અંતને હું પામીશ અથવા તે મને મારશે, એ હું સત્ય કહું છું. તમારે શિર રાખેલા રાજાના રક્ષણ માટે તમે સર્વ, સંતાપ રહિત થઇ યત્ન કરજો. એમ કહી મહાબાહુ ભીમસેન, મોટો સિંહનાદ કરી સર્વ દિશાઓને શબ્દાયમાન કરતો અધિરથ પુત્ર કર્ણ સામે ગયો. યુદ્ધથી આનંદ આપનાર ભીમસેનને જોઇ સમર્થ એવા મદ્રદેશના અધિપતિ શલ્યે સૂતપુત્ર કર્ણને કહ્યું કે, હે કર્ણ ! ઘણા કાલથી એકઠા થયેલા ક્રોધને તારાપર જરૂર કરીને મૂકવાની કામનાવાળા અત્યંત ક્રોધાયમાન થએલા મહાબાહુ પાંડુપુત્ર ભીમસેનને જો. હે કર્ણ ! અભિમન્યુ તથા રાક્ષસ ઘટોત્કચ હણાયો તે વેળાએ પણ આવું રૂપ પૂર્વે મેં જોયું ન હતું. પ્રલય સમયના અગ્નિ જેવું રૂપ ધારણ કરનાર ક્રોધથી સમસ્ત ત્રૈલોક્યને નિવારણ કરવામાં સમર્થ થઇ શકે એવો એ સમર્થ છે. સંજય કહે છે–હે નૃપ ! મદ્રદેશના અધિપતિ શલ્યે રાધાપુત્ર કર્ણને આમ કહ્યું તેટલામાં ક્રોધેકરી પ્રદીપ્ત ભીમસેન સૂર્યપુત્ર કર્ણ સામો આવી ઉભો રહ્યો. તે સમયે યુદ્ધમાં આનંદ પામનાર સામે આવી ઉભેલા ભીમસેનને જોઇ રાધાપુત્ર કર્ણ હસતો હોય

નહિ તેની પેઠે શલ્યને કહેવા લાગ્યો કે હે મદ્રદેશના રાજા! હે સમર્થ! ભીમસેન માટે જે વચન આજ તેં મને કહ્યું તે સત્ય છે, એમાં સંશય નથી. હું સર્વ રીતે એના પરાક્રમને જાણું છું. શૂરવીર, ક્રોધી, શરીરવિષે અપેક્ષારહિત, પ્રાણ તથા બળેકરી અધિક એવા વિરાટ નગરમાં અજ્ઞાતવાસ વસતા એણે દ્રૌપદીના પ્રિયવાસ્તે કેવળ પોતાના બાહુના આશ્રયથી ગૂઢભાવનો આશ્રય કરી ગણસહિત કીચકને કચરી નાંખ્યો હતો. ક્રોધથી મૂર્ચ્છિત, ઉગામેલા દંડવાળો કાળજેવા સંગ્રામના મસ્તકાવષે સન્નદ્ધ થએલો સામે આવેલા કાળસાથે પણ યુદ્ધ કરવા જાય એમાં સંશય નહિ, તથાપિ મારે તો ઘણા કાળથી આ મનોરથ અભિલષિત છે જે કાં તો અર્જુનને સંગ્રામમાં હું મારૂં અથવા કાંતો મને તે મારે. ભીમસેનના સમાગમથી તેને હું હણું વા વિરથ કરૂં તે જોઇ અર્જુન મારી સામે આવે તો મારૂં સારૂં થાય. એ વિષે જે યોગ્ય તું માનતો હોય તે જલદી કર. ઘણા તેજવાળા રાધાપુત્ર કર્ણનાં એવાં વચન સાંભળી શલ્યે કહ્યું કે—હે મહાબાહો! મહા બળવાન ભીમસેન સામે જઇ તેને પરાભવ પમાડી પછી તું અર્જુનને મેળવીશ. ઘણા કાળથી હૃદ્ગત એવો તારો અભિલષિત કામ પરિપૂર્ણ થશે એ હું તને સત્ય કહું છું. એવાં શલ્યનાં વચન સાંભળી વળી કર્ણે તેને કહ્યું કે સંગ્રામમાં હું અર્જુનને હણીશ, વા તે મને હણશે માટે યુદ્ધમાં મન રાખી જ્યાં ભીમસેન છે ત્યાં ચાલ. સંજય કહે છે કે હે વિશાંપતે! કર્ણનાં વચન સાંભળી જ્યાં મોટા ધનુષવાળો ભીમસેન, સેનાને નસાડતો હતો ત્યાં શલ્ય કર્ણનો રથ લઇ ગયો. તે સમયે હે રાજેંદ્ર! ભીમસેન તથા કર્ણ મળતાં તીરી તથા ભેરીના મોટા શબ્દ થયા. તે વેળાએ અત્યંત ક્રુદ્ધ થએલો બળવાન ભીમસેન કોઇથી સહન થાય નહિ એવા તેના સૈન્યને નિર્મલ તીક્ષ્ણ નારાચ નામના બાણે કરી નસાડવા લાગ્યો. હે વિશાંપતે! હે મહારાજ! કર્ણ તથા પાંડુપુત્ર ભીમસેનના તે સંગ્રામમાં ઘોર છે રૂપ જેનું એવો ભયંકર સન્નિપાત થઈ રહ્યો. હે રાજેંદ્ર! ત્યાર પછી મુહૂર્ત માત્રમાં પાંડુપુત્ર ભીમસેન કર્ણ સામે દોડયો. સામે આવતા તેને જોઇ સૂર્યપુત્ર કર્ણે અત્યંત ક્રોધથી નારાચ નામના બાણે કરી છાતીમાં તેને વિંધ્યો. વળી ઘણા બળવાળા તેણે તેની ઉપર બાણનો વર્ષાદ કર્યો. એ રીતે સૂતપુત્ર કર્ણે વિંધેલા ભીમસેને બાણોથી કર્ણને ઢાંકી દેઈ નત છે પર્વ જેનાં એવા નવ બાણે કરી વળી તેને વિંધ્યો. કર્ણે પણ બાણોએ કરી ભીમસેનના ધનુષના મધ્યભાગમાંથી બે કડકા કરી નાંખ્યા. ધનુષવાળા એને પણ સર્વ આવરણ ભેદનાર અત્યંત તીક્ષ્ણ નારાચ નામના બાણે કરી છાતીમાં વિંધ્યો. હે રાજન! મર્મજ્ઞ એવા ભીમસેને પણ બીજું ધનુષ ગ્રહણ કરી સૂતપુત્ર કર્ણને તીક્ષ્ણ બાણોએ કરી મર્મ સ્થાનમાં વિંધી પૃથ્વીને કંપાવતો હોય તેમ અત્યંત મોટો શબ્દ કર્યો. કર્ણે મદોન્મત્ત હસ્તિને જેમ ઊંબાડીઆથી ભેદે તેમ મદોત્કટ એવા ભીમસેનને નારાચ નામના વીશ બાણે ભેદ્યો, તે વેળાએ કર્ણના બાણથી ભેદાયાં છે અંગ જેનાં એવા અમર્ષથી તામ્રા જેવા નેત્રવાળાને ક્રોધથી મૂર્ચ્છિત થએલા પાંડુપુત્ર ભીમસેને, સૂતપુત્ર કર્ણને મારવાની ઇચ્છાથી ધનુષપર મોટા વેગવાળો ભાર સહન કરનાર તથા પર્વતને પણ ભેદનાર એવો ઉત્તમ બાણ સાંધી કાનપર્યંત પણછ ખેંચી કર્ણ ઉપર મૂકયો. બળવાને મૂકેલા સણસણાટ શબ્દવાળા તે બાણે, વજ્ર જેમ પર્વતને વિદારણ કરે તેમ કર્ણને વિદારણ કર્યો. હે કુરૂદ્વહ! એ રીતે ભીમસેને હણેલો સેનાપતિ સૂતપુત્ર કર્ણ, બેભાન થઇ રથ ઉપર બેસવાના સ્થાનક પાસે પડી ગયો. મદ્રનો અધિપતિ શલ્ય સંજ્ઞા રહિત થએલા સૂતપુત્ર કર્ણને જોઈ સંગ્રામવિષે શોભતા તેને બહાર લેઇ ગયો એ

રીતે કર્ણ પરાજય પામ્યો તેને જોઇ ઇન્દ્રે જેમ પૂર્વે દૈત્યોને નસાડયા હતા તેમ ભીમસેન તમારા પુત્રોની મોટી સેનાને નસાડવા લાગ્યો.

ततः पराजिते कर्णे धार्तराष्ट्रीं महाचमूं ।
व्यद्रावद्भीमसेनो यथेंद्रो दानवान् पुरा ॥

इतिश्री महाभारते कर्णपर्वणि कर्णापयाने गुर्जरभाषायां पंचाशत्तमोऽध्यायः ॥ ५० ॥

---

## અધ્યાય ૫૧ મો. ભીમનો ભયંકર સંહાર.

धृतराष्ट्र उवाच—सुदुष्करमिदं कर्मकृतं भीमेन संजय ।
येन कर्णो महाबाहुरथोपस्थे निपातितः ॥ १ ॥

ધૃતરાષ્ટ્ર કહે છે—હે સંજય ! ભીમસેને મહાબાહુ કર્ણને રથમાં બેસવાના સ્થાનક ઉપર મૂર્ચ્છિત કર્યો તે દુષ્કર કર્મ કર્યું, કેમકે વારંવાર દુર્યોધન મને આવી રીતે કહેતો હતો કે એકલો કર્ણ, સંજય સહિત પાંડવોને હણશે. સંગ્રામમાં ભીમસેને પરાજય પમાડેલા રાધાપુત્ર કર્ણને જોઈ દુર્યોધને શું કર્યું તે મને કહે ? સંજય કહે છે કે, હે મહારાજ ! તે મહા સંગ્રામમાં વિમુખ થએલા રાધાપુત્ર કર્ણને જોઈ તમારા પુત્ર દુર્યોધને પોતાના ભાઇઓને કહ્યું કે હે બંધુઓ ! તમારૂ કલ્યાણ થાઓ અને તમે ભીમસેનના ભયે અગાધ એવા દુઃખસમુદ્રમાં ડુબતા રાધાપુત્ર કર્ણની સત્વર તેની પાસે જઇ રક્ષા કરો. તેની આજ્ઞાનો સ્વીકાર કરી ભીમસેનને મારવાની છે ઇચ્છા જેમને એવા ક્રુદ્ધ થએલા શ્રુતર્વા, દુર્ધર, ક્રાથ, વિવિત્સુ, વિકટ, સમ, નિષંગી, કવચી, પાશી, નંદ, ઉપનંદ, દુષ્પ્રધર્ષ, સુબાહુ, વાતવેગ, સુવર્ચા, ધનુર્ગ્રાહ, દુર્મદ, જલસંધ, શલ તથા સહ, મહા બળવાન પરાક્રમી રથિઓએ વિંટાયલા પતંગ નામના જંતુઓ જેમ અગ્નિ સામે જાય તેમ ભીમસેન સામે જઈ ચોતરફથી તેને ઘેરી નાના પ્રકારના બાણુ મૂકવા લાગ્યા. એ રીતે તેઓએ પીડિત કરેલા મહા બળવાન ભીમસેને, સામે આવતા તમારા પુત્રો તરફના સો રથિઓને હણ્યા. ક્રોધ પામેલા તેણે ભલ્લ નામના બાણે વિવિત્સુનું નાક કાપી નાંખ્યું. તે સમયે કુંડળ તથા સંગ્રામમાં પેરવાની ટોપી સહિત પૂર્ણ ચંદ્ર જેવું તે મસ્તક પૃથ્વી ઉપર પડયું. હે પ્રભો ! હણાયેલા વિવિત્સુને જોઇ તેના સર્વ ભાઇઓ, ભયંકર છે પરાક્રમ જેનું એવા ભીમસેન સામે દોડયા, એટલામાં ભયંકર પરાક્રમવાળા ભીમસેને બીજા ભલ્લ નામના બે બાણોએ મહા સંગ્રામમાં વિકટ તથા સહ નામના તમારા બે પુત્રોના પ્રાણ લીધા. તે સમયે દેવ પુત્રની જેમને ઉપમા અપાય એવા તે બેઉ વાયુએ હણેલા બે વૃક્ષ જેમ ભૂમિપર પડે તેમ પૃથ્વીપર પડયા. ભીમસેને ઉતાવળે અત્યંત તીક્ષ્ણ એવા નારાચ નામના બાણેકરી ક્રાથ નામના તમારા પુત્રને પણ યમલોક પ્રત્યે મોકલી દીધો. તે વખતે હણાયેલો તે પૃથ્વીપર પડયો. હે મહારાજ ! એ રીતે ધનુષ ધરનાર શૂરવીર તમારા પુત્ર હણાવા લાગ્યા તે જોઈ તમારા સૈન્યમાં તીવ્ર હાહાકાર થઇ રહ્યો. સૈન્યમાં ભંગાણ પડવાથી મહા બળવાન ભીમ-

સેને નંદ તથા ઉપનંદ નામના તમારા પુત્રોને પણ યમના દ્વાર પ્રત્યે મોકલી દીધા. તે વેળાએ કાળ, અંતક તથા યમની જેને ઉપમા અપાય એવા ભીમસેનને સંગ્રામમાં જોઈ ભયભીત થએલા અને વિહ્વળ એવા તમારા બાકીના પુત્રો ત્યાંથી પલાયન કરી ગયા. હણાયલા તમારા પુત્રોને જોઇ અસંત ખેદયુક્ત છે મન જેનું એવા સૂતપુત્ર કર્ણે હંસ જેવા વર્ણ-વાળા ઘોડાઓને જ્યાં પાંડુપુત્ર ભીમસેન હતો તે બાજુએ ચલાવરાવ્યા. હે મહારાજ! મદ્રરાજે ચલાવેલા તે અશ્વો વેગે કરી ભીમસેનના રથ પાસે કર્ણને લઇ ગયા. હે મહારાજ! હે વિશાંપતે! કર્ણ તથા પાંડુપુત્ર ભીમસેનના સંગ્રામમાં રૌદ્ર એવો મહા ભયંકર સન્નિપાત થયો. હે મહારાજ! સામ સામે આવેલા તે બેઉ મહારથિઓને જોઇ 'આજ આ યુદ્ધ કેવી રીતનું થશે' એમ મારી બુદ્ધિમાં ભ્રમ થયો. એટલામાં તો હે મહારાજ! સંગ્રામમાં શ્લાઘા કરવા લાયક ભીમસેને તમારા પુત્રોની સંમુખ બાણોએ કરી કર્ણને આચ્છાદન કરી દીધો. પરમાસ્ત્ર જાણનાર અત્યંત ક્રુદ્ધ થએલા કર્ણે પણ, સન્નત છે પર્વ જેમનાં એવા ભલ્લ નામના લોહમય નવ બાણે કરી ભીમસેનને વિંધ્યો. કર્ણે વિંધેલા ભયંકર પરાક્રમ-વાળા મહાબાહુ ભીમસેને, કાનપર્યંત ધનુષ ખેંચી, સાત બાણે કરી કર્ણને વિંધ્યો. હે મહારાજ! પછી સર્પની પેઠે શ્વાસોચ્છ્વાસ લેતા કર્ણે મોટા બાણના વર્ષાદથી પાંડુપુત્ર ભીમ-સેનને ઢાંકી દીધો. મહા બળવાન ભીમસેને પણ સર્વ કૌરવો જોતાં બાણના સમુદાયથી તેને આચ્છાદન કરી મોટો શબ્દ કર્યો. અત્યંત ક્રુદ્ધ થએલા કર્ણે દૃઢ એવું ધનુષ લઇ, ગૃધ્રના પીંછ બાંધેલા શિલા ઉપર તીક્ષ્ણ કરેલા દશ બાણ ભીમસેન ઉપર નાંખી, તે બાણથી તેને વિંધી, તીક્ષ્ણ એવા ભલ્લ નામના બાણથી તેનું ધનુષ પણ કાપી નાખ્યું. તે વેળાએ અતિ બળવાન મહાબાહુ ભીમસેને પણ સુવર્ણમય પટ્ટથી શોભતું બીજા મૃત્યુદંડ જેવું ભયંકર ભાલું લઇ જોરથી કર્ણ ઉપર ફેંકી મોટો શબ્દ કર્યો. વજ્ર જેવા શબ્દવાળા સામે આવતા તે ભાલાને સર્પ જેવા બાણે કરી કર્ણે બહુ પ્રકારથી કાપી નાખ્યું. તે સમયે ભીમસેને અત્યંત દૃઢ એવું ધનુષ ગ્રહણ કરી બાણોથી શત્રુ સૈન્યને પીડિત કરનાર કર્ણને આચ્છાદન કરી દીધો. ત્યાર પછી પરસ્પર વધને ઇચ્છતા કર્ણ તથા ભીમસેનનું વિષ્ણુ તથા ઈન્દ્રના જેવું ભયંકર યુદ્ધ થયું. હે મહારાજ! કર્ણે દૃઢ ધનુષ કાનના મૂળ પર્યંત ખેંચી ત્રણ બાણે ભીમસેનને વિંધ્યો. કર્ણે વિંધેલા મોટા ધનુષવાળા બળવાનમાં શ્રેષ્ઠ ભીમસેને કર્ણની કાયાને વિદારણ કરે એવો ભયંકર બાણ લઇ જોરથી તેની ઉપર નાંખ્યો. તે બાણ તેનું કવચ તથા કાયા ભેદી સર્પ જેમ રાફડામાં પેસે તેમ ધરણીમાં પેસી ગયો. અતિ પ્રહારે કરી વ્યથિત થએલો કર્ણ, જાણે વિહ્વલ થતો હોય નહિ તેમ પૃથ્વીનો કંપ થવાથી જેમ પર્વત ચલાયમાન થાય તેમ રથમાં અતિ ચલાયમાન થયો. હે મહારાજ! તે વેળાએ રોષ તથા આમર્ષ યુક્ત કર્ણે નારાચ નામના ઘણાક બાણ ભીમસેન ઉપર નાંખી એક બાણથી તેના ધ્વજા કાપી ભલ્લ નામના બીજા બાણથી એના સારથિને પણ મૃત્યુલોક પ્રત્યે મોકલી દેઇ, ગતિ કરનાર બાણથી તત્કાળ એનું ધનુષ કાપી, હે રાજેંદ્ર! અતિ કષ્ટ થાય નહિ તે રીતે જાણે હસતો હોય નહિ તેમ ભયંકર કર્મવાળા ભીમસેનને વિરથ કર્યો. હે ભરતશ્રેષ્ઠ! અનિલની જેને ઉપમા અપાય એવો વિરથ થએલો મહાબાહુ ભીમસેન, જાણે હસતો હોય નહિ તેમ હાથમાં ગદા લઇ ઉત્તમ રથમાંથી નીચે કૂદી, વેગથી તમારા સૈન્યમાં જઈ વરસતા મેઘને જેમ વાયુ નસાડે તેમ નસાડવા લાગ્યો. તે વેળાએ ઉગ્ર છે રૂપ જેનું એવા શત્રુને તપાવનાર બળવાન ભીમસેને, તત્કાળ હળ જેવા દાંતવાળા પ્રહાર

કરનાર સાતસો હાથીને વિંધ્યા. મર્મજ્ઞ એવા તેણે દંતાવરણ, નેત્ર, કુંભસ્થલ, ગંડસ્થલ, અને બીજાં પણ મર્મસ્થાનને વિષે તે હસ્તિઓને વિંધ્યા, તેથી ભય પામેલા તે નાસભાગ કરવા લાગ્યા. તે સમયે મોટા માવત લોકોએ પાછા ફેરવેલા એવા તેમણે મેઘો જેમ સૂર્યને વિંટી લે તેમ ભીમસેનને વિંટી લીધો. તે સમે પૃથ્વીપર ઉભેલા ભીમસેને, ઇન્દ્ર જેમ વજ્રે કરી પર્વતોને હણે તેમ ગદાએ કરી માવત, આયુધ તથા ધ્વજા સહિત સાતસો હસ્તિઓને હણ્યા. ત્યાર પછી શત્રુને દમન કરનાર કુંતિપુત્રે સુબલપુત્ર શકુનિના અતિ બળવાન એવા બાવન હસ્તિઓને સંગ્રામમાં પછાડી તમારી સેનાને તપાવતાં, સેંકડો રથ તથા સેંકડો સૈનિકોને હણ્યા. મહાત્મા ભીમસેને તથા ઉપરથી સૂર્યે તપાવેલું તમારૂં સૈન્ય, અગ્નિમાં ચર્મ સંકોચ પામે તેમ સંકોચ પામવા લાગ્યું. તે વેળાએ હે ભરતર્ષભ! ભીમથી અત્યંત ત્રાસ પામેલા તમારી તરફના યોદ્ધાઓ સંગ્રામમાં ભીમસેનને છોડી દેઇ દશે દિશાઓ પ્રત્યે ભાગવા લાગ્યા. તે સમયે શબ્દ કરતા ચર્મનાં દૃઢ કવચ પહેરેલા, પાંચસો રથિઓ, બાણના સમુદાયે કરી ચોતરફથી ભીમસેનને હણતા તેની સામે દોડયા. પતાકા, ધ્વજ તથા આયુધ સહિત પાંચસો શૂરવીરોને ભીમસેને વિષ્ણુ જેમ અસુરોને હણે તેમ ગદાએ કરીને હણ્યા. ત્યાર પછી શક્તિ, દંડ તથા ભાલાં છે હાથમાં જેમના એવા શકુનિએ મોકલેલા, શૂરવીરોએ માનવા લાયક ત્રણ હજાર ઘોડેસ્વાર, ભીમસેન સામે દોડયા. હે ભારત! તેમને જોઇ વિવિધ પ્રકારના માર્ગો પ્રત્યે વિચરતા શત્રુને હણનાર ભીમસેને વેગથી સામે જઇ ગદાએ કરી અશ્વ સહિત તેમને પણ હણ્યા. તે સમયે હે ભારત! પાષાણોથી હણેલા વૃક્ષોનો જેવો શબ્દ થાય તેવો ભીમસેને તાડન કરાતા તેમનો શબ્દ થતો હતો. એ રીતે ક્રુદ્ધ થએલો ભીમસેન, સુબલપુત્ર શકુનિના ત્રણ હજાર ઉત્તમ અશ્વોને હણી, બીજા રથમાં બેસી રાધાપુત્ર કર્ણ સામે દોડયો. હે રાજન! મહારથિ કર્ણ પણ સંગ્રામમાં શત્રુને દમન કરનાર ધર્મપુત્ર યુધિષ્ઠિરને, બાણથી આચ્છાદન કરી એના સારથિને પાડી, ગૃધ્રના પીંછ બાંધેલા સરળ બાણ તેની ઉપર નાખતો તેના રથ સામે દોડયો. રાજા સામે દોડતા તેને જોઈ બાણથી પૃથ્વીને વિંટી દઇ વાયુપુત્ર ભીમસેને ક્રોધથી બાણના સમુદાયે કરી કર્ણને ઢાંકી દીધો. તે વેળાએ ત્યાંથી નિવૃત્ત થએલા શત્રુને પીડનાર રાધાપુત્ર કર્ણે પણ તીક્ષ્ણ બાણોએ કરી ભીમસેનને આચ્છાદન કરી દીધો. હે ભારત! ભીમસેનના રથે કરી વ્યગ્ર એવા કર્ણને ઘણા બળવાળા સાત્યકિએ, તેને પડખે ઉભા રહીને પકડી લેવાનો યત્ન કર્યો. એ રીતે સાત્યકિના બાણે કર્ણ અત્યંત પીડિત થયો તોપણ તેની સાથે આવી ઉભો રહ્યો. પરસ્પર પ્રદિપ્ત એવા બાણને ફેંકતા સર્વ ધનુષ ધરનારમાં શ્રેષ્ઠ એક બીજા સામે નજીક આવેલા તે બેઉ શૂરવીર અત્યંત શોભતા હતા. હે રાજેન્દ્ર! ભયંકર છે દર્શન જેનું એવો તે બેઉએ આકાશમાં નાંખેલો બાણ સમુદાય, ક્રૌંચપક્ષિના પૃષ્ટ સરખો અરૂણ વર્ણ દેખાતો હતો. હે રાજન! તે વેળાએ મૂકેલા હજારો બાણે તે તથા અમે કોઇ પણ સૂર્યની પ્રભા દિશાઓને તથા વિદિશાઓને જોઈ શકતા ન હતા. કર્ણ તથા પાંડુપુત્ર ભીમસેનના બાણના ઓઘે કરી મધ્યાન્હ સમયના તપતા સૂર્યની સર્વ પ્રભા હણાઇ ગઇ હતી. શકુનિ, કૃતવર્મા, અશ્વત્થામા, અધિરથ પુત્ર કર્ણ તથા કૃપાચાર્યને પાંડવો સાથે સંસક્ત થએલા જોઇ વળી કૌરવો પાછા ફર્યા. તે વેળાએ, હે વિશાંપતે! વૃષ્ટિએ કરી વૃદ્ધિ પામેલા સાગરોનો જેવો ભયંકર શબ્દ થાય તેવો ધસી આવતા કારવોનો તીવ્ર શબ્દ થતો હતો. સંગ્રામમાં પરસ્પર અત્યંત મળી ગયેલી તે બેઉ સેના એક બીજાને જોઇ મોટા

હર્ષયુક્ત થતી હતી. મધ્યાન્હના સૂર્ય થયા તે સમયે, જેવું યુદ્ધ પ્રવર્તમાન થયું તેવું પૂર્વે કદી અમે જોયું ન હતું અને સાંભળ્યું પણ ન હતું. જેમાં સૈન્યનો ઓઘ, સામેના સૈન્યના ઓઘને જોઈ જળનો ઓઘ જેમ સાગર પ્રત્યે જાય તેમ વેગે કરી આગળ જતો હતો. પરસ્પર મળેલા બાણુના ઓઘનો ગર્જના કરતા સમુદ્રોનો જેવો મોટો શબ્દ થાય તેવો અત્યંત મોટો શબ્દ થતો હતો. વેગવતી એવી તે બેઉ સેના પરસ્પર સામસામે આવી બે નદીઓ જેમ એકઠી મળી જાય તેમ એક થઇ ગઇ. હે વિશાંપતે ! ત્યાર પછી ભયંકર છે રૂપ જેનું એવું યુદ્ધ પ્રવર્તમાન થયું. જેમાં અત્યંત મોટા યશને ઇચ્છતા તથા ગર્જના કરતા કૌરવ તથા પાંડવોની પોતાના નામનો ઉદ્દેશ કરી રહેલી વિવિધ પ્રકારની અવિછિન્ન વાણી સંભળાતી હતી. પિતા, માતા, કર્મ તથા શીલથી જે જે હીનપણું હોય તે તેઓ પરસ્પર યુદ્ધમાં સંભળાવતા હતા. એવી રીતે પરસ્પર તિરસ્કાર કરતા તે શૂરવીરોને જોઇ હે રાજન ! આમાં હવે બાકી જીવિત નથી, એમ મારી મતિ થઈ. તેમજ ઘણા તેજવાળા ક્રુદ્ધ થએલા તેમનાં શરીર જોઇ મને તીવ્ર એવું ભય ઉત્પન્ન થયું, જે 'આ શું થશે.' એટલામાં તો હે રાજન ! પરસ્પર તીક્ષ્ણ બાણે કરી હણતા એવા મહારથ કૌરવ તથા પાંડવ એકબીજાનો નાશ કરવા લાગ્યા.

ततस्ते पांडवा राजन् कौरवाश्च महारथाः ।
ततक्षुः सायकैस्तीक्ष्णैर्निघ्नंतो हि परस्परं ॥

इतिश्री महाभारते कर्णपर्वणिसंकुलयुद्धेगुर्जरभाषायामेकपंचाशत्तमोऽध्यायः ।।५१॥

## અધ્યાય ૫૨ મો. મહા ઘોર સંગ્રામ.

संजय उवाच—क्षत्रियास्ते महाराज परस्परवधैषिणः ।
अन्योन्यं समरे जघ्नुः कृतवैराः परस्परम् ॥ १ ॥

સંજય કહે છે—હે ધૃતરાષ્ટ ! હે મહારાજ ! પરસ્પર કર્યું છે વેર જેમણે તથા પરસ્પર વધને ઇચ્છતા તે ક્ષત્રિયો, સંગ્રામ વચ્ચે એક બીજાને મારતા હતા. હે મહારાજ ! રથ, હય, નર તથા હસ્તિના ઓઘ, પરસ્પર મળી ગયા હતા. અત્યંત દારૂણ એવા તે સંગ્રામમાં શૂરવીરોના હાથથી-ફેંકાતા, ગદા, ભાલાં, કણપ નામનાં બીજી જાતનાં ભાલાં, સાંગ, ગોફણ તથા અગ્ન્યાસ્ત્રના સંતાપને અમે જોતા હતા. તીડ નામના જંતુઓની પેઠે બાણુની વૃષ્ટિ ચોતરફથી થતી હતી. હસ્તિઓ હસ્તિઓને, ઘોડાઓ ઘોડાઓને રથિઓ રથિઓને, તથા પાયદળો પાયદળોને એક બીજાને વિંધતા હતા. હે નૃપ ! પાયદળો, અશ્વસમુદાયને તથા રથ અને હસ્તિઓને, રથિઓ, હસ્તિ તથા અશ્વોને, હસ્તિઓ પાયદળ, અશ્વ તથા રથને, મર્દન કરતા હતા. તે વેળાએ પરસ્પર આક્રોશ કરતા તથા વધ કરતા શૂરવીરોનું પશુઓનો નાશ થાય તેમ ભયંકર યુદ્ધ થયું. હે ભારત ! તે સમયે રૂધિરે કરી વ્યાપ્ત રણભૂમિ વર્ષાઋતુમાં ઇન્દ્રગોપ નામના જંતુગણે સંકીર્ણ થયેલી પૃથ્વીની પેઠે શોભતી હતી. રંગ ચઢાવેલાં વસ્ત્ર ધારણ કરનારી યુવતી સ્ત્રી જેવી શોભે તેમ માંસ તથા શોણિતે કરી વિચિત્ર પ્રકારની હોય તેમજ સુવર્ણમયી હોય તેમ પૃથ્વી શોભતી હતી. પૃથ્વીપર પડેલાં મસ્તક, સાથળ સહિત બાહુ, કુંડલ, ભૂષણ, કંઠાભરણ, શૂરવીરોનાં ધનુષ સહિત શરીર, ઢાલ તથા પતાકા સર્વત્ર દેખતાં હતાં. હે નૃપ ! હસ્તિઓ, બીજા હસ્તિઓ સામે

જ઼ દાંતેકરી તેમને પીડતા હતા. તે દેળા દાંતેકરી પડિત થએલા અને રૂધિરે કરી અવસિકત છે અંગ જેમનાં એવા તે હસ્તિઓ, ગૈરિકધાતુનાં ઝરે છે ઝરણાં જેમાંથી એવા ધાતુથી મંડિત પર્વત સમ શોભતા હતા. ઘોડેસ્વારોએ મૂકેલાં ને શરીરમાં ચોંટી રહેલાં ઘણાંક ભાલાંઓને તે હસ્તિઓ સુંઢે કરી ખેંચતા હતા, તેમજ બીજા હસ્તિઓ ભાગી નાખતા હતા. હે રાજન્ ! નારાચ નામના બાણોએ ભેદાયાં છે કવચ જેમનાં એવા કેટલાક ઉત્તમ હસ્તિઓ, હિમાગમે વાદળ રહિત પર્વતો શોભે તેમ શોભતા હતા. હે ભારત ! સુવર્ણના પુંખવાળા બાણો વિચિત્ર પ્રકારના કેટલાક ઉત્તમ હસ્તિઓ, ઊંબાડીઆથી પ્રદીપ્ત છે અગ્રભાગ જેનો એવા પર્વત શોભે તેમ શોભતા હતા. હસ્તિઓએ હણેલા ઉત્તમ પર્વતની જેમને ઉપમા અપાય એવા કેટલાક હસ્તિઓ, સંગ્રામમાં નાશ પામતા હતા. શલ્ય તથા વ્રણેકરી પીડિત કેટલાએક હસ્તિઓ પક્ષવાળા પર્વત જેમ નાસે તેમ નાસતા હતા. નિરૂપમ છે કુંભસ્થળ જેમનાં એવા કેટલાક હસ્તિઓ, સંગ્રામમાં પડતા હતા. ભયંકર શબ્દ કરતા બીજા કેટલાક સિંહની પેઠે શબ્દ કરતા હતા. હે રાજન! ઘણાક હસ્તિઓ ત્યાં ભમતા હતા. કેટલાક હસ્તિઓ ચીસો પાડતા હતા. બાણોએ કરી હણાયલા સુવર્ણના કવચથી શોભિતા અશ્વ, ખેદ પામી ગ્લાનિયુકત થતા હતા તથા દશે દિશાઓમાં ભમતા હતા. બાણ તથા ભાલાંઓથી તાડન કરેલા બીજા કેટલાક અશ્વ, લોટતા ને ચેષ્ટા કરતા હતા, તથા અનેક પ્રકારના ભાવ કરતા હતા. હે મારિષ ! કેટલાક હણાયલા સૈનિક રૂદન કરતા હતા. બીજા કેટલાક પોતાના બાંધવ, પિતૃ, પિતામહ તથા દોડતા એવા બીજાઓને જોઇ વિખ્યાત એવાં તેમનાં ગોત્ર તથા નામની પરસ્પર પ્રશંસા કરતા હતા. હે મહારાજ ! સુવર્ણથી શોભતા કપાઇ ગએલા તે શૂરવીરના હસ્ત, પગે અથડાયા કરતા હતા તેમજ બીજા કેટલાક આમતેમ પડેલા હતા. હજારો સ્ફુરાયમાન થતા હતા, બીજા કેટલાક સંગ્રામમાં પાંચ મુખવાળા સર્પની પેઠે વેગ કરતા હતા. હે વિશાંપતે ! સર્પના શરીર જેવા ચંદનથી લીપેલા રૂધિરે કરીને આર્દ્ર ભુજ, સુવર્ણના ધ્વજ શોભે તેમ શોભતા હતા. ઘોર એવા તે સંકુલ યુદ્ધમાં પરસ્પર ન જાણતા એવા તે યોદ્ધાઓ, ચોતરફથી એક બીજાને હણતા અને યુદ્ધ કરતા હતા, શસ્ત્રના સંતાપથી સંકુલ અને પૃથ્વીની ઉડતી રજે કરી વ્યાપ્ત એવા સંગ્રામમાં અંધાકારને લીધે કયા પોતાના તથા કોણ પારકા તે પણ જણાતું ન હતું. એ રીતનું ઘોર છે રૂપ જેનું એવું ભયાનક યુદ્ધ થયું. રૂધિર રૂપી ઉદકવાળી, મસ્તકરૂપી પાષાણથી ઢંકાઇ ગયેલી, કેશરૂપી શેવાળે આચ્છાદિત, અસ્થિરૂપ મત્સ્યથી સંકીર્ણ, ધનુષ, બાણ તથા ગદારૂપી છે હોડિઓ જેમાં, માંસ તથા રૂધીરરૂપી ગારાવાળી, ભયંકર છે રૂપ જેનું, અત્યંત દારૂણ એવી મોટી લોહીની નદીઓ ચાલતી હતી. ભીરૂને ત્રાસ આપનારી અને શૂરવીરોનો હર્ષ વધારનારી ભયંકર રૂપવાળી તે નદીઓ કાયરને યમલોક પમાડતી હતી. અવગાહન કરનારને ડુબાડતી હતી તથા ક્ષત્રિયોને શૌર્ય ઉત્પન્ન કરતી હતી. હે નરવ્યાઘ્ર ! તે સમયે તે સ્થાનકે શબ્દ કરતાં માંસ ખાનારાંનું પ્રેતરાજાના પુરની જેને ઉપમા અપાય એવું ઘોર યુદ્ધ થયું. ગણી શકાય નહિ એવાં માથાં વગરનાં ધડ ચોતરફ ઉછળતાં હતાં. માંસ તથા રૂધિરે કરી અત્યંત દીપ્ત એવા ભૂતગણ, નૃત્ય કરતા હતા. તેજ રીતે શોણિત તથા વસાનું પાન કરી મેદ, મજ્જા તથા વસાએ કરી મત્ત, માંસે કરી તૃપ્ત થએલા કાક, ગૃધ્ર તથા બક, ચોતરફ દોડતા દેખાતા હતા. હે રાજન ! સંગ્રામમાં શૂરવીરો, અત્યંત દુસ્ત્યજ એવા ભયનો ત્યાગ કરી યોધ-

વ્રતવડે વિખ્યાત એવા નિર્ભય થઇ ક્ષત્રિય કર્મ કરતા હતા. બાણ તથા શક્તિએ કરી સંકીર્ણ, તથા માંસ ખાનાર ભૂતાદિકે કરી સંકુલ એવા તે મહાસંગ્રામમાં પોતાના શૌર્યને પ્રખ્યાત કરતા શૂરવીર વિચરતા હતા. હે વિભો ! હે ભારત ! સંગ્રામમાં વિચરતા શૂરવીર પોતાનાં તથા પોતાના પિતાનાં નામ અને ગોત્ર એક બીજાને કહી સંભળાવતા હતા. હે વિશાંપતે ! પોતાનાં નામ તથા ગોત્ર સંભળાવતા એવા ધણાક યોદ્ધાઓ શક્તિ, ભાલા તથા પટાએ કરી એક બીજાને મર્દન કરતા હતા. ભયંકર છે રૂપ જેનું એવા તેઓ અત્યંત દારૂણ યુદ્ધમાં સમુદ્રના મધ્યમાં ભેદાયલું જેમ નાવ ભટકે તેમ કૌરવની સેનામાં ભટકતા અને ખેદ પામતા હતા.

वर्तमाने तथा युद्धे घोररूपे सुदारुणे ।

व्यषीदत्कौरवीसेनाभिन्ना नौरिव सागरे ॥

इतिश्री महाभारते कर्णपर्वणि संकुलयुद्धे गुर्जरभाषायां द्विपंचाशत्तमोऽध्यायः॥५२॥

## અધ્યાય ૫૩ મો. અર્જુને કરેલું મહાયુદ્ધ.

संजय उवाच--वर्तमाने तथा युद्धे क्षत्रियाणां निमज्जने ।

गांडीवस्य महाघोषः श्रूयते युधि मारिष ॥१॥

સંજય કહે છે–હે મારિષ ! ક્ષત્રિયોનું છે ડૂબવું જેમાં એવા તે યુદ્ધમાં ગાંડીવ ધનુષનો મોટો શબ્દ સંભળાતો હતો. જેમાં પાંડુપુત્ર અર્જુન, સંશપ્તક, કોસલ તથા નારાયણ, શત્રુ સૈન્યનો નાશ કરતા હતા. સંગ્રામમાં જયને ઇચ્છનાર, અત્યંત ક્રોધાવિષ્ટ થએલા સંશપ્તકો પણ, અર્જુનના મસ્તકપર ચોતરફથી બાણની વૃષ્ટિ કરવા લાગ્યા. આવતી તે બાણવૃષ્ટિને સમર્થ અર્જુન વેગથી ધારણ કરી, શ્રેષ્ઠ રથિઓને હણતાં રથસૈન્ય સામે જઈ, ગૃધ્રના પીંછ બાંધેલા અને શિલા ઉપર તીક્ષ્ણ કરેલા બાણનો વર્ષાદ કરતાં, શ્રેષ્ઠ આયુધવાળા સુશર્મા સામે ગયો. રથિમાં શ્રેષ્ઠ તેણે પણ આવતી અર્જુનની બાણવૃષ્ટિ ઉપર બાણનો વર્ષાદ વરસાવ્યો. સંશપ્તકો પણ અર્જુન ઉપર બાણ નાખવા લાગ્યા. ત્યાર પછી સુશર્માએ દશ બાણથી અર્જુનને વિંધી ત્રણ બાણેકરી જનાર્દન ભગવાનને દક્ષિણ ભુજપર ઘા કરી, હે મારિષ ! ભલ્લ નામના બાણેકરી ધ્વજને પાડી નાંખ્યો. તે વેળાએ હે રાજન ! ધ્વજવિષે રહેલો વિશ્વકર્માનો રચેલો શ્રેષ્ઠ વાનર, અત્યંત મોટો શબ્દ કરતો ગર્જના કરવા લાગ્યો. તે સાંભળી અત્યંત ત્રાસ પામેલી તમારા પુત્રની સેના; ભય પામી ચેષ્ટા રહિત થઇ ગઇ. હે નૃપ ! તે સમયે ચેષ્ટારહિત થઇ ઉભેલી તમારી સેના, નાના પ્રકારના પુષ્પે કરી સંકીર્ણ એવું ચૈત્રરથ નામનું કુબેરનું વન શોભે તેમ શોભતી હતી. હે કુરુસત્તમ ! ફરીને સંજ્ઞા પામેલા તમારી તરફના યોદ્ધાઓ, મેઘ જેમ પર્વત ઉપર જળનો વર્ષાદ કરે તેમ અર્જુન ઉપર બાણનો વર્ષાદ કરવા લાગ્યા. ક્રોધાવિષ્ટ થએલા તે સર્વ યોદ્ધાઓ, તીક્ષ્ણ બાણે કરી હણવા માંડયા તો પણ પાંડુપુત્ર અર્જુનના મોટા રથને ચોતરફથી ઘેરી લઇ તેના રથના અશ્વ, ચક્ર તથા ધોંસરીને ચોતરફથી ખેંચવા લાગ્યા. એ રીતે હજારો યોદ્ધાઓ, તેના રથને નિગ્રહ કરી બળથી સિંહનાદ કરતા હતા. કેટલાક યોદ્ધાઓએ કેશવ ભગવાનના મોટા ભુજ ઝાલી ખેંચવા માંડયાં. વળી બીજા યોદ્ધાઓએ રથમાં બેઠેલા અર્જુનને પકડવા માંડયો. એટલામાં કેશવ ભગવાને રણસંગ્રામના મોખરે પોતાના બે હાથ

હલાવી દુષ્ટ હસ્તિ જેમ પોતાના માવતોને પાડે તેમ સર્વ યોદ્ધાઓને નીચે પાડી નાંખ્યા. તે વખતે, મહારથિઓથી ઘેરાવાને લીધે ક્રુધ થએલા અર્જુને, તેમણે નિગ્રહ કરેલા રથને તથા તેમની સામે દોડતા કેશવ ભગવાનને જોઇ રથ ઉપર ધસી આવેલાં તે પાયદળોને નાચે પાડી નાંખ્યાં. તેમજ બીજા નજીક ઉભેલા યોદ્ધાઓને સમીપથી યુદ્ધ કરવાના બાણોએ ઢાંકી દેઈ કેશવ ભગવાનને આવા રીતે કહ્યું કે, હે કૃષ્ણ! હે મહાબાહો! દારૂણ કર્મ કરનાર મેં મારવા માંડેલા હજારો સંશપ્તક ગણને જુઓ. હે યદુપુંગવ! આ ઘોર એવા રથબંધનને સહન કરનાર મારા વિના બીજો કોઇ પણ પુરૂષ પૃથ્વીમાં નથી. એટલાં વચન કૃષ્ણને કહી પોતાનો દેવદત્ત નામનો શંખ તેણે વગાડયો. શ્રીકૃષ્ણે પણ જાણે દ્યાવા-પૃથ્વીને પૂરી દેતા હોય નહીં, તેમ પોતાનો પાંચજન્ય શંખ વગાડયો. હે મહારાજ! તે શંખના શબ્દને સાંભળી અત્યંત ત્રાસ પામેલી સંશપ્તક ગણની સેના, ચલાયમાન થઇ, તેટલામાં હે મહારાજ! સામાવાળાના શૂરવીરને હણનાર પાંડુપુત્ર અર્જુને, વારંવાર સર્પાસ્ત્ર નાખી તેમના પગ બંધ કરી લીધા. હે રાજન! મહાત્મા પાંડવે પાદબંધે બાંધેલા તે, કાલમીઢ પાષાણમય હોય નહીં તેમ ચેષ્ટા રહિત થઇ ગયા. તે વેળાએ પાંડુનંદન અર્જુને પૂર્વે તારકાસૂરનો વધ થયો ત્યારે ઇન્દ્રે જેમ દૈત્યોને હણ્યા હતા તેમ ચેષ્ટારહિત એવા તે યોદ્ધાઓને હણ્યા. એ રીતે અર્જુને હણવા માંડેલા તે, તે ઉત્તમ રથને છોડી દેઈ સર્વ આયુધ મૂકવા તૈયાર થયા. હે નૃપ! પાદબંધે બંધાએલા તે, ચેષ્ટા કરવા સમર્થ થયા નહીં તેથી કરીનેજ સન્નત છે પર્વ જેમનાં એવા બાણેકરી અર્જુને તેમને હણ્યા. અર્જુને પાદબંધ કરવાથી સર્વ યોદ્ધાઓ સર્પોએ કરી વિંટાયલા હોય તેવા થઇ ગયા. પછી હે રાજેન્દ્ર! બંધાયલા તેમને તથા અર્જુને ગ્રહણ કરેલી સેનાને જોઈ મહારથિ સુશર્માએ સૌપર્ણાસ્ત્ર પ્રકટ કર્યું. તેમાંથી નિકળેલા ગરૂડપક્ષિઓ સર્પોનું ભક્ષણ કરવા લાગ્યા. તેમને જોઇને સર્પ ત્યાંથી નાસવા માંડ્યા. હે વિશાંપતે! તે સમયે પાદબંધથી મુક્ત થએલું સંશપ્તક સૈન્ય, મેઘના વૃંદથી મુક્ત થએલો, પ્રજાને તપાવતો સૂર્ય શોભે તેમ શોભતું હતું. એવી રીતે મૂકાયલા તે યોદ્ધાઓ, હે મારિષ! અર્જુનના રથ પ્રત્યે બાણ તથા શસ્ત્રસંઘ મૂકવા લાગ્યા. તે વખતે સામાવાળાને હણનાર ઇન્દ્રપુત્ર અર્જુને બાણના વર્ષાદથી પોતા સામે આવતી તે મહા અસ્ત્રમયી વૃષ્ટિને હડાવી યોદ્ધાઓને હણ્યા, તેટલામાં હે રાજન! સુશર્માએ, નત છે પર્વ જેનું એવા બાણથી અર્જુનને હૃદયમાં અને બીજા ત્રણ બાણે કરી બીજે અંગે વિંધ્યો. અત્યંત વિંધાયલો તે, વ્યથિત થઇ રથમાં બેસવાના સ્થાનની પાસે પડી ગયો. તે સમયે 'અર્જુન હણાયો, અર્જુન હણાયો' એ રીતે ઉંચે સ્વરે સર્વ લોકો પોકાર કરવા લાગ્યા. કેટલાક શંખના, ભેરીના તથા નાના પ્રકારના વાદ્યના શબ્દ સાથે શૂરવીરોના સિંહનાદ થવા લાગ્યા. કૃષ્ણ છે સારથિ જેના એવા શ્વેત અશ્વવાળા ઘણા બળવાળા અર્જુને સંજ્ઞા પામી તરત ઐંદ્રાસ્ત્ર પ્રકટ કર્યું. હે મારિષ! તેમાંથી ઉત્પન્ન થએલા અને તમારી સેનાને હણતા એવા હજારો બાણ, સર્વ દિશાઓમાં દેખાવા માંડ્યાં. એ રીતે શસ્ત્રેકરી હણાયા છે સેંકડો તથા હજારો અશ્વ ને રથ જેમાં એવું તમારૂં સૈન્ય હણાવા લાગ્યું તે જોઇ સંશપ્તક ગણોને તથા ગોપાલોને પણ મોટું ભય પ્રાપ્ત થયું. કોઇ પણ પુરૂષ તે વખતે અર્જુનને વિંધે તેવો નહતો. શૂરવીરો જોતાં તમારૂં સૈન્ય હણાતું હતું. પરાક્રમ કરવામાં ચેષ્ટા રહિત ને હણાતા સૈન્યને જોઇ દશ હજાર યોદ્ધાઓને હણી સંગ્રામના મધ્યમાં પાંડુપુત્ર અર્જુન, હે મહારાજ! ધૂમ વગરનો પ્રજ્વલિત અગ્નિ

શોભે તેમ શોભતો હતો. હે ભારત! ચૌદ હજાર બાકી રહેલા યોદ્ધાઓ, દશ હજાર રથ, અને ત્રણ હજાર હસ્તિઓ, જે જીવંત રહેલા હતા તે સંશપ્તકોએ જય કરવો અને કાંતો મરવું, પણ પાછા વળવું નહિ, એવો નિશ્ચય કરી, વળી ફરીથી અર્જુનને ઘેરી લીધો. હે વિશાંપતે! તે વેળાએ તમારી તરફના યોદ્ધાઓને બળવાન પાંડુપુત્ર અર્જુન સાથે મોટું યુદ્ધ થયું.

तत्र युद्धं महच्चासीत्तावकानां विशांपते ।
शूरेण बलिना सार्द्धं पांडवेन किरीटिना ॥

इतिश्री महाभारते कर्णपर्वणि संकुलयुद्धे गुर्जरभाषायां त्रिपंचाशतमोऽध्यायः ॥ ५३ ॥

---

## અધ્યાય ૫૪ મો. સંકુલ યુદ્ધ.

संजय उवाच—कृतवर्मा कृपो द्रौणिः सूतपुत्रश्च मारिष ।
उलूकः सौबलश्चैव राजा च सहसोदरैः ॥ १ ॥

સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર! હે મારિષ! કૃતવર્મા, કૃપાચાર્ય, અશ્વત્થામા, સૂતપુત્ર કર્ણ, ઉલૂક, સુબલપુત્ર શકુનિ તથા ભાઇઓ સહિત દુર્યોધન રાજા એટલા શૂરવીરોએ, પાંડુપુત્રના ભયથી પીડિત થએલી અને ખેદ પામતી પોતાની સેનાને જોઇ સમુદ્રના મધ્યમાં ભાગેલા નાવનો જેમ ઉદ્ધાર કરવામાં આવે તેમ ઉદ્ધાર કર્યો. હે ભારત! ત્યાર પછી શૂર પુરૂષોને હર્ષ વધારનાર અને ભીરૂઓને ભય ઉત્પન્ન કરનાર મુહુર્ત પર્યંત ભયંકર યુદ્ધ થયું. કૃપાચાર્યે મૂકેલી બાણવૃષ્ટિએ, તીડના સમુદાયની પેઠે સૃંજયોને આચ્છાદન કરી દીધા. ક્રોધાયમાન થએલા શિખંડિએ, બ્રાહ્મણોમાં શ્રેષ્ઠ ગૌતમ સામે આવી ચોતરફથી તેમની ઉપર બાણનો વર્ષાદ કર્યો. મહાસ્ત્ર જાણનાર કૃપાચાર્યે પણ પોતા સામે આવતી તે બાણવૃષ્ટિને હણી દશ બાણે ક્રોધથી શિખંડીને વિંધ્યો. કંપિત થએલા શિખંડિએ પણ સંગ્રામના મધ્યમાં ગૃધ્રના પીછ બાંધેલા સાત બાણે ક્રોધિત થએલા કૃપાચાર્યને વિંધ્યા. પછી તીક્ષ્ણ બાણે અત્યંત વિંધાયલા બ્રાહ્મણ મહારથિ કૃપાચાર્યે નાશ પામ્યા છે અશ્વ, સારથિ તથા રથ જેના એવા શિખંડિને ખૂબ પીડયો. મહારથિ શિખંડિ, હણાયા છે અશ્વ જેના એવા વાહન ઉપરથી નીચે કૂદી હાથમાં ઢાલ તથા ખડ્ગ ગ્રહણ કરી બ્રાહ્મણ કૃપાચાર્ય સામે ગયો. તેને સામે આવતો જોઇ સન્નત છે પર્વ જેનાં એવા બાણેકરી કૃપાચાર્યે તેને આચ્છાદન કરી દીધો. તે સમયે હે રાજન! અમે આશ્ચર્ય જોયું, જે ડૂબેલા પાષાણની પેઠે શિખંડિ ચેષ્ટા રહિત થઈ સંગ્રામમાં ઉભો રહ્યો. હે નૃપોત્તમ! કૃપાચાર્યે આચ્છાદન કરેલા શિખંડિને જોઇ મહારથિ ધૃષ્ટદ્યુમ્ન ઉતાવળેથી કૃપાચાર્ય સામે આવ્યા. શરદ્વાનના પુત્ર કૃપાચાર્યના રથ તરફ જતા ધૃષ્ટદ્યુમ્નને વેગે કરી મહારથિ કૃતવર્માએ રોકયો. તેમજ કૃપાચાર્યના રથતરફ પુત્ર તથા સૈન્ય સહિત આવતા યુધિષ્ઠિર રાજાને અશ્વત્થામાએ વારી રાખ્યા. ઉતાવળથી આવતા મહારથિ નકુળ તથા સહદેવને તમારા પુત્રે બાણના વર્ષાદથી રોકી રાખ્યા. હે ભારત! ભીમસેન, કરૂષ તથા સૃંજય સહિત કેકયને યુદ્ધના મધ્યમાં સૂર્યપુત્ર કર્ણે રોકી રાખ્યા. હે મારિષે! શરદ્વાનના પુત્ર કૃપાચાર્યે, જાણે શિખંડિને બાળવાને ઇચ્છતા હોય નહિ તેમ સુવર્ણથી શોભતા બાણ ચોતરફથી તેની ઉપર નાખ્યા. તે બાણોને

વારંવાર ખડ્ગને ફેરવતા શિખંડિએ કાપી નાંખ્યા. હે ભારત ! ગૌતમ કૃપાચાર્યે, સેંકડો ચંદ્રાકૃતિ ઢાલને બાણેકરી વિંધી નાખી. તે સમયે મનુષ્ય મોટેથી જય પોકારવા લાગ્યા. હે મહારાજ ! તે સમયે ઢાલ વગરનો અને ખડ્ગ છે હાથમાં જેના એવો આતુર શિખંડિ, મૃત્યુના મોઢામાં સપડાય તેમ કૃપાચાર્યથી સપડાઇ ભાગવા લાગ્યો. કૃપાચાર્યના બાણોએ ગળેલા અને કલેશ પામતા શિખંડિને જોઇ, મોટું જેનું બળ છે એવો ચિત્રકેતુનો પુત્ર સુકેતુ, તરત તીક્ષ્ણ ઘણાક બાણ કૃપાચાર્ય ઉપર નાખતો તેમના રથ સામે આવી ઉભો રહ્યો. તોપણ હે રાજસત્તમ ! ઉત્તમ વ્રતી બ્રાહ્મણને યુદ્ધમાં ઉશ્કેરાયેલા જોઇ શિખંડિ સંગ્રામમાંથી તરત બહાર જતો રહ્યો. સુકેતુએ તો હે રાજન ! નવ બાણથી ગૌતમને વિંધી વળી બીજા સિત્તેરથી ફરીને વિંધી, ત્રણ બાણે, બાણ સહિત ધનુષને કાપી બીજા એક બાણથી સારથિને મર્મસ્થાનમાં અત્યંત પીડિત કર્યો. ક્રુદ્ધ થએલા ગૌતમે, બીજું નવું દઢ ધનુષ ગ્રહણ કરી ત્રીસ બાણે કરી સુકેતુને મર્મસ્થાનવિષે વિંધ્યો. વિહ્વલ છે અંગ જેનાં એવો તે, ઉત્તમ રથમાં ભૂમિનો કંપ થવાથી અત્યંત કંપિત થએલો વૃક્ષ જેમ ચલાયમાન થાય તેમ ચલાયમાન થયો. તે સમયે ગૌતમે ચલાયમાન કરેલા તેની કાયા ઉપરથી જ્વલિત છે કુંડળ જેનાં એવું, પાઘડી તથા સંગ્રામમાં પેરવાની ટોપી સહિત મોટું મસ્તક ક્ષુરપ્ર નામના બાણે કરી પાડી નાખ્યું. તે વેળાએ બાજપક્ષિએ હરણ કરેલા માંસની પેઠે તે પૃથ્વીપર પડયું. ત્યાર પછી એની કાયા પણ પડી. હે મહારાજ ! તે હણાવાથી ત્રાસ પામેલા આગળ ચાલનારા સંગ્રામમાં ગૌતમનો ત્યાગ કરી દશે દિશાઓ પ્રત્યે નાસવા લાગ્યા. હે ભારત ! સંગ્રામના મધ્યમાં મહારથિ કૃતવર્માએ, ધૃષ્ટદ્યુમ્નને વારી ' અરે ઉભો રહે,' એમ તેને કહ્યું. તે સમયે હે નૃપ ! તે બેઉનું, માંસ વાસ્તે ક્રુદ્ધ થએલા બે બાજ પક્ષિઓનું યુદ્ધ થાય તેવું ભયંકર-યુદ્ધ થયું. જેમાં ધૃષ્ટદ્યુમ્ને, હૃદિકના પુત્ર હાર્દિક્યને નવ બાણે કરી ક્રોધથી વક્ષસ્થળમાં પીડિત કર્યો. સંગ્રામમાં ધૃષ્ટદ્યુમ્ને અત્યંત હણેલા કૃતવર્માએ બાણે કરી રથ તથા અશ્વ સહિત ધૃષ્ટદ્યુમ્નને આચ્છાદન કરી દીધો. તે વેળાએ હે રાજન ! રથ સહિત બાણે કરી ઢંકાઇ ગયેલો ધૃષ્ટદ્યુમ્ન, જળધારાઓ મૂકનાર મેઘોએ કરી ઢંકાઇ ગએલો સૂર્ય દેખાય તેવો દેખાતો હતો. હે રાજન ! સુવર્ણથી શોભિતા બાણોએ કરી બાણ ગણને નાશ પમાડી, થયા છે વ્રણ જેને એવો ધૃષ્ટદ્યુમ્ન, સંગ્રામમાં શોભતો હતો. ક્રુદ્ધ થએલા સેનાપતિ ધૃષ્ટદ્યુમ્ને, અત્યંત દારૂણ એવી બાણની વૃષ્ટિ કૃતવર્મા પાસે જઇ તેની ઉપર કરી. પોતા સામે આવતી અત્યંત દારૂણ બાણવૃષ્ટિને કૃતવર્માએ અનેક હજાર બાણે વારી રાખી. કોઇથી સહન થાય નહિ એવી પોતાની બાણવૃષ્ટિને કૃતવર્માએ નિવારણ કરી તે જોઇ કૃતવર્મા પાસે જઇ તેમને વારી રાખી, તીક્ષ્ણ છે ધાર જેની એવા ભલ્લ નામના બાણે એમના સારથિને વેગથી યમલોકમાં મોકલી દીધો. તે સમયે હણાયલો તે રથ ઉપરથી નીચે પડયો. એવી રીતે બળવાન ધૃષ્ટદ્યુમ્ન, મોટા બળવાળા શત્રુને જીતી, તરત બાણે કરી સંગ્રામમાં કૌરવોને વારવા લાગ્યો. તમારી તરફના યોદ્ધાઓ, સિંહનાદ કરી ધૃષ્ટદ્યુમ્ન સામે દોડ્યા ત્યાર પછી મોટું યુદ્ધ પ્રવર્તમાન થયું.

ततस्ते तावकायोधा धृष्टद्युम्नमुपाद्रवन् ।
सिंहनादरवं कृत्वा ततो युद्धमवर्तत ॥

इतिश्री महाभारते कर्णपर्वणि संकुलयुद्धे गुर्जरभाषायां चतुष्पंचाशत्तमोऽध्यायः ॥ ५४ ॥

## અધ્યાય ૫૫ મો. અશ્વત્થામાનું પરાક્રમ.

संजय उवाच—द्रौणिर्युधिष्ठिरं दृष्ट्वा शैनेयेनाभिरक्षितं ।
द्रौपदेयैस्तथाशूरैरभ्यवर्ततहृष्टवत् ॥ १ ॥

સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર ! શિનિકુળમાં ઉત્પન્ન થએલા સાત્યકિએ તથા શૂરવીર દ્રૌપદીના પુત્રોએ રક્ષણ કરેલા યુધિષ્ઠિરને જોઈ સુવર્ણના પુંખવાળા અને શિલા ઉપર તીક્ષ્ણ કરેલા ભયંકર બાણ ફેંકતા તથા ધનુર્વિદ્યામાં કુશળની પેઠે વિવિધ પ્રકારના માર્ગ તથા શિક્ષાઓને દેખાડતા, મહાસ્ત્ર જાણનાર અશ્વત્થામાએ દિવ્યાસ્ત્રે કરી અભિમંત્રણ કરેલા બાણોએ યુધિષ્ઠિરને આંતરી બધું આકાશ પૂરી દીધું. તે વેળાએ અશ્વત્થામાના બાણુથી ઢંકાઇ ગએલા મોટા રણ સંગ્રામની વચ્ચે કંઇ જણાતું ન હતું. તેમજ સુવર્ણથી શોભિતા આકાશમાં રહેલા બાણ સમુદાયો જાણે આકાશમાં ચંદરવા બાંધ્યા હોય તેવા લાગતા હતા. હે રાજન ! પ્રકાશમાન એવા બાણે કરી ઢંકાઇ ગયેલું આકાશ અભ્રચ્છાયા જેવું લાગતું હતું. તે બાણુથી રૂંધાયલા નભસ્તળવિષે અમે આશ્ચર્ય જોતા હતા, જે અંતરિક્ષમાં જનાર કોઈ પણ પ્રાણી નીચે પડતું ન હતું. તે વેળાએ સાત્યકિ, પાંડુપુત્ર ધર્મરાજ તથા બીજાં સૈન્ય પણ કંઈ પરાક્રમ કરી શકતાં ન હતાં. હે રાજન ! દ્રોણુપુત્રનું ચાતુર્ય જોઇ મહારથિઓ વિસ્મય પામતા હતા. તે સર્વ રાજાઓ તપતા સૂર્ય સામે જેમ કોઇ જોઇ શકે નહિ, તેમ તેની સામું જોવા સમર્થ થતા ન હતા. એ રીતે સૈન્યને તેણે મારવા માંડયું તે જોઇ મહારથિ દ્રૌપદીના પુત્ર, સાત્યકિ, ધર્મરાજ, તથા પાંચાલ રાજાઓ એટલા જણ એકઠા મળી, ઘોર મૃત્યુ ભયનો ત્યાગ કરી અશ્વત્થામા સામે દોડયા. સાત્યકિએ સત્તાવિશ બાણુથી અશ્વત્થામાને વિંધી, વળી સુવર્ણથી શોભિતા નારાચ નામના સાત બાણેકરી ફરી વિંધ્યા. યુધિષ્ઠિરે તોતેરથી, પ્રતિવિંધ્યે સાતથી, શ્રુતકર્માએ ત્રણથી, શ્રુતકીર્તિએ સાતથી, સુતસોમે નવેકરી, શતાનિકે સાતથી તથા બીજા ઘણાક શૂરવીરોએ ચોતરફથી તેમને વિંધ્યા. ક્રોધાયમાન થએલા સર્પની પેઠે શ્વાસોચ્છ્વાસ કરતા તેમણે પચ્ચીશથી સાત્યકિને, નવથી શ્રુતકીર્તિને, પાંચે સુતસોમને, આઠથી શ્રુતકર્માને, ત્રણે પ્રતિવિંધ્યને, નવથી શતાનિકને, પાંચથી ધર્મપુત્રને તથા બીજા શૂરવીરોને બે બે બાણુથી વિંધી તીક્ષ્ણ બાણોએ કરી શ્રુતકીર્તિનું ધનુષ કાપી નાખ્યું. તે સમયે મહારથિ શ્રુતકીર્તિએ બીજું ધનુષ લઇ ત્રણ બાણુથી અશ્વત્થામાને તીક્ષ્ણ બાણોએ કરી વિંધ્યા. હે મારિષ ! અશ્વત્થામાએ બાણુના વર્ષાદે કરી ચોતરફથી તેના સૈન્યને આચ્છાદન કરી દીધું. વળી ઘણા બળવાળા અશ્વત્થામાએ હાસ્ય કરી ધર્મરાજનું ધનુષ કાપી, ત્રણ બાણુથી તેમને વિંધ્યા. ત્યાર પછી ધર્મપુત્ર યુધિષ્ઠિરે પણ બીજું મોટું ધનુષ ગ્રહણ કરી, સિત્તેર બાણોથી અશ્વત્થામાને બે બાહુ તથા વક્ષસ્થળમાં વિંધ્યા. તેજ સમયે ક્રોધાયમાન થએલા સાત્યકિએ, તીક્ષ્ણ એવા અર્ધચંદ્રાકૃતિ બાણેકરી સંગ્રામમાં પ્રહાર કરતા અશ્વત્થામાનું ધનુષ કાપી મોટો શબ્દ કર્યો. શક્તિમાનમાં શ્રેષ્ઠ કપાઇ ગએલા ધનુષવાળા અશ્વત્થામાએ પણ શક્તિએ કરી ઉતાવળે સાત્યકિના રથ ઉપરથી તેના સારથિને નીચે પાડયો. વળી હે ભારત ! પ્રતાપવાન દ્રોણુપુત્રે બીજું ધનુષ ગ્રહણ કરી બાણુના વર્ષાદથી સાત્યકિને આચ્છાદન કરી દીધો. હે ભારત ! તે વેળાએ સારથિ વગરના સંગ્રામમાં દોડેલા તેના રથના અશ્વ, તે તે ઠેકાણે દોડતા દેખાતા હતા. યુધિષ્ઠિર છે મુખ્ય જેમાં એવા યોદ્ધાઓ શસ્ત્ર ધારણ કરનારાઓમાં શ્રેષ્ઠ એવા અશ્વત્થામા ઉપર

વેગે કરી તીક્ષ્ણ બાણોનો વર્ષાદ કરતા હતા. ક્રોધાયમાન છે રૂપ જેમનું એવા પોતા સામે આવતા તેમને જોઇ શત્રુને તપાવનાર દ્રોણપુત્ર અશ્વત્થામા, હાસ્ય કરી મહા સંગ્રામમાં તેમને વારી રાખી સેંકડો બાણરૂપી જ્વાળાવાળા મહારથિ તે, વન વચ્ચે અગ્નિ જેમ શુષ્ક ઘાસને બાળે તેમ પાંડવની સેનારૂપી સુકા ઘાસને બાળવા લાગ્યા. હે ભરતશ્રેષ્ઠ ! તે વેળાએ દ્રોણપુત્રે અત્યંત તપાવેલું પાંડુપુત્રનું સૈન્ય, મત્સ્યે કરી નદીનું મુખ જેમ ક્ષોભ પામે તેમ ક્ષોભ પામવા લાગ્યું. હે મહારાજ ! દ્રોણપુત્રના એવા પરાક્રમને જોઇ સર્વ યોદ્ધાઓ, દ્રોણપુત્રે સર્વ પાંડવોને હણેલા છે એમ માનવા લાગ્યા. એટલામાં દ્રોણના શિષ્ય મહારથિ યુધિષ્ઠિર રાજા, રોષ તથા અસહનતાથી દ્રોણપુત્ર અશ્વત્થામાને કહેવા લાગ્યા કે, હે પુરૂષમાં સિંહરૂપ ! જે માટે તું આજ મને મારવા ઇચ્છે છે તેથી તને અમારા ઉપર પ્રીતિ નથી અને કૃતજ્ઞતા પણ તારેવિષે નથી; અને બ્રાહ્મણનો તો એ ધર્મ છે જે તપ, દાન તથા અધ્યયન કરવું, ને ક્ષત્રિયોનો ધર્મ એ છે જે તેણે ધનુષ ચલાવવું. પણ તે કર્મ કરતાં તું 'હું બ્રાહ્મણ છું' એમ કહે છે, વાસ્તે હે મહાબાહો ! તારા દેખતાં હું કૌરવોને જીતીશ. જરૂર તું બ્રાહ્મણ છે માટે સંગ્રામમાં કર્મ કર. એવાં યુધિષ્ઠિરનાં વચન સાંભળી યુક્ત એવાં તત્ત્વનું ચિંતન કરી અશ્વત્થામાએ કંઈ પણ ઉત્તર ન આપતાં ક્રોધાયમાન થએલો કાળ જેમ પ્રજાને આચ્છાદન કરે તેમ બાણના વર્ષાદે કરી પાંડુપુત્ર યુધિષ્ઠિરને આચ્છાદન કરી દીધા. હે મારિષ ! એ રીતે દ્રોણપુત્રે આચ્છાદન કરેલા યુધિષ્ઠિર રાજા, તત્કાળ મોટી સેનાનો ત્યાગ કરી બહાર ગયા. ધર્મપુત્ર યુધિષ્ઠિર ગયા પછી ઉદાર છે ચિત્ત જેનું એવો દ્રોણપુત્ર પાછો વળ્યો. હે રાજન ! એવી રીતે યુધિષ્ઠિર રાજા, તે મહા સંગ્રામમાં અશ્વત્થામાને છોડી દેઈ ક્રૂરકર્મ કરવાવાસ્તે તમારા સૈન્ય પ્રત્યે ગયા.

ततो युधिष्ठिरो राजंस्त्यक्त्वौ द्रौणिं महाहवे ।
प्रययौ तावकं सैन्यं युक्तः क्रूरायकर्मणे ॥

इतिश्री महाभारते कर्णपर्वाणि पार्थापयाने गुर्जरभाषायां पंचपंचाशत्तमोऽध्यायः ॥ ५५ ॥

---

## અધ્યાય ૫૬ મો. સંકુલ યુદ્ધ.

संजय उवाच—भीमसेनं च पांचाल्यं चेदिकेकयसंवृतं ।
वैकर्तनः स्वयं रुध्वा वारयामास सायकैः ॥ १ ॥

સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર ! ભીમસેન તથા ચેદિ અને કેકયથી વિંટાયલા પાંચાલ્યને સૂર્યપુત્ર કર્ણ, બાણોએકરી વારવા લાગ્યો. પછી કર્ણે, ભીમસેન દેખતાં, ચેદિ, કારૂષ તથા મહારથિ સૃંજયોને હણ્યા. ભીમસેન રથિમાં અત્યંત શ્રેષ્ઠ એવા કર્ણને છોડી દેઇ પ્રજ્વલિત એવો અગ્નિ જેમ સુકા ઘાસને બાળે તેમ કૌરવના સૈન્યને બાળતો બીજી તરફ ગયો. સૂતપુત્ર કર્ણે સંગ્રામ વચ્ચે પાંચાલ, કેકય તથા મોટા ધનુષવાળા હજારો સૃંજયોને હણ્યા. મહારથિ અર્જુન, ભીમસેન, તથા કર્ણ, એ ત્રણ, સંશપ્તક ગણ, કૌરવ તથા પંચાલોનો ક્ષય કરતા હતા. અગ્નિની જેમને ઉપમા અપાય એવા તે ત્રણ શૂરવીરોએ, બાળવા માંડેલા ક્ષત્રિયો હે રાજન ! તમારા ખરાબ વિચારને લીધે સંગ્રામમાં નાશ પામતા હતા,

તેટલામાં હે ભરતશ્રેષ્ઠ ! ક્રોધાયમાન થએલા દુર્યોધને, નવ બાણુથી નકુળને, તથા એના ચાર ઘોડાઓને વિંધી ઘણા બળવાળા તમારા પુત્રે વળી હે જનાધિપ ! ક્ષુર નામના બાણે કરી સહદેવનો સુવર્ણમય ધ્વજ કાપી નાખ્યો. ક્રોધાયમાન થયેલા નકુળે, સાતથી અને સહદેવે પાંચ બાણે કરી સંગ્રામના મધ્યમાં તમારા પુત્રને વિંધ્યો. અત્યંત ક્રોધાયમાન થએલા તમારા પુત્રે પણ, ભરતકુળમાં શ્રેષ્ઠ સર્વ ધનુષ ધરનારમાં ઉત્તમ એવા તે બેઉને પાંચ પાંચ બાણે કરી વક્ષસ્થળમાં વિંધી, બીજા ભલ્લ નામના બે બાણે કરી તેમનાં ધનુષ કાપી વળી એકવીસ બાણુથી તે બેઉને વિંધ્યા. તે સમયે શૂરવીર એવા તે બેઉ ઇન્દ્રધનુષ સરખાં સુંદર શ્રેષ્ઠ ધનુષ લઇ યુદ્ધમાં દેવપુત્ર સમ શોભતા હતા. વેગવાન તે બેઉ ભાઇએ બે મોટા મેઘ જેમ પર્વત ઉપર વર્ષાદ કરે તેમ ઘોર એવા બાણુનો દુર્યોધન ઉપર વર્ષાદ કર્યો. હે મહારાજ ! ક્રોધાયમાન થએલા મહારથિ તમારા પુત્રે, મોટા ધનુષવાળા તે બેઉ પાંડુપુત્રને બાણેકરી વારી રાખ્યા. તે વેળાએ હે ભારત ! દુર્યોધનનું ધનુષ મંડળાકાર દેખાતું હતું. ચોતરફથી નિકળતા અને સૂર્યના કિરણોની પેઠે સર્વ દિશાઓને આચ્છાદન કરતા બાણુજ માત્ર દેખાતા હતા. દુર્યોધનના બાણુથી ઢંકાઇ ગયેલું નભસ્તલ બાણુમય થઇ ગયું તે સમયે, નકુળ અને સહદેવ પણ કાળ, અંતક તથા યમ સરખા એના રૂપને જોતા હતા. તેમ બીજા મહારથિઓ પણ તમારા પુત્રના પરાક્રમને જોઇ માદ્રિપુત્ર નકુળ સહદેવ, કાળની સમીપે પ્રાપ્ત થયા હોય એમ માનતા હતા. હે રાજન ! એટલામાં મહારથિ પાંડવના સેનાપતિ ધૃષ્ટદ્યુમ્ને, જે સ્થાનકે રાજા દુર્યોધન હતો તે સ્થાનકે આવી, શૂરવીર એવા મહારથિ માદ્રિપુત્રનું અતિક્રમણ કરી બાણુથી તમારા પુત્રને વારી રાખ્યો. અસહનશીલ પણ બળવાળા તમારા પુત્રે, હાસ્ય કરી, પચ્ચિશ બાણુથી પાંચાલ્ય ધૃષ્ટદ્યુમ્નને વિંધી, વળી બીજા પાંસઠથી વધારે પીડિત કરી અત્યંત તીક્ષ્ણ એવા ક્ષુરપ્ર નામના બાણુથી એનું ધનુષ તથા હાથના મોજા કાપી નાખ્યા. તે સમયે શત્રુને તપાવનાર પાંચાલ ધૃષ્ટદ્યુમ્ન, કપાઇ ગએલા ધનુષનો ત્યાગ કરી ભાર સહન કરે એવું બીજું નવું ધનુષ લઇ વેગે કરી, જાણે પ્રજ્વલિત થતો હોય તેમ ક્રોધને લીધે રૂધિર જેવાં નેત્રવાળો વ્રણયુક્ત છે શરીર જેનું એવો, મોટું ધનુષ ધરનાર ધૃષ્ટદ્યુમ્ન, સંગ્રામ વચ્ચે શોભતો હતો. પછી ધૃષ્ટદ્યુમ્ને શ્વાસોચ્છ્વાસો કરતા સર્પ જેવા નારાચ નામે પંદર બાણુ દુર્યોધનને મારવાની ઇચ્છાથી તેની ઉપર નાખ્યા. ગૃધ્રના પીંછ બાંધેલા, શિલા ઉપર તીક્ષ્ણ કરેલા તે સુવર્ણથી શોભિતા રાજાના કવચને ભેદી વેગથી પૃથ્વીમાં પેસી ગયા. તે સમે હે મહારાજ ! ધૃષ્ટદ્યુમ્નના બાણે કરી અત્યંત વિંધાયલો તમારો પુત્ર, વસંત સમયમાં પ્રફુલ્લિત થએલો ખાખરો શોભે તેમ શોભતો હતો. પછી નારાચના પ્રહારે કરી છિન્નભિન્ન થઇ ગયું છે કવચ જેનું એવા જર્જરભૂત થએલા તમારા પુત્રે, ક્રોધથી ભલ્લ નામના બાણેકરી ધૃષ્ટદ્યુમ્નનું ધનુષ કાપી નાંખ્યું. કપાઇ ગએલા ધનુષવાળા તેની ઉપર ઉતાવળે ભ્રકુટીના મધ્યવિષે દશ બાણુ માર્યા. કારીગરે સજેલા તે બાણુ, મકરંદને ઇચ્છતા ભ્રમર જેમ કમળને શોભાવે, તેમ તેના મુખને શોભાવવા લાગ્યા. ઉદાર મનવાળા ધૃષ્ટદ્યુમ્ને, કપાઇ ગએલા ધનુષનો ત્યાગ કરી, વેગથી બીજું ધનુષ લેઇ તેમાં ભલ્લ નામના સોળ બાણુ સાંધી દુર્યોધનના અશ્વને હણી, બીજા પાંચથી સારથિને પાડી, બીજા એક ભલ્લ બાણુથી સુવર્ણથી શોભિતા એના ધનુષને કાપી, તેમજ વળી બીજા દશ બાણુથી તમારા પુત્રનાં ઉપસ્કર સહિત રથ, છત્ર, શક્તિ, ખડ્ગ, ગદા, ધ્વજ, સુવર્ણનો બાજુબંધ, તથા મણિમય ધ્વજમાં ચિતરેલો સુંદર હસ્તિ એ સર્વ ચિહ્ન-

નને છિન્નભિન્ન કરી નાંખ્યાં. તે વેળાએ સર્વ રાજાઓ, ભાગી ગએલા દુર્યોધનના ધ્વજને જોતા હતા. હે ભરતર્ષભ ! એ રીતે ભેદાયાં છે કવચ તથા આયુધ જેનાં એવા વિરથ થએલા દુર્યોધનની તેના સહોદર ભાઇઓ ચોતરફથી રક્ષા કરવા આવી લાગ્યા. હે રાજન ! તે સમયે દંડધાર રાજા, તેને રથમાં લેઇ લઇ ધૃષ્ટદ્યુમ્ન જોતાં નિર્ભયતાથી દૂર લેઇ ગયો. રાજાના રક્ષણને ઇચ્છતો મહા બળવાન કર્ણ, સાત્યકિને જીતી ઉગ્ર ધનુષવાળા દ્રોણને હણનાર ધૃષ્ટદ્યુમ્ન સામે સંગ્રામમાં આવી ઉભો રહ્યો. તેની પાછળ, હસ્તિની પાછળ બે દાંતે કરી તેને ખેદ પમાડતો બીજો હસ્તિ આવે તેમ શિનિકુળમાં ઉત્પન્ન થએલો સાત્યકિ બાણેકરી તેને વ્યથા કરતો તરત ત્યાં આવી પહોંચ્યો. તે સમયે કર્ણ તથા ધૃષ્ટદ્યુમ્નના મધ્યમાં બેઉ તરફના યોદ્ધાઓનો મોટો સંગ્રામ થયો. પાંડવ તથા આપણી તરફનો કોઇ પણ યોદ્ધો યુદ્ધથી વિમુખ થતો દેખાતો ન હતો. પછી કર્ણ પાંચાલો તરફ ગયો. હે રાજન ! તે ક્ષણે મધ્યાન્હ વેળાએ બેઉ તરફથી ગજ, વાજિ તથા મનુષ્યનો મોટો ક્ષય થયો. તે ક્ષય કરનાર યુદ્ધમાં હે મહારાજ ! જીતવાને ઇચ્છતા પાંચાલ ઉતાવળે પક્ષિઓ જેમ વૃક્ષ તરફ દોડે તેમ કર્ણ સામે દોડવા લાગ્યા. તે રીતે યત્ન કરતા મુખ્ય વ્યાઘ્રકેતુ સુશર્મા, ચિત્ર, ચિત્રાયુધ, જય, શુક, રોચમાન, તથા દુર્જય સિંહસેન એટલા યોદ્ધાઓને બાણના ઓઘે કરી બાળતો હોય તેમ ક્રોધાયમાન થએલો કર્ણ, તેમની સામે જઇ ઉભો રહ્યો. તે સમયે શૂરવીર તેમણે પોતા સામે બાણ ફેંકતા તથા સંગ્રામમાં શોભિતા ક્રુદ્ધ થએલા કર્ણને રથ માર્ગે ચોતરફથી વિંટી લીધો. હે મહારાજ ! હે મનુજેન્દ્ર ! પ્રતાપવાન સૂતપુત્ર કર્ણ, યુદ્ધ કરતા એવા તે આઠ યોદ્ધાઓને દૂરથીજ તીક્ષ્ણ આઠ બાણથી પીડિત કરી, યુદ્ધમાં ચતુર એવા બીજા પણ હજારો યોદ્ધાઓને હણ્યા. અત્યંત ક્રુદ્ધ થએલા રાધાપુત્રે જિષ્ણુ, જિષ્ણુકર્મા, દેવાદિ, ભદ્ર, દંડ, ચિત્રાયુદ્ધ, હરિ, સિંહકેતુ, રોચમાન, તથા મહારથિ શલભ, એટલા ચેદિઓના મહારથિઓને હણ્યા. તે સમયે તેમના પ્રાણને ગ્રહણ કરતા અધિરથ પુત્ર કર્ણનું શરીર રૂધિરે કરી અભ્યુક્ષિત છે અંગ જેનું એવા રૂદ્રના મોટા શરીર સરખું દેખાતું હતું. હે ભારત ! તે યુદ્ધમાં કર્ણે બાણથી તાડન કરેલા ભયભીત હસ્તિઓ, સર્વને આકુલ વ્યાકુળ કરતા ચોતરફ દોડતા હતા. કર્ણ બાણે કરી તાડન કરેલા કેટલાક હસ્તિઓ, વિવિધ પ્રકારના શબ્દ કરતા, વજ્રથી ભેદાયેલા પર્વત જેમ પૃથ્વી પર પડે તેમ નીચે પડતા હતા. અધિરથ પુત્ર કર્ણના માર્ગવિષે ચોતરફથી પડતા હસ્તિ, અશ્વ, મનુષ્ય તથા રથોએ કરી રણભૂમિ ઢંકાઇ જતી હતી. હે રાજન ! સૂતપુત્ર કર્ણે રણસંગ્રામની વચ્ચે હસ્તિ, હય, રથ, તથા મનુષ્યોનો નાશ થાય તે રીતે જેવું કર્મ કર્યું તેવું કર્મ ભીષ્મે, દ્રોણચાર્યે તથા તમારી તરફના બીજા યોદ્ધાઓએ કર્યું ન હતું. મૃગોની વચ્ચે નિર્ભયપણાથી વિચરતો સિંહ હોય તેમ પાંચાલોની વચ્ચે કર્ણ નિર્ભયની પેઠે વિચરતો હતો. જેમ સિંહ, ત્રાસ પામેલા મૃગના ગણોને દિશાઓમાં દોડાવે, તેમ કર્ણ પાંચાલોના મોટા રથ સમુદાયોને દિશાઓમાં નસાડતો હતો. વળી જેમ સિંહના મુખને પ્રાપ્ત થઈ મૃગ જીવે નહિ તેમ કર્ણને પ્રાપ્ત થઇ મહારથિઓ જીવતા ન હતા. હે ભારત ! વનમાં અગ્નિને પ્રાપ્ત થઇ જેમ મનુષ્ય બળે, તેમ કર્ણ રૂપી અગ્નિએ કરી સૃંજયો બળતા હતા. હે ભારત ! કર્ણે, ચેદિ, કૈકેય તથા પાંચાલોવિષે પોતાનું નામ સંભળાવી શૂર પુરૂષોએ સમંત એવા ઘણાક યોદ્ધાઓને હણ્યા. હે રાજન ! કર્ણનું પરાક્રમ જોઈ મારી મતિ એમ થઈ કે, અધિરથપુત્ર કર્ણથી એક પણ પાંચાલ જીવતો રહેશે નહિ. એ રીતે સૂતપુત્ર કર્ણ, સંગ્રામમાં વારંવાર

પાંચાલોને હણવા લાગ્યો, તેને જોઈ અત્યંત ક્રોધાયમાન થએલા ધર્મરાજ યુધિષ્ઠિર ધૃષ્ટદ્યુમ્ન તથા દ્રૌપદીના પુત્રો તેની સામે દોડ્યા. તેમજ શત્રુને મારનાર એવા તેને પાંડવ તરફના બીજા પણ સેંકડો યોદ્ધાઓએ ચોતરફથી ઘેરી લીધો. શિખંડિ, સહદેવ, નકુળ, નકુળનો પુત્ર, જનમેજય, સાત્યકિ, પ્રભદ્રક તથા ધૃષ્ટદ્યુમ્ન એટલા જણ તથા પરાક્રમવાળા બીજા યોદ્ધાઓ, અગ્રણી થઇ બાણ તથા અસ્ત્ર ફેંકતા કર્ણની સામે જવા લાગ્યા. સંગ્રામમાં સામે આવતા તે ચેદિ, પાંચાલ તથા પાંડવ સામે એકલો કર્ણ, ગરૂડ જેમ સર્પો સામે દોડે તેમ દોડ્યો. હે વિશાંપતે! તે સમયે કર્ણનું તેમની સાથે દેવદાનવના જેવું મોટું યુદ્ધ થયું. જેમાં અવ્યગ્ર એવો એકલો કર્ણ, સૂર્ય જેમ ગાઢ અંધકારને હણે તેમ બાણના ઓઘને વર્ષાવતો એકઠા મળી આવેલા મોટા ધનુષવાળા તે સર્વને હણવા લાગ્યો. ભીમસેન તો પાંડવ સાથે સંસક્ત થએલા રાધાપુત્ર કર્ણને જોઇ ક્રોધથી યમદંડ જેવા બાણેકરી ચોતરફથી વાહ્લિક, કેકય, મત્સ્ય, વાસાત્ય, મદ્ર તથા સૈંધવોને હણવા લાગ્યો. તે સમયે સંગ્રામમાં એકલો યુદ્ધ કરતો મોટા ધનુષવાળો તે, અત્યંત શોભતો હતો. યુદ્ધમાં નારાચ નામના બાણેકરી ભીમસેને તાડન કરેલા, હણાયા છે માવત જેમના એવા સંગ્રામમાં પડતા હસ્તિઓ, પૃથ્વીને કંપાવતા હતા. હણાયા છે સ્વાર જેમના એવા અશ્વ, રૂધિરનું વમન કરતા યુદ્ધમાં શયન કરતા હતા. ભીમસેનના બાણથી હણાયલાં પ્રાણ રહિત પાયદળો પણ યુદ્ધમાં શયન કરતાં હતાં. તેમજ પાડી નાખેલાં છે આયુદ્ધ જેમનાં એવા ભીમસેનથી ખિન્ન થએલા અને ક્ષતયુક્ત છે અંગ જેમનાં એવા, પ્રાણ રહિત હજારો રથિઓ, સંગ્રામ ભૂમિમાં પડતા દેખાતા હતા, એ રીતે ભીમસેનના બાણે કરી છિન્નભિન્ન થએલા રથિઓ, ઘોડેસ્વાર, સૂત, પાયદળ, અશ્વ તથા હસ્તિઓએ કરી રણભૂમિ ઢંકાઇ ગઇ હતી. તે મહા સંગ્રામમાં ભીમસેનના ભયથી પીડિત, ઉત્સાહ વગરનું અને વ્રણયુક્ત છે શરીર જેમનાં એવું ચેષ્ટા વગરનું દીન થએલું દુર્યોધનનું સર્વ સૈન્ય, જાણે તેણે સ્તંભન કરી દીધું હોય નહિ, તેવું થઇ રહ્યું. હે નૃપ! પ્રસન્ન છે સલિલ જેમાં એવો સાગર જેમ સ્થિર થઇ રહ્યો હોય તેમ તમારૂં સૈન્ય નિશ્ચલ થઇ રહ્યું હતું. હે ભરતશ્રેષ્ઠ! મન્યુવીર્ય તથા બળેકરી યુક્ત, ગર્વથી યુદ્ધ કરનાર તમારા પુત્રનું સૈન્ય કાંતિ રહિત તથા પરસ્પર યુદ્ધ કરવાથી રૂધિરે કરી આર્દ્ર થઇ જવા લાગ્યું. તે સમયે પાંડવની સેનાને નસાડતો ક્રોધાયમાન થએલો સૂતપુત્ર કર્ણ, તથા કૌરવોને નસાડતો ભીમસેન, એ બેઉ સંગ્રામના મધ્ય ભાગમાં શોભતા હતા. અદ્‌ભુત છે દર્શન જેનું એવા ભયંકર સંગ્રામમાં ઘણાક સંશપ્તક ગણને હણી જય કરનારાઓમાં શ્રેષ્ઠ અર્જુને વાસુદેવ ભગવાનને કહ્યું કે, હે જનાર્દન! યુદ્ધ કરતું એવું આ સૈન્ય ભાગવા લાગ્યું અને મૃગો જેમ સિંહના શબ્દની સામે જઇ શકે નહિ તેમ મારા બાણના પારને નહિ પામતા ગણ સહિત સંશપ્તકોના આ મહારથિઓ પણ નાસતા જાય છે ને મહા સંગ્રામમાં સૃંજયોનું મોટું સૈન્ય વિદીર્ણ થાય છે. હર્ષે કરી સૈન્યના મધ્યમાં વિચરતા બુદ્ધિમાન કર્ણનો આ હસ્તિ કક્ષવાળો ધ્વજ દેખાય છે. તેમ બીજા મહારથિઓ સંગ્રામમાં કર્ણને જીતવા સમર્થ થઇ શકે તેમ નથી. વળી કર્ણના પરાક્રમને તમે જાણો છો માટે હે કૃષ્ણ! જે સ્થાનકે મહારથિ કર્ણ, આપણા સૈન્યને નસાડે છે, ત્યાં આપણા રથને લેઇ જાઓ. એમ કરવું મને રૂચે છે, પછી આપને રૂચે તે ખરૂં. એવાં અર્જુનનાં વચન સાંભળી હસતા હોય નહિ તેમ ગોવિંદ ભગવાને કહ્યું કે, હે પાંડુપુત્ર અર્જુન! તું કૌરવોને હણ એમ તેને કહ્યું તે પછી તેમણે પ્રેરણા કરેલા અર્જુનને વહન કર-

નારા હંસ જેવા શ્વેત વર્ણવાળા અશ્વ, તમારા મોટા સૈન્ય તરફ ચાલ્યા. કેશવ ભગવાને પ્રેરણા કરેલા સુવર્ણના આભૂષણવાળા તમારા સૈન્યમાં પેસતા શ્વેત અશ્વે કરી તમારૂં સૈન્ય ચાર દિશાઓ પ્રત્યે ભેદ પામ્યું. મેઘની ગર્જના જેવો જેનો શબ્દ છે એવો તથા હનુમાન છે ધ્વજામાં જેની એવો ચલાયમાન પતાકાવાળો રથ, વિમાન જેમ સ્વર્ગમાં પેસે-જાય તેમ તે સમયે સેનાને વિદારણ કરી અંદર પ્રવિષ્ટ થએલા ક્રોધાયમાન, અસહનતાથી રક્ત છે નેત્ર જેમનાં એવા મોટી કાંતિવાળા, યુદ્ધમાં ચતુર, પુરૂષમાં સિંહરૂપ, તલશબ્દે કરી મોટા વનમાં બે હસ્તિઓ રૂષ્ટ થાય તેમ રૂષ્ટ થએલા બોલાવવાથી રણમાર્ગ પ્રત્યે આવેલા વેગવાન એવા કેશવ તથા અર્જુન રણસંગ્રામના મધ્યભાગમાં, યજન કરનારાઓએ વિધિએ કરી યજ્ઞમાં સાદ કરેલા બે અશ્વિનીકુમાર જેમ શોભે તેમ શોભતા હતા. અર્જુન, રથ, સૈન્ય તથા અશ્વસમુદાય પ્રત્યે જઇ સેનાની વચ્ચે પાશ છે હાથમાં જેના એવો, કાળ શોભે તેમ શોભતો હતો. હે ભારત ! તમારી સેનામાં પરાક્રમ કરતા તેને જોઇ વળી તમારા પુત્રે સંશપ્તક ગણોને તેની સામે જવાની પ્રેરણા કરી. તેજ વખતે હજાર રથ, ત્રણસો હાથી, ચૌદ હજાર અશ્વ તથા પાદત અને લબ્ધ છે લક્ષ જેમને એવા ધનુષ ધરનાર બે લક્ષ શૂરવીર પાયદળ સહિત મહારથિઓ એવા બાણના વર્ષાદે કરી ચોતરફથી કુંતિપુત્ર અર્જુનને આચ્છાદન કરતા તેની સામે દોડયા. સંગ્રામમાં બાણેકરી ઢંકાઇ ગએલો પોતાના આત્માને ભયંકર રૂપ દેખાડતો હતો. સંશપ્તક ગણને હણતો, પારકા સૈન્યને પીડિત કરનાર અર્જુન હાથમાં છે પાશ જેને એવા અંતકની પેઠે અત્યંત દર્શનીય છે રૂપ જેનું એવો દેખાતો હતો. પછી અર્જુને નાખેલા સુવર્ણથી શોભિતા વીજળી સરખી કાંતિવાળા એકબીજાને લાગેલા બાણે કરી આકાશ ઢંકાઈ ગયું હતું. હે પ્રભો ! તેમજ અર્જુનના હાથે મૂકાયલા ઘણા બાણથી મોટા સર્પથી જેમ વન ઢંકાઇ જાય તેમ બધું ઢંકાઇ ગયું. એવી રીતે તે મહા બળવાન પાંડુપુત્ર અર્જુન, સુવર્ણના પુંખવાળા અને પ્રસન્ન છે અગ્રભાગ જેમના એવા સન્નત પર્વવાળા બાણ સર્વ દિશાઓમાં નાખતો હતો. તે વેળાએ અર્જુનના તલનો શબ્દ સાંભળી સર્વ મનુષ્ય, પૃથ્વી, આકાશ, દિશાઓ, સર્વ સમુદ્ર તથા પર્વતો પણ ફાટશે, એમ સૌ જાણતા હતા. તેટલામાં વળી મહારથિ કુંતિપુત્ર અર્જુન, દશ હજાર સંશપ્તક રાજાઓને હણી પ્રત્યક્ષ તેમની સામે ગયો. એ રીતે અર્જુન, કાંબોજે રક્ષણ કરેલા સૈન્યને પ્રત્યક્ષ પ્રાપ્ત થઇ બાણેકરી ઇન્દ્ર જેમ દાનવોનું મંથન કરે, તેમ તેમનું મંથન કરવા લાગ્યો, તે કેવી રીતે કે ભલ્લ નામના બાણેકરી તત્કાળ હાથમાં ઉઘાડાં શસ્ત્ર લેઇ ઉભેલા શત્રુઓનાં શસ્ત્રપાણિ બાહુ તથા મસ્તકોને પણ કાપવા લાગ્યો. કપાઇ ગયાં છે અંગ તથા અવયવ જેમના એવા આયુધ રહિત તે, ચોતરફથી લાગેલા વાયુએકરી સારી રીતે ભાગેલા ઘણી શાખાવાળા વૃક્ષ પડે તેમ પૃથ્વીપર પડતા હતા. હસ્તિ, અશ્વ, રથ તથા પાયદળોના સમૂહોને હણતા અર્જુન ઉપર સુદક્ષિણના નાનાભાઇ કાંબોજે બાણનો વર્ષાદ કર્યો. એ રીતે બાણ ફેંકતા તેના અર્ધ ચંદ્રાકૃતિ બે બાણેકરી ભોગળ જેવા બે બાહુ તથા ક્ષુરપ્ર નામના બાણેકરી પૂર્ણ ચન્દ્ર જેવું છે મુખ જેમાં એવું મસ્તક કાપી નાંખ્યું. તે વખતે, રૂધિરને સ્રવતો તે, વજ્રેકરી અવદારણ કરેલું મનશીલના પર્વતનું શિખર પડે તેમ વાહન ઉપરથી નીચે પડયો. સુવર્ણના સ્તંભ જેવા અને ભેદાયલા સુવર્ણના પર્વતની જેને ઉપમા આપી શકાય, અત્યંત પ્રિય દેખાવવાળા અને કમળપત્ર જેવાં છે નેત્ર જેમનાં એવા હણાયલા ઉચ્ચ શરીરવાળા સુદક્ષિણના નાનાભાઈ કાંબોજને સર્વ મનુષ્ય જોતાં હતાં. પછી વળી યુદ્ધ કરનાર યોદ્ધાઓની

જેમાં નાના પ્રકારની અવસ્થા થઇ હતી એવું અત્યંત આશ્ચર્યરૂપ ભયંકર યુદ્ધ થયું, જેમાં એક બાણેકરી હણાયલા માટે રૂધિરયુક્ત એવા અશ્વ, કાંબોજ, યવન તથા શકે કરી હે વિશાંપતે! બધું રક્ત થઇ ગયું હતું. તેમજ હણાયા છે અશ્વ તથા સારથિ જેમના એવા રથ, હણાયેલા સ્વારવાળા અશ્વ, હણાએલા માવતવાળા હસ્તિ, તેમજ હણાયલા છે હસ્તિ જેમના એવા માવતો વગેરે સર્વ, હે મહારાજ ! એકબીજાને મારવાથી ભયંકર એવો મનુષ્યનો ક્ષય થયો. તે પક્ષ તથા પ્રપક્ષને પણ અર્જુને હણ્યો, તે જોઇ જય કરનારાઓમાં શ્રેષ્ઠ એવા અર્જુન પ્રત્યે સુવર્ણથી શોભિતાં મોટાં ધનુષને હલાવતા અને સૂર્ય જેમ કિરણોને ગ્રહણ કરે તેમ ભયંકર બાણને ગ્રહણ કરતા અંતકાળે કિંકરને દંડધારણ કરનાર યમરાજા જેમ ક્રોધ કરે તેમ ક્રોધ તથા અસહનતાથી ફાડયું છે મુખ જેણે એવાં નેત્રવાળા બળવાન અશ્વત્થામાએ સામે આવી ઉગ્ર બાણનો વર્ષાદ વરસાવ્યો. હે મહારાજ! અશ્વત્થામાના મૂકેલા ચોતરફથી આવતા તે બાણેકરી રથમાં બેઠેલા કૃષ્ણ તથા અર્જુન બેઉ ઢંકાઇ ગયા. તેટલામાં વળી પ્રતાપવાન અશ્વત્થામાએ તીક્ષ્ણ એવા સેંકડો બાણેકરી માધવ તથા અર્જુનને ચેષ્ટા રહિત કર્યા. એ રીતે ચરાચરનું રક્ષણ કરનાર એવા તે બેઉને બાણેકરી ઢંકાઇ ગએલા જોઇ સ્થાવર જંગમાત્મક સર્વ જગત હાહાકાર કરવા લાગ્યું. સિદ્ધ તથા ચારણના સમુદાય પણ, હવે લોકનું કલ્યાણ કેમ થશે, એમ ચિંતન કરવા લાગ્યા. તે સમયે હે રાજન ! શ્રીકૃષ્ણ તથા અર્જુનને આચ્છાદન કરતા અશ્વત્થામાનું સંગ્રામમાં જેવું પરાક્રમ મેં જોયું તેવું પૂર્વે કયારે પણ જોયું ન હતું. તેમજ હે રાજન ! શત્રુઓને ત્રાસ પમાડનાર અશ્વત્થામાના ધનુષનો સિંહના શબ્દ જેવો શબ્દ, વારંવાર હું સાંભળતો હતો. યુદ્ધના મધ્યમાં વિચરતા તથા ડાબી અને જમણી બાજુ બાણ ફેંકતા એવા તેની પ્રત્યંચા મેઘના મધ્યમાં રહેલી શોભિતી વિજળી સરખી દીસતી હતી. તે વેળાએ બાણ ફેંકનાર દૃઢ હસ્તવાળો પાંડુપુત્ર અર્જુન, અત્યંત મોહને પ્રાપ્ત થઇ દ્રોણપુત્રને જોઇ મોટા યશવાળો તે, પોતાનું પરાક્રમ હણાયું એમ માનતો હતો. એ રીતે વર્તતા તે મોટા સંગ્રામમાં અશ્વત્થામા તથા અર્જુનનું શરીર દુઃખેકરીને પણ દેખાય નહિ તેવું થઇ ગયું હતું. હે રાજેન્દ્ર ! એ રીતે મહા બળવાન દ્રોણપુત્ર વૃદ્ધિને પ્રાપ્ત થયા અને કુંતિપુત્ર હીનબળ થયો તેને જોઇ પ્રાપ્ત થયો છે રોષ જેમને એવા શ્રીકૃષ્ણે, રોષથી વારંવાર નિઃશ્વાસ મૂકતા ચક્ષુથી જાણે બાળતા હોય નહિ તેની પેઠે સંગ્રામમાં વારંવાર અશ્વત્થામા તથા અર્જુન પ્રત્યે જોઇ ક્રોધથી પ્રણય સહિત જે રીતે કહેવાય તે રીતે અર્જુન પ્રત્યે કહેવા લાગ્યા કે હે પાર્થ ! હે ભારત ! આજ દ્રોણપુત્ર અશ્વત્થામા તારાથી અતિશય થઇ જાય છે એ તારી સામે અતિ આશ્ચર્ય દેખું છું. હે અર્જુન ! તારૂ પરાક્રમ તથા ભુજનું બળ પૂર્વના જેવું છે. તેમજ તારા હાથમાં ગાંડીવ ધનુષ છે, રથમાં તું છે, તારા બાહુ કુશલ છે, તારી મુષ્ટિ શિથિલ થઇ નથી કેમકે દ્રૌણિને સંગ્રામમાં વૃદ્ધિ પામેલો હું જોઉં છું. વાસ્તે હે પાર્થ ! ગુરૂનો પુત્ર છે એમ જાણી એને માન આપતો તું ઉપેક્ષા માં કર. કારણ કે આ સમય ઉપેક્ષા કરવાનો નથી. એવાં શ્રીકૃષ્ણનાં વચન સાંભળી ભલ્લ નામના ચૌદ બાણ ગ્રહણ કરી ઉતાવળને વખતે ત્વરાથી અર્જુને અશ્વત્થામાનું ધનુષ, ધ્વજ, છત્ર, પતાકા, રથ, શક્તિ તથા ગદાને પણ કાપી વત્સદંત નામનાં બાણેકરી હાંસડીમાં અત્યંત વિંધ્યા. હે મહારાજ ! તે અત્યંત મૂર્ચ્છાને પ્રાપ્ત થઈ ધ્વજના દાંડાનો આશ્રય કરી બેસી ગયા. તે સમયે અર્જુનના બાણથી અત્યંત પીડાયલા સંજ્ઞા રહિત તેમને તેમના રક્ષણ વાસ્તે

સંગ્રામમાંથી સારથિ બહાર લેઈ ગયો. એજ સમયે શૂરવીર એવા તમારા પુત્રના જોતાં શત્રુને તપાવનાર અર્જુને, સેંકડો તથા હજારો યોદ્ધાઓને હણ્યા. હે રાજન ! તમારા ખરાબ વિચારને લીધે તમારાઓનો પારકાસહિત ભયંકર તથા ક્રૂર એવો આ ક્ષય પ્રવર્તમાન થયો. તે સંગ્રામમાં કુંતિપુત્ર અર્જુન, સંશપ્તકોને ભીમસેન, કૌરવોને તથા વસુષેણ પાંચાલોને ક્ષણમાં હણતા હતા. હે રાજન ! શ્રેષ્ઠ શૂરવીરનો છે ક્ષય જેમાં એવા તે રીતે વર્તતા ભયંકર સંગ્રામમાં અગણિત એવાં માથા વિનાનાં ધડ, ચોતરફથી ઉભાં થઈ દોડતાં હતાં. સંગ્રામમાં પ્રહારથી થયેલી છે વેદના જેને એવા યુધિષ્ઠિર રાજા પણ હે ભરતસત્તમ ! ક્રોશમાત્ર અપક્રમણ કરી ઉભા હતા.

युधिष्ठिरोपि संग्रामे प्रहारैर्गाढवेदनः ।
क्रोशमात्रमवक्रम्य तस्थौ भरतसत्तम ॥

इतिश्री महाभारते कर्णपर्वाणि संकुलयुद्धे गुर्जरभाषायां षट्पंचाशत्तमोऽध्यायः॥५६॥

## અધ્યાય ૫૭ મો. અશ્વત્થામાએ કરેલી પ્રતિજ્ઞા.

संजय उवाच—दुर्योधनस्ततः कर्णमुपेत्य भरतर्षभ ।
अब्रवीन्मद्रराजं च तथैवान्यांश्च पार्थिवान् ॥ १ ॥

સંજય કહે છે—હે ભરતર્ષભ ! તેટલામાં દુર્યોધન રાજા, કર્ણ પાસે આવી તેને, શલ્યને તથા બીજા રાજાઓને આમ કહેવા લાગ્યો કે, કપાટ વગરનું આ સ્વર્ગનું દ્વાર આપણને યદચ્છાએ કરી સંપ્રાપ્ત થયું છે. આવા યુદ્ધને હે કર્ણ ! સુખી એવા ક્ષત્રિયોજ પ્રાપ્ત થાય છે. હે રાધાપુત્ર કર્ણ ! પોતાના જેવા શૂરવીર ક્ષત્રિયો સાથે યુદ્ધ કરનાર શૂરવીરોનું ઈષ્ટ થાય છે તે આ આપણને પ્રાપ્ત થયું છે, કાંતો યુદ્ધમાં પાંડવોને હણી સમૃદ્ધ એવી પૃથ્વીને પ્રાપ્ત થાઓ વા પારકાઓથી યુદ્ધમાં હણાઈ વીરલોકને પ્રાપ્ત થાઓ. દુર્યોધનનાં વચન સાંભળી પ્રસન્ન થએલા શ્રેષ્ઠ ક્ષત્રિયો સિંહનાદ કરતા ચોતરફથી વાદિત્ર વગાડવા લાગ્યા. દુર્યોધનનું સૈન્ય અત્યંત હર્ષિત થયું. તેને જોઇ તમારી તરફના યોદ્ધાઓને હર્ષ કરાવતા અશ્વત્થામા આવી રીતે વચન કહેવા લાગ્યા. હે રાજાઓ ! સર્વ સૈન્યોની સમક્ષ અને તમે પણ બધા જુઓ છો તે રીતે, મૂકેલાં છે શસ્ત્ર જેણે એવા, મારા પિતાને ધૃષ્ટદ્યુમ્ને પઝ્યા, તે ક્રોધથી, તથા મિત્રવાસ્તે હું સત્ય પ્રતિજ્ઞા કરૂં છું, તે મારાં વાક્ય તમે સાંભળો. ધૃષ્ટદ્યુમ્નને માર્યા વગર હું કવચ નહિ ઉતારૂં, એ મારી પ્રતિજ્ઞા જો અસત્ય થાય તો હું સ્વર્ગને પ્રાપ્ત ન થાઊં. તેમ સંગ્રામમાં અર્જુન, ભીમસેન વા જે યોદ્ધો ધૃષ્ટદ્યુમ્નની રક્ષા કરશે તેને પણ બાણે કરી હું મારીશ. તેણે આમ કહ્યું તે સાંભળી તમારી તરફની સર્વ સેના એકઠી મળી પાંડવો સામે દોડી. પાંડવો પણ કૌરવો સામે દોડયા. હે રાજન ! રથના યૂથને પાળનાર એવા કૌરવ તથા સૃંજયોની આગળ અતિ ભયંકર છે રૂપ જેનું, એવો મનુષ્યનો ક્ષય કરનાર તે સન્નિપાત જેવો કાળ તથા પ્રલય શરૂ થયો. એ રીતે યુદ્ધમાં સંહાર પ્રવર્તમાન થયો, તે સમયે અત્યંત શૂરવીર પુરૂષોને જોવાની જેમને ઇચ્છા છે એવાં, દેવતા સહિત સર્વ પ્રાણિયો એકઠાં થયાં. અત્યંત પ્રસન્ન થએલી અપ્સરાઓ વિવિધ પ્રકારનાં દિવ્ય માલતીનાં પુષ્પ, દિવ્ય ગંધ, તથા વિવિધ પ્રકારનાં રત્નોનો, પોતાના કર્મને ઉદ્દહન કરનાર સંગ્રામમાં પડેલા શૂરવીર ઉપર

વર્षाद કરતી હતી. વિવિધ પ્રકારના ગંધને સેવન કરી સુગંધ યુક્ત થએલો વાયુ, મુખ્ય એવા સર્વ યોદ્ધાઓને સેવન કરતો હતો. તે વખતે એવી રીતે સુગંધિ વાયુએ સેવન કરેલા યોદ્ધાઓ પરસ્પર એક બીજાને મારી ધરણી પર પડતા હતા. નક્ષત્રના સમુદાયથી વિચિત્ર પ્રકારનું આકાશ શોભે તેમ, દિવ્ય એવાં માલતીનાં પુષ્પ, સુવર્ણના પુંખવાળા વિચિત્ર પ્રકારના બાણ, અને પડેલા શ્રેષ્ઠ યોદ્ધાઓએ કરી વિચિત્ર પ્રકારની પૃથ્વી શોભતી હતી. અંતરિક્ષમાંથી થતા સાધુવાદ, તથા વાદિત્રના શબ્દે કરી અત્યંત શબ્દાયમાન એવા પ્રત્યંચા તથા નેમિના શબ્દે કરી વિચિત્ર પ્રકારનો અતિ આકુલ એવો તે સંપ્રહાર ચાલતો હતો.

**ततोंतरिक्षादपि साधुवादैर्वादित्रघोषैः समुदीर्यमाणः ।**
**ज्याघोषनेमिस्वननादचित्रसमाकुलः सोभवत्संप्रहारः ॥**

**इतिश्री महाभारते कर्णपर्वाणे अश्वत्थामप्रतिज्ञायां गुर्जरभाषायां सप्तपंचाशत्तमोऽध्यायः ॥ ५७ ॥**

---

## અધ્યાય ૫૮ મો. રણભુમિમાં રોળ.

**संजय उवाच-एवमेषमहानासीत्संग्रामः पृथिवीक्षिताम् ।**
**क्रुद्धेर्जुने तथाकर्णे भीमसेने च पांडवे ॥ १ ॥**

સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર ! અર્જુન, કર્ણ તથા પાંડુપુત્ર ભીમસેન, એ ત્રણે ક્રોધાયમાન થવાથી રાજાઓ વચ્ચે મોટો સંગ્રામ થયો. હે રાજન ! દ્રોણપુત્રને પરાજય પમાડી બીજા મહારથિઓને જીતી અર્જુને વાસુદેવ ભગવાનને કહ્યું કે હે મહાબાહો ! હે કૃષ્ણ ! નાસતી એવી પાંડવની સેના તથા સંગ્રામમાં મહારથિઓને પીડિત કરતા કર્ણને જુવો. હે દાશાર્હ ! ધર્મરાજ એવા યુધિષ્ઠિરને પણ હું દેખતો નથી. હે યદુશ્રેષ્ઠ ! ધર્મરાજનો ધ્વજ પણ દેખાતો નથી અને હે જનાર્દન ! દિવસનો પણ ત્રીજો ભાગ બાકી અવશેષ રહ્યો છે, ને ધૃતરાષ્ટ્રના પુત્રોમાંથી કોઇ પણ સંગ્રામમાં મારી સાથે યુદ્ધ કરતો નથી, માટે મારૂં પ્રિય કરવા જ્યાં યુધિષ્ઠિર હોય ત્યાં રથને લેઈ જાઓ. હે વાર્ષ્ણેય ! નાના ભાઇઓ સહિત ધર્મપુત્ર યુધિષ્ઠિરને યુદ્ધમાં કુશળ જોઇશ ત્યાર પછીજ ફરીથી સંગ્રામમાં શત્રુઓ સાથે હું યુદ્ધ કરીશ. અર્જુનનાં એવાં વચન સાંભળી હરિ એવા શ્રી ભગવાન, જ્યાં યુધિષ્ઠિર રાજા તથા મહારથિ સંજય, તમારી તરફનાઓ સાથે મૃત્યુભય છોડી યુદ્ધ કરતા હતા ત્યાં રથ લઇ ગયા. તે સમયે ગોવિંદ ભગવાન, મનુષ્યોનો છે ક્ષય જેમાં એવી, રણભૂમિને જોઇ અર્જુનને કહેવા લાગ્યા કે હે પાર્થ ! દુર્યોધન વાસ્તે મહા ભયંકર એવો પૃથ્વીપર રાજાઓનો મોટો ક્ષય થાય છે તે તું જો. હે ભારત ! મરણ પામેલા શૂરવીર ધનુર્ધારીઓનાં સુવર્ણના પૃષ્ઠભાગવાળાં તૂટેલાં ધનુષ, તથા અમૂલ્ય ભાથાઓને પડેલા જો. સુવર્ણમય છે પુંખ જેમના એવા સુન્નત પર્વવાળા બાણ, છૂટા મૂકેલા સર્પ સરખા, તૈલથી ધોએલા નારાચ નામના બાણ, હાથીના દાંતની મુઠવાળા સુવર્ણથી શોભિતા ખડ્ગ, સુવર્ણ છે ગર્ભમાં જેમને એવાં તૂટેલાં કવચ, સુવર્ણથી શોભિતા સાંગો, સુવર્ણના ભૂષણવાળી શક્તિઓ, સુવર્ણમય પટ્ટ, બાંધેલી મોટી ગદાઓ, સુવર્ણમય તરવાર, સુવર્ણના

ભૂષણયુક્ત પટા, સુવર્ણથી વિચિત્ર પ્રકારના છે દાંડા જેમાં એવા, ભાગેલા પરશુ, લોહમય બરછિઓ, મોટાં મુસલ, વિચિત્ર પ્રકારની તોપ તથા રણભૂમિપર પડેલા મોટા ભાલાઓને જો. ભાગેલા ચક્ર, ગુરજ, નાના પ્રકારના શસ્ત્ર ગ્રહણ કરી જયને ઇચ્છનાર વેગવાન પ્રાણુરહિત પડેલા પુરૂષો જાણે જીવતા હોય નહિ તેવા દેખાય છે. ગદાએ કરી મંથન થયાં છે શરીર જેમનાં એવા, મુસલેકરી ભેદાએલા મસ્તકવાળા, અને ગજ, વાજિ તથા રથેકરી ખુંદાયલા હજારો યોદ્ધાઓને જો. હે શત્રુને હણનાર! બાણ, શક્તિ, તરવાર, પટા, ઘોર એવા લોહના ભાલા, લોહની બરછિઓ તથા ફરશિઓએ કરી કપાયલા મનુષ્ય, અશ્વ તથા હસ્તિના રૂધિરથી વ્યાપ્ત એવાં પ્રાણરહિત ઘણાંક શરીરોએ કરી રણભુમિ છવાઇ ગઇ છે. તેજ રીતે રણભૂમિમાં પડેલા ચંદનથી લીંપાયલા, સુવર્ણથી શોભિતા તલાં તથા આંગળીના મોજા સહિત બાજુબંધ પહેરેલા બાહુ, હસ્તિની સૂંઢની જેમને ઉપમા અપાય એવા કપાઇ ગએલા વેગવાન પુરૂષોના સાથળ, બાંધ્યા છે શ્રેષ્ઠ ચૂડામણિ જેમાં એવા, કુંડળસહિત વેગવાન વૃષભ સરખાં નેત્રવાળા પુરૂષોનાં મસ્તક, રૂધિરથી લીપાયલા ધડેકરી, હે ભરતશ્રેષ્ઠ! શાંત છે જ્વાળા જેની એવા અગ્નિએકરી વેદી શોભે તેમ રણભૂમિ શોભે છે. સુવર્ણની ઘુઘરીઓવાળા અનેક તરેહથી ભાગી ગયેલા રથ તથા બાણથી હણાયલા અને બહાર નીકળી ગયાં છે આંતરડાં જેમનાં એવા, અશ્વને તું જો. રથ નીચેના ભાગ, બાણ મૂકવાના ભાથા, પતાકા, વિવિધ પ્રકારના ધ્વજ, રથિપુરૂષોના મોટા શંખ, શ્વેત છે વર્ણ જેમનો એવા ચામર, નીકળી ગઇ છે જિહ્વા જેમની એવા સંગ્રામમાં સુતેલા પર્વત સરખા હાસ્તઓ, વિચિત્ર પ્રકારના વાવટા, હણાયલા હસ્તિ તથા અશ્વ, હસ્તિઓની ઝૂલ મૃગચર્મ, ધાબળા, ચિરાઇ ગએલી સુવર્ણથી વિચિત્ર પ્રકારની ઝુલો તથા અંકુશ, પડેલા એવા મોટા હસ્તિઓએ કરી બહુ પ્રકારથી ભેદાએલા ઘંટાઓ, વૈદૂર્યમણિના છે દાંડા જેમના એવા પૃથ્વીવિષે પડેલા સુંદર અંકુશ, ઘોડેસ્વારોના હસ્તાગ્ર ભાગવિષે રહેલા સુવર્ણથી શોભિતા ચાબુક, નાના પ્રકારના મણિથી વિચિત્ર પ્રકારના સુવર્ણથી શોભિતા ઘોડાઓના સાજ તથા રંકુમૃગના રૂવાંની ઝુલો, સુવર્ણની માળાઓથી શોભિતા પૃથ્વીવિષે પડેલા વિચિત્ર પ્રકારના રાજાઓના મસ્તકમણિ, ભાગેલા ચામર, વ્યજન તથા પડેલાં છત્ર, તથા ચંદ્ર અને નક્ષત્ર જેવી શોભાવાળાં, સુંદર કુંડળ યુક્ત, શ્મશ્રુથી શોભિતાં શૂરવીરોનાં મુખેકરી ઢંકાઇ ગએલી રૂધિરના ગારાવાળી પૃથ્વીને જો. ચોતરફથી શબ્દ કરતા શસ્ત્ર મૂકેલા ઘણાકોએ સેવન કરેલા જીવતા પડેલા બીજાઓને પણ જો. વારંવાર રૂદન કરતા, જાતિલાઓ સહિત પડેલા બીજા પ્રાણરહિત યોદ્ધાઓને ઢાંકી દેઇ જયને ઇચ્છનાર, અત્યંત ક્રોધાવિષ્ટ થએલા વેગવાન યોદ્ધાઓ, પાછા યુદ્ધ કરવા જાય છે, પડેલા શૂરવીર જાતિલાઓએ ઉદકની યાચના કરેલા બીજા કેટલાક યોદ્ધાઓ, તે તે ઠેકાણે દોડે છે તેમને જો. હે અર્જુન! જળવાસ્તે ગયેલા કેટલાક પ્રાણ રહિત થઇ ગયા, તેમને બેભાન જોઇ બીજા શૂરવીર પાછા વળ્યા. કેટલાક જળનો ત્યાગ કરી પરસ્પર આક્રોશ કરતા દોડે છે. હે મારિષ! જળનું પાન કરી મરણ પામેલા તથા જળનું પાન કરતા બીજાઓને જો. બાંધવ છે પ્રિય જેમને એવા બીજા કેટલાક, પ્રિય બાંધવોનો ત્યાગ કરી તે તે સ્થાનકે મહા સંગ્રામમાં પ્રાણરહિત થઇ પડેલા દેખાય છે. હે નરશ્રેષ્ઠ! ડશેલા છે ઓષ્ટપુટ જેમણે એવા ભ્રકુટીથી કુટિલ વક્ત્રેકરી ચોતરફથી જોનારાઓને જો. એ રીતે અર્જુનપ્રત્યે કહેતા શ્રીકૃષ્ણ, મહા સંગ્રામમાં જ્યાં યુધિષ્ઠિર રાજા હતા ત્યાં જવા લાગ્યા. અર્જુન રાજાના દર્શનવાસ્તે

ગોવિંદ ભગવાનને વારંવાર 'ત્યાં ચાલો ત્યાં ચાલો' એમ પ્રેરણા કરવા લાગ્યો. તે સમયે ભગવાન, રણભૂમિ અર્જુનને દેખાડી ધીરેથી બોલ્યા કે–હે પાંડવ! રાજા સમીપે જતા પાર્થિવોને જો. મહા જોરથી લાગતા પ્રજ્વલિત અગ્નિસમાન કર્ણને જો. મોટા ધનુષવાળો ભીમસેન, સંગ્રામમાંથી પાછો ફર્યો. પાંચાલ, સૃંજય તથા પાંડવોમાં મુખ્ય એવા ધૃષ્ટદ્યુમ્નાદિક પણ તેની પાછળ પાછા વળ્યા. એ રીતે ફરીથી પાછા વળેલા પાંડવોને જોઈ મોટું એવું શત્રુનું સૈન્ય નાસવા લાગ્યું. હે અર્જુન! વેગે કરી ઇન્દ્ર જેવા પરાક્રમવાળો અને અંતકની જેને ઉપમા અપાય એવો કર્ણ, નાસતા કૌરવોને રોકે છે. હે કૌરવ! શસ્ત્ર ધરનારાઓમાં શ્રેષ્ઠ અશ્વત્થામા જાય છે. સંગ્રામમાં દોડયા જતા તેની પાછળ મહારથિ ધૃષ્ટદ્યુમ્ન જાય છે, તે સંગ્રામમાં હણાયલા સૃંજયોને તું જો. એ રીતે અત્યંત દુર્ધર્ષ, એવા વાસુદેવે બધું અર્જુનને કહ્યું. હે રાજન! મૃત્યુના ભયથા રહિત એવી બેઉ સેનામાં મોટા સિંહનાદ સાથે મહા ભયંકર સંગ્રામ થવા લાગ્યો. હે પૃથ્વીપતે! હે રાજન! એ રીતે તમારા દુષ્ટ વિચારને લીધે તમારા તથા પારકાઓનો પૃથ્વી ઉપર ક્ષય પ્રવર્તમાન થયો.

एवमेव क्षये वृत्तः पृथिव्यां पृथिवीपते ।
तावकानां परेषां च राजन् दुर्मन्त्रिते तव ॥

इतिश्री महाभारते कर्णपर्वणि वासुदेववाक्ये गुर्जरभाषायामष्टपंचाशत्तमोऽध्यायः ॥ ५८ ॥

## અધ્યાય ૫૯ મો. ધૃષ્ટદ્યુમ્ન ને દ્રૌણિ.

संजय उवाच—ततः पुनः समाजग्मुरभीताः कुरुसृंजयाः ।
युधिष्ठिरमुखाः पार्थाः सूतपुत्रमुखाश्वयम् ॥ १ ॥

સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર! ત્યારપછી ભયરહિત કૌરવ તથા સૃંજય ફરીથી પાછા આવ્યા. યુધિષ્ઠિર છે મુખ્ય જેમાં, એવા પાંડવ અને કર્ણ તથા પાંડવોનો રૂવાં ઉભાં કરનાર અને યમના દેશને વધારનાર ભયંકર સંગ્રામ પ્રવર્તમાન થયો. હે ભારત! રૂધિરના ઉદકવાળા ભયંકર સંગ્રામમાં શૂરવીર એવા સંશપ્તક કંઇક અવશેષ રહ્યા હતા તેમને જોઇ હે મહારાજ! સર્વ રાજાઓ સહિત ધૃષ્ટદ્યુમ્ન, તથા મહારથિ પાંડવ કર્ણની સામે દોડયા. જયની ઇચ્છાવાળા પ્રસન્નતાથી સંગ્રામમાં સામે આવતા તેમને એકલા કર્ણે જળના ઓઘને જેમ પર્વત ધારણ કરે તેમ ધરી રાખ્યા. મહારથિઓ કર્ણને પ્રાપ્ત થઇ વારીના ઓઘ પર્વતને પ્રાપ્ત થઇ જેમ સર્વ દિશાઓમાં વિશીર્ણ થાય તેમ વિખરાઈ ગયા. તે સમયે હે મહારાજ! ધૃષ્ટદ્યુમ્ન તથા કર્ણનો રૂવાં ઉભાં કરનાર સંગ્રામ થયો. જેમાં જયને આપનાર એવા શ્રેષ્ઠ ધનુષને હલાવતા મહારથિ ધૃષ્ટદ્યુમ્ને, સન્નત છે પર્વ જેનું, એવા બાણે કરી રાધાપુત્રને તાડન કરી સંગ્રામના મધ્યમાં 'અરે ઉભો રહે ઉભો રહે' એમ કહ્યું. અત્યંત ક્રોધાયમાન થએલા કર્ણે પણ, પૃષતગોત્રમાં ઉત્પન્ન થએલા ધૃષ્ટદ્યુમ્નનું ધનુષ તથા સર્પ જેવા તેના બાણને કાપી નવ બાણે તેને તાડન કર્યો. હે અનઘ! કર્ણના નાખેલા તે બાણ, સુવર્ણથી શોભિતા તેના કવચને ભેદી રૂધિરયુક્ત થએલા વર્ષાઋતુમાં ઇન્દ્રગોપ નામના જંતુઓ શોભે તેમ શોભતા હતા. કપાઇ ગએલાં ધનુષનો ત્યાગ કરી મહારથિ ધૃષ્ટદ્યુમ્ને, બીજું ધનુષ, તથા સર્પ જેવા બાણ ગ્રહણ કરી સન્નત છે પર્વ જેમનાં એવા

સિત્તેર બાણેકરી કર્ણને વિંધ્યો. તેમજ હે રાજન ! કર્ણે પણ શત્રુને તપાવનાર ધૃષ્ટદ્યુમ્નને તેના બાણેકરી આચ્છાદન કરી દીધો. મોટા ધનુષવાળા દ્રોણાચાર્યના શત્રુ ધૃષ્ટદ્યુમ્ને તીક્ષ્ણ બાણેકરી કર્ણને વિંધ્યો, તે સમયે હે મહારાજ ! અત્યંત ક્રોધાયમાન થએલા કર્ણે, સુવર્ણથી શોભિતો કાળદંડ સરખો બાણ ધૃષ્ટદ્યુમ્ન ઉપર નાખ્યો. હે વિશાંપતે ! આવતા તે ભયંકર રૂપવાળા બાણને ધનુર્વિદ્યામાં કુશળ સાત્યકિએ તત્કાળ કાપી નાખ્યો. હે વિશાંપતે ! સાત્યકિએ બાણેકરી હણેલા તે બાણને જોઇ, કર્ણે, બાણના વર્ષાદે કરી ચોતરફથી સાત્યકિને વારી રાખી, નારાચ નામના સાત બાણથી એને વિંધ્યો. શિનિકુળમાં ઉત્પન્ન થએલા સાત્યકિએ પણ સુવર્ણથી શોભિતા બાણેકરી તેને વિંધ્યો. પછી હે મહારાજ ! ચક્ષુ તથા શ્રોત્રને ભય કરનાર એવું વિચિત્ર પ્રકારનું ચોમેરથી જોવા લાયક એવું ઘનઘોર યુદ્ધ થયું. હે નૃપ ! સંગ્રામમાં કર્ણ તથા સાત્યકિના તે કર્મને જોઇ સર્વ પ્રાણીયોનાં રૂવાં ઉભાં થઇ ગયાં. એટલામાં પરપુર જીતનાર અને સંગ્રામમાં ધૃષ્ટદ્યુમ્નને જોઇ દ્રોણ જેમ પ્રયત્ન કરતા હતા તેમ દ્રોણપુત્ર અશ્વત્થામાએ શત્રુના પરાક્રમ તથા પ્રાણનો નાશ કરનાર, શત્રુને દમન કરનાર અત્યંત મોટા બળવાળા ધૃષ્ટદ્યુમ્ન સામે આવી અત્યંત ક્રોધથી તેને કહ્યું કે હે બ્રહ્મહત્યારા ! 'ઉભો રહે ઉભો રહે' આજ મારી પાસેથી તું જીવતો નહિ જાય, એમ કહી અત્યંત શૂરવીર એવા તેને, ભયંકર છે રૂપ જેનું એવા, અત્યંત ચકચકિત કરેલા તીક્ષ્ણ બાણે કરી આચ્છાદન કરી દીધો. સંગ્રામમાં પરાક્રમ કરતા અશ્વત્થામાને જોઇ, નથી અત્યંત પ્રસન્ન મન જેનું એવા, પારકા શૂરવીરને હણનાર ધૃષ્ટદ્યુમ્ન, તેને મૃત્યુ માની શસ્ત્રે કરી પોતાના આત્માને અવધ્ય જાણી પ્રલય સમયે કાળ જેમ કાળપ્રત્યે દોડે તેમ અશ્વત્થામા સામે દોડયો. શૂરવીર અશ્વત્થામા પણ હે રાજેંદ્ર ! ક્રોધથી નિઃશ્વાસ મૂકતા તેની સામે દોડયા. તે વેળાએ તે બેઉ, એક બીજાને જોઇ અત્યંત ક્રોધને પ્રાપ્ત થયા. ત્યાર પછી હે મહારાજ ! હે વિશાંપતે ! પ્રતાપવાન દ્રોણપુત્ર, પોતાની સમીપ ઉભેલા ધૃષ્ટદ્યુમ્નને આવી રીતે કહેવા લાગ્યા. હે પંચાલોમાં અધમ ! હે મૂઢ ! પૂર્વે દ્રોણને હણનાર એવા તેં જે પાપકર્મ કર્યું છે, તે તારૂં કુશળ ન થાય તે રીતે તને તપાવશે. સંગ્રામમાં અર્જુને જેની રક્ષા નથી કરી એવો તું, જો સામે ઉભો રહીશ ને જો નાશી નહિ જાય તો આજ હું તને મૃત્યુ પાસે મોકલી દેઇશ. અશ્વત્થામાનાં એવાં વચન સાંભળી પ્રતાપવાન્ ધૃષ્ટદ્યુમ્ને તેને કહ્યું કે સંગ્રામમાં યત્ન કરતા તારા પિતાને જેણે પ્રત્યુત્તર આપ્યું, તેજ, આ મારો ખડગ, તને પણ પ્રત્યુત્તર આપશે, અને જ્યારે હું બ્રાહ્મણ છું એમ કહેનાર દ્રોણને મેં હણ્યો, ત્યારે આ વખતે યુદ્ધમાં તને પરાક્રમથી કેમ નહિ હણું ? હે મહારાજ ! એમ કહી ક્રોધાયમાન થએલા સેનાપતિએ અત્યંત તીક્ષ્ણ બાણે કરી અશ્વત્થામાને વિંધ્યા, તેથી અત્યંત ક્રુદ્ધ થએલા અશ્વત્થામાએ, સન્નત છે પર્વ જેમના એવા બાણોએ કરી ધૃષ્ટદ્યુમ્નની દિશાઓને આચ્છાદન કરી દીધી. તે વેળાએ હે મહારાજ ! બાણેકરી આચ્છાદન થવાથી, અંતરિક્ષ, દિશાઓ તથા હજારો યોદ્ધાઓ પણ ચોતરફ દેખાતા ન હતા. તેમજ હે રાજન ! ધૃષ્ટદ્યુમ્ને પણ, સંગ્રામમાં શોભિતા અશ્વત્થામાને બાણેકરી સૂતપુત્ર કર્ણ જોતાં આચ્છાદન કરી દીધા. હે મહારાજ ! સારા દેખાવવાળા એકલા રાધાપુત્ર કર્ણે પાંડવ સહિત પંચાલ, દ્રૌપદિના પુત્ર, યુધામન્યુ તથા મહારથિ સાત્યકિને વારી રાખ્યો. ધૃષ્ટદ્યુમ્ને સંગ્રામમાં અશ્વત્થામાનું ધનુષ કાપી નાખ્યું. તે સમયે વેગવાન અશ્વત્થામાએ, તે ભયંકર સંગ્રામમાં ધનુષનો ત્યાગ કરી બીજું ધનુષ લેઇ સર્પ જેવા બાણ તેમાં સાંધી, હે

રાજેંદ્ર ! ધૃષ્ટદ્યુમ્નનું ધનુષ, શક્તિ, ગદા, ધ્વજ, અશ્વ, સારથિ તથા રથને નિમેષ માત્રમાં બાણે કરી વિંધ્યાં. તે વખતે કપાઇ ગયું છે ધનુષ અને હણાયા છે અશ્વ તથા સારથિ જેનો, એવા વિરથ થએલા ધૃષ્ટદ્યુમ્ને, મોટા ખડ્ગ તથા સૂર્યના ચિન્હવાળી પોતાની ઢાલ ગ્રહણ કરી. હે રાજેંદ્ર ! શૂરવીર, દઢ આયુધવાળા, અને બાણ ફેંકનાર મહારથિ અશ્વત્થામાએ, સંગ્રામમાં ભલ્લ નામના બાણે કરી તે ખડ્ગ કાપી નાખ્યો. હે ભરતશ્રેષ્ઠ ! જ્યારે શૂરવીર એવા મહારથિ અશ્વત્થામા, હણાએલા અશ્વ તથા કપાઈ ગએલા ધનુષ્યવાળા, બાણથી બહુ પ્રકારે વિંધાયલા અસ્ત્રથી કપાઇ ગયાં છે અંગ જેનાં એવા, વિરથ થએલા ધૃષ્ટદ્યુમ્નને યત્ન કરતાં પણ બાણેકરી નાશ કરવા સમર્થ થયા નહિ ત્યારે ધનુષ્યનો ત્યાગ કરી સત્વર ધૃષ્ટદ્યુમ્નની પાછળ દોડયા. તેની પાછળ જતા તે મહાત્માનો વેગ, ઉત્તમ સર્પને મારવાની ઇચ્છાથી તેની પાછળ દોડતા ગરૂડના જેવો હતો. એટલા વખતમાં માધવ ભગવાન અર્જુન પ્રત્યે આવી રીતે કહેવા લાગ્યા. હે પાર્થ ! અશ્વત્થામા, ધૃષ્ટદ્યુમ્નને મારવા સારૂ યત્ન કરે છે તે તું જો; નહિ તો એને જરૂર મારશે એમાં સંશય નહિ. હે શત્રુને નાશ કરનાર ! હે મહાબાહો ! જેમ મૃત્યુના મુખમાં જાય તેમ અશ્વત્થામાના મુખમાં ગયેલા ધૃષ્ટદ્યુમ્નને મુકાવ, એમ કહી હે મહારાજ ! પ્રતાપવાન વાસુદેવ ભગવાન જ્યાં અશ્વત્થામા ઉભા હતા ત્યાં ઘોડાઓને લઇ ગયા. કેશવ ભગવાને પ્રેરણા કરેલા ચંદ્ર જેવા તે અશ્વ, આકાશનું જાણે પાન કરતા હોય તેમ અશ્વત્થામાના રથ પાસે ગયા. હે રાજન ! તે સમયે મહા બળવાન અશ્વત્થામા પોતાની સામે આવતા મહા પરાક્રમી શ્રીકૃષ્ણ તથા અર્જુનને જોઇ ધૃષ્ટદ્યુમ્નના વધવિષે યત્ન કરવા લાગ્યા. હે નરેશ્વર ! અશ્વત્થામાએ આકર્ષણ કરેલા ધૃષ્ટદ્યુમ્નને જોઇ મહા બળવાન અર્જુને, અશ્વત્થામા ઉપર બાણ નાખ્યા. સુવર્ણથી શોભિતા ગાંડીવ ધનુષથી મૂકાયલા તે બાણ, અશ્વત્થામાને પ્રાપ્ત થઇ સર્પો જેમ રાફડા પ્રત્યે પ્રવેશ કરે તેમ તેમના શરીરમાં પ્રવિષ્ટ થયા. ભયંકર એવા તે બાણે કરી વિંધાયલા, પ્રતાપવાન શૂરવીર દ્રોણપુત્રે, સંગ્રામના મધ્યમાં ઘણા પરાક્રમવાળા પાંચાલ્યને છોડી દેઇ રથમાં બેશી શ્રેષ્ઠ ધનુષ ગ્રહણ કરી, બાણથી અર્જુનને વિંધ્યો. હે જનાધિપ ! એટલામાં શૂરવીર એવો સહદેવ, શત્રુને તપાવનાર ધૃષ્ટદ્યુમ્નને સંગ્રામમાંથી બહાર લેઇ ગયો. અર્જુને પણ હે મહારાજ ! બાણે કરી અશ્વત્થામાને વિંધ્યા. અત્યંત ક્રોધાયમાન થએલા અર્જુને બીજો કાળદંડ સરખો નારાચ નામનો બાણ, દ્રોણપુત્ર અશ્વત્થામા ઉપર નાખ્યો. મોટી કાંતિવાળો તે, બ્રાહ્મણના અંસ દેશવિષે–ખભા ઉપર પડયો. તે બાણના વેગથી હે મહારાજ ! સંગ્રામમાં વિહ્વલ થયેલા તે, રથમાં બેસવાના સ્થાનક પાસે બેસી જઇ અત્યંત વિકળતાને પ્રાપ્ત થયા. તે વેળાએ હે મહારાજ ! સંગ્રામમાં ક્રોધાયમાન થએલા તથા અર્જુન સાથે દ્વંદ્વયુદ્ધ કરવા ઇચ્છતા કર્ણે, વારંવાર અર્જુન સામું જોતાં વિજયને આપે એવું ધનુષ ગ્રહણ કર્યું. વિહ્વળ થએલા દ્રોણપુત્રને જોઇ તેમનો સારથિ, રણમાંથી તેમને બહાર લેઇ ગયો. હે મહારાજ ! જયશીલ એવા પાંચાલોએ મૂકાવેલા, પોકાર કરતા ધૃષ્ટદ્યુમ્નને તથા પીડિત થએલા દ્રોણપુત્રને જોઇ દિવ્ય એવાં હજારો વાદિત્ર વાગવા લાગ્યાં. સંગ્રામમાં તે આશ્ચર્ય જોઈ શૂરવીરો સિંહનાદ કરવા લાગ્યા. હે રાજન ! એવી રીતે અર્જુને વાસુદેવ ભગવાનને કહ્યું કે હે કૃષ્ણ ! સંશપ્તકો પ્રત્યે રથને લેઈ જાઓ, કારણ એ કાર્ય મારૂં મોટું છે. પાંડુપુત્ર અર્જુનનું બોલવું સાંભળી દાશાર્હ ભગવાન મન તથા વાયુ સમાન વેગવાળા, અને મોટા છે પતાકા જેના એવા, રથે કરી ત્યાંથી આગળ ચાલ્યા.

ततः प्रयातो दाशार्हः श्रुत्वा पांडवभाषितं ।
रथेनातिपताकेन मनो मारुतरंहसा ॥

इतिश्री महाभारते कर्णपर्वणि द्रौण्यपयाने गुर्जरभाषायामूनषष्टितमो ऽध्यायः ॥ ५९ ॥

## અધ્યાય ૬૦ મો. કૃષ્ણાર્જુન સંવાદ.

संजय उवाच—एतस्मिन्नंतरे कृष्णः पार्थं वचनमब्रवीत् ।
दर्शयन्निवकौंतेयं धर्मराज युधिष्ठिरम् ॥ १ ॥

સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર ! એટલામાં શ્રીકૃષ્ણ ભગવાન, કુંતિપુત્ર ધર્મરાજ યુધિષ્ઠિરને જાણે દેખાડતા હોય તેમ અર્જુનને કહેવા લાગ્યા કે, હે પાંડુપુત્ર ! મોટાં ધનુષ તથા બળવાળા ધૃતરાષ્ટ્રના પુત્ર જેની પાછળ પડેલા છે એવા આ વડીલ યુધિષ્ઠિર, અને તે મહાત્માની રક્ષા કરવા સારૂ સજ્જ થએલા યુદ્ધમાં દુર્મદ એવા, મહા બળવાન પાંચાલો તેની પાછળ જાય છે, તે જો. હે પુરૂષમાં સિંહરૂપ ! હે પાર્થ ! સર્પ જેવો જેમનો સ્પર્શ છે, સર્વ યુદ્ધમાં વિશારદ એવા ભાઇઓ તથા રથસૈન્ય સહિત રાજાને મારવા ઇચ્છતો સર્વ લોકનો રાજા કવચ પહેરેલો બળવાન દુર્યોધન, રાજાની પાછળ દોડે છે. તેજ રીતે હસ્તિ, અશ્વ, રથ તથા પાયદળ સહિત, રાજાને મારવા ઇચ્છતા એવા તમારી તરફના આ યોદ્ધાઓ, જેમ અર્થિજન, દાન દેનાર એવા ઉત્તમ પુરૂષ પ્રત્યે જાય તેમ યુધિષ્ઠિર પ્રત્યે જાય છે. અમૃતને લેઇ જવા ઇચ્છતા દૈત્યોને જેમ ઇન્દ્ર તથા અગ્નિએ વારંવાર રૂંધ્યા હતા, તેમ યુધિષ્ઠિરને લેઈ જવા ઇચ્છતા, તે યોદ્ધાઓને સાત્યકિ તથા ભીમસેને રોકયા તો પણ ઉભેલા છે તેમને જો. વળી મોટા ધનુષવાળા બળવાન મહારથિઓ, સિંહનાદ સાથે શંખ વગાડતા તથા ધનુષ હલાવતા, ઘણાક હોવાને લીધે વર્ષાઋતુમાં જળના ઓઘ જેમ સમુદ્ર પ્રત્યે જાય તેમ પાછા પાંડુપુત્ર યુધિષ્ઠિર તરફ જાય છે. દુર્યોધનને વશ થએલા કુંતિપુત્ર યુધિષ્ઠિરને મૃત્યુના મુખમાં પડેલા તથા અગ્નિમાં હોમેલા હોય એવા હું માનું છું. હે પાંડવ ! દુર્યોધનનું જેવું સૈન્ય છે તે પ્રમાણે તો એના બાણવિષયને સંગ્રામમાં પ્રાપ્ત થએલો ઇન્દ્ર હોય તો પણ જીવતો જાય નહિ. અત્યંત ક્રોધાયમાન થએલા કાળની પેઠે બાણના ઓઘને ફેંકતા, શૂરવીર દુર્યોધનના વેગને સંગ્રામમાં કોણ સહન કરી શકે ? શૂરવીર દુર્યોધન, અશ્વત્થામા કૃપાચાર્ય તથા કર્ણના બાણનો વેગ, પર્વતોને પણ નાશ કરે. કર્ણે તો યુદ્ધમાં વિશારદ, લાઘવીથી બાણ નાખનાર, બળવાન તથા શત્રુને તપાવનાર એવા સુકૃતિ રાજાને વિમુખ કર્યા હતા. બળવાન ધૃતરાષ્ટ્રના પુત્રો સહિત રાધાપુત્ર કર્ણ, પાંડવમાં શ્રેષ્ઠ એવા યુધિષ્ઠિરને પીડવાને સમર્થ છે. તેમ એ તથા બીજા મહારથિઓ સાથે યુદ્ધ કરતા સ્વાધિન મનવાળાનો દુર્યોધનાદિકે પરાજય કર્યો તેનું કારણ એ કે, ભરતકુળમાં શ્રેષ્ઠ તે રાજા, ઉપવાસથી અત્યંત કૃશ ને ક્ષમા રૂપ બ્રાહ્મબળમાં રહેલા નિષ્ઠુરતા રૂપ ક્ષાત્રબળમાં સમર્થ નથી; માટે શત્રુને તપાવનાર પાંડુપુત્ર યુધિષ્ઠિર કર્ણ સામે ઉભા રહેશે તો સંશયને પ્રાપ્ત થઇ, હે પાર્થ ! જીવશે નહિ એમ હું માનું છું. આ સમયે ક્રોધી એવો શત્રુને દમન કરનાર ભીમસેન, જયશીલ એવા ધૃતરાષ્ટ્રના પુત્રોએ વારંવાર કરેલા સિંહનાદ તથા શંખના શબ્દોને સહન કરે છે. કર્ણ મહા બળવાન એવા ધૃતરાષ્ટ્રના પુત્રોને 'અરે પાંડુપુત્ર યુધિષ્ઠિરને

હણો' એ રીતે પ્રેરણા કરે છે, તેથી તે મહારથિઓ ઈન્દ્રજાળમય ગાંધર્વાસ્ત્ર, પાશુપત, તથા બીજા શસ્ત્રજાળે કરી રાજાને આચ્છાદન કરે છે. હે ભારત! ચિકિત્સકોએ સેવવા લાયક એવા રાજાને આતુર કરી દીધા છે, માટે ઉતાવળ કરવા વખતે ઉતાવળા થઇ સર્વ શસ્ત્રધરનારાઓમાં શ્રેષ્ઠ એવા પાંડવ સહિત બળવાન પાંચાલો પાતાળમાં ડૂબતા હોય નહિ તેમ રાજાને ગ્રહણ કરવા સારૂ તેમની પાછળ દોડે છે. હે ભારત! નકુળ, સહદેવ, સાત્યકિ શિખંડી ધૃષ્ટદ્યુમ્ન, ભીમસેન, શતાનિક, સર્વ પંચાલ તથા સર્વ ચેદિઓ જોતાં કર્ણે હણેલો રાજાનો ધ્વજ દેખાતો નથી. હે પાર્થ! કર્ણ હસ્તિ જેમ કમલિનીનો નાશ કરે તેમ બાણેકરી પાંડવની સેનાનો નાશ કરે છે. હે પાર્થ! હે પાંડુનંદન! તમારી તરફના રથિઓ તથા મહારથિઓ કેવી રીતે નાસી જાય છે તે જો. હે ભારત! કર્ણે બાણથી હણેલા હસ્તિઓ, પીડિત શબ્દ કરતા દશે દિશાઓમાં દોડે છે, હે પાર્થ! શત્રુને નાશ કરનાર કર્ણે, ચોતરફ નસાડેલા રથોનાં વૃંદ તે તે સ્થાનકે દોડે છે. હે ધ્વજાવાળાઓમાં શ્રેષ્ઠ! તે તે સ્થાનકે વિચરતા હસ્તિની ઝુલ તથા સૂતપુત્ર કર્ણના રથમાં રહેલા તેના ધ્વજને જો. રાધાપુત્ર કર્ણ, સેંકડો બાણ ફેંકતો તથા તારી સેનાને હણતો ભીમસેનના રથ તરફ દોડયો આવે છે. મહા સંગ્રામમાં ઇન્દ્રે હણેલા દૈત્યો જેમ નાસે તેમ કર્ણે નસાડેલા તેથી સંગ્રામમાં દોડયા જતા એવા મહારથિ પંચાલોને તું જો. કર્ણ, સંગ્રામમાં પંચાલ, પાંડવ તથા સૃંજયોને જીતી તારે વાસ્તે સર્વ દિશાઓ તરફ જૂવે છે, હે પાર્થ! સંગ્રામમાં શ્રેષ્ઠ ધનુષને આકર્ષણ કરતો કર્ણ, શત્રુને જીતી દેવ સમુદાયથી વિંટાયલો ઈન્દ્ર શોભે તેમ શોભે છે. કૌરવ તરફના યોદ્ધાઓ, કર્ણના પરાક્રમને જોઇ સંગ્રામમાં પાંડવ તથા સૃંજયોને ચોતરફથી ત્રાસ પમાડતા મોટા સિંહનાદ કરે છે. તેમજ રાધાપુત્ર કર્ણ પણ મહા સંગ્રામમાં સર્વોતમપણાથી પાંડવોને ત્રાસ પમાડી સર્વ સૈન્યને કહે છે કે હે કૌરવો! દોડો, સત્વર દોડો, તમારૂં કલ્યાણ થાઓ અને યુદ્ધમાં કોઈપણ સૃંજય તમારી પાસેથી જીવતો ન જાય તે રીતે સાવધાન થઈ લડો. અમે તમારી પાછળ આવીએ છીએ. એમ કહી કર્ણ બાણ ફેંકતો તેમની પાછળ ગયો. હે પાર્થ! ચંદ્રેકરી જે રીતે ઉદયપર્વત શોભે તે રીતે સંગ્રામમાં શ્વેત છત્રેકરી શોભિતા કર્ણને તું જો. હે ભારત! પણે શોભિતો કર્ણ, કટાક્ષેકરી તારી સામું જુવે છે, વાસ્તે હે મહાબાહો! ઉત્તમ વેગનો આશ્રય કરી જરૂર તે આવશે. મોટા ધનુષને હલાવતા તથા સર્પ સરખા બાણને ફેંકતા આને તું જો. હે શત્રુને તપાવનાર! હે પાર્થ! તારા વાનરયુક્ત ધ્વજને જોઇ તારી સાથે યુદ્ધની પ્રાર્થના કરતો કર્ણ, પાછો વળી પોતાના વધ વાસ્તે તીડ નામનો જંતુ જેમ અગ્નિ સામે આવે તેમ તારા સામે આવે છે. હે ભારત! રથસૈન્ય સહિત જતા- એકલા કર્ણને જોઇ તેને રક્ષણ કરવાની ઇચ્છાથી યોદ્ધાઓથી વિંટાએલો દુર્યોધન પાછો ફરે છે. યશ, રાજ્ય તથા ઉત્તમ સુખને ઇચ્છતો એવો તું યત્ને કરી આ સર્વ યોદ્ધાઓ સહિત એ દુષ્ટાત્માને હણ. હે પાર્થ! દેવાસુર સંગ્રામમાં દેવ તથા દાનવનું જેવું યુદ્ધ થયું હતું તેવું વિખ્યાત તથા પરાક્રમી એવા તમારા બેઉનું યુદ્ધ થવાથી હે પાર્થ! સર્વ કૌરવ તારા પરાક્રમને જુઓ. હે ભરતર્ષભ! અતિ ક્રોધાવિષ્ટ થએલા તને તથા કર્ણને જોઇ ક્રોધાયમાન થએલો દુર્યોધન આમાંથી શું થશે, તે કંઈ જાણતો ન હતો. હે ભરતર્ષભ! હું સ્વાધીન છું એમ જાણી અને ધર્માત્મા યુધિષ્ઠિર વિષે કર્યો છે અપરાધ જેણે એવો, રાધાપુત્ર કર્ણ છે, એમ જાણી હે કુંતિપુત્ર! યુદ્ધમાં આર્યમતિ કરી સમય પ્રાપ્ત થયો છે એમ વિચારી રથના

યૂથને પાળનાર કર્ણ સામે જા. તીક્ષ્ણ તેજવાળા બળવાન યોદ્ધાઓના પાંચસો રથ, પાંચ હજાર હસ્તિ, તેથી બમણા અશ્વ, તથા દશ લક્ષ પાયદળ, એ સર્વ એકઠાં મળી આવે છે, પરસ્પર રક્ષણ કરેલું તે સૈન્ય, તારી સામે આવે છે વાસ્તે દ્રોણપુત્રને આગળ કરી સત્વર તેને માર. હે ભરતર્ષભ ! લોકમાં વિખ્યાત એવા બળવાન રથસૈન્યને નાશ પમાડી ઉત્તમ વેગનો આશ્રય કરી મોટા ધનુષવાળા સૂત્રપુત્રને તારૂં રૂપ દેખાડતાં તું તેની સામે જા. હે શત્રુને તપાવનાર ! અત્યંત ક્રોધાયમાન થએલો કર્ણ પંચાલોની સામે દોડે છે, કેમકે, ધૃષ્ટદ્યુમ્નના રથની પાસે એનો ધ્વજ દેખાય છે, વાસ્તે પંચાલો તરફ આવે છે, એમ હું માનું છું. હે ભરતર્ષભ ! હે પાર્થ ! આ એનું કર્મ તારૂં પ્રિય સૂચવે છે; કારણ કે જો આ શોભિતા ધર્મપુત્ર યુધિષ્ઠિર કુશળતાથી વર્તે છે. સંજયનું સૈન્ય તથા સાત્યકિ સહિત મહાબાહુ ભીમસેન સેનામુખ તરફ પાછા ફરી આવ્યા. હે કૌંતેય ! સંગ્રામમાં ભીમસેન તથા મહાત્મા પંચાલ, તીક્ષ્ણ બાણે કૌરવોને હણે છે. હે ભરતર્ષભ ! વ્રણમાંથી રૂધિર જેને સ્રવે છે એવી, પકવધાન્ય સંપન્ન પૃથ્વી સરખી, ભીમસેને બાણથી હણેલી, કૃપણ છે દર્શન જેનું એવી, વિમુખ થએલી દુર્યોધનની સેના વેગથી દોડી જાય છે. હે કુંતિપુત્ર ! ક્રોધે ભરાયેલા સર્પ સરખા સેનાને નસાડતા પાછા ફરેલા યુદ્ધના પતિ ભીમસેનને તું જો. હે અર્જુન ! પીત, રક્ત કાળા, તથા અત્યંત શ્વેત વર્ણના તારા ચંદ્ર અને સૂર્યના ચિન્હથી શોભિતા પતાકા તથા છત્રો ચોતરફ પડે છે. તેમજ સુવર્ણ અને રૌપ્યથી શોભિતા તેજસ્વી નાના પ્રકારના ધ્વજ તથા હસ્તિ, ઘોડાઓ પણ ચોતરફ પડે છે. સંગ્રામમાંથી પલાયન કરનાર નહિ એવા શૂરવીર પંચાલોએ નાના પ્રકારના બાણોએ કરી હણેલા પ્રાણ રહિત રથિઓ, રથોમાંથી નીચે પડે છે. હે ધનંજય ! મનુષ્ય વગરના ગજ અશ્વ તથા રથોને તું જો. પુરૂષમાં સિંહરૂપ એવા વેગવાન પંચાલ ભીમસેનના બળના આશ્રયથી ધૃતરાષ્ટ્રના પુત્રોની પાછળ દોડી તેમનું મર્દન કરે છે. હે શત્રુને દમન કરનાર ! કોઈથી સહન થાય નહીં એવા પંચાલો, સંગ્રામમાં પ્રાણનો ત્યાગ કરી સામા સૈન્યને મર્દન કરતા સિંહનાદ સાથે શંખ વગાડે છે. સંગ્રામના મધ્યમાં બાણેકરી પારકાઓને મર્દન કરતા તથા તેમની સામે દોડતા પંચાલ રાજાઓ, પરાક્રમથી ક્રોધાયમાન થએલા સિંહ જેમ હસ્તિઓને હણે, તેમ દુર્યોધન તરફના યોદ્ધાઓને હણે છે. વળી નિરાયુધ એવા પંચાલ આયુધ સહિત શત્રુઓનું શસ્ત્ર ગ્રહણ કરી અમોઘ અસ્ત્રવાળા તે તેજ શસ્ત્રેકરી તેમને હણે છે અને જય શબ્દ કરે છે; એમના માહાત્મ્યને તો તું જો. શત્રુઓનાં મસ્તક તથા બાહુ સંગ્રામના મધ્યમાં પડે છે. રથ, હસ્તિ તથા અશ્વ ઉપર બેઠેલા સર્વ શૂરવીરો યશ ઇચ્છે છે. માનસ સરોવરથી આવી વેગવાન હંસો જેમ ગંગાને ક્ષોભ પમાડે, તેમ પંચાલોએ ચોતરફથી દુર્યોધનની સેનાને ક્ષોભ પમાડી તેથી પંચાલોને નિવારણ કરવા સારૂ બળિવર્દોને વારી રાખવા સારૂ બીજા વૃષભ જેમ પરાક્રમ કરે તેમ કૃપ કર્ણાદિ શૂરવીર અત્યંત પરાક્રમ કરવા લાગ્યા છે. ભીમના અસ્ત્રેકરી અત્યંત ભગ્ન થએલા દુર્યોધન તરફના શત્રુ એવા, હજારો મહારથિઓને ધૃષ્ટદ્યુમ્નાદિક શૂરવીરો હણે છે. શત્રુવડે પરાભવ પામેલા પંચાલોને જોઈ શબ્દ કરતો ભય રહિત વાયુપુત્ર ભીમસેન, શત્રુપક્ષનો નાશ કરી બાણ ફેંકે છે, તેથી જો દુર્યોધનની મોટી સેના અત્યંત ખેદયુક્ત થાય છે. ભીમસેનના ભયથી પીડિત થએલા, ત્રાસ પામેલા રથને જો. ભીમસેને નારાચ નામના બાણેકરી ભેદેલા

હસ્તિઓ ઇન્દ્રે વજ્રેકરી હણેલા પર્વતનાં શિખર જેમ નીચે પડે તેમ નીચે પડે છે. સન્નત છે પર્વ જેનાં એવા, ભીમસેનના બાણેકરી વિંધાયલા મોટા હસ્તિઓ, પોતાના સૈન્યને મર્દન કરતા દોડે છે. હે અર્જુન ! સંગ્રામમાં શબ્દ કરતા જયશીલ ભીમસેનના અતિ દુઃસહ એવા સિંહનાદને શ્રવણ કર. ક્રોધાયમાન થએલો નિષાદ રાજા, હાથમાં દંડ ગ્રહણ કરેલા કાળની પેઠે ભાલાએકરી પાંડુપુત્ર ભીમસેનને મારવાની ઇચ્છાથી મોટા હસ્તિ ઉપર બેસી તેની સામે આવે છે. ગર્જના કરતા નિષાદના ભાલાસહિત બે હાથ ભીમસેને કાપી, અગ્નિ તથા સૂર્ય સરખા તીક્ષ્ણ નારાચ નામના દશ બાણેકરી એને પણ હણ્યો. એ રીતે એને હણી, વળી નીલમેઘ સરખા મોટા માવત લોકોએ અધિષ્ઠિત, પ્રહાર કરનાર બીજા હસ્તિઓને શક્તિ તથા ભાલાંના સમુદાયથી હણતા આવતા ભીમસેનને જો. હે પાર્થ ! તારા મોટા ભાઇ ભીમસેને તીક્ષ્ણ બાણેકરી ઓગણ પચાસ હસ્તિઓને હણી ધ્વજા સહિત તેમની પતાકાઓ પણ કાપી નાખી છે. નારાચ નામના દશ દશ બાણોએકરી એક એક હસ્તિને હણ્યો છે. હે ભરતર્ષભ ! ઇન્દ્ર સરખો પરાક્રમી ક્રોધાયમાન થએલો ભીમસેન સંગ્રામમાં પાછો આવવાથી ધૃતરાષ્ટ્ર તરફનાઓનો સિંહનાદ પણ તેવો સંભળાતો નથી. ક્રોધાયમાન થએલા પુરૂષમાં સિંહરૂપ ભીમસેને એકઠી મળેલી દુર્યોધનની ત્રણ અક્ષૌહિણી સેનાને વારી રાખી, તે સમયે મધ્યાહ્નના સૂર્ય સામે જેમ કોઇ દુર્બળ ચક્ષુવાળા જોઇ શકે નહિ તેમ ભીમસેન સામે જોવા પણ કોઇ રાજાઓ સમર્થ થતા નહતા. સિંહથી ત્રાસ પામેલા મૃગ જેમ સુખ પામે નહિ તેમ ભીમસેનના બાણથી ત્રાસ પામેલા યોદ્ધાઓ પણ સુખને પ્રાપ્ત થતા ન હતા. સંજય કહે છે, હે ધૃતરાષ્ટ્ર ! મહાબાહુ અર્જુન, વાસુદેવ ભગવાનનું એવું બોલવું સાંભળી ભીમસેને કરેલું, અતિ દુષ્કર કર્મ જોઇ, પોતે પણ તીક્ષ્ણ બાણેકરી શિષ્ટ એવા શત્રુઓને હણવા લાગ્યો. હે પ્રભો ! સંગ્રામમાં અર્જુને હણવા માંડેલા મહા બળવાન સંશપ્તકગણ, ભયભીત થઇ દશે દિશાઓમાં નાસતા ઇન્દ્રના અતિથિપણાને પ્રાપ્ત થઇ શોક રહિત થતા હતા. એ રીતે પુરૂષમાં સિંહરૂપ અર્જુને સન્નત છે પર્વ જેનાં એવા બાણેકરી દુર્યોધનની ચતુરંગિણી સેનાને હણી.

पार्थश्च पुरुषव्याघ्रः शरैः सन्नतपर्वभिः ।
जघान धार्तराष्ट्रस्य चतुर्विधबलांचमूं ॥

इतिश्री महाभारते कर्णपर्वणि कृष्णार्जुनसंवादे गुर्जरभाषायां षष्टितमोऽध्यायः ॥ ६० ॥

---

## અધ્યાય ૬૧ મો. સંકુલ યુદ્ધ.

धृतराष्ट्र उवाच—निवृत्ते भीमसेने च पांडवे च युधिष्ठिरे ।
वध्यमाने बले चापि मामके पांडुसृंजयैः ॥ १ ॥

ધૃતરાષ્ટ્ર પૂછે છે—હે સંજય ! પાંડુપુત્ર ભીમસેન તથા યુધિષ્ઠિર પાછા ફરી આવ્યા અને પાંડવ તથા સૃંજય, મારાં સૈન્યને હણવા લાગ્યા તેથી નિરાનંદ એવું મારૂં સૈન્ય વારંવાર નાસવા લાગ્યું તેને જોઇ કૌરવોએ શું કર્યું તે તું મને કહે ? સંજય કહે છે હે ધૃતરાષ્ટ્ર ! હે રાજન ! ક્રોધથી રક્ત છે નેત્ર જેનાં એવો, પ્રતાપવાન સૂતપુત્ર કર્ણ, મહા-

બાહુ ભીમસેનને જોઈ તેની પાછળ દોડયો. પછી હે રાજન ! ભીમસેનથી વિમુખ થએલા તમારા સૈન્યને જોઇ મોટા યત્નેકરી બળવાન એવા તેણે સૈન્યને રોકયું. એ રીતે મહાબાહુ કર્ણ, તમારા પુત્રની સેનાને રોકી યુદ્ધમાં દુર્મદ એવા પાંડવ સામે ગયો. પાંડવ તરફના મહારથિઓ પણ શ્રેષ્ઠ ધનુષ હલાવતા તથા બાણથી સ્પર્ધા કરતા રાધાપુત્ર કર્ણ સામે આવ્યા. એ યોદ્ધાઓનાં નામ કહું તે સાંભળો. પુરૂષમાં સિંહરૂપ, અત્યંત ક્રોધાયમાન થએલા અને ચોતરફથી તમારી સેનાને હણવા ઇચ્છતા જયશીલ એવા ભીમસેન, સાત્યકિ, શિખંડી, જનમેજય, બળવાન ધૃષ્ટદ્યુમ્ન, તથા સર્વ પ્રભદ્રક તમારી સેના સામે દોડયા. તે સમયે હે પુરૂષમાં સિંહરૂપ ! રથ, હસ્તિ, તથા અશ્વેકરી વ્યાપ્ત અને પાયદળ તથા ધ્વજાએકરી સંકુલ એવું સૈન્ય અદ્દ્ભુત દેખાવવાળું થયું. શિખંડી કર્ણ સામે, ધૃષ્ટદ્યુમ્ન મોટી સેનાથી વિંટાયલા તમારાપુત્ર દુ:શાસન સામે, નકુલ વૃષસેન સામે, યુધિષ્ઠિર ચિત્રસેન સામે તથા સહદેવ, ઉલૂક સામે ભયંકર યુદ્ધ કરવા લાગ્યા. સાત્યકિ શકુનિ સાથે, દ્રૌપદીના પુત્રો કૌરવો સાથે, સાવધાન થએલા મહારથિ દ્રોણપુત્ર અર્જુન સાથે, અને ગૌતમ, મોટા ધનુષવાળા યુધામન્યુ સાથે સંગ્રામમાં યુદ્ધ કરવા તેની સામે ગયલા બળવાન કૃતવર્મા, ઉત્તમૌજા સામે દોડયો. હે મારિષ ! મહાબાહુ એવા એકલા ભીમસેને સૈન્ય સહિત તમારા સર્વ પુત્ર તથા કૌરવોને વારી રાખ્યા. હે મહારાજ ! નિર્ભયની પેઠે સંગ્રામમાં વિચરતા કર્ણને, ભીષ્મને હણનાર શિખંડીએ બાણેકરી વારી રાખ્યો. એ રીતે રોષથી સ્ફુરાયમાન છે અધર જેના એવા કર્ણે, ત્રણ બાણેકરી શિખંડીને ભ્રકુટીના મધ્યવિષે ઘા કર્યો. તે ત્રણ બાણને ધારણ કરનાર શિખંડી, ત્રણ શિખરેકરી રૂપાનો પર્વત શોભે તેમ શોભતો હતો. અત્યંત વિંધાયલા મોટા ધનુષવાળા તેણે પણ સંગ્રામના મધ્યમાં તીક્ષ્ણ એવા નેવું બાણેકરી કર્ણને વિંધ્યો. મહારથિ કર્ણે, ત્રણ બાણેકરી તેના અશ્વ તથા સારથિને હણી ક્ષુરપ્ર નામના બાણથી એના ધ્વજને પાડયો, તેથી અત્યંત ક્રોધાયમાન થએલા શત્રુને તપાવનાર મહારથિ શિખંડીએ હણાયા છે અશ્વ જેના એવા, રથમાંથી નીચે કૂદી કર્ણની ઉપર શક્તિ નાંખી. હે ભારત ! કર્ણે પણ સંગ્રામમાં ત્રણ બાણેકરી શક્તિને છેદન કરી તીક્ષ્ણ એવા નવ બાણેકરી શિખંડીને વિંધ્યો. તે સમયે કર્ણના ધનુષમાંથી છૂટેલા બાણને છોડી દેઇ પુરૂષમાં ઉત્તમ એવો અત્યંત ક્ષત થએલો શિખંડી, સંગ્રામમાંથી બહાર જતો રહ્યો, તેટલામાં હે મહારાજ ! મહા બળવાન કર્ણ, વાયુ જેમ રૂના ઢગલા પ્રત્યે જઈ તેનો નાશ કરે, તેમ પાંડવના સૈન્યનો નાશ કરવા લાગ્યો. હે મહારાજ ! તમારા પુત્રે પીડિત કરેલા ધૃષ્ટદ્યુમ્ને ત્રણ બાણેકરી દુ:શાસનને સ્તનના મધ્યભાગમાં વિંધ્યો. હે મારિષ ! દુ:શાસને, સુવર્ણના પુંખવાળા, નમ્ર છે પર્વ જેનું એવા ભલ્લ નામના બાણેકરી તેના ડાબા બાહુને વિંધ્યો. હે ભારત ! એ રીતે વિંધાયલા ક્રોધી ધૃષ્ટદ્યુમ્ને, અત્યંત ક્રોધથી ઘોર એવો બાણ દુ:શાસન ઉપર નાખ્યો. હે વિશાંપતે ! ધૃષ્ટદ્યુમ્ને નાખેલા મોટા વેગવાળા તે બાણને તમારા પુત્રે, ત્રણ બાણેકરી કાપી નાખ્યો. સુવર્ણથી શોભિતા ભલ્લ નામના સત્તર બાણ, ધૃષ્ટદ્યુમ્નના બે બાહુ તથા વક્ષસ્થળ ઉપર નાખ્યા. હે મારિષ ! તેથી ક્રોધાયમાન થએલા પૃષત્ ગોત્રમાં ઉત્પન્ન થએલા ધૃષ્ટદ્યુમ્ને અત્યંત તીક્ષ્ણ એવા ક્ષુરપ્ર નામના બાણથી એનું ધનુષ્ કાપી નાખ્યું; તે જોઇ બધાં મનુષ્ય, મોટા સ્વરથી પોકાર કરવા લાગ્યાં. તે સમયે તમારા પુત્રે હસતો હોય નહિ તેમ બીજું ધનુષ ગ્રહણ કરી બાણ સમુદાયે કરી ચોતરફથી ધૃષ્ટદ્યુમ્નને

ઢાંકી દીધો. અત્યંત મહાત્મા એવા તમારા પુત્રના પરાક્રમને જોઇ સંગ્રામમાંના યોદ્ધાઓ, સિદ્ધ તથા અપ્સરાઓના ગણ, એ સર્વ વિસ્મય પામતાં હતાં. સિંહ જેમ મોટા હસ્તિને રૂંધે તેમ દુઃશાસને રૂંધેલા મહા બળવાન ધૃષ્ટદ્યુમ્નને અમે જોતા ન હતા. એટલામાં હે પાંડુપૂર્વજ ! રથ, હસ્તિ તથા અશ્વ સહિત પંચાલોએ સેનાપતિના રક્ષણ વાસ્તે તમારા પુત્રને રૂંધ્યો. પછી હે પરંતપ ! તમારી તરફનાઓને સામાવાળા સાથે પ્રાણીયોને ભયકરનાર એવું ઘોર યુદ્ધ પ્રવર્તમાન થયું, જેમાં પિતાની સમીપ ઉભેલા વૃષસેને, લોહમય પાંચ બાણથી નકુળને ભેદી, બીજા ત્રણથી તેને માર્યો. શૂરવીર નકુળે હસતો હોય નહિં તેમ અત્યંત તીક્ષ્ણ એવા નારાચ નામના બાણેકરી વૃષસેનને હૃદયમાં વિંધ્યો. હે શત્રુકર્ષણ ! બળવાન શત્રુએ અત્યંત વિંધેલા તેણે, વિશ બાણેકરી શત્રુને વિંધ્યો. તેણે પાછો પાંચ બાણથી તેને વિંધ્યો. ત્યાર પછી પુરૂષમાં શ્રેષ્ઠ એવા તે બેઉ, હજારો બાણેકરી એકબીજાને આચ્છાદન કરવા લાગ્યા. તે સમયે દુર્યોધનની સેનામાં ભંગાણ પડયું. હે વિશાંપતે ! નાસવા લાગેલી દુર્યોધનની સેનાને જોઇ સૂતપત્ર કર્ણ, પાછળ જઇ બળથી તેને વારવા લાગ્યો. એવી રીતે નિવૃત્ત થએલા કર્ણને જોઇ નકુળ, કૌરવો પ્રત્યે ગયો. કર્ણપુત્ર તો હે મારિષ ! સંગ્રામમાં નકુળને છોડી દેઇ કર્ણના ચક્રની રક્ષા કરવા લાગ્યો. પ્રતાપવાન સહદેવે, સંગ્રામમાં ક્રોધાયમાન થએલા ઉલૂકને વારી રાખી તેના ચાર અશ્વને હણી, એના સારથિને યમલોક પ્રત્યે મોકલી દીધો. હે વિશાંપતે ! પિતાને આનંદ આપનાર ઉલૂક હણાએલા અશ્વવાળા તે વાહનમાંથી નીચે કૂદી જલદી ત્રિગર્તોના સૈન્યપ્રત્યે ગયો. સાત્યકિએ તીક્ષ્ણ એવા વીશ બાણેકરી શકુનિને વિંધી, હસતો હોય નહિ તેમ ભલ્લ નામના બીજા એક બાણેકરી એનો ધ્વજ કાપી નાખ્યો. હે રાજન ! ક્રોધાયમાન થએલા પ્રતાપવાન સુબલ પુત્ર શકુનિએ સાત્યકિનું કવચ વિદારણ કરી સુવર્ણમય તેનો ધ્વજ કાપી નાંખ્યો. વળી સાત્યકિએ, તીક્ષ્ણ બાણથી એને વિંધી હે મહારાજ ! ત્રણ બાણ એના સારથિ ઉપર નાખી, સત્વર બીજા બાણે કરી એના ઘોડાઓને યમલોક પ્રત્યે મોકલી દીધા. તે સમયે હે ભરતર્ષભ ! શકુનિ, નીચે કૂદી મહાત્મા ઉલૂકના રથ ઉપર ચઢી બેઠો. એ રીતે યુદ્ધશાલી એવા સાત્યકિથી તે દૂર ખશી ગયો. હે રાજન ! તે સમયે સાત્યકિ, વેગેકરી તમારી સેના સામે દોડયો. તમારી સેનામાં ભંગાણ પડયું અને હે વિશાંપતે ! સાત્યકિના બાણેકરી ઢંકાઇ ગએલું તમારૂં સૈન્ય દશે દિશાઓમાં ભાગતાં પ્રાણ રહિતની પેઠે ભૂમિપર પડવા લાગ્યું. વળી તમારા પુત્રે ભીમસેનને વારી રાખ્યો. ભીમસેને પણ મુહૂર્ત માત્રમાં લોકોના ઇશ્વર એવા, તમારા પુત્રને અશ્વ, સારથિ, રથ તથા ધ્વજ રહિત કર્યો. તેને જોઇ લોકો ખૂશી થવા લાગ્યા. તમારો પુત્ર, ભીમસેન સામેથી દૂર નાશી ગયો અને સર્વ કૌરવોનું સૈન્ય, ભીમસેન સામે દોડયું. તે સમયે ભીમસેનને હણવા ઇચ્છતા તેમનો મોટો શબ્દ થતો હતો. યુધામન્યુએ કૃપાચાર્યને વિંધી એનું ધનુષ કાપી નાખ્યું. શસ્ત્ર ધારણ કરનારાઓમાં શ્રેષ્ઠ કૃપાચાર્યે, બીજું ધનુષ ગ્રહણ કરી યુધામન્યુનો ધ્વજ, સારથિ તથા છત્રને પણ પૃથ્વીપર પાડી નાખ્યાં. તે વેળાએ મહારથિ યુધામાન્યુ, રથેકરી સંગ્રામથી દૂર નાશી ગયો. ઉત્તમૌજાએ ભયંકર પરાક્રમ તથા રૂપવાળા હાર્દિકયને મેઘ જેમ વૃષ્ટિએ કરી પર્વતને આચ્છાદન કરે તેમ બાણ વૃષ્ટિએ કરી આચ્છાદન કરી દીધો. તે સમયે હે પરંતપ ! હે વિશાંપતે ! મેં પૂર્વે ક્યારે પણ જેવું જોયું ન હતું તેવું મોટું મહા ભયંકર યુદ્ધ પ્રવર્ત-

માન થયું. જે સંગ્રામમાં હે રાજન ! કૃતવર્માએ, ઉત્તમૌજાને તત્કાળ હૃદયમાં વિંધ્યો. રથમાં બેસવાના સ્થાનકની પાસે તે બેશી ગયો. તેને જોઇ તેનો સારથિ રથિમાં શ્રેષ્ઠ એવા તેને સંગ્રામમાંથી બાજુએ લેઇ ગયો. કૌરવનું સર્વ સૈન્ય, ભીમસેન સામે દોડયું. તેમજ દુઃશાસન તથા સુબલનો પુત્ર શકુનિ પણ મોટા હસ્તિસૈન્યે કરી પાંડુપુત્ર ભીમસેનને ઘેરી લેઇ ક્ષુદ્રક નામના બાણુથી તેને મારવા લાગ્યો. ભીમસેન પણ સેંકડો બાણુથી ક્રોધી દુર્યોધનને વિમુખ કરી વેગથી હસ્તિ સૈન્ય સામે દોડયો. પછી અત્યંત ક્રોધાયમાન થએલો ભીમસેન, પોતાની સામે આવતા હસ્તિ સૈન્યને જોઈ તેની સામે દિવ્ય અસ્ત્ર નાખી ઇન્દ્ર જેમ વજ્રકરી અસુરોને હણે તેમ હસ્તિઓને હણવા લાગ્યો. એ રીતે સંગ્રામમાં હસ્તિઓને હણતા ભીમસેને તીડ નામના જંતુએ કરી જેમ વૃક્ષ ઢંકાઇ જાય તેમ બાણુના ઓઘેકરી આકાશને આચ્છાદન કરી દીધું. ત્યાર પછી ભીમસેન, વાયુ જેમ મેઘ સમુદાયને હણે તેમ વેગેકરી એકઠા મળેલા હજારો હસ્તિયૂથને હણવા માંડયું. સુવર્ણની જાળીથી ઢંકાઇ ગએલા મણિની જાળેકરી હસ્તિઓ, વિજળીવાળા મેઘ શોભે તેમ અત્યંત શોભતા હતા. ભીમસેને હણુવા માંડેલા તે હસ્તિઓ કેટલાક નાસતા હતા અને ભેદાયાં છે હૃદય જેમનાં એવા કેટલાક, પૃથ્વીવિષે પડતા હતા. પડેલા તથા પડતા સુવર્ણુથી શોભિતા હસ્તિઓએ કરી રણભૂમિ વિશીર્ણ થએલા પર્વતોએકરી શોભે તેમ શોભતી હતી. રત્નનાં આભરણુ પહેરેલા પ્રદીપ્ત કાંતિવાળા પડેલા માવતોએકરી રણભૂમિ, ક્ષીણુ છે પુણ્ય જેનું એવા ગ્રહેકરી શોભે તેમ શોભતી હતી. ભીમસેનના બાણુથી હણુાયલા, ભેદાયાં છે કુંભસ્થળ તથા શૂંઢ જેમની એવા સેંકડો હસ્તિઓ સંગ્રામમાં દોડતા હતા. રૂધિરનું વમન કરતા ભયથી પીડિત પર્વતની જેમને ઉપમા અપાય એવા બાણુથી વિંધાયલા અંગવાળા, ધાતુએ કરી વિચિત્ર પ્રકારના પર્વતો હોય નહિ એવા કેટલાક હસ્તિઓ, દોડતા હતા. તે વેળાએ ધનુષ ખેંચતા ભીમસેનના અગરચંદન ચોપડેલા મોટા સર્પ સરખા બે ભુજને હું જોતો હતો. તેની પ્રત્યંચા તથા મોજાના વજ્ર સરખા શબ્દને સાંભળી વિષ્ટા તથા મૂત્રને મૂકતા એવા હસ્તિઓ આમ તેમ નાશી જતા હતા. હે રાજન ! બુદ્ધિમાન એવા એકલા ભીમસેનનું તે કર્મ, સર્વ ભૂતને હણતા રૂદ્ર જેવું હતું.

भीमसेनस्य तत्कर्म राजन्नेकस्य धीमतः ।
निघ्नतः सर्वभूतानि रुद्रस्येव च निर्बभौ ॥

इतिश्री महाभारते कर्णपर्वणि संकुलयुद्धे गुर्जरभाषायां एकषष्ठितमो ऽध्यायः ॥ ६१ ॥

---

## અધ્યાય ૬૨ મો. સંકુલ યુદ્ધ (ચાલુ).

संजय उवाच—ततः श्वेताश्वसंयुक्ते नारायणसमाहिते ।
तिष्ठन्नरवरे श्रीमान्नर्जुनः समपद्यत ॥ १ ॥

સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર ! એટલામાં શ્વેત અશ્વ જોડેલા અને નારાયણુ ભગવાને સાવધાન કરેલા શ્રેષ્ઠ રથમાં બેઠેલો અર્જુન ત્યાં આવી પહોંચ્યો. હે નૃપતિશ્રેષ્ઠ ! એ રીતે સંગ્રામમાં તમારા સૈન્ય તરફ આવેલો અર્જુન, ઘણા અશ્વવાળા તમારા સૈન્યને વાયુ જેમ મહા સમુદ્રને ક્ષોભ પમાડે તેમ ક્ષોભ પમાડવા લાગ્યો. અર્દ્ધ સૈન્યથી વિંટાયલા ક્રોધા-

યમાન એવા તમારા પુત્ર દુર્યોધને પ્રમત્ત થએલા અર્જુન સામે આવી, સામે આવતા ક્રોધાયમાન થએલા યુધિષ્ઠિર રાજાને વારી રાખી ક્ષુરપ્ર નામના તેતેર બાણથી પાંડુપુત્રને વિંધ્યો. અત્યંત ક્રોધાયમાન થએલા કુંતિપુત્ર યુધિષ્ઠિરે તમારા પુત્ર ઉપર ભલ્લ નામના ત્રીશ બાણ નાખ્યા. તે સમયે કૌરવ તરફના યોદ્ધાઓ યુધિષ્ઠિરને મારવાની ઇચ્છાથી તેમની સામે દોડ્યા. તે રીતે દુષ્ટભાવવાળા શત્રુઓને જાણી એકઠા મળેલા મહારથિ એવા નકુળ, સહદેવ તથા પાર્ષત એવો ધૃષ્ટદ્યુમ્ન અક્ષૌહિણી સેના સાથે બીજા યોદ્ધાઓ, કુંતિપુત્ર યુધિષ્ઠિરનું રક્ષણ કરવા સારૂ દોડીને ત્યાં આવ્યા. સંગ્રામમાં તમારી તરફના મહારથિઓને મર્દન કરતો ભીમસેન શત્રુઓથી વિંટાએલા રાજાની રક્ષા વાસ્તે ત્યાં આવી પહોંચ્યો. મોટા ધનુષવાળા આવેલા તે સર્વને હે નૃપ ! સૂર્યપુત્ર કર્ણે, મોટા બાણના વર્ષાદથી વારી રાખ્યા. બાણના ઓઘને ફેંકતા તથા ભાલા નાખતા યોદ્ધાઓ યત્ન કરવા છતાં પણ રાધાપુત્ર કર્ણે સામે જોવા સમર્થ થતા ન હતા. સર્વ શસ્ત્ર તથા અસ્ત્રના પારને પામેલા રાધાપુત્ર કર્ણે મોટા ધનુષવાળા તે સર્વને મોટા બાણના વર્ષાદથી વારી રાખ્યા. પ્રતાપવાન સહદેવે, નજીક આવી અસ્ત્રને પ્રેરણા કરી વીશ બાણેકરી દુર્યોધનને વિંધ્યો. તે સમયે સહદેવે વિંધેલો પર્વત જેવો તે રાજા અત્યંત ભેદાયલો રૂધિરથી વ્યાપ્ત જેમ હસ્તિ શોભે તેમ શોભતો હતો. પછી અત્યંત ચકચકિત બાણોએકરી અત્યંત વિંધાયલા તમારા પુત્રને જોઇ અત્યંત ક્રોધાયમાન થએલા રથિમાં શ્રેષ્ઠ રાધાપુત્ર કર્ણે, સામે દોડી શીઘ્રાસ્ત્રનો પ્રયોગ કરી તેથી યુધિષ્ઠિરના સૈન્યને તથા ધૃષ્ટદ્યુમ્નને હણ્યા. હે રાજન ! એવી રીતે મહાત્માએ હણવા માંડેલું સૂતપુત્રના બાણથી પીડિત થએલું યુધિષ્ઠિરનું સૈન્ય, તત્કાળ ભાગવા લાગ્યું. સૂતપુત્રના ધનુષમાંથી નીકળેલા ચોતરફ પડતા વિવિધ પ્રકારના બાણ, અગ્રભાગેકરી પાછળના ભાગને હણતા હતા. હે મહારાજ ! અંતરિક્ષમાં પડતા બાણના ઓઘના સંઘર્ષેકરી અગ્નિ ઉત્પન્ન થતો હતો. એવી રીતે કર્ણ, તીડ નામના જંતુઓની પેઠે દશે દિશાઓમાં વિચરતાં શત્રુના શરીરમાં ગએલા બાણેકરી વેગથી શત્રુઓને હણતો હતો. તે સમયે પરમાસ્ત્રને દેખાડતા કર્ણના રક્તચંદન ચોપડેલા મણિજડીત્ર સુવર્ણના આભરણથી શોભિના બાહુ હાલતા દેખાતા હતા. બાણેકરી સર્વ દિશાઓમાં ત્રાસ પમાડતા કર્ણે, ધર્મરાજ યુધિષ્ઠિરને અત્યંત પીડિત કર્યા. હે મહારાજ ! ક્રોધાયમાન થએલા ધર્મપુત્ર યુધિષ્ઠિરે, તીક્ષ્ણ એવા પચાસ બાણ કર્ણ ઉપર નાખ્યા. હે મારિષ ! એવી રીતે વિવિધ પ્રકારના ગૃધ્રના પીછ બાંધેલા શિલા ઉપર તીક્ષ્ણ કરેલા બાણ, અનેક પ્રકારના ભલ્લ બાણ, શક્તિ, તરવાર તથા મુસલેકરી ધર્મપુત્ર યુધિષ્ઠિર તમારા સૈન્યને મારવા લાગ્યા. તે વેળાએ બાણેકરી અંધકાર થઇ ગયો અને મહા ભયંકર છે દેખાવ જેનો એવું યુદ્ધ થયું. તે જોઇ તમારા સૈન્યમાં મોટો હાહાકાર થયો. હે ભરતર્ષભ ! જે જે સ્થાનકે તમારા સૈન્યમાં ધર્મરાજ યુધિષ્ઠિર દુષ્ટદૃષ્ટિથી જૂવે તે તે સ્થાનકે તમારૂ સૈન્ય વિખરાવા લાગ્યું હતું. રોષેકરી સ્ફુરાયમાન છે મુખ જેનું એવો અસહનશીલ અત્યંત ક્રોધાયમાન થએલો મહા બળવાન કર્ણ પણ, નારાચ, અર્દ્ધચન્દ્ર અને વત્સદંત બાણે કરી ધર્મરાજ યુધિષ્ઠિરને પીડિત કરતો તેમની સામે દોડવા લાગ્યો. યુધિષ્ઠિરે પણ સુવર્ણના પુંખવાળા તીક્ષ્ણ કરેલા સો બાણ તેની ઉપર નાખ્યા. કર્ણે, હસતો હોય નહિ તેમ ગૃધ્રના પીછ બાંધેલા શિલા ઉપર તીક્ષ્ણ કરેલા ભલ્લ નામના ત્રણ બાણેકરી પાંડુપુત્ર યુધિષ્ઠિર રાજાને વક્ષસ્થળમાં વિંધ્યા. અત્યંત પીડાયલા ધર્મરાજ યુધિષ્ઠિરે રથમાં બેસવાના સ્થાનકની પાસે બેશી જઇ પોતાના સારથિને ' અરે

જા ' એ રીતે પ્રેરણા કરી. તે સમયે રાજા સહિત તમારી તરફના સર્વ યોદ્ધાઓ 'રાજાને ગ્રહણ કરો, રાજાને ગ્રહણ કરો' એ રીતે આક્રોશ કરતા ચોતરફથી તેમની સામે દોડવા લાગ્યા. તે સમયે હે રાજન! પંચાલ સહિત પ્રહાર કરનાર સત્તરસો કેકય યોદ્ધાઓએ તમારી તરફના તે યોદ્ધાઓને વારી રાખ્યા. મનુષ્યનો છે ક્ષય જેમાં એવા અત્યંત ભયંકર રૂપે વર્તતા તે યુદ્ધમાં મહા બળવાન દુર્યોધન તથા ભીમસેન પરસ્પર સામસામે આવ્યા.

तस्मिन् तुमुले युद्धे वर्तमाने जनक्षये ।
दुर्योधनश्च भीमश्च समेयातौ महाबलौ ॥

इतिश्री महाभारते कर्णपर्वणि संकुलयुद्धे गुर्जरभाषायां द्विषष्टितमोऽध्यायः॥६२॥

---

## અધ્યાય ૬૩ મો. યુધિષ્ઠિરનું પલાયન.

संजय उवाच—कर्णोपि शरजालेन केकयानां महारथान् ।
व्यधमत्परमेष्वासानग्रतः पर्यवस्थितान् ॥ १ ॥

સંજય કહે છે—કર્ણ પણ બાણના સમુદાયથી પોતાની આગળ ઉભેલા મોટા ધનુષવાળા કેકયોમાંના મહારથિઓને હણવા લાગ્યો. તે સમયે રાધાપુત્ર કર્ણનું નિવારણ કરવા યત્ન કરતા તેઓમાંથી પાંચસો રથિઓને કર્ણે યમલોક પ્રત્યે મોકલી દીધા. ત્યાર પછી કર્ણના બાણે કરી અત્યંત પીડિત થએલા તે યોદ્ધાઓ કોઇથી સહન કરી શકાય નહિ એવા પરાક્રમવાળા રાધાપુત્રને જોઇ ભીમસેન પાસે જવા લાગ્યા. બાણ સમુદાયે કરી અનેક તરેહથી રથસૈન્યને વિદારણ કરી એક રથવડે કર્ણ યુધિષ્ઠિર સામે દોડયો. સેનાના નિવાસ સ્થાન પ્રત્યે જતા, બાણે કરી ક્ષત થએલા, નકુળ તથા સહદેવના મધ્યમાં રહેલા, ખેદયુક્ત ચિત્તવાળા ધીરેથી યુધિષ્ઠિરને જતા જોઇ દુર્યોધનના હિતવાસ્તે સૂતપુત્ર કર્ણે, તીક્ષ્ણ એવા ત્રણ બાણેકરી તેમને વિંધ્યા. તેમજ રાજાએ પણ રાધાપુત્રને સ્તનના મધ્યમાં વિંધી ત્રણ બાણથી એના સારથિને અને ચાર બાણથી એના ચાર અશ્વને વિંધ્યા. શત્રુને તપાવનાર રાજાના ચક્રરક્ષક એવા માદ્રીપુત્ર નકુળ સહદેવે પણ ' અરે રાજાને હણ નહીં ' એમ કહી કર્ણ સામે દોડી રાધાપુત્ર ઉપર બેઉએ અત્યંત યત્નથી જૂદા જૂદા બાણનો વર્ષાદ કર્યો. પ્રતાપવાન એવા સૂતપુત્ર કર્ણે પણ શત્રુને દમન કરનાર મહાત્મા એવા તે બેઉને તીક્ષ્ણ ધારવાળા ભલ્લ નામના બે બાણથી વિંધ્યા; અને હસતો હોય નહિ તેમ મોટા ધનુષવાળા તેણે કાળા છે વાળ જેમના, દાંત સમ વર્ણ અને મન જેવા વેગવાળા યુધિષ્ઠિરના ઉત્તમ અશ્વને હણી બીજા ભલ્લ નામના બાણથી સંગ્રામમાં પહેરવાની તેમની ટોપી પણ મસ્તક ઉપરથી પાડી નાંખી. પ્રતાપવાન સૂતપુત્રે નકુળના અશ્વને હણી બુદ્ધિમાન એવા માદ્રીપુત્રનું ધનુષ કાપી નાખ્યું. તે વેળાએ હણાયા છે અશ્વ તથા રથ જેમના એવા ક્ષતયુક્ત શરીરવાળા પાંડુપુત્ર સહદેવના રથપ્રત્યે ચઢી બેઠા. તે સમયે વિરથ થએલા તે બેઉને જોઇ પારકા શૂરવીરને હણનાર માતુલ એવો મદ્રદેશનો રાજા શલ્ય, દયાવડે રાધાપુત્ર કર્ણને આવી રીતે કહેવા લાગ્યો કે, અત્યંત કોપાયમાન થએલો તું આ સમે ફાલ્ગુન એવા અર્જુન સાથે યુદ્ધ કર. શું કરવા ધર્મરાજ સાથે યુદ્ધ કરે છે? કેમકે તે તો ક્ષીણ છે, શસ્ત્ર અસ્ત્ર તથા કવચ જેમનાં ક્ષીણ થએલ છે એવા બાણ તથા ભાથાવાળા અને થાકી ગયા છે સારથિ

તથા વાહન જેમનાં એવા શત્રુના અસ્ત્રથી ઢંકાઇ ગએલા છે વાસ્તે તેમની સાથે યુદ્ધ કરીશ તો હે રાધેય ! અર્જુનને પ્રાપ્ત થઇશ તે સમયે તે તારૂ હાસ્ય કરશે. એ રીતે સંગ્રામના મધ્યમાં મદ્રરાજે કહ્યું તોપણ અત્યંત ક્રોધાવિષ્ટ થએલા કર્ણે હાસ્ય કરી તીક્ષ્ણ કરેલા બાણેકરી યુધિષ્ઠિર તથા નકુળ સહદેવને તાડન કરી તેમને સંગ્રામથી નસાડવા માંડયા. વળી અત્યંત હાસ્ય કરી શલ્યરાજા યુધિષ્ઠિરનો વધ કરવાનો યત્ન કરતા રથમાં બેઠેલા ક્રોધાવિષ્ટ કર્ણ પ્રત્યે આવી રીતે કહેવા લાગ્યો કે-હે રાધેય ! જે કામ કરવાવાસ્તે દુર્યોધન હમેશ તને માને છે તે અર્જુનને તું માર. યુધિષ્ઠિરને મારવાથી તને શું મોટાઇ મળે એમ છે ? સાંભળ-કૃષ્ણ તથા અર્જુનના વાગતા શંખનો આ મોટો શબ્દ સંભળાય છે. તેમજ વર્ષાઋતુમાં જેવો મેઘનો શબ્દ સંભળાય તેવો આ તેના ધનુષનો શબ્દ સંભળાય છે. હે કર્ણ ! અર્જુન બાણના વર્ષાદથી ઉદાર રથિઓને હણતો આપણી સર્વ સેનાને હણે છે. એને જો. જે શૂરવીરના યુધામન્યુ તથા ઉત્તમૌજા તો પૃષ્ઠરક્ષક છે અને શૂરવીર એવો સાત્યકિ, એના ઉત્તર ચક્રની તથા ધૃષ્ટદ્યુમ્ન, એના દક્ષિણ ચક્રની રક્ષા કરે છે. તેમજ ભીમસેન દુર્યોધન રાજા સાથે યુદ્ધ કરે છે, વાસ્તે હે રાધેય ! આપણા સર્વના જોતાં જે રીતે ભીમસેન તેને ન હણે અને આપણો રાજા જે રીતે મૂકાય તે રીતે કર. સંગ્રામમાં શોભિતા ભીમસેને ગળેલા રાજાને જો કદી તને પ્રાપ્ત થઇ મૂકાય તો અતિ આશ્ચર્ય જેવું થાય. પરમ સંશયને પ્રાપ્ત થએલા એની રક્ષા કર. માદ્રીપુત્ર નકુળ સહદેવ તથા યુધિષ્ઠિર રાજાને હણવાથી શું ? એવાં શલ્યનાં વચન સાંભળી હે પૃથ્વીપતે ! રાધાપુત્ર કર્ણ, મહા સંગ્રામમાં ભીમસેને આંતરેલા દુર્યોધનને જોઇ રાજાના રક્ષણને ઇચ્છતો તથા ઘણું કરી શલ્યના વાક્યે પ્રેરણા કરેલો પરાક્રમી તે યુધિષ્ઠિર રાજા તથા માદ્રીપુત્ર નકુળ સહદેવને છોડી દેઇ મદ્રરાજે પ્રેરણા કરેલા જાણે આકાશમાં જતા હોય નહીં તેવા અશ્વેકરી તમારા પુત્રની રક્ષા કરવા સારૂ તેની સામે દોડયો. હે મારિષ ! કર્ણ ગયા પછી પાંડુપુત્ર એવા કૌંતેય યુધિષ્ઠિર તથા સહદેવ વેગવાન અશ્વે કરી સંગ્રામમાંથી બહાર ગયા. એ રીતે જાણે લજાતા હોય નહિ તેની પેઠે બાણે કરી ક્ષતયુક્ત યુધિષ્ઠિર રાજા નકુળ સહદેવ સહિત સેનાના નિવાસસ્થાનને પ્રાપ્ત થઇ રથમાંથી નીચે ઉતરી સુંદર શયનમાં સુતા. કર્યો છે શલ્યનો ઉદ્ધાર જેમણે એવા અત્યંત હૃદયમાં વાગેલા શલ્યથી પીડિત થએલા યુધિષ્ઠિર રાજાએ મહારથિ એવા ભાઇઓ માદ્રીપુત્ર નકુળ સહદેવને કહ્યું કે હે પાંડુપુત્રો ! ભીમસેનના સૈન્ય પ્રત્યે સત્વર જાઓ, કેમકે મેઘની પેઠે શબ્દ કરતો તે યુદ્ધ કરે છે. યુધિષ્ઠિરનાં એવાં વચન સાંભળી રથિમાં શ્રેષ્ઠ નકુળ, બીજા રથમાં બેશી તેમજ તેજસ્વી એવો સહદેવ પણ રથમાં બેશી શત્રુને આકર્ષણ કરનાર પરાક્રમી બેઉ ભાઇઓ, ઉત્તમ વેગવાળા ઘોડાએ કરી જ્યાં ભીમસેન હતો ત્યાં સૈન્ય સહિત જઇ ઉભા રહ્યા.

तुरगैरग्रारंहोभियात्वा भीमस्य शुष्मणौ ।
अनीकैः सहितौ तत्र भ्रातरौ समवस्थितौ ॥

**इतिश्री महाभारते कर्णपर्वाणि धर्मोपयाने गुर्जरभाषायां त्रिषष्ठितमोऽध्यायः ॥ ६३ ॥**

---

## અધ્યાય ૬૪ મો. યુધિષ્ઠિર માટે શોધંશોધા.

**संजय उवाच—द्रौणिस्तु रथवंशेन महता परिवारित: ।**
**अपतत्सहसाराजन् यत्र पार्थो व्यवस्थित: ॥ १ ॥**

સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર ! મોટા રથ સમુદાયથી વિંટાયલા અશ્વત્થામા તો હે રાજન ! જ્યાં અર્જુન ઉભો હતો ત્યાં એકદમ આવ્યા. શ્રીકૃષ્ણની છે સહાયતા જેને એવા શૂરવીર અર્જુને કિનારો જેમ સમુદ્રને રોકે તેમ તત્કાળ તેમને રોકી રાખ્યા. હે મહારાજ ! ક્રોધાયમાન થએલા પ્રતાપવાન દ્રોણપુત્રે અર્જુન તથા વાસુદેવ ભગવાનને બાણેકરી આચ્છાદન કરી દીધા. આચ્છાદન થએલા શ્રીકૃષ્ણ તથા અર્જુનને જોઇ કારવોના મહારથિઓ, પરમ વિસ્મયને પ્રાપ્ત થઇ જોતા હતા, એટલામાં અર્જુને હસતો હોય નહિ તેમ દિવ્યઅસ્ત્ર સાંધ્યું. હે ભારત ! તે અસ્ત્રને પણ બ્રાહ્મણ એવા અશ્વત્થામાએ વારી રાખ્યું. એવી રીતે પાંડુપુત્ર અર્જુન, તેનો નાશ કરવાની ઇચ્છાથી જે જે અસ્ત્ર નાખતો હતો તે તે અસ્ત્રને મોટા ધનુષવાળો દ્રોણપુત્ર નાશ કરતો હતો. એ પ્રમાણે વર્તતા મહા ભયંકર એવા તે અસ્ત્રયુદ્ધમાં ફાડેલા મુખવાળો જાણે કાળ હોય નહિ એવા અશ્વત્થામાને અમે જોતા હતા. અશ્વત્થામાએ બાણથી દિશા તથા વિદિશાઓને આચ્છાદન કરી ત્રણ બાણે કરી વાસુદેવ ભગવાનને દક્ષિણ ભુજાવિષે વિંધ્યા. અર્જુને પણ તે મહાત્માના સર્વ અશ્વને હણી રૂધિરના ઓઘની છે નદી જેમાં એવી રણભૂમિ કરી મૂકી. પછી મહા ભયંકર ઘોર એવી નદી પ્રવર્તમાન કરી તે વેળાએ અર્જુનના ધનુષમાંથી નિકળેલા બાણેકરી હણાયલા અશ્વત્થામા તરફ રથ સહિત સર્વ રથિઓને લોકો જોતા હતા. અશ્વત્થામા તથા અર્જુનના એ રીતે વર્તતા વ્યાકુળ એવા દારૂણ યુદ્ધમાં મર્યાદા વગર યુદ્ધ કરતા યોદ્ધાઓ એકબીજાની પાછળ દોડતા હતા તેમજ હણાયા છે અશ્વ તથા સારથિ જેમના એવા રથ, સ્વાર વગરના અશ્વ, માવતવિનાના હસ્તિઓ તથા હણાયા છે હસ્તિ જેમના એવા મોટા માવત પણ ચોતરફ દોડતા હતા. હે રાજન ! એવી રીતે સંગ્રામમાં ઘોર એવો મનુષ્યોનો ક્ષય થઇ રહ્યો હતો. અર્જુનના ધનુષમાંથી નિકળેલા બાણેકરી હણાયલા રથિઓ સંગ્રામમાં પડતા હતા. તેમજ ચોકડા વગરના કેટલાક અશ્વ, તે તે સ્થાનકે દોડતા હતા. સંગ્રામમાં શોભિતા અર્જુનનું તે કર્મ જોઇ પરાક્રમી અશ્વત્થામાએ જય કરનારાઓમાં શ્રેષ્ઠ એવા અર્જુન પાસે આવી સુવર્ણથી શોભિતું મોટું ધનુષ ખેંચી ચોતરફથી તીક્ષ્ણ એવા બાણ અર્જુન ઉપર નાંખવા માંડયા. હે મહારાજ ! અશ્વત્થામાએ, ધનુષ ખેંચી બાણે કરી નિર્દયની પેઠે અર્જુનને વક્ષસ્થળમાં અત્યંત વિંધ્યો. હે ભારત ! દ્રોણપુત્રે અત્યંત વિંધેલા ગાંડીવ ધનુષ ધરનાર ઉદાર બુદ્ધિવાળા અર્જુને, બાણેકરી હઠાત્કારથી અશ્વત્થામાને ઢાંકી દેઇ એમનું ધનુષ કાપી નાખ્યું. કપાઇ ગયું છે ધનુષ જેનું એવા દ્રોણપુત્રે વજ્ર જેવો છે સ્પર્શ જેનો એવું ભાલું ગ્રહણ કરી અર્જુન ઉપર નાખ્યું. હે રાજન ! સુવર્ણથી શોભતા સામે આવતા તે ભાલાને હસતો હોય નહિ તેમ અર્જુને તત્કાળ કાપી નાખ્યું. અર્જુનના બાણથી કપાયલું તે ભાલું વજ્રથી હણાયલો, કપાઇ ગએલો પર્વત પડે તેમ પૃથ્વીપર પડયું. હે મહારાજ ! ક્રોધાયમાન થએલા મહારથિ દ્રોણપુત્રે, અર્જુન ઉપર વેગે કરી ઐંદ્રાસ્ત્ર નાખ્યું. હે રાજન ! તેના નાખેલા ઇંદ્રજાળ સરખા વિસ્તીર્ણ એવા તે અસ્ત્રને જોઇ વેગવાન એવા અર્જુને ગાંડીવ ધનુષ ગ્રહણ કરી તેમાં મહેંદ્રે સજેલા શ્રેષ્ઠ અસ્ત્રને સાંધી ઐંદ્રજાળને હરણ કરી લીધું.

એ રીતે ઇન્દ્રજાળને વિદારણ કરી અર્જુને ક્ષણમાત્રમાં અશ્વત્થામાના રથને આચ્છાદન કરી દીધો. અર્જુનના બાણથી પરાભવ પામેલા અશ્વત્થામાએ પણ તેની સામે આવી પાંડવની બાણવૃષ્ટિને વહન કરી પોતાનું નામ પ્રકાશ કરી સો બાણથી તત્કાળ શ્રીકૃષ્ણને અને ક્ષુરપ્ર નામના ત્રણસો બાણથી અર્જુનને વિંધ્યો. અર્જુને સો બાણેકરી ગુરૂપુત્ર અશ્વત્થામાને મર્મસ્થાનમાં ભેદી તમારી તરફના યોદ્ધાઓ દેખતાં એના અશ્વ, સારથિ, ધનુષ તથા પ્રત્યંચા ઉપર બાણ નાખી પારકા શૂરવીરને હણનાર પાંડુપુત્રે, અશ્વત્થામાને મર્મસ્થાનમાં વિંધી, ભલ્લ નામના બાણેકરી એના સારથિને રથ ઉપરથી નીચે પાડી નાખ્યો. તે સમયે દ્રૌણિએ ઘોડાઓને પકડી રાખી બાણેકરી શ્રીકૃષ્ણ તથા અર્જુનને આચ્છાદન કરી દીધા, તે વેળાએ અશ્વત્થામાના પરાક્રમને અમે જોતા હતા. ઘોડાઓને પકડી રાખવા છતાં અર્જુન સાથે યુદ્ધ પણ કરતા હતા. હે રાજન ! એમના એ કર્મને સંગ્રામમાં રહેલા સર્વ યોદ્ધાઓ વખાણતા હતા. વળી જયશાલી અર્જુને હાસ્ય કરી દ્રોણપુત્રના અશ્વની રાશને ક્ષુરપ્ર નામના બાણથી કાપી નાખી. તે વેળાએ બાણના વેગથી અત્યંત પીડિત થએલા તે અશ્વ નાસવા લાગ્યા. હે ભારત ! તમારા સૈન્યમાં ભયંકર શબ્દ થતો હતો. જયને ઇચ્છતા પાંડવો તો જય પામી ચોતરફથી તીક્ષ્ણ બાણ મૂકતા તમારા સૈન્ય ઉપર પડતા હતા. શૂરવીર જયશીલ પાંડવોએ ચોતરફથી વારંવાર પીડવા માંડેલી તમારા પુત્રની મોટી સેના હે મહારાજ ! વિચિત્ર પ્રકારથી યુદ્ધ કરનાર તમારા પુત્ર, શકુનિ, તથા કર્ણ એ સર્વ જોતાં તમારા પુત્રોએ વારણ કરી તો પણ સંગ્રામમાં ઉભી રહી નહિ. ત્યાર પછી હે મહારાજ ! ભયભીત થએલું તમારા પુત્રોનું મોટું સૈન્ય, ચોતરફ પલાયન કરતા યોદ્ધાઓએ કરી વ્યાકુળ થયું. તે સમયે ' અરે ઉભા રહો ઉભા રહો ' એ રીતે સૂત પુત્ર કર્ણે કહ્યું પણ, મહાત્મા પાંડવોએ હણવા માંડેલી તમારી સેના ઉભી રહી નહિ. હે મહારાજ ! જયશીલ પાંડવોએ ચોતરફ નસાડેલા આક્રોશ કરતા પોતાના સૈન્યને જોઈ દુર્યોધન રાજા સ્નેહથી જાણે કહેતો હોય તેમ, કર્ણ પ્રત્યે આવી રીતે કહેવા લાગ્યો. હે કર્ણ ! હે મહાબાહો ! તું વિદ્યમાન છતાં પંચાલોએ અત્યંત પીડિત કરેલી અને ત્રાસથી પલાયન કરવામાં તત્પર આપણી મોટી સેનાને જો. હે શત્રુને દમન કરનાર ! એ જાણી જે કરવું યોગ્ય લાગે તે કર. હે પુરૂષોત્તમ ! હે શૂરવીર ! પાંડવોએ નસાડેલા હજારો યોદ્ધાઓ સંગ્રામમાં તને પોકારે છે. દુર્યોધનનાં વચન સાંભળી રાધા પુત્ર કર્ણ, હસતો હોય તેમ મદ્રરાજ પ્રત્યે આવી રીતે વાક્ય કહેવા લાગ્યો. હે જનેશ્વર ! મારા ભુજ તથા અસ્ત્રના બળને તું જો, આજજ સંગ્રામમાં પાંડવ સહિત સર્વ પંચાલોને હું હણું છું. હે નરવ્યાઘ્ર ! મંગલ થાય તે રીતે અશ્વને ચલાવ ને થશે પણ તેમજ, એમાં સંશય નથી. હે મહારાજ ! એમ કહી, પ્રતાપવાન મહા બળવાન શૂરવીર સૂતપુત્ર કર્ણે શ્રેષ્ઠ તથા પુરાતન એવું વિજય નામનું ધનુષ ગ્રહણ કરી તેને સજ્જ કરી સત્ય તથા શપથથી યોદ્ધાઓને વારી રાખી ભાર્ગવાસ્ત્રનો પ્રયોગ કર્યો. હે રાજન ! તેમાંથી મહા સંગ્રામમાં હજારો, લાખો, અર્બુદ તથા કરોડો તીક્ષ્ણ એવા બાણો નિકળ્યા. ગૃધ્રના પીંછ બાંધેલા પ્રજ્વલિત એવા તે ભયંકર બાણોએ કરી પાંડવોની સેના ઢંકાઇ ગઇ, તેથી કશું પણ જણાતું નહતું. હે વિશાંપતે ! બળવાન ભાર્ગવાસ્ત્રે કરી પીડિત થએલા પંચાલોના મધ્યમાં મોટો હાહાકાર થતો હતો. હે રાજન ! ચોતરફ પડતા એવા હજારો હસ્તિ, અશ્વ, રથ, તથા મનુષ્યોએ કરી પૃથ્વી કંપવા લાગી. ચોતરફ હણાયલા તેઓએ કરી

મોટું એવું પાંડવોનું સર્વ સૈન્ય પણ વ્યાકુલ થઈ ગયું. હે નરવ્યાઘ્ર ! યુદ્ધ કરનારાઓમાં શ્રેષ્ઠ શત્રુને તપાવનાર તથા શત્રુઓને બાળતો એકલો કર્ણ તે વખતે ધૂમાડા વગરના અગ્નિની સમ શોભતો હતો. એ રીતે કર્ણે હણવા માડેલા ચેદિ સહિત પંચાલો, વનનો દાહ થવાથી જેમ હસ્તિઓ મોહ પામે તેમ મોહ પામતા હતા. હે નરવ્યાઘ્ર ! વ્યાઘ્રોની પેઠે ઉત્તમ નર વીરો પોકાર કરતા હતા. રણસંગ્રામમાં બીનેલા આક્રોશ કરતા ત્રાસ પામેલા ચોતરફ દોડતા તેઓનો સર્વ બાજુથી નદીનું પૂર આવવાથી જેવો પ્રાણિઓનો પીડિત શબ્દ થાય તેવો મોટો આર્ત શબ્દ થતો હતો. હે મારિષ ! સૂત્રપુત્રે એ રીતે હણવા માંડેલા તેમને જોઈ પશ્વાદિક યોનિને પ્રાપ્ત થએલા સર્વ પ્રાણિઓ અત્યંત ત્રાસ પામવા લાગ્યા. સંગ્રામમાં સૂતપુત્ર કર્ણે, હણવા માંડેલા સૃંજય, યમરાજના પુરમાં પીડિત થએલા પ્રાણીઓ જેમ યમરાજને બોલાવે તેમ વાસુદેવ તથા અર્જુનને વારંવાર પોકાર કરી બોલાવતા હતા. કર્ણના બાણેકરી હણાતા તેમના શબ્દને સાંભળી તથા તેણે યોજેલા મહા ઘોર એવા ભાર્ગવાસ્ત્રને જોઈ કુંતિપુત્ર અર્જુન, વાસુદેવ ભગવાન પ્રત્યે આવી રીતે કહેવા લાગ્યો. હે કૃષ્ણ ! હે મહાબાહો ! ભાર્ગવાસ્ત્રના પરાક્રમને જુઓ. એ અસ્ત્રને સંગ્રામમાં કોઈ રીતે પણ હણવા સમર્થ થવાય તેમ નથી. હે કૃષ્ણ ! મહા સંગ્રામમાં ક્રુધ થએલા દારૂણ કર્મ કરતા પરાક્રમ કરવામાં કાળ સરખા સૂતપુત્ર કર્ણને જુઓ, નિરંતર અશ્વને પ્રેરણા કરતો તે વારંવાર મારી સામું જુએ છે, વાસ્તે સંગ્રામમાં કર્ણને લક્ષ કરી પલાયન કરવા સારૂ હું તેને નથી જોતો, કેમકે પલાયન નિષિદ્ધ છે અને જીવતો પુરૂષ સંગ્રામમાં જય કે પરાજયને પ્રાપ્ત થાય પણ ઋષીકેશે મારેલાનો તો ભંગજ થાય. એનો જય કયાંથી થાય ? એવાં અર્જુનનાં વચન સાંભળી શ્રીકૃષ્ણે, શત્રુને દમન કરનાર મતિમાનમાં શ્રેષ્ઠ એવા અર્જુનને વખતને યોગ્ય આવી રીતનું વચન કહ્યું. હે પાર્થ ! કર્ણે કુંતિપુત્ર યુધિષ્ઠિરને અત્યંત ક્ષતયુક્ત કરેલા છે તેમને જો. તેમની આશ્વાસના કરી પછી તું કર્ણને હણ. હે વિશાંપતે ! એમ કહી શ્રમ કરી યુદ્ધમાં કર્ણને ગ્રહણ કરાવવા સારૂ યુધિષ્ઠિરને જોવા ઇચ્છતા ભગવાન, તેમની પાસે જવા લાગ્યા. તેમજ અર્જુન પણ કેશવ ભગવાનની આજ્ઞાએ કરી સંગ્રામમાંથી બાણથી પીડિત થએલા રાજાને જોવા સારૂ ગયો. ધર્મરાજને જોવાની ઇચ્છાથી જતા કુંતિપુત્ર અર્જુને સૈન્ય જોયું પણ તેમાં મોટા ભાઇ યુધિષ્ઠિરને જોયા નહિ. હે ભારત ! કુંતિપુત્ર અર્જુન, દ્રોણ પુત્ર સાથે યુદ્ધ કરી સંગ્રામમાં ઇન્દ્રે પણ દુઃખે કરી સહન થાય નહિ એવા ગુરૂના પુત્રને પરાજય પમાડી યુધિષ્ઠિરને જોવા સારૂ નિકળ્યો.

युद्धं कृत्वा तु कौंतेयो द्रोणपुत्रेण भारत ।
दुःसहं वज्रिणा संख्ये पराजित्यगुरोः सुतम् ॥

इतिश्री महाभारते कर्णपर्वणि धर्मराजशोधने गुर्जरभाषायां चतुःषष्ठितमोऽध्यायः ॥ ६४ ॥

## અધ્યાય ૬૫ મો. અર્જુન રાજાની તપાસે.

संजय उवाच—द्रौणिं पराजित्य ततोग्रधन्वा कृत्वा महादुष्करं शूरकर्म ।
आलोकयामास ततः स्वसैन्यं धनंजयः शत्रुभिरप्रधर्ष्यम् ॥ १ ॥

સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર ! વિસ્તીર્ણ તથા ઉગ્ર છે ધનુષ્ય જેનું અને શત્રુઓ સહન કરી શકે નહીં એવો અર્જુન, અશ્વત્થામાને પરાજય પમાડી દુ:ખેકરી કોઇથી બની શકે નહીં એવું મોટું શૂર કર્મ કરી પોતાના સૈન્યને જોવા લાગ્યો. સેના મુખ વિષે ઉભેલા યુદ્ધ ન કરતા એવા શૂરવીરોને હર્ષ પમાડતા અને પૂર્વ પ્રકારે કરી મંથન થએલા રથ સહિત ઉભેલા અનેક યોદ્ધાઓની પ્રશંસા કરતા મહાત્મા શૂરવીર અર્જુને અજમીઢ વંશમાં ઉત્પન્ન થએલા પોતાના મોટા ભાઇ યુધિષ્ઠિરને સૈન્યમાં ન જોવાથી વેગે કરી ભીમસેન પાસે આવી રાજાની પ્રવૃત્તિ જાણવા સારૂ તેને કહ્યું કે, હે ભીમ ! રાજા કયાં છે ? અર્જુનનાં વચન સાંભળી ભીમસેને કહ્યું કે કર્ણના બાણેકરી સંતપ્ત છે અંગ જેનું એવા ધર્મ પુત્ર યુધિષ્ઠિર રાજા, સંગ્રામથી બહાર ગયા છે. ભીમસેનનાં વચન સાંભળી અર્જુને કહ્યું કે કર્ણના બાણેકરી અત્યંત વિંધાયલા રાજા સેનાના નિવાસ સ્થાન પ્રત્યે ગયા છે, વાસ્તે તમે સત્વર અત્યંત શ્રેષ્ઠ એવા રાજાની પ્રવૃત્તિ વાસ્તે અહીંથી ત્યાં ચાલો. અતિ વેગવાન એવા રાજાને તીક્ષ્ણ બાણના પ્રહારથી કર્ણે વિંધ્યા હતા. તો પણ જયની વાટ જોતા તે, જયાં સુધી દ્રોણ હણાયા ત્યાં સુધી સંગ્રામમાં ઉભા રહ્યા હતા. મોટા પ્રભાવવાળા પાંડવમાં મુખ્ય એવા તેમને આજ સંગ્રામમાં કર્ણે સંશયને પ્રાપ્ત કર્યા વાસ્તે હે ભીમસેન ! શત્રુગણને રૂંધી હું ઉભો રહીશ અને તેમનું કુશળ જાણવા સારૂ તમે ત્યાં જાઓ. એવાં અર્જુનનાં વચન સાંભળી ભીમસેને કહ્યું કે હે અર્જુન ! હે મહાનુભાવ, હું જો જઇશ તો શૂરવીર એવા શત્રુઓ, સંગ્રામથી ' આ બીન્યો ' એમ મને કહેશે વાસ્તે ભરત કુળમાં શ્રેષ્ઠ એવા રાજાની પ્રવૃત્તિને તુંજ જોઇ આવ. ભીમસેનનાં વચન સાંભળી અર્જુને ભીમસેનને કહ્યું કે હે ભીમસેન ! સંશપ્તક નામના સામા સૈન્યમાં મારા શત્રુઓ ઉભેલા છે એમને માર્યા વગર શત્રુ સમુદાયના સ્થાનકથી જવાને મેં કેમ સમર્થ થવાય ? અર્જુનનું કહેવું સાંભળી વળી ભીમસેને કહ્યું કે હે કુરૂપ્રવીર ! હે ધનંજય ! હું પોતાના પરાક્રમનો આશ્રય કરી સંગ્રામમાંથી કેમ જાઉં ? હું સર્વ સંશપ્તક સાથે યુદ્ધ કરીશ અને તમે ત્યાં જાઓ. અસહ્ય એવા સંશપ્તક સૈન્યને એકલો હું ધારણ કરી રાખીશ. ભીમસેનનાં વચન શત્રુના મધ્યમાં સાંભળી ધણુંક છે બળ જેનું એવા મહાત્મા અર્જુન, સત્ય પરાક્રમવાળા ભાઈનાં તેજ સત્ય વચન અપ્રમેય એવા નારાયણ પ્રત્યે કહી કુરૂશ્રેષ્ઠ એવા યુધિષ્ઠિરને જોવા જવાને ઇચ્છતા અર્જુન, વૃષ્ણિકુળમાં શ્રેષ્ઠ એવા ભગવાન પ્રત્યે કહેવા લાગ્યા કે, હે હ્રષીકેશ ! હે કેશવ ! અજાતશત્રુ એવા યુધિષ્ઠિર રાજાને હું જોવા ઇચ્છું છું, વાસ્તે આ સૈન્યરૂપ સમુદ્રને છોડી દેઇ શિબિર પ્રત્યે ઘોડાઓને લેઇ જાઓ. સંજય કહે છે કે, હે ધૃતરાષ્ટ્ર ! ત્યાર પછી સર્વ દાશાર્હમાં મુખ્ય એવા ભગવાને ઘોડાઓને પ્રેરણા કરી ભીમસેનને આવી રીતે કહ્યું કે હે ભીમસેન ! તમારા કર્મ વિષે કંઈ આશ્ચર્ય જાણવું નહિ, માટે હું જાઉં છું અને અર્જુનના શત્રુ સમુદાયને તમે મારો. ભીમસેનને આમ કહી હ્રષીકેશ ભગવાન જયાં યુધિષ્ઠિર રાજા હતા ત્યાં ગરૂડની જેમને ઉપમા અપાય એવા અશ્વેકરી અતિ ત્વરાથી ગયા. એ રીતે શત્રુના સૈન્ય પ્રત્યે શત્રુને દમન કરનાર ભીમસેનને સ્થાપન કરી યુધ્ધ વાસ્તે એને આજ્ઞા કરી પુરૂષમાં શ્રેષ્ઠ એવા તે બેઉએ, ત્યાં જઇ સૂતેલા રાજાને મળી રથમાંથી નીચે ઉતરી ધર્મરાજાના ચરણમાં પ્રણામ કર્યા. પછી પુરૂષમાં સિંહરૂપ અને પુરૂષમાં શ્રેષ્ઠ એવા તે રાજાને ક્ષેમકુશળ જોઇ અશ્વિનીકુમાર જેમ ઇન્દ્રની પાસે જાય તેમ કૃષ્ણ તથા અર્જુન બેઉ, હર્ષેકરી તેમની પાસે

ગયા. રાજાએ પણ જંભ નામના મોટા અસુરને હણ્યો તે સમયે સૂર્યે જેમ અશ્વિનીકુમારનાં અને ગુરૂએ જેમ ઇન્દ્ર તથા વિષ્ણુનાં વખાણ કર્યાં હતાં તેમ તે બેઉનાં વખાણ કર્યાં. પછી કર્ણ હણાયો એમ માનતા શત્રુને તપાવનાર પ્રસન્ન થએલા ધર્મરાજ યુધિષ્ઠિર હર્ષથી ગદ્ગદ્ કંઠે બોલવા લાગ્યા. હે ધૃતરાષ્ટ્ર ! પોતાની પાસે આવેલા વિસ્તીર્ણ અને લાલ છે નેત્ર જેમનાં એવા બાણેકરી ખચીત અંગવાળા, રૂધિરેકરી પ્રદિગ્ધ, સેનાના અગ્રભાગમાં રહેનાર તથા શૂરવીર એવા અને મોટું છે બળ જેમનું એવા એકઠા મળી આવેલા કેશવ તથા અર્જુનને જોઇ ગાંડીવ ધનુષ ધરનાર અર્જુને અધિરથ પુત્ર કર્ણને હણ્યો છે, એમ તે માનવા લાગ્યા. હે ભરતર્ષભ ! તે બેઉનાં વખાણ કરતા કુંતિપુત્ર યુધિષ્ઠિર પરમ મનોહર સામથી હાસ્યપૂર્વક શત્રુને હણનાર અર્જુનને તેનો સત્કાર કરતાં આવી રીતે કહેવા લાગ્યા.

तावभ्यनंदत् कौंतेयः साम्नापरमवल्गुना ।
स्मितपूर्वममित्रघ्नं पूजयन भरतर्षभ ॥

इतिश्री महाभारते कर्णपर्वणि युधिष्ठिरमतिकृष्णार्जुगमने गुर्जरभाषायां पंचषष्टितमोऽध्यायः ॥ ६५ ॥

---

## અધ્યાય ૬૬ મો. યુધિષ્ઠિરનો હર્ષોદ્ગાર.

युधिष्ठिर उवाच—स्वागतं देवकीमातः स्वागतं ते धनंजयः ।
प्रियं मे दर्शनं गाढं युवयोरच्युतार्जुनौ ॥ १ ॥

યુધિષ્ઠિર કહે છે—હે દેવકી પુત્ર ! અને હે ધનંજય ! તમે ભલે આવ્યા. હે અચ્યુતાર્જુનો ! તમારૂં દર્શન મને અત્યંત પ્રિય છે. ક્ષત વગરના શુભ એવા તમોએ મહારથિ કર્ણને હણ્યો, એ ઘણું સારૂં થયું. યુદ્ધમાં સર્પ જેવા સર્વ શસ્ત્રમાં ચતુર, ધૃતરાષ્ટ્રના પુત્રોમાં આગળ ચાલનાર, તે સર્વના સુખના કવચરૂપ વૃષસેન તથા સુષેણે રક્ષણ કરેલા મહા પરાક્રમી રામવડે અસ્ત્રમાં કોઇથી જીતી શકાય નહિ એવા, સર્વ લોકમાં અગ્રણી, રથિ લોકમાં વિખ્યાત, ધૃતરાષ્ટ્રના પુત્રોનું રક્ષણ કરનાર, સેનાના અગ્રભાગમાં ચાલનાર, પારકા સૈન્યોને હણનાર, અમિત્રગણને મર્દન કરનાર, દુર્યોધનના હિતમાં યુક્ત, આપણને દુઃખ આપવા સારૂ ઉદ્યુક્ત થએલ, મહા યુદ્ધમાં ઇન્દ્ર સહિત દેવતાઓથી પણ સહન થઇ શકે નહિ એવા, તેજ તથા બળેકરી અગ્નિ તથા વાયુ સરખા, પાતાળની પેઠે ગંભીર સંબંધિઓને આનંદ વધારનાર, તથા મારા મિત્રોના કાળરૂપ કર્ણને મહા સંગ્રામમાં હણી, અસુરને જીતી બે દેવ આવે તેમ તમો પ્રાપ્ત થયા, તે ઘણું સારૂં થયું. હે અચ્યુતાર્જુનો ! સર્વ પ્રજાને હણવા ઇચ્છતા કાળની પેઠે તેણે આજ, દીન એવા મારી સાથે ઘોર યુદ્ધ કર્યું. તેણે મારો ધ્વજ કાપી નાખ્યો, તેમજ પાછળ ચાલનાર તથા સારથિને હણ્યા, સાત્યકિ જોતાં હણાયાં છે વાહન જેનાં એવો હું થઇ ગયો, ધૃષ્ટદ્યુમ્ન, નકુલ, સહદેવ શૂરવીર શિખંડી તથા સર્વ દ્રૌપદેય અને પંચાલો પણ ચોતરફથી જોતા હતા. તે સમયે મહા પરાક્રમી કર્ણ, ઘણાક શત્રુગણને જીતી હે મહાબાહો ! મહા સંગ્રામમાં યત્નથી મને પણ જીતી યુદ્ધમાં મારી પાસે આવી કેટલાક કઠોર વચન બોલ્યો. હે રણવીર ! હે ધનંજય ! તે તે સ્થાનકે મને

પરાભવ પમાડયો તોપણ હું જે જીવું છું તે ભીમસેનના પ્રભાવથી એમાં સંશય નહિ. ઘણું કહ્યાથી શું! એનાં વચન અને કર્મને હું સંભારૂં છું તો સહન થતાં નથી. હે ધનંજય! ભયભીત થએલો હું તેરવર્ષ પર્યંત રાત્રિએ નિદ્રા કે દિવસે સુખ કયારે પણ પ્રાપ્ત થયો ન હતો. હે ધનંજય! તેના દ્વેષે કરીને હું બળું છું. પોતાનું મરણ નજીક આવ્યું ત્યારે મુખ તથા કાનથી પાન કરનારા વાર્ધ્રીણસ નામના મેષની પેઠે હું પલાયન કરી ગયો. તેમ યુદ્ધમાં કર્ણને જીતવા કેમ સમર્થ થઈશું, એમ હું ચિંતન કરતો હતો તેનો આ વખત આવ્યો છે. હે કૌંતેય! જાગ્રત તથા સ્વપ્નની સંધિમાં રહેલો હું સદાય તે તે ઠેકાણે કર્ણને જોઉં છું અને હે ધનંજય! કર્ણથી બીનેલો હું જ્યાં જ્યાં જોઉં છું ત્યાં ત્યાં આગળ કર્ણનેજ જોઉં છું, એ રીતે જગતને કર્ણરૂપજ દેખું છું. મને સંગ્રામમાં પલાયન કરાવનાર એવા તે શૂરવીરે હે પાર્થ! સંગ્રામમાં મને જીતી અશ્વ તથા રથ સહિત જીવતો છોડી દીધો. એવી રીતે સંગ્રામમાં શોભિતા કર્ણે ક્ષતયુક્ત કરેલા મને જીવિત તથા રાજ્યનો હવે શું અર્થ છે? જે સંકટ પૂર્વે યુદ્ધમાં ભીષ્મથી, કૃપાચાર્યથી તથા દ્રોણથી પણ મને પ્રાપ્ત થયું ન હતું તે મહારથિ સૂતપુત્રથી આજ પ્રાપ્ત થયું. તે હું હે કૌંતેય! જે રીતે કુશલ થાય તે રીતે આજ તને પૂછું છું; વાસ્તે જે રીતે કર્ણને તેં હણ્યો હોય તે બધું મને કહે? યુદ્ધમાં ઇન્દ્ર સમાન બળવાળો પરાક્રમ કરવામાં યમતુલ્ય, અસ્ત્રમાં પરશુરામ સમાન, યુદ્ધમાં વિશારદ, મહારથિપણાથી વિખ્યાત, ધનુષ ધરનારાઓમાં અત્યંત શ્રેષ્ઠ, સર્વમાં એકજ પુરૂષ, પુત્ર સહિત ધૃતરાષ્ટ્ર પૂજીત, તારે વાસ્તેજ ઉદ્યુક્ત થએલો તેમ હે અર્જુન! ધૃતરાષ્ટ્રનો પુત્ર દુર્યોધન, સર્વ યોદ્ધાઓમાં કર્ણને સદાય તારો મૃત્યુ માનતો હતો, તેને હે પુરૂષવ્યાઘ્ર! હે કૌંતેય! તેં કેવી રીતે હણ્યો તે મને કહે? હે પુરૂષશાર્દૂલ! યુદ્ધ કરતા કર્ણનું મસ્તક, તેના સંબંધિઓ જોતાં સિંહ જેમ રૂરૂ નામના મૃગનું મસ્તક હરણ કરે તેમ તેં હરણ કર્યું તે બધું મને કહે? સૂતપુત્ર કર્ણ, તારી ઇચ્છા રાખી દિશા તથા વિદિશાઓને શોધતો હતો. સંગ્રામમાં હરિતરૂપ આપણી જીવિકાને હણવા ઇચ્છતો એવો અને ગૃધ્રના પીછ બાંધેલા તીક્ષ્ણ બાણેકરી તમે હણેલો દુરાત્મા તે, શું રણભૂમિવિષે સૂતો છે? ચોતરફથી તારેવાસ્તે દોડતો, દુર્યોધને વખાણેલો તેથી ગર્વિષ્ટ, શૂરવીર એવા તેને હણી તેં આજ મારૂં પ્રિય કર્યું વળી જે મોટી સૂંઢવાળા ગજ તથા અશ્વયુક્ત એવા સોનાના રથરૂપી વર તારે વાસ્તે એટલે તારા નાશ વાસ્તે પારકાઓને આપવા ઇચ્છતો અને પાપરૂપ એવો જે સદા તારી સાથે સ્પર્ધા કરતો હતો, તે કર્ણને હે તાત! યુદ્ધમાં તેં હણ્યો. જે 'હું શૂરવીર છું' એવા મદેકરી મત્ત કૌરવની સભામાં બકનાર, અને દુર્યોધનને અત્યંત પ્રિય પાપી કર્ણને આજ તેં હણ્યો. તારા ધનુષમાંથી નિકળેલા એવા રૂધિરથી લીપાયલા બાણેકરી અત્યંત ભેદાયાં છે ગાત્ર જેનાં એવો પાપરૂપ તે રણભૂમિમાં સૂતો એટલે ધૃતરાષ્ટ્રના પુત્રના બે બાહુ ભાગ્યા. ગર્વથી ભરેલો જે, રાજાઓના મધ્યમાં દુર્યોધનને હર્ષ કરતાં 'હું અર્જુનને હણીશ' એ રીતે મોહથી સદા પોતાની શ્લાઘા કરતો હતો તેનું તે વચન મિથ્યા થયું. જ્યાં સુધી અર્જુન બેઠો છે ત્યાં સુધી હું કયારે પગ ધોવરાવીશ નહિ, એવું હે શક્રસુતો! એ અલ્પ બુદ્ધિવાળાનું વ્રત હતું, તે કર્ણને આજ તેં હણ્યો. દુષ્ટબુદ્ધિવાળા કર્ણે સભાવિષે કુરૂવીરના મધ્યમાં હીન છે સત્વ જેમનું પતિત તથા અત્યંત દુર્બળ એવા પાંડવોને 'હે દ્રૌપદિ! શું તું છોડી દેતી નથી?' એ રીતે કહ્યું હતું. વળી જે કર્ણે તારે વાસ્તે પ્રતિજ્ઞા કરી હતી જે 'કૃષ્ણસહિત અર્જુનને માર્યા વગર

હું અહિ આવું નહિ,' બાણથી ભેદાયાં છે ગાત્ર જેનાં એવો પાપ બુદ્ધિવાળો, તે રણશય્યામાં સુતો છે? જે સમાગમવિષે આવી અવસ્થાને હું પ્રાપ્ત થયો, સંજય તથા કૌરવોનો તે સંગ્રામ તારા જાણવામાં આવ્યો, અને તે દુરાત્માને આજ તેં હણ્યો. હે સવ્યસાચિન્ ! અત્યંત મંદબુદ્ધિવાળા તેનું તેં ગાંડીવમાંથી મુકાયલા પ્રજ્વલિત બાણોએ કરી યુદ્ધમાં પ્રકાશમાન એવું કુંડલ સહિત મસ્તક કાયા ઉપરથી કાપ્યું. હે શૂરવીર! કર્ણના બાણેકરી અત્યંત વિંધાયલા મેં કર્ણના વધવાસ્તે તારૂં ધ્યાન કર્યું હતું. તે મારૂં ધ્યાન કર્ણને પાડવાવડે આજ તેં સફળ કર્યું. ગર્વથી ભરેલો દુર્યોધન, કર્ણના આશ્રયે કરી આપણી સામે જોરથી જુવે છે. એ દુર્યોધનના તે આશ્રયને પરાક્રમ કરી તેં ભાગ્યો. જે કર્ણે પૂર્વે સભાના મધ્યમાં કોરવની સમક્ષ આપણને 'આ પંઢતિલ છે' એમ કહ્યું હતું, અસહનશીલ એવા તે દુર્મતિ સૂતપુત્ર કર્ણને સંગ્રામવિષે તેં હણ્યો. દુરાત્મા સૂતપુત્ર કર્ણે પૂર્વે શકુનિએ દ્યૂતવિષે જીતેલી દ્રૌપદીને ઉદ્દેશી કહ્યું હતું, જે 'તમે પોતે યાજ્ઞસેનીને અહિં સભામાં લેઇ આવો' તે પાપીને આજ સંગ્રામમાં તેં હણ્યો. હે મહાત્મન! જે સમયે ભીષ્મે તેને અર્દ્ધરથિની સંખ્યામાં ગણ્યો તે વેળાએ અલ્પ બુદ્ધિવાળા જેણે પૃથ્વીવિષે શસ્ત્ર ધારણ કરનારાઓમાં અત્યંત શ્રેષ્ઠ એવા પિતામહનો તિરસ્કાર કર્યો હતો, અધિરથ પુત્ર એવા કર્ણને આજ તેં હણ્યો. હે ફાલ્ગુન! અમર્ષથી ઉત્પન્ન થએલો નિંદા તથા છેતરવારૂપી વાયુએ વૃદ્ધિ પમાડેલા એવા સદા મારા હૃદયમાં રહેલા અગ્નિને 'આજ મેં કર્ણને હણ્યો' એવી રીતે મને કહીને તું અત્યંત શાંત કરે છે, તેં સૂતપુત્ર કર્ણને કેવી રીતે હણ્યો? એ દુર્લભ વાર્તા આજ મને કહે? હે અત્યંત શૂરવીર! વૃત્રાસુરને હણવાથી ઇન્દ્ર જેમ રૂડાં ભાગ્યવાળો થયો તેમ કર્ણ હણવાથી તું પણ થા. એવી રીતે હમેશ હું તારૂં ધ્યાન કરૂં છું.

ब्रवीहि मे दुर्लभमेतदद्यकथं त्वया निहतः सूतपुत्रः ।
अनुध्याये त्वां सततं प्रवीरवृत्रेहते सौभगवान्निवेंद्रः ॥

इतिश्री महाभारते कर्णपर्वणि युधिष्ठिरवाक्ये गुर्जरभाषायां षट्षष्ठितमोऽध्यायः ॥ ६६ ॥

---

## અધ્યાય ૬૭ મો. કર્ણને હણવા અર્જુને માગેલી આશિષ.

संजय उवाच—तद्धर्मशीलस्य वचो निशम्य राज्ञः क्रुद्धस्यातिरथो महात्मा: ।
उवाच दुर्द्धर्षमदीनसत्वं युधिष्ठिरंजिष्णुरनंतवीर्यः ॥ १ ॥

સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર! અનંત પરાક્રમવાળા અતિરથિ અને મહાત્મા અર્જુન, ક્રોધાયમાન થએલા ધર્મશીલ એવા રાજાનાં વચન સાંભળી કોઇથી સહન થાય નહિ એવા ઘણીક બુદ્ધિવાળા યુધિષ્ઠિર પ્રત્યે કહેવા લાગ્યા કે હે રાજન! આજ સંશપ્તક ગણ સાથે હું યુદ્ધ કરતો હતો એટલામાં કૌરવના સૈન્યોમાં સેનાના અગ્રભાગવિષે વર્તનાર અશ્વત્થામા, સર્પસરખા બાણ ફેંકતા મારી સામે આવી ઉભા. તે સમયે મેઘ જેવા શબ્દવાળા મારાજ રથને જોઈ બધી સેના મને વિંટીને ઉભી રહી હતી. તેઓમાંથી પાંચસોને હણી હે પાર્થિવાર્ય! હું અશ્વત્થામા સામે ગયો. હે મહારાજ! હે નરેંદ્ર! સાવધાન એવો તે, મને

પ્રાપ્ત થઇ શ્રેષ્ઠહસ્તિ જેમ સિંહ સામે આવે તેમ મારી સામે આવી મેં હણવા માંડેલા રથિ કૌરવોનો ઉદ્ધાર કરવાની ઇચ્છા કરવા લાગ્યો. હે ભારત! દુઃખે કરીને કોઇથી કંપાવી શકાય નહિ એવા કૌરવોમાં અત્યંત શ્રેષ્ઠ આચાર્યપુત્રે અગ્નિ સરખા અતિ તીક્ષ્ણ બાણો· એકરી જનાર્દન ભગવાન સહિત મને પીડિત કર્યો. એ રીતે મારી સાથે યુદ્ધ કરતા તેના આઠ બળદ જોડેલાં આઠ ગાડાં તો, સેંકડો છે સંખ્યા જેમની એવા બાણને વહન કરતાં હતાં. તેણે નાખેલા બાણને વાયુ જેમ વાદળના સમુદાયને વિખેરી નાંખે તેમ બાણેકરી મેં વિખેરી નાંખ્યો. ત્યાર પછી વર્ષાઋતુમાં કાળો મેઘ જેમ વર્ષે તેમ અશ્વત્થામાએ શિક્ષા તથા અસ્ત્રબળના પ્રયત્નેકરી કાનપર્યંત ધનુષ ખેંચી અનેક બાણ સમુદાયનો વરસાદ કર્યો. તે સમયે સંગ્રામમાં વર્તતા દ્રોણપુત્ર, વામ તથા દક્ષિણમાંથી કયા હાથે કરી બાણ ગ્રહણ કરે છે, કયા હાથથી ફેંકે છે તે કંઇ પણ અમે જાણતા ન હતા. દ્રોણપુત્રનું વિસ્તૃત એવું ધનુષ મંડળાકારજ દેખાતું હતું. દ્રોણપુત્રે તીક્ષ્ણ પાંચ બાણથી મને તથા બીજા પાંચ બાણેકરી વાસુદેવ ભગવાનને વિંધ્યા. મેં પણ નિમિષ માત્રમાં વજ્ર સરખા ત્રીશ બાણેકરી તેને પીડિત કર્યો. તે વેળાએ મારા મૂકેલા બાણે પીડિત કરેલો તે ક્ષણમાત્રમાં શ્વવિત્ નામના જંતુ સરખું છે રૂપ જેનું એવો થઇ ગયો. સર્વ ગાત્રમાંથી ઝરે છે રૂધિર જેને એવો તે, મેં પરાભવ પમાડેલા રૂધિરેકરી વ્યાપ્ત શ્રેષ્ઠ સૈનિકોને જોઇ કર્ણના રથસૈન્ય તરફ ગયો. પારકાઓને મંથન કરનાર કર્ણ પણ, ત્રાસ પામ્યા છે યોદ્ધાઓ જેમાં એવા, નાસવા લાગેલા અશ્વ તથા હસ્તિવાળા, પરાભવ પામેલા પોતાના સૈન્યને જોઈ મુખ્ય એવા પચાસ રથિ સહિત મારી સામે આવ્યો. તેમને નાશ પમાડી કર્ણને છોડી દેઇ તમને જોવા સારૂ હું અહીં આવ્યો છું. હે રાજન! સર્વ પંચાલ, કર્ણને જોઇ કેસરીસિંહને જોઇ જેમ બળીબર્દો ઉદ્વિગ્ન થાય તેમ ઉદ્વિગ્નતાને પ્રાપ્ત થાય છે. પ્રભદ્રકો પણ મોઢાં ફાડેલ કાળને પ્રાપ્ત થઇ જેમ માણસ ખેદયુક્ત થાય તેમ કર્ણને પ્રાપ્ત થઇ ખેદયુક્ત થયા છે. તેમાંથી નજીક આવેલા સાતસો રથિઓને કર્ણે યમલોક પ્રત્યે મોકલી દીધા. તોપણ હે રાજન! સૂતપુત્ર કર્ણે જ્યાં સુધી આપણને જોયા ન હતા, ત્યાં સુધી તેનું મન ગ્લાનિયુક્ત થયું નહિ. તેણે ડશેલા તથા પૂર્વે અશ્વત્થામાએ ક્ષત કરેલા તમને સાંભળી, હે અચિંત્યકર્મન! હે રાજન! ક્રૂર કર્ણ પાસેથી નાશી જવાનોજ વખત હતો એમ હું માનું છું, કેમકે પૂર્વે યુદ્ધમાં હે પાંડવ! વિચિત્ર પ્રકારના રૂપવાળું કર્ણનું અસ્ત્ર મેં જોયું છે. સૃંજયોમાંથી આજ મહારથિ કર્ણને સહન કરી શકે તેવો બીજો કોઇ યોદ્ધો નથી. હે રાજન! સૈનેય એવો સાત્યકિ, તથા ધૃષ્ટદ્યુમ્ન એ બેઉ મારા ચક્રરક્ષક છે. શૂરવીર એવા યુધામન્યુ તથા ઉત્તમૌજા મારા પૃષ્ઠરક્ષક છે, વાસ્તે હે નરેંદ્ર! વૃત્રાસુર સાથે ઇન્દ્ર યુદ્ધ કરે તેમ રથિઓમાં અત્યંત શ્રેષ્ઠ, દ્વેષિના સૈન્યમાં વર્તતા દુસ્તર એવા સૂતપુત્ર સાથે ત્યાં જઈ જો આ સંગ્રામમાં દેખાશે તો હું યુધ્ધ કરીશ. માટે આજ ત્યાં આવો, અને સૂત પુત્ર સાથે યુદ્ધ કરતા મને મારા જય વાસ્તે જુઓ. મોટા વૃષભના મુખને પ્રાપ્ત થયા હોય તેમ પ્રભદ્રકો કર્ણ સામે દોડે છે. હે ભારત! તેમજ છ હજાર રાજપુત્રો સ્વર્ગ લોક વાસ્તે સંગ્રામમાં યુદ્ધ વાસ્તે કર્ણની નજીક આવેલા છે. હે રાજન! હે રાજસિંહ! આજ યુદ્ધ કરતા કર્ણને હઠાત્કારથી બાંધવ સહિત જો ન હણું તો પ્રતિજ્ઞા કરી ન પાળનારની જે ગતિ થાય છે તે ગતિને હું પ્રાપ્ત થાઉ. હું તમને આમંત્રણ કરૂં છું માટે મને આશિર્વાદ આપો અને કહો કે, ' સંગ્રામમાં તારો જય થશે. પૂર્વે ધૃતરાષ્ટ્રના પુત્રો ભીમસેનને ગળતા હતા વાસ્તે, હે નરેંદ્ર! આજ હું સૈન્ય સહિત સૂતપુત્ર કર્ણને હણી સર્વ શત્રુગણોનો નાશ કરીશ.

**आमंत्रये त्वां ब्रूहि अयं रणे मे पुरा भीमं धार्तराष्ट्रामसंते ।**
**सौतिंहनिष्यामि नरेंद्रसिंह सैन्यंतथा शत्रुगणांश्च सर्वान् ॥**

इतिश्री महाभारते कर्णपर्वणि अर्जुनवाक्ये गुर्जरभाषायां सप्तषष्ठितमो ऽध्यायः ॥ ६७ ॥

---

## અધ્યાય ૬૮ મો. યુધિષ્ઠિરને ચઢેલો ક્રોધ.

**संजय उवाच—श्रुत्वा कर्णकल्पमुदारवीर्यं क्रुद्धः पार्थः फाल्गुनस्यामितेजाः धनंजयं वाक्यमुवाच चेदं युधिष्ठिरः कर्णशराभितप्तः ॥ १ ॥**

સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર ! ઉદાર છે વીર્ય જેનું એવા સમર્થ કર્ણને જીવતો સાંભળી અર્જુન ઉપર ક્રોધાયમાન થએલા કર્ણના બાણથી સંતપ્ત યુધિષ્ઠિર, અર્જુન પ્રત્યે આવી રીતે વચન કહેવા લાગ્યા કે, હે તાત ! કર્ણે તિરસ્કાર કરેલી તારી સેના નાસવા લાગી, તેમ તું પણ કર્ણને હણવા સમર્થ થયો નહિ, તેથી સંગ્રામમાં ભીમનો ત્યાગ કરી અહિં આવતો રહ્યો, એ સારૂં કર્યું નહિ. હે પાર્થ ! પૃથાના ગર્ભે જન્મી તેં આ કામ સારૂં ન કર્યું, કેમકે સૂતપુત્રને મારવા સમર્થ થયો નહિ એટલે સંગ્રામમાં ભીમસેનનો ત્યાગ કરી અહિં આવ્યો. દ્વૈતવનમાં તેં આવી રીતે વાકય કહ્યું હતું. એકરથે કરી હું કર્ણને હણીશ, એ હું સત્ય કહું છું; તેમ છતાં તેને છોડી દેઇ તેથી બીનેલો ભીમસેનનો ત્યાગ કરી તું કેમ આવતો રહ્યો ? દ્વૈતવનમાં હે નૃપ ! કર્ણ સાથે યુદ્ધ કરવા હું સમર્થ નહિ થાઉં એમ કદી તેં કહ્યું હતે, તો હે પાર્થ ! વખતને લગતું જેવું કૃત્ય અમારે કરવું ઘટત તે પ્રમાણે અમે કરત. હે વીર ! એનો હું વધ કરીશ એમ મારી આગળ પ્રતિજ્ઞા કરી તે પ્રમાણે તેં કર્યું નહિ અને શત્રુના મધ્યમાં અમને લેઇ આવી રથંડિલમાં નાંખી શું કરવા પીસે છે ? હે રાજપુત્ર ! તારે વિષે અમે ઘણી આશા રાખી રહ્યા હતા. અર્જુનાડે આપણે ઇષ્ટ એવા ઘણા કલ્યાણને પ્રાપ્ત થઇશું, તે બધી આશા જેમ ફલાર્થીઓ એવી વેલો અતિ પુષ્પવાન થઈ ફળ વગરની થાય તેમ વિફળ થઇ, જેમ મત્સ્યવેધ કરવાનો કાંટો માંસથી ઢંકાએલો હોય અને વિષ જેમ ખાવાના પદાર્થથી ઢંકાયલું હોય તેમ રાજ્યને ઇચ્છતા મને રાજ્યની આશા આપી રાજ્યના વિનાશ રૂપ અનર્થ તેં પ્રાપ્ત કરાવ્યો. હે ધનંજય ! જેમ વર્ષાદની વાટ જોઇ રહ્યા હઇએ અને વખત આવે તે વર્ષે નહિ ને ઉગવાની આશાથી વાવેલું બીજ વખત આવ્યે બરોબર ઉગે નહિ તેમ અમે પણ તેર વર્ષ સુધી આશાએ કરી તારી પાછળ જીવ્યા, તે અમને સર્વને આજ આખર વખતે તું નિરાશ કરે છે. મંદ બુદ્ધિવાળા તું સાત દિવસનો થયો ત્યારે આકાશવાણીએ કુંતિને કહ્યું હતું કે ઇન્દ્ર જેવા પરાક્રમવાળો આ પુત્ર ઉત્પન્ન થએલો છે, તે શૂરવીર એવા શત્રુને જીતશે. ઘણા પરાક્રમવાળો તારો પુત્ર. ખાંડવવનમાં દેવ સમુદાયને તથા સર્વ પ્રાણીઓને જીતશે, તારો પુત્ર મદ્ર, કલિંગ તથા કેકયને જીતશે. અને તારો પુત્ર, રાજાઓના મધ્યમાં કૌરવોને હણશે. આથી શ્રેષ્ઠ બીજો કોઇ ધનુર્ધનાર થશે નહિ. કોઇ પણ પ્રાણી કયારે પણ આને જીતશે નહિ. અધીન છે શસ્ત્ર વિદ્યા જેને એવો આ ઇચ્છા કરશે તો સર્વ પ્રાણિઓને પોતાને વશ કરશે. કાંતિએકરી ચંદ્ર, વેગેકરી વાયુ, સ્થૈર્યેકરી મેરૂ, ક્ષમાએકરી પૃથ્વી,

તેજેકરી સૂર્ય, લક્ષ્મીએકરી કુબેર, શૌર્યેકરી ઇન્દ્ર, તથા બળેકરી વિષ્ણુસમાન એવો હે કુંતિ ! આ તારો પુત્ર, અદિતિથકી ઉત્પન્ન થએલા વિષ્ણુની પેઠે શત્રુને હણશે. પોતાનાઓના જય વાસ્તે અને દ્વેષિઓના વધ વાસ્તે વિખ્યાત ઘણા પરાક્રમવાળો તથા કુળતંતુનો કર્તા હે કુંતિ ! આ તારો પુત્ર થશે. એ રીતે શતશૃંગ પર્વતના શિખર ઉપર તપસ્વિઓ સાંભળે તે રીતે કુંતિને આકાશ વાણીએ કહ્યું હતું પણ એ પ્રમાણે થયું નહિ; માટે જરૂર દેવતાઓ પણ જુઠું બોલે છે. સર્વદા તારી પ્રશંસા કરતા અત્યંત શ્રેષ્ઠ એવા બીજા ઋષિઓની વાણી સાંભળીને પણ દુર્યોધન પાસે નમ્રતા ન કરી અને કર્ણના ભયથી તું પીડિત છે, તે પણ જાણ્યું નહિ. પૂર્વે દુર્યોધને તો કહ્યું હતું કે સંગ્રામમાં મહા બળવાન કર્ણની સામે અર્જુન ઉભો રહી શકશે નહીં પણ મૂર્ખતાથી તે વાત મારા જાણવામાં આવી નહિ, તેથી આ સમે હું અત્યંત તપાયમાન થાઉં છું. શત્રુ વર્ગના મધ્યમાં હું નરક વિષે પ્રવિષ્ટ થયો. પણ તેજ સમયે કયારે પણ સૂતપુત્ર સાથે હું યુદ્ધ નહિ કરૂં, એમ તેં મને કહ્યું હોત તો સુહૃદ એવા સંજય તથા કેકયને સંગ્રામમાં હું બોલાવતે જ નહિ. તેં પ્રથમ ન કહ્યું માટે હવે કર્ણના વિગ્રહ વિષે શું કાર્ય કરવા મારાથી સમર્થ થવાય. દુર્યોધન રાજાને તથા મારી સાથે યુદ્ધ કરવા મળેલા બીજાઓને પણ આ વખતે મારાથી શું કરી શકાય, માટે હે કૃષ્ણ ! મારા જીવિતને ધિક્કાર હો, કેમકે સૂતપુત્રને હું વશ થયો. હે પાર્થ ! આજ મહારથિમાં અત્યંત શ્રેષ્ઠ અને રથિમાં ઉત્તમ એવો તારો પુત્ર અભિમન્યુ જો જીવતો હોત તો કૌરવ, સંબંધિઓ તથા યુદ્ધ કરવા એકઠા મળેલા બીજા યોદ્ધાઓના મધ્યમાં કર્ણને મારત અને સંગ્રામમાં હું પરાભવને પ્રાપ્ત થાત નહિ. સંગ્રામમાં ઘટોત્કચ જીવતો હત તો પણ હું વિમુખ થાત નહિ, પણ જરૂર પૂર્વે કરેલા અભાગ્યરૂપ મારાં પાપ બળવાન નહિ તો તે જીવતા કેમ ન હોય ? તને તૃણ તુલ્ય માની દુરાત્મા એવા સૂર્યપુત્ર કર્ણે જે રીતે કોઇ અશક્ત તથા બાંધવ વગરનાનો તિરસ્કાર કરે તેમ મારો તિરસ્કાર કર્યો. પણ હે પાર્થ ! આપતને પ્રાપ્ત થએલા આપતથી કોણ મૂકાવે. બાંધવ પણ તેજ અને સ્નેહયુકત સંબંધી પણ તેજ, પ્રાચીન એવા મુનિઓ પણ તેમ કહે છે અને સત્પુરૂષો તેજ ધર્મનું આચરણ કરે છે. હે પાર્થ ! નથી શબ્દ કરતા એવા આ રાજના ત્વષ્ટાના ખડ્ગને તથા તાલમાત્ર એવાં આ ગાંડીવ ધનુષને ગ્રહણ કરી કેશવ ભગવાને વહન કરેલો તું કર્ણથી બીહીને કેમ ભાગી આવ્યો ? તારૂં ધનુષ કેશવ ભગવાનને તેં આપ્યું હોત સંગ્રામમાં કેશવનો સારથિ તું થયો હોત તો કેશવ ભગવાન ઉગ્ર એવા કર્ણને વજ્ર ધરનાર ઇન્દ્ર જેમ વૃત્રને હણે તેમ હણત. નહિ તો સંગ્રામમાં વિચરતા રાધા પુત્રને બાધ કરવા તું સમર્થ ન હોઉ તો તારાથી અસ્ત્ર વિદ્યામાં જે અધિક હોય એવા બીજા પુરૂષને તારૂં ગાંડીવ ધનુષ આપ; એટલે હે પાંડવેય ! પુત્ર તથા દારે કરી હીન, સુખથી ભ્રષ્ટ થએલ, રાજ્યના નાશથી પાપીઓએ સેવેલા, અગાધ નરકમાં પડેલા અમને ફરીથી લોક જૂવે નહિ. હે દુરાત્મન ! કાં તો તું કુંતિના ગર્ભમાંથી કષ્ટરૂપ પાંચમે માસે પડી ગયો હોત વા તેના ગર્ભમાં તું આવ્યો જ ન હોત તો સારૂં પણ હે રાજપુત્ર ! સંગ્રામમાંથી ભાગવું એ કાંઇ સારૂ નહિ. તારા બાહુ વીર્યને, અસંખ્યેય બાણગણને, ધ્વજને, હનુમાનને તથા અગ્નિદત્ત એવા તારા રથને ધિક્કાર છે.

धिग्गांडीवं धिक्चतेबाहुवीर्यमसंख्ययान् बाणगणांश्च धिक्ते ।
धिक्केतुंकेसरिणःसुतस्य कृशानुदत्तं च रथं च धिक्ते ॥

इतिश्री महाभारते कर्णपर्वणि युधिष्ठिर क्रोधवाक्ये गुर्जरभाषायां अष्टषष्ठितमोऽध्यायः ॥ ६८ ॥

---

## અધ્યાય ૬૯ મો. અર્જુને કરેલો ક્રોધ.

**संजय उवाच—युधिष्ठिरेणैवमुक्तः कौंतेयः श्वेतवाहनः ।**
**असिंजग्राहसंक्रुद्धो जिघांसुर्भरतर्षभम् ॥ १ ॥**

સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર ! એ રીતે યુધિષ્ઠિરે કહ્યું એટલે શ્વેત વાહનવાળા કુંતિપુત્ર અર્જુને, સંક્રુદ્ધ થઇ ભરતકુલનાં શ્રેષ્ઠ યુધિષ્ઠિરને મારવાની ઇચ્છાથી ખડ્ગ લીધું. તેના કોપને જોઇ ચિત્તને જાણનાર કેશવ ભગવાન તેને કહેવા લાગ્યા કે હે પાર્થ! ખડ્ગ ગ્રહણ કરવાથી શું ? કેમકે હે ધનંજય ! યુદ્ધ કરવાનું તો હાલ તારે કંઇ છે નહિ, અને ધૃતરાષ્ટ્રના પુત્રોને તો તેં તથા બુદ્ધિમાન ભીમસેને ગળી લીધા છે. હે કૌંતેય ! રાજાને જોવા સારૂ સંગ્રામ છોડી દેઇ તું અહીં આવ્યો તે યુધિષ્ઠિર રાજાને તેં કુશળ જોયા, સિંહ સરખા પરાક્રમવાળા રાજસિંહને જોઈ હર્ષનો સમય પ્રાપ્ત થયો તે સમે મોહથી આ શું કરે છે ? હે કૌંતેય ! તારે વધ કરવા લાયક હું તે હોય એમ જોતો નથી. શું કરવા પ્રહાર કરવા ઇચ્છે છે વા શું તારા ચિત્તને વિભ્રમ થયો છે ? હે કુંતિપુત્ર ! હે અદ્ભુત વિક્રમ ! મોટા ખડ્ગને ઉતાવળથી તું શું કરવા ગ્રહણ કરે છે તે હું તને પૂછું છું, આ શું તને ઇષ્ટ છે ? શ્રી કૃષ્ણે પૂછયું ત્યારે ક્રોધાયમાન થએલો સર્પની પેઠે શ્વાસોચ્છ્વાસ લેતો અર્જુન, યુધિષ્ઠિર સામે જોઈ ગોવિંદ ભગવાનને આવી રીતે કહેવા લાગ્યો. બીજાને ગાંડીવ આપ એમ જે મને કહે, તેનું મસ્તક હું છેદું, એવું મારૂં ગુપ્તવ્રત છે. હે અમિત પરાક્રમવાળા ! હે ગોવિંદ ! આ રાજાએ તમારી સમક્ષ મને કહ્યું તે હું સહન કરી શકતો નથી, વાસ્તે ક્ષાત્ર ધર્મથી ભીરૂ એવા ધર્મ રાજાને હું હણીશ. હે યદુનંદન ! મનુષ્યમાં શ્રેષ્ઠ એવા આ રાજાને હણી મારી પ્રતિજ્ઞા હું પાળીશ, એ માટે મેં ખડ્ગ ગ્રહણ કર્યો છે. હે જનાર્દન ! હું યુધિષ્ઠિરને હણી સત્યના અનૃણ્યપણાને પ્રાપ્ત થઈ શોક તથા જ્વર રહિત થઇશ. હે તાત ! આ સમય ઉપસ્થિત થતાં શું કરવું તમે યોગ્ય માનો છો તે કહો ? કેમકે આ જગત્‌નું ગતાગત સર્વ તમે જાણો છો, વાસ્તે જે રીતે તમે મને કહેશો તે રીતે તે હું કરીશ. સંજય કહે છે હે ધૃતરાષ્ટ્ર ! ‘ તને ધિક્કાર છે તને ધિક્કાર છે ’ એમ અર્જુનને કહી ગોવિંદ ભગવાન બોલ્યા કે હે પુરૂષવ્યાઘ્ર ! હે પાર્થ ! ક્રોધ ન કરવાને વખતે તેં ક્રોધ કર્યો તેથી મારા જાણવામાં આવ્યું છે કે તેં વૃદ્ધોને સેવ્યા નથી. હે પાંડવ ! હે ધનંજય ! ધર્મથી ભીરૂ અને અપંડિત એવા તેં જે રીતે કર્યું તે રીતે ધર્મના વિભાગને જાણનાર જે, ન કરવા લાયક કર્મનો સંયોગ કરવા સારૂ યોગ્ય હોય તો પણ નિષિદ્ધ છે ક્રિયા જેમની એવા કર્મનો સંયોગ જે કરે તેને પુરૂષમાં અધમ જાણવો. સેવન કરવાથી જે ધર્મ બતાવે સંક્ષેપ તથા વિસ્તાર જાણનાર તેઓના નિશ્ચયને તું જાણતો નથી. કાર્ય તથા અકાર્યનો નિશ્ચય કરવા વિષે નિશ્ચય જાણનાર નહિ એવો પુરૂષ, હે પાર્થ ! પરવશ થઇ મૂઢ એવો તું જેમ મોહ પામે છે, તેમ તે પણ મોહ પામે. ‘ આ કરવા યોગ્ય છે કે તે કરવા અયોગ્ય છે ’ એ અધ્યયન કર્યા વગર કયારે પણ જણાતું નથી, શાસ્ત્રે કરી બધું જણાય છે, તે તો તું જાણતો નથી. હે

પાર્થ ! ધર્મને જાણુનાર તું જે ધર્મનું રક્ષણ કરે છે તે અજ્ઞાનથી એટલે કે, અધર્મનેજ ધર્મરૂપ માને છે; કેમકે ધાર્મિક એવો તું, પ્રાણિનો વધ, દોષ આપનાર છે એટલું જાણુતો નથી. હે તાત ! પ્રાણિઓનો વધ ન કરવો એ સર્વથી શ્રેષ્ઠ છે એવો મારો મત છે, માટે કદી અનૃત રૂપ વાણી કદી બોલવી પણુ કયારેય હિંસા કરવી નહિ. હે નરશ્રેષ્ઠ ! તે તું ધર્મમાં કોવિદ એવા મોટા ભાઇ વળી રાજાને બીજા પ્રાકૃત પુરૂષની પેઠે કેમ હણુવા તૈયાર થયો. તેમ હે માનદ ! યુદ્ધ ન કરનાર, શત્રુ નહિ, વિમુખ, ભાગતા, શરણે આવેલા, સંગ્રામમાં હાથ જોડનાર,તથા પ્રમત્તના વધને સત્પુરૂષો વખાણુતા નથી તે બધું તારા ગુરૂ વિષે રહ્યું છે. હે પાર્થ ! બાલક એવા તેં કદી પૂર્વે એ રીતે વ્રત કર્યું, તે સારૂ મૂર્ખપણુાથી અધર્મયુક્ત કર્મ કરવાનો નિશ્ચય કરે છે. તે તું, હે પાર્થ ! દુરત્યય એવી ધર્મની સૂક્ષ્મ ગતિ જાણ્યા વગર શું કરવા ગુરૂને મારવાની ઇચ્છાથી દોડે છે. હે પાંડવ ! હે ધનંજય ! ભીષ્મ, પાંડુ પુત્ર યુધિષ્ઠિર અને ક્ષત્તા એવા વિદુર તથા યશસ્વિની કુંતિ, જે તને કહે તે તારે સત્યજ જાણુવું. એમાં આ ધર્મનું રહસ્ય તત્ત્વે કરી હું કહું છું તે સાંભળ. સાધુ પુરૂષ સત્યજ બોલે છે; કેમકે સત્યથી બીજું શ્રેષ્ઠ નથી પણુ યથાર્થપણુાથી તે સત્ય અત્યંત દુર્જ્ઞેય છે એમ જાણુ, એટલે કે કોઇ ઠેકાણે સત્ય પણુ અધર્મ વાસ્તે થાય છે. જે ઠેકાણે જુઠું બોલવું સત્ય રૂપ છે તે સ્થાનકે સત્ય બોલવા લાયક છે તથાપિ બોલવું યહિ. જ્યાં સત્ય, અનૃત રૂપ છે તે ઠેકાણે અનૃત બોલવા લાયક નથી તથાપિ બોલવું. વિવાહકાલે, રતિસંપ્રયોગને વિષે, કોઇના પ્રાણુ જતા હોય તે સમયે, સર્વ ધન જતું હોય તે વેળાએ, તથા બ્રાહ્મણુ વાસ્તે અનૃત બોલવું; કેમકે એ પાંચ ઠેકાણે અનૃત બોલવું પાપ રહિત છે એમ ધર્મજ્ઞ પુરૂષો કહે છે. તેમજ કોઇનું સર્વસ્વ જતું હોય તે સમયે પણુ તેના સર્વસ્વના બચાવ વાસ્તે અનૃત બોલવું, કારણુ તે અનૃત સત્ય રૂપ છે અને સત્ય બોલવાથી સર્વસ્વ જતુ હોય તો તે સત્ય અનૃત રૂપ છે. જો હમેશ સત્ય બોલતો હોય તેણે પણુ કોઇ ઠેકાણે સત્ય ન બોલવું જોઇએ પણુ બધે ઠેકાણે મારે તો સત્યજ બોલવું જોઇએ, એમ જાણીને જે બોલે, તેને અજ્ઞ જાણુવો અને સત્ય શું તથા અનૃત શું, એનો જે નિશ્ચય કરે તે ધર્મવેત્તા કહેવાય, કોઇ ઠેકાણે કૃતપ્રજ્ઞ એવો અતિ દારૂણુ પુરૂષ હોય તોપણુ બલાક નામનો વ્યાધ જેમ ખંદાના વધથી મોટા પુણ્યને પ્રાપ્ત થયો, તેમ મોટા પુણ્યને પ્રાપ્ત થાય, એમાં શું આશ્ચર્ય, અને ધર્મની કામનાવાળો મૂઢ એવો મૂર્ખ નદીઓના તટ વિષે રહેલો કૌશિક બ્રાહ્મણુ જેમ મોટા પાપને પ્રાપ્ત થયો તેમ મોટા પાપને પ્રાપ્ત થાય તેમાં શું આશ્ચર્ય ? એવાં શ્રીકૃષ્ણુનાં વચન સાંભળી અર્જુને પુછ્યું કે ! હે ભગવન જે રીતે હું સમજું તે રીતે બલાકનું તથા નદીઓના તટ વિષે રહેલા કૌશિક બ્રાહ્મણુનું ચરિત્ર મને કહો. અર્જુનનાં વચન સાંભળી વાસુદેવ ભગવાન નીચે પ્રમાણે કહેવા લાગ્યા.

## બલાકવ્યાધને કૌશિકની કથા.

હે ભારત ! પૂર્વે કોઇની ઇર્ષ્યા ન કરનાર, સત્ય વાણીવાળો તથા સ્વધર્મમાં તત્પર એવો બલાક નામે એક વ્યાધ હતો; તે પોતાના પુત્ર તથા સ્ત્રીના નિર્વાહ વાસ્તે મૃગોને હણુતો હતો, કંઇ ઇચ્છાથી હણુતો ન હતો, તેથી વૃદ્ધ એવાં માતાપિતા તથા આશ્રિત એવાં બીજાનું પણુ પોષણુ કરતો હતો. કોઇ વખતે મૃગને ઇચ્છતા તેણે કયારે ત્રણુ મૃગ

પ્રાપ્ત ન થવાથી ઘ્રાણ રૂપી ચક્ષુવાળા જલપાન કરતાં ચાર પગવાળાં આરણ્યક પશુને જોઈ પૂર્વે જોએલા નહિ એવા તે પ્રાણિને હણ્યું. અંધ એવા તે પશુને હણવાથી તેજ સમય આકાશમાંથી પુષ્પનો વર્ષાદ થયો, અપ્સરાઓનાં ગીત સાથે મનોહર વાદ્ય વાગવા લાગ્યાં અને તે મૃગ વ્યાધને વાસ્તે સ્વર્ગમાંથી વિમાન આવી ઉભું રહ્યું. તે તેણે મારેલું પ્રાણિ, સર્વ ભૂતના અભાવ વાસ્તે તપશ્ચર્યા કરી બ્રહ્મા પાસેથી વરને પ્રાપ્ત થયું હતું તેથી બ્રહ્માએ તેને વર આપ્યો પણ અંધ કર્યો. એ રીતે સર્વ ભૂતના અભાવનો કર્યો છે નિશ્ચય જેણે એવા તે પ્રાણીને હણી બલાક નામનો તે વ્યાધ, સ્વર્ગમાં ગયો. એ રીતે ધર્મ અત્યંત દુર્વિજ્ઞેય છે. અને તપસીમાં શ્રેષ્ઠ બહુશ્રુત એવો કૌશિક નામનો બ્રાહ્મણ પણ, નદીઓના સમાગમ પાસે ગ્રામની સમીપે વસતો હતો તેને નિરંતર ‘ મારે સત્ય બોલવું ’ એવું વ્રત હતું, તેથી હે ધનંજય ! સત્યવાદી તરીકે તે વિખ્યાત થયો હતો. કોઈ વખતે તેના નિવાસ સ્થાન પાસેના વનમાં ચોરના ભયથી કેટલાક વટેમાર્ગુ પેઠા તેથી ક્રોધાયમાન થએલા ચોર લોકો યત્નથી તેમને ખોળવા આવ્યા. ચોરોએ સત્યવાદી તે કૌશિક બ્રાહ્મણને કહ્યું કે હે ભગવન ! ઘણાક માણસો કયે માર્ગે ગયા તે તમે જાણતા હોતો ખરેખર અમને કહો ? એવી રીતે તેમને પૂછયું તે વેળાએ કૌશિક બ્રાહ્મણે તેમને આવી રીતે સત્ય વચન કહ્યું કે—ઘણાક વૃક્ષ લતા તથા ગુલ્મવાળા આ વન પ્રત્યે તેઓ ગયા છે, એમ તે ચોરોને યથાર્થ કહી બતાવ્યું. તેથી ક્રૂર ચોરોએ ત્યાં જઈ તેમને ઠાર મારી નાખ્યા એમ સાંભળ્યું છે અને સૂક્ષ્મ ધર્મમાં કોવિદ એવો તે કૌશિક, વાગ્દુરૂક્ત રૂપી મોટા અધર્મે કરી કષ્ટરૂપ એવા નરકને પ્રાપ્ત થયો. તેમજ ધર્મના વિભાગને જાણનાર નહિ, અલ્પશ્રુત મૂઢ, વૃદ્ધોને સંદેહ પૂછ્યા વગર નરક દુઃખને પ્રાપ્ત થાય છે. હવે લક્ષણનો ઉદ્દેશ કહું તે સાંભળ. ધર્મનું જ્ઞાન દુષ્કર છે, વાસ્તે કોઈ વખતે કર્મે કરીને ધર્મના સ્વરૂપનો નિશ્ચય થાય છે. વેદે કહ્યો તે ધર્મ, એ રીતે કેટલાક કહે છે તેને હું દૂષણ આપતો નથી પણ તે પ્રમાણે બધું કરી શકાતું નથી; અનુમાનથી પણ કોઈ ઠેકાણે ધર્મ જણાય છે. ધર્મ માટે ઉત્તમ ભાષણ તથા વેદશાસ્ત્રાદિ, પ્રાણીઓની ઉત્પત્તિ તથા વૃદ્ધિ વાસ્તે કરેલું છે. અહિંસા સંયુક્ત હોય, તે ધર્મ એ નિશ્ચય છે. હિંસા કરનારાઓ હિંસા ન કરે તે સારૂ ધર્મનું પ્રવચન કર્યું છે. ‘ધારણ કરે તેથી ધર્મ’ એ રીતે કહે છે એટલે કે ધર્મ પ્રજાને ધારણ કરે છે. ધારણ સંયુક્ત તે ધર્મ, એ રીતે નિશ્ચય છે. કોઈ પ્રકારે કોઈ પણ પ્રાણિને સંતોષ કરવો, તેજ ઈશ્વર પૂજન ઇત્યાદિ વાકયના અવષ્ટંભ રૂપ ન્યાયે કરી અન્યોન્ય સુખના હેતુપણાથી પારદાર્યાદિક પણ ધર્મ છે, એમ કહેનારા ધર્મના અપહારને ઇચ્છે છે, એટલે તે, વેદનો શબ્દ ન હોવાથી વેદવિરૂદ્ધ એવા ધર્મને તથા બાહ્ય એવા મોક્ષને ઇચ્છે છે, તેમની સાથે સંવાદ કરવો નહિ. કેમકે તે ભાષણ કરવા લાયક નથી એટલે કે વેદમાં વિરોધ ન આવે તે રીતે જે બીજા માણસને સુખ કરનાર હોય તે ધર્મ જાણવો. કોઈએ ચોરી કરી હોય તેનું આપણને જ્ઞાન હોય અને બીજાઓને સંશય હોય તો, આપણે મૌનનોજ આશ્રય કરવો. તે પણ તેનું કામ સિદ્ધ ન થતું હોય તો તે સમયે અનૃત બોલવું, તે પણ અવિચારિત સત્ય જાણવું. જે કંઈ કામ મનમાં ઉદ્દેશી વ્રત કરી વ્રતને બીજા પ્રકારે કરી ઉપાદન કરે તે દાંભિક થઈ વ્રતના ફળને પ્રાપ્ત થાય નહિ, એ રીતે બુદ્ધિમાન પુરૂષો કહે છે. કોઇના પ્રાણનો નાશ થતો હોય, વિવાહ હોય, સર્વ જ્ઞાતિનો વધ થતો હોય, તથા જ્યાં હાસ્ય પ્રસંગ ચાલતો હોય એટલે ઠેકાણે અનૃત બોલવું પણ સત્યરૂપ છે. ચોરો સાથે પડેલા

સંબંધથી શપથ ખાઇને પણ જે મુક્ત થાય તેને ધર્મ તત્વાર્થદર્શિ પુરૂષો અધર્મ કહેતા નથી, તેમની પાસે અનૃત બોલવું એ શ્રેયરૂપ તથા અવિચારિત સત્ય જાણવું. સામર્થ્યવાને કોઇ રીતે પણ ચોરોને ધન આપવું નહિ, કેમકે પાપીઓને આપેલું ધન, દાતાને નરક પમાડે છે. અનૃત બોલીને પણ અનૃતભાગી થવું નહિ. આ લક્ષણનો ઉદ્દેશ જે રીતે વિધિ, જે રીતે ધર્મ તથા જેવી બુદ્ધિ હોય તે પ્રમાણે હિતને ઇચ્છનાર એવા મેં તને યથાર્થ રીતે કહ્યો. હે પાર્થ ! યુધિષ્ઠિર જો વધ્ય હોય તો કહે.' શ્રીકૃષ્ણનાં વચન સાંભળી અર્જુન બોલ્યો કે–મહા પ્રાજ્ઞ તથા મહા મતિમાન જે રીતે કહે અને જે રીતે અમારૂં હિત થાય તેવું આ તમારૂં વચન છે. હે કૃષ્ણ ! તમો અમારે માતૃ સમાન તથા પિતૃ સમાન પણ છો, અને અમારી પરમ ગતિ તથા અમારો પરમ આશ્રય તમો છો. ત્રણે લોકમાં કયારે પણ તમને કંઇ અવિદિત નથી માટે પરમ ધર્મ તમો જાણો છો અને તમારાં વાકય સાંભળી હું પણ પાંડુપુત્ર ધર્મરાજ યુધિષ્ઠિરને અવધ્ય માનું છું. મારા સંકલ્પ વિષે રાજાનો વધ ન થાય અને મારી પ્રતિજ્ઞાનું રક્ષણ થાય તેવું કંઇ મને કહો. આ અને બીજું પણ મારા હૃદયમાં કંઇ કહેવાનું અભિપ્રેત છે, તે કહું છું સાંભળો. હે દાશાર્હ ! હે કેશવ ! મનુષ્યોમાં જે કોઇ 'હે પાર્થ ! તારાથી અસ્ત્રે કરી તથા પરાક્રમથી શ્રેષ્ઠ હોય એવા બીજાને તું ગાંડીવ ધનુષ આપ' એ રીતે કહે તેને હઠાત્કારથી હું મારી નાખું, એવું મારૂં વ્રત છે તે તમે જાણો છો અને તું બહુ ભોજન કરનાર છે એમ કહે તેને ભીમસેન મારી નાખે, એવું તેનું વ્રત છે. હે વૃષ્ણિવીર ! તે રીતે તમારી સમક્ષ 'તું બીજાને ધનુષ આપ' એમ રાજાએ મને કહ્યું માટે તેમને જો હણું તો જીવ લોકમાં અલ્પ માત્ર કાળે હું પણ રહું નહિ. વધનું પ્રાયશ્ચિત કરી તે પાપથી મુક્ત થાઉં, તો પણ રાજાનો વધને યાદ કરી ભ્રષ્ટ છે પરાક્રમ જેનું એવો બેભાન થયેલો હું ક્ષણમાત્ર તે વિના જીવું નહિ. હે ધર્મભૃતાંવરિષ્ઠ ! જે રીતે લોકની બુદ્ધિમાં મારી પ્રતિજ્ઞા સત્ય થાય અને જે રીતે પાંડુપુત્ર યુધિષ્ઠિર તથા હું બેઉ જીવીએ, હે કૃષ્ણ ! તેવી બુદ્ધિ તમો મને આપો. અર્જુનનાં વચન સાંભળી વાસુદેવ ભગવાન બોલ્યા કે હે વીર ! થાકી ગએલા, ક્ષત યુક્ત છે શરીર જેમનું, દુઃખી, સંગ્રામમાં સૂતપુત્ર કર્ણે તીક્ષ્ણ બાણ સંઘથી તાડન કરેલા યુધિષ્ઠિરે આ વખતે રોષ યુક્ત જે રીતે થાય તે રીતે અયુક્તરૂપ વચન તને કહ્યું. આને કોપાવશું નહિ તો સંગ્રામમાં કર્ણને નહિ હણે, એ અભિપ્રાયથી પણ તને એવું અયુક્ત વચન રાજાએ કહ્યું. હે પાર્થ ! આ પાંડુપુત્ર યુધિષ્ઠિર લોકમાં પાપરૂપ કર્ણને તારા વિના બીજો કોઇ સહન કરી શકે તેમ નથી એમ જાણતા હતા, તેથી અત્યંત રૂષ્ટ થએલા રાજાએ પ્રત્યક્ષ એ રીતે તને કઠોર વચન કહ્યાં. તેમ નિત્ય ઉદ્યુક્ત, હમેશ અપ્રસહ્ય, એવા કર્ણને સરતરૂપ કરી આજ યુદ્ધરૂપી દ્યૂત પ્રવર્તમાન થયું છે, આજ જો તે હણાય તો કૌરવ જીતેલાજ છે, ધર્મપુત્ર રાજાની એવી બુદ્ધિ હતી તેથી તેમણે તને એમ કહ્યું. ધર્મપુત્ર રાજા વધને યોગ્ય નથી. હે અર્જુન ! તારે પ્રતિજ્ઞા પાલન કરવી માટે જીવતે છતે જે રીતે આ રાજા મૃતતુલ્ય થાય તે તને કહું તે સાંભળ. જીવલોકમાં માન આપવા લાયક પુરૂષ જ્યારે માનને પ્રાપ્ત થાય ત્યારે તે જીવે છે, એમ જાણવું. તેજ પુરૂષ જ્યારે મોટા અપમાનને પ્રાપ્ત થાય ત્યારે જીવતાં મૂવો કહેવાય છે. રાજાને પણ તેં ભીમસેને તથા નકુળસહદેવે સદા અત્યંત માન આપેલું છે તેમનું કળાથી તું અપમાન કર. હે પાર્થ ! પૂજ્ય એવા યુધિષ્ઠિરને એ રીતે તું કહે. હે ભારત ! વડિલને તેં એ રીતે કહ્યુ એટલે તે હણાઇ ચૂકયો. હે

કૌંતેય ! હે કુરૂદ્વહ ! ધર્મરાજ યુધિષ્ઠિરવિષે એ રીતે તું આચરણ કર, એ રીતે પૂજ્યના અપમાન રૂપ અધર્મયુક્ત સંયોગને તું કર. અથર્વાંગિરસની શ્રુતિઓમાં ઉત્તમ એવી આ શ્રુતિ છે, વાસ્તે પોતાના કલ્યાણની કામનાવાળા પુરૂષોએ વિચાર કર્યા વગરજ, એ પ્રમાણે કરવું. સમર્થ એવા વડીલને એ રીતે કેહેવું એ શસ્ત્રપાત વગરનો એનો વધ થયો, એમ કહેલું છે. ધર્મજ્ઞ એવો તું ધર્મરાજને જે મેં કહ્યું તે કેહે. હે પાંડવ ! ધર્મરાજ, એ રીતે તારૂં અયુક્ત બોલવું સાંભળી આણે મને હણ્યો એમ જાણશે. પછી એમના ચરણમાં અભિવંદન કરી સાંત્વના કરી વિષમતાનો પરિહાર થાય તે રીતે તેમને કેહેજે. હે પાર્થ ! પ્રાજ્ઞ એવા તારા ભાઇ ધર્મરાજા, અધર્મને જોઇને પણ કયારે કોપ નહિ કરે અને અનૃત તથા ભ્રાતૃવધથી મુક્ત થએલો તું પણ પ્રસન્ન થઇ સૂતપુત્ર કર્ણને હણીશ.

भ्राताप्राज्ञस्तव कोपं नजातुकुर्याद्राजा धर्ममवेक्ष्य चापि ।
मुक्तोऽनृताद्भ्रातृवधाच्च पार्थ हृष्टः कर्णं त्वं जहि सूतपुत्रं ॥

इतिश्री महाभारते कर्णपर्वणि कृष्णार्जुनसंवादे गुर्जरभाषायां ऊनसप्ततितमोऽध्यायः ॥ ६९ ॥

---

## અધ્યાય ૭૦ મો. અર્જુને ધર્મને મારેલાં મહેણાં.

संजय उवाच—इत्येव मुक्तस्तुजनार्दनेन पार्थः प्रशस्याथ सुहृद्वचस्तत् ।
ततो ब्रवीदर्जुनो धर्मराजमनुक्तपूर्वंपरुषं प्रसह्य ॥१॥

સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર ! એ રીતે જનાર્દન ભગવાને જેને કહ્યું છે એવો અર્જુન, હિતેચ્છુક એવા ભગવાનનાં તે વચનની પ્રશંસા કરી ધર્મરાજ પ્રત્યે હઠાત્કારથી પૂર્વે કહેલું નહિ એવું કઠોર વચન કેહેવા લાગ્યો કે, હે રાજન ! સંગ્રામથી કોશ માત્ર દૂર તું ઉભો રહે છે વાસ્તે તારે તો કંઇ વચન બોલવુંજ નહીં. કદી કરવા ચાહાય તો ભીમસેન મારી નિંદા કરવા યોગ્ય છે. સર્વ લોકમાં અત્યંત શૂરવીર એવા યોદ્ધાઓ સાથે તે યુદ્ધ કરે છે. શૂરવીર એવો જે, સંગ્રામવિષે વખતસર શત્રુઓને અત્યંત પીડિત કરી શૂરવીર રાજાઓને હણી, ઉત્તમ રથિઓ, મુખ્ય હસ્તિ, શ્રેષ્ઠ ઘોડેસ્વાર તથા અસંખ્ય શૂરવીર પાયદળોને હણી તેમજ સહસ્રાવધિક હસ્તિઓને હણી ભયંકર સિંહનાદ કરે છે. વળી કુબેર તથા કાળની જેને ઉપમા અપાય એવો સિંહ જેમ મૃગોને હણે તેમ દશ હજાર કાંબોજ તથા પાર્વતીય રાજાઓને સંગ્રામમાં હણી કયારે પણ હઠતો નથી. અને અત્યંત દુષ્કર કર્મ કરે છે. કોઇ વખતે રથમાંથી નીચે કૂદી હાથમાં ગદા લેઈ અશ્વ, રથ તથા હસ્તિઓને હણે છે. શ્રેષ્ઠ ખડ્ગથી વાજિરથ અશ્વ તથા કુંજરને તેમજ રથ વગેરે જે આવ્યું તેણે શત્રુઓને મારે છે. ઇન્દ્ર જેવાં પરાક્રમવાળો મહા બળવાન ભીમ શત્રુઓને ગ્રહણ કરી પગ તથા હાથે કરી હણે છે. શત્રુઓની સેનાને હઠાત્કારથી હણનાર ભીમસેન મારી નિંદા કરવા યોગ્ય છે પણ સંબંધિઓ જેની રક્ષા કરે છે એવો જે તું, તે મારી નિંદા કરવા યોગ્ય નથી. એકલો ભીમસેન, મહારથિઓ, શ્રેષ્ઠહસ્તિ, અશ્વ, તથા મુખ્ય પાયદળોને અત્યંત મંથન કરી ધૃતરાષ્ટ્ર તરફના યોદ્ધાઓમાં મગ્ન રહે છે, શત્રુને દમન કરનાર ભીમસેન મારો તિરસ્કાર કરવા યોગ્ય છે, વળી ભીમસેન, નીલ મેઘની જેમને ઉપમા અપાય એવા સદાય મદવાળા કલિંગ, બંગ, અંગ, નિષાદ તથા માગધ ઇત્યાદિ

અનેક શત્રુ ગણને હણે છે, શત્રુને દમન કરનાર તે મને નિંદે, વખત સર તૈયાર કરેલા રથમાં બેસી બાણે કરી પૂર્ણ છે મુષ્ઠિ જેની એવા ધનુષને હલાવતો મેઘ જેમ જલધારા વરસાવે તેમ બાણુનો વર્ષાદ કરે છે. વળી જેણે આજ સંગ્રામમાં આઠસો હસ્તિઓને બાણોવડે તેરને કુંભસ્થલ, કરાગ્ર તથા સૂંઢને છેદી હણ્યા. શત્રુને હણતા તે, મને ક્રૂર વચન કહેવા યોગ્ય છે. અત્યંત શ્રેષ્ઠ એવા બ્રાહ્મણોને વાણીવિષે બળ રહ્યું છે, એમ વિદ્વાન્ પુરૂષો કહે છે. હે ભારત ! તું વાણીના બળવાળો તથા નિષ્ઠુર પણ છે, તેથી જેમ હું નિર્બલ છું તેમ આ પણ નિર્બલ છે એમ તું મને જાણે છે, તે હું તારૂં ઇષ્ટ કરવા સારૂ સ્ત્રી, પુત્ર, જીવિત તથા આત્માવડે યત્ન કરૂં છું અને તું મને આ રીતે વાણીરૂપી બાણેકરી હણે છે વાસ્તે તારાથી કંઇ પણ સુખને અમે પામનાર નથી. હે ભારત ! દ્રૌપદીની શય્યામાં બેઠેલો તું મારો તિરસ્કાર કર માં, કેમકે હું તો તારે વાસ્તે મહારથિઓને હણું છું. તેની તું શંકા રાખે છે વાસ્તે નિષ્ઠુર છે, અને તારાથી અમને કંઇપણ સુખ થયું હોય એમ હું જાણતો નથી. હે નરદેવ ! સત્ય છે પ્રતિજ્ઞા જેમની એવા ભીષ્મે તારૂં પ્રિય કરવા સારૂ સંગ્રામવિષે પોતાનું મૃત્યુ પોતે કહ્યું. તે પ્રમાણે મેં રક્ષણ કરેલા દ્રુપદપુત્ર શૂરવીર શિખંડીએ એ મહાત્માને હણ્યા, તથાપિ તારા રાજ્યને હું વખાણતો નથી. અહિત કરનાર એવા પાસા રમવામાં તું આસક્ત છે વળી તું કેવો છે કે અનાર્ય પુરૂષોએ સેવન કરેલા પાપ રૂપ કર્મને પોતે કરી અમવડે શત્રુને તરવા ઇચ્છે છે. પાસા રમવામાં ધર્મને બાધ કરનાર એવા ઘણાક દોષ રહ્યા છે. સહદેવે કહેલા જે તેં સાંભળ્યા પણ છે તો પણ અસત્પુરૂષોએ સેવન કરેલા તેમને તું ત્યાગ કરવા ઇચ્છતો નથી તેથી બધા નરકમાં પડ્યા છીએ. હે પાંડવ ! તું પાસેથી રમવામાં પ્રવર્તમાન થઇ પોતે દુઃખ ઉત્પન્ન કરી આ વખતે તીવ્ર એવી વાણી અમને સંભળાવે છે માટે તારાથી કંઇ પણ સુખને અમે પ્રાપ્ત થઇએ એમ નથી. કૌરવોનો દોષ તથા વધ થાય છે અને અમે હણેલા શત્રુઓની સેના છિન્નભિન્ન થએલા ગાત્રેકરી શબ્દ કરતી પૃથ્વિતલવિષે શયન કરે છે, તે નૃશંસ એવું કર્મ પણ તેંજ કરેલું છે. પૂર્વ દિશાના રાજાઓ હણાયા, અને અમારી તરફના તથા તેમની બાજુના યોદ્ધાઓએ યુદ્ધમાં કોઇથી બની શકે નહિ તેવું કર્મ કર્યું તે બધું તારા કર્મથી થયું. હે નરેંદ્ર ! ક્રીડા કરનાર તું, રાજ્યનો નાશ પણ તારે વાસ્તે અને અમને દુઃખ પણ તારાથીજ પ્રાપ્ત થયું તો પણ આ વખતે ઉલટા અલ્પ ભાગ્યવાળા તમે ક્રૂર એવા વાણીરૂપી ચાબખાથી અમને વ્યથા પમાડી કોપાવો છો. સંજય કહે છે કે, હે ધૃતરાષ્ટ્ર ! સ્થિર બુદ્ધિવાળો અધર્મથી ભીરૂ એવા અર્જુને, કઠોર વાણી મોટા ભાઇ યુધિષ્ઠિરને સંભળાવી. એ રીતે કંઇ પાપ કરી ખેદ યુક્ત છે મન જેનું એવો પોતે થયો. પશ્ચાત્તાપને પ્રાપ્ત થએલા ઇન્દ્રપુત્ર અર્જુને નિઃશ્વાસ મૂકી મ્યાનમાંથી તલવાર કાઢી. તે સમયે શ્રીકૃષ્ણ ભગવાને આવી રીતે વચન કહ્યું કે આ શું શું ? વળી આકાશ સમાન ખડગને તું કોશ રહિત શું કરવા કરે છે ? તેનું પ્રત્યુત્તર વચન તું મને કહે એટલે તને અર્થસિદ્ધિ થવા વાસ્તે પાછો હું કહું. પુરૂષોત્તમ ભગવાનનાં વચન સાંભળી અત્યંત દુઃખિત એવા અર્જુને કેશવ ભગવાન પ્રત્યે કહ્યું કે, હે કેશવ ! જે શરીરે કરી મેં હઠાત્કારથી અહિતનું આચરણ કર્યું. તે મારા પોતાના શરીરને હું હણીશ. અર્જુનનાં વચન સાંભળી ધર્મ ધારણ કરનારાઓમાં શ્રેષ્ઠ ભગવાને અર્જુનને કહ્યું કે, હે પાર્થ ! આ રાજાને તું એ રીતે વચન કહી ઘોર એવા મોહને પ્રાપ્ત થઈ, હે શત્રુને હણનાર ! પોતાના આત્માને

હણવા ઇચ્છે છે ? એવી રીતે સત્પુરૂષોએ કદી કરેલું નથી. હે નૃપવીર ! મારો ધર્મ જશે એ રીતે કદી બીતો એવો તું ધર્માત્મા મોટા ભાઇને ખડગે કરી જો હણત તો શું ઉત્તર આપત, અને તારૂં કેમ થાત ? હે પાર્થ ! સૂક્ષ્મ એવો ધર્મ વિશેષે કરી અજ્ઞપુરૂષોએ દુઃખે કરીને પણ જાણી શકાય તેવો નથી. તે હું તને કહું તે સાંભળ. જો તું સમજત નહિ ને મોટા ભાઇનો વધ કરી પછી પોતે પોતાને હણી ઘોર એવાં નરકને પ્રાપ્ત થતે, પણ તેની જેમ નિંદા કરી તેમ હાલ તારા પોતાના ગુણની તું પ્રશંસા કર; એટલે, હે પાર્થ ! હણાયો છે આત્મા જેનો એવો તું થઇશ. પોતાનાં વખાણ કરવાં એ પોતાની હત્યા અને પારકાને તિરસ્કાર કરવા, એ તેની હત્યા એમ શાસ્ત્રમાં કહેલું છે. શ્રીકૃષ્ણનાં વચન સાંભળી હે કૃષ્ણ ! 'ઠીક તેમ થાઓ' એમ કહી શ્રીકૃષ્ણનાં વચનને વખાણી ધનુષ નમાવી ધનંજય એવો અર્જુન, ધર્મ ધારણ કરનારાઓમાં શ્રેષ્ઠ એવા યુધિષ્ઠિરને, હે રાજન ! 'સાંભળો' એમ કહી કહેવા લાગ્યો કે—હે નરદેવ ! પિનાક ધનુષ ધરનાર જે—શંકર તેમણે અનુમન એવો મહાત્મા હું ક્ષણ માત્રમાં સચરાચર એવા જગતને હણું. તેમજ હે રાજન મેં દિક્પાળ સહિત સર્વ દિશાઓને જીતી તમારે વશ કરી હતી, સમાપ્ત છે દક્ષિણા જેની એવો રાજસૂયજ્ઞ તથા દિવ્ય એવી સભા પણ મારા પરાક્રમથી તમે સંપાદન કરી, તીક્ષ્ણ એવા સજ્જ કરેલું વિસ્તૃત એવું બાણ સહિત ધનુષ મારાજ હાથમાં રહે છે. રથ તથા ધ્વજના ચિન્હ સહિત મારા ચરણ છે. યુદ્ધમાં ગએલા મારા સરખાને બીજો કોઈ જીતી પણ શકે નહિ. ઉત્તર, પશ્ચિમ, પૂર્વ તથા દક્ષિણ દિશાના સંબંધી રાજાઓને પણ મેં હણ્યા. સંશપ્તકોમાંથી પણ બાકી થોડા અવશેષ રહેલા છે એવી રીતે અર્દ્ધ સૈન્ય તો મેં હણ્યું. હે રાજન ! દેવસેના જેવો જેનો પ્રકાશ છે એવી મેં હણેલી ભારતી સેના રણભૂમિમાં સુતી છે. આ હું અસ્ત્ર જાણનારાઓને અસ્ત્રે કરી હણું એ રીતે લોકોને હું ભસ્મ કરૂં. હે કૃષ્ણ ! ભયંકર એવા જૈત્ર રથમાં બેસી સૂતપુત્ર કર્ણને હણવા જલદી આપણે જઇએ, આજ બાણે કરી સંગ્રામમાં કર્ણને મારીશ વાસ્તે આ રાજા આજ સારી રીતે સુખી થાઓ. એ રીતે કહી અર્જુને, ધર્મ ધરનારાઓમાં શ્રેષ્ઠ એવા યુધિષ્ઠિરને કહ્યું કે, આજ સૂતમાતા કુંતિ, હું વગરની વા તે પુત્ર વગરની થશે, એ હું સત્ય કહું છું. સંગ્રામમાં આજ કર્ણને માર્યા વગર હું કવચ નહીં છોડું. સંજય કહે છે, હે ધૃતરાષ્ટ્ર ! એ રીતે પૃથાપુત્ર અર્જુન, ધર્મ ધારણ કરનારાઓમાં શ્રેષ્ઠ એવા યુધિષ્ઠિરને કહી, શસ્ત્ર મૂકી, ધનુષ છોડી દેઇ જલદીથી કોશમાં ખડ્ગ નાખી નમ્ર છે મસ્તક જેનું એવો અર્જુન, બે હાથ જોડી લજ્જાથી યુધિષ્ઠિરને કહેવા લાગ્યો કે—હે રાજન ! મેં જે કહ્યું તે ક્ષમા કરો અને પ્રસન્ન થાઓ. શું કરવા કહ્યું તે વખતસર તમે જાણશો, તમને હું નમસ્કાર કરૂં છું. શત્રુને પણ સહન કરે એવા રાજાને એ રીતે પ્રસન્ન કરી પાસે ઉભેલો અત્યંત શૂરવીર અર્જુન, વળી બોલ્યો કે, આ કામને હવે ઢીલ નહિ લાગે, આ કામ જલદીથી થશે, હાલ હું સંગ્રામમાં કર્ણ પ્રત્યે જાઉં છું. હું સંગ્રામથી ભીમને મુકાવા અને સર્વાત્મપણાએ કરી સૂતપુત્રને હણવા જાઉં છું. હે રાજન ! તમારા પ્રિય વાસ્તે મારૂં જીવિત છે, એ હું સત્ય કહું છું, તે તમો જાણો. સંગ્રામમાં જવા ઇચ્છતો પ્રદીપ્ત તેજવાળો અર્જુન, યુધિષ્ઠિરના ચરણને ગ્રહણ કરી પછી ઉભો થયો, પાંડુપુત્ર એવા ધર્મરાજા પણ એ રીતે પૂર્વે કહેલાં અર્જુનનાં કઠોર વાક્ય સાંભળી શયનમાંથી ઉભા થઇ દુઃખ યુક્ત ચિત્તવાળા આવી રીતે અર્જુનને કહેવા લાગ્યા કે, હે પાર્થ ! મેં ખરાબ કામ કર્યું તેથી

અત્યંત ભયંકર એવું દુઃખ તમને પ્રાપ્ત થયું વાસ્તે આજ કુળનો અંતક, અધર્મ પુરૂષ, પાપરૂપ, પાપ તથા દુઃખે કરી યુક્ત, મૂઢ બુદ્ધિવાળો, આલસ્યવાન તથા બીકણુ એવો જે હું તેનું મસ્તક તું કાપી નાખ; કારણ કે, વૃદ્ધનું અપમાન કરનાર તથા પુરૂષ એવા તને, રૂક્ષ એવા મને અનુસરવાથી શું ફળ ? કંઇ નહિ. પાપરૂપ એવો હું તો હાલજ વન પ્રત્યે જાઉં છું અને મારા વગરનો તું પછી સુખે કરી તારી વર્તણુક કર. મહાત્મા ભીમસેન રાજા થવા યોગ્ય છે માટે ક્લિબ એવા મારે રાજ્યે કરી શું કૃત્ય છે ? તેમ ક્રોધ યુક્ત એવા તેં કહેલાં પરૂષ વચન પણ વળી ફરીથી હું સહન કરવા સમર્થ નથી. હે વીર ! ભીમસેન રાજા થાઓ, કેમકે તેં અપમાન કરેલા મારે હવે જીવિતવડે શું કાર્ય છે ! એટલાં વચન કહી યુધિષ્ઠિર રાજા, શયનને છોડી દેઇ તત્કાલ ઉભા થઇ મોટા વન પ્રત્યે જવા તૈયાર થયા. તે સમયે વાસુદેવ ભગવાન પ્રણામ કરી તેમને આવી રીતે કહેવા લાગ્યા કે, હે રાજન ! સત્ય પ્રતિજ્ઞાવાળા ગાંડીવ ધનુષ ધરનાર અર્જુનની ગાંડીવ પ્રત્યે વિખ્યાત એવી જે પ્રતિજ્ઞા છે એ તમે પણ જાણો છો. લોકમાં એને જે 'ગાંડીવ બીજાને આપ' એમ કહે, તે પુરૂષ એને વધ્ય થાય એવું તમે એને કહ્યું, વાસ્તે તે સત્ય પ્રતિજ્ઞાને રક્ષણ કરતા અર્જુને, હે મહીપતે ! મારી ઇચ્છાથી આ તમારો અવમાન કર્યો. ગુરૂજનોનો અવમાન જ તેજ તેમનો વધ છે, એ રીતે શાસ્ત્રમાં કહેલું છે. હે મહાબાહો ! તમે સત્યના રક્ષણ પ્રત્યે મારા તથા અર્જુનના બેઉના અતિક્રમણને ક્ષમા કરજો. હે મહારાજ ! અમે બેઉ તમારે શરણે આવ્યા છીએ, માટે હે રાજન ! પ્રણત તથા યાચના કરતા મારા અતિક્રમને ક્ષમા કરવા યોગ્ય છો. આજ રણભૂમિ પાપરૂપ રાધાપુત્રના રૂધિરનું પાન કરશે એવી હું સત્ય પ્રતિજ્ઞા કરૂં છું, વાસ્તે આજ સૂતપુત્ર હણાયો છે, એમ તમે જાણો. જેના વધને તમો ઇચ્છો છો એનું જીવત ગયું છે એમ જાણો. શ્રીકૃષ્ણનાં વચન સાંભળી ધર્મરાજ યુધિષ્ઠિર, સંભ્રમ થાય તે રીતે પોતાને પ્રણત થએલા ઋષીકેશ ભગવાનને ઉભા કરી બે હાથ જોડી આવી રીતે વચન કહેવા લાગ્યા કે, હે ગોવિંદ ! હે માધવ ! જે રીતે તમે કહો છો, તે રીતેજ મારો અતિક્રમ કર્યો છે. હે ભગવાન ! મને સારી રીતે ન્યાયથી તમે સમજાવ્યો તથા તાર્યો. હે અચ્યુત ! આજ ઘોર એવા વ્યસનથી તમે અમને મૂકાવ્યા. આજ તમ રૂપી પ્રભુને પ્રાપ્ત થઇ અજ્ઞાનથી મોહિત એવા અમે બેઉ ઘોર એવા દુઃખરૂપી સાગરથી પાર ઉતરી ગયા. હે અચ્યુત ! તમારી બુદ્ધિરૂપ નાવને પ્રાપ્ત થઇ અમાત્ય સહિત અમે દુઃખ તથા શોક રૂપ સમુદ્રને પેલે પાર ઉતરી ગયા, વાસ્તે તમવડે અમે સનાથજ છીએ.

त्वा बुद्धिप्रवभासाद्य दुःखशोकार्णवाद्वयम् ।
समुत्तीर्णः सहामात्याः सनाथाः स्मस्त्वयाच्युत ॥

इतिश्री महाभारते कर्णपर्वाणि युधिष्ठिर समाश्वासने गुर्जरभाषायां सप्ततितमोऽध्यायः ॥ ७० ॥

---

## અધ્યાય ૭૧ મો. ધર્મના મનનું સમાધાન.

संजय उवाच—धर्मराजस्य तच्छ्रुत्वा प्रीतियुक्तं वचस्ततः ।
पार्थं प्रोवाच धर्मात्मा गोविंदो यदुनंदनः ॥ १ ॥

સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર ! ધર્મરાજનાં પ્રીતિ યુક્ત વચન સાંભળી યાદવ કુળને આનંદ આપનાર ધર્માત્મા ગોવિંદ ભગવાન અર્જુન પ્રત્યે આવી રીતે કહેવા લાગ્યા. ધર્મ ધારણ કરનારાઓમાં શ્રેષ્ઠ ધર્મયુક્ત કુરૂશ્રેષ્ઠ એવા રાજાને હવે પ્રસન્ન કર. ભક્તિએ કરી રાજાને પ્રસન્ન કર. યુધિષ્ઠિર પ્રસન્ન થાય એટલે યુદ્ધ કરવા સારૂ સૂત્ર પુત્રના રથ પ્રત્યે આપણે જઇએ. હે માનદ ! આજ સંગ્રામમાં તીક્ષ્ણ બાણે કરી કર્ણને હણી, ધર્મરાજને તું ઘણો હર્ષ ઉત્પન્ન કર. હે મહાબાહો ! આ સમયે મારા મત પ્રમાણે એ કરવું પ્રાપ્ત છે, કેમકે એમ કરવાથી તારૂ બધું કાર્ય સિદ્ધ થશે. શ્રીકૃષ્ણનાં વચન સાંભળી હે મહારાજ ! લજ્જા યુક્ત અર્જુન, મસ્તકવડે ધર્મરાજના ચરણમાં પ્રણામ કરી ભરતકુળમાં શ્રેષ્ઠ એવા તેમને 'તમો પ્રસન્ન થાઓ' એમ વારંવાર કહેવા લાગ્યો. હે રાજન ! ધર્મને ઇચ્છતા ભીરૂ એવા મેં જે કહ્યું તે ક્ષમા કરજો. હે ભરતર્ષભ ! એ રીતે પોતાના ચરણમાં પડેલા, રૂદન કરતા શત્રુને હણનાર એવા પોતાના ભાઇ અર્જુનને જોઇ તેને ઉભો કરી ધર્મરાજ યુધિષ્ઠિર, સ્નેહથી તેને મળી પોતે પણ રોવા લાગ્યા. અત્યંત મોટી કાંતિવાળા તે બેઉ ભાઇ, ઘણા વખત સુધી રૂદન કરી પછી પ્રીતિમાન થયા. ત્યાર પછી પાંડુ પુત્ર યુધિષ્ઠિર, અર્જુનને મળી પ્રેમથી તેનું મસ્તક સુંઘી પરમ પ્રીતિ યુક્ત ધર્મરાજ, વારંવાર વિસ્મયને પ્રાપ્ત થઇ મોટા ધનુષવાળા અર્જુન પ્રત્યે કહેવા લાગ્યા કે, હે મહાબાહો ! હે મહેષ્વાસ ! કર્ણે બાણે કરી સર્વ સૈન્ય જોતાં સંગ્રામમાં યત્ન કરવા છતાં મારૂં કવચ, ધ્વજ, ધનુષ, શક્તિ, અશ્વ તથા બાણ કાપી નાંખ્યાં. હે ફાલ્ગુન ! હું સંગ્રામમાં તેનું કર્મ જોઇ અત્યંત ખેદ પામું છું. તે દુઃખને લીધે મારૂં જીવિત પણ મને પ્રિય લાગતું નથી, માટે આજ જો તું શૂરવીર એવા તેને સંગ્રામમાં મારીશ નહિ તો મારા પ્રાણ હું ત્યાગ કરીશ; કારણ એ દુઃખથી મારે જીવવાનો હવે શું અર્થ છે ? યુધિષ્ઠિરનાં વચન સાંભળી હે ભરતર્ષભ ! અર્જુન બોલ્યો કે હે રાજન ! હે મહીપતે ! તમારા પ્રસાદથી તમારા, ભીમસેનના તથા નકુલ સહદેવના સમ ખાઇ કહું છું કે આજ હું હણાયો તોપણ સંગ્રામમાં કર્ણને હણીશ. પૃથ્વીતલ ઉપર પડીશ પણ એને હણીશ એ સત્ય કહી, હું આયુધ ગ્રહણ કરૂં છું રાજાને આમ કહી અર્જુને માધવ ભગવાન પ્રત્યે આવી રીતે વચન કહ્યું કે, હે કૃષ્ણ ! આજ સંગ્રામમાં કર્ણને હણીશ એમાં સંશય નહિ. તમારી બુદ્ધિવડે દુરાત્માનો વધ થશે. હે રાજસત્તમ ! એવાં અર્જુનનાં વચન સાંભળી કેશવ ભગવાને અર્જુન પ્રત્યે કહ્યું કે, હે ભરતશ્રેષ્ઠ ! મહા બળવાન કર્ણને હણવા તું સમર્થ છે. હે મહારથ ! હે સત્તમ ! મારા મનમાં પણ નિરંતર એજ કામના રહ્યા કરે છે જે તું કર્ણને સંગ્રામમાં મારીશ. અર્જુનને આમ કહી વળી મતિમાન એવા ભગવાન, ધર્મનંદન પ્રત્યે કહેવા લાગ્યા કે, હે યુધિષ્ઠિર ! આજ તમે અર્જુનને સાંત્વન કરવા તથા દુરાત્મા કર્ણના વધ વાસ્તે તેને આજ્ઞા કરવા યોગ્ય છો. હે પાંડુનંદન ! હું અને અર્જુન, કર્ણના બાણથી પીડિત થએલા તમને સાંભળી તમારી પ્રવૃત્તિ જાણવા સારૂ અહીં આવ્યા છીએ. હે રાજન ! તમે અહત છો એ ઘણું સારૂં થયું. તેમજ પકડાયા નહિ તે પણ ઘણું સારૂં થયું. હવે હે અનઘ ! અર્જુનને સાંત્વના કરો. જય વાસ્તે આજ્ઞા આપો. શ્રી કૃષ્ણનાં વચન સાંભળી યુધિષ્ઠિર રાજા, અર્જુન પ્રત્યે આવી રીતે કહેવા લાગ્યા કે, હે પાર્થ ! હે પાંડવ ! આવ આવ મને મળ, મારા હિતરૂપ જે મને કહેવું હતું તે તેં કહ્યું અને મેં ક્ષમા કર્યું. હે પાર્થ ! હે ધનંજય ! હું તને આજ્ઞા આપું છું, કે જા કર્ણને માર અને

મેં તને દારૂણ વચન કહ્યાં છે તે નિમિત્ત ક્રોધ કરીશ નહિ. સંજય કહે છે કે, હે ધૃતરાષ્ટ્ર ! હે મારિષ ! એવાં યુધિષ્ઠિરનાં વચન સાંભળી મસ્તકથી પ્રણામ કરી અર્જુને બે હાથથી મોટા ભાઈના ચરણ ગ્રહણ કર્યા. તે સમયે યુધિષ્ઠિર રાજા, એ રીતે પીડિત થઇ પોતાના ચરણમાં પડેલા અર્જુનને ઉભો કરી મસ્તક સુંધી વળી આવી રીતે બોલ્યા કે, હે ધનંજય ! હે મહાબાહો ! તેં આ સમયે મને અત્યંત માન આપ્યું છે, વાસ્તે ફરીથી એ રીતે મહાત્મ્ય તથા વિજયને તું નિરંતર પ્રાપ્ત કર. યુધિષ્ઠિરનાં વચન સાંભળી કુંતિપુત્ર અર્જુન કહેવા લાગ્યો કે આજ બળે કરી ગર્વિષ્ટ પાપકર્મવાળા રાધાપુત્ર કર્ણને પરિવાર સહિત હું નાશ પમાડીશ. જેણે ધનુષ નમાવી બાણેકરી તમને પીડિત કર્યા, આજ કર્ણ તે કર્મના દારૂણ એવા ફળને પ્રાપ્ત થશે. હે મહીપતે ! આજ કર્ણને મારી તમને પ્રસન્ન કરવા સારૂ યુદ્ધમાંથી તમારી પાસે હું આવીશ, એ તમને હું સત્ય કહું છું, હે જગતીપતે ! આજ કર્ણને માર્યા વગર રણમાંથી પાછો નહિ વળું. તમારા ચરણનો સ્પર્શ કરી હું સત્ય કહું છું. સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર ! એ રીતે કહેતા અર્જુન પ્રત્યે સુંદર છે મન જેનું એવા યુધિષ્ઠિર અત્યંત મોટું આવી રીતનું વચન કહેવા લાગ્યા કે અક્ષય એવું યશ, અભિષ્ટ જીવિત, સદા જય, પરાક્રમ, તથા તારા શત્રુઓનો ક્ષય થાઓ. તું વૃદ્ધિને પ્રાપ્ત થા. દેવતાઓ પણ તારી વૃદ્ધિ કરો અને જે રીતે હું ઇચ્છુ છું તે રીતે તારૂં શુભ થાઓ. સંગ્રામમાં જઇ પોતાની વૃદ્ધિ વાસ્તે ઇન્દ્રે જેમ વૃત્રાસુરને હણ્યો હતો તેમ તું કર્ણને હણ.

प्रयाहि वृद्धिं च दिशंतु देवता यथाहमिच्छामि तवास्तुतत्तथा ।
प्रयाहि शीघ्रं जहिकर्णमाहवे पुरंदरो वृत्रमिवात्मवृद्धये ॥

इतिश्री महाभारते कर्णपर्वणि अर्जुनप्रतिज्ञायं गुर्जरभाषाय। एकसप्ततितमोऽध्यायः ॥ ७१ ॥

---

## અધ્યાય ૭૨ મો. શ્રીકૃષ્ણે અર્જુનને ઉશ્કેર્યો.

संजय उवाच—प्रसाद्य धर्मराजानं प्रहृष्टेनांतरात्मना ।
पार्थः प्रोवाच गोविंदं सूतपुत्रवधोद्यतः ॥ १ ॥

સંજય કહે છે કે, હે ધૃતરાષ્ટ્ર ! ધર્મરાજને પ્રસન્ન કરી અત્યંત પ્રસન્ન છે અંતરાત્મા જેનો એવા સૂતપુત્રના વધવિષે ઉદ્યુક્ત થએલા અર્જુને, ગોવિંદ ભગવાનને કહ્યું કે હે ગોવિંદ ! મારો રથ તૈયાર કરો ! ઉત્તમ અશ્વ જોડો, મારા મોટા રથમાં સર્વ આયુધ તૈયાર કરો. ઉત્તમ અશ્વ અને રથના ઉપસ્કરણ સહિત સજ્જ થઇ જલદી આવો. હે ગોવિંદ ! સૂતપુત્ર કર્ણને મારવાની ઇચ્છાથી મારો રથ રણમાં લઇ જાઓ. હે મહારાજ ! મહાત્મા અર્જુનનાં વચન સાંભળી શ્રીકૃષ્ણે દારૂક નામના પોતાના સારથિને કહ્યું કે ધનુષ ધરનારાઓમાં શ્રેષ્ઠ એવા અર્જુને જે રીતે કહ્યું તે પ્રમાણે કર. હે રાજસત્તમ ! એ રીતે શ્રીકૃષ્ણે જેને આજ્ઞા કરી છે એવા દારૂકે, વ્યાઘ્રના ચર્મથી મઢેલો શત્રુને તપાવનાર એવો રથ જોડી સજ્જ કર્યો અને મહાત્મા પાંડવની આગળ આણ્યો. મહાત્મા દારૂકે નિવેદન કરેલા રથને જોઇ ધર્મરાજને પૂછી બ્રાહ્મણો પાસે સ્વસ્તિવાચન કરાવી કલ્યાણને આપનાર સુમંગલ રૂપ એવા તે ઉત્તમ રથમાં અર્જુન આરૂઢ થયો. તે સમયે મહાપ્રાજ્ઞ એવા ધર્મરાજ યુધિષ્ઠિરે તેને આશિર્વાદ આપ્યો. પછી તેઓ કર્ણના રથ સામે જવા લાગ્યા. હે

ભારત ! કર્ણના રથ સામે આવતા મોટા ધનુષવાળા તેને જોઇ સર્વ પ્રાણીઓ, 'મહાત્મા પાંડવે કર્ણને હણ્યો' એમજ માનવા લાગ્યાં. તે વેળાએ હે રાજન ! સર્વ દિશાઓ ચોતરફથી નિર્મળ થઈ. હે જનેશ્વર ! ચાષ, શતપુત્ર તથા ક્રૌંચ નામનાં પક્ષિઓ પાંડુપુત્ર અર્જુનને જમણાં થયાં. પુરૂષવાચક જેમનું નામ છે એવા યુદ્ધમાં અર્જુનને ઉતાવળ કરાવતા પ્રસન્ન રૂપવાળા ઘણાક પક્ષિઓ સુંદર એવી કલ્યાણ રૂપ વાણી બોલતા હતા. હે વિશાંપતે ! ભયંકર એવા કંક, ગૃધ્ર, બક, શ્યેન તથા કાકપક્ષિઓ માંસ વાસ્તે તેની આગળ જતા હતા. એ રીતે કર્ણના વધ માટે અર્જુનને થએલા ધન્ય રૂપ નિમિત્તને પ્રાણીઓ વખાણતા હતા. શત્રુ સૈન્યનો નાશ થશે, એમ પણ કહેતા હતા. એ રીતે કર્ણના રથ પ્રત્યે જતા અર્જુનને મોટો સ્વેદ ઉત્પન્ન થયો અને 'આ કેમ થશે' એમ મોટી ચિંતા ઉત્પન્ન થઇ. તે સમયે ચિંતાએ કરી વ્યાપ્ત એવા કર્ણના રથપ્રત્યે જતા ગાંડીવ ધનુષ ધરનાર અર્જુનને જોઇ મધુસૂદન ભગવાન કહેવા લાગ્યા કે–હે ગાંડીવધન્વન ! ધનુષે કરી સંગ્રામમાં જેમને તેં જીત્યા તેમને જીતનાર આ લોકમાં તારા વિના બીજો કોઇ નથી. ઇન્દ્ર સમ પરાક્રમવાળા ઘણાક શૂરવીર મેં જોયા, તે પણ સંગ્રામવિષે શૂરવીર એવા તને પ્રાપ્ત થઈ પરમ ગતિને પ્રાપ્ત થયા. હે મારિષ ! દ્રોણ, ભીષ્મ, ભગદત્ત, અવંતિપુરીના વિંદ તથા અનુવિંદ, કાંબોજ એવો સુદક્ષિણ, મહા પરાક્રમી શ્રુતાયુ તથા અચ્યુતાયુ સામે જઈ તારા સરખો ન હોય તે કોણ કુશલ રહે ? હે અર્જુન ! તારાં દિવ્ય એવાં અસ્ત્ર છે; તેમજ લાઘવ, બળ, યુદ્ધવિષે સંમોહરાહિત્ય, વિજ્ઞાન સંબંધી ઉન્નતિ, લક્ષવિષે વેધપાત તથા યોગ, એ બધા ગુણ તારે વિષે રહ્યા છે, વાસ્તે તું ચરાચર પ્રાણી તથા ગંધર્વ સહિત દેવને પણ હણે એમાં સંશય નહિ. હે પાર્થ ! પૃથ્વીવિષે સંગ્રામમાં યુદ્ધ કરનાર પુરૂષ પણ તારા સરખો બીજો છે નહિ. યુદ્ધમાં દુર્મદ એવા ધનુષ ગ્રહણ કરનાર જે કેટલાક છે તેઓમાંથી દેવતા સુધી હું જોઉ છું તો તારા જેવાને જોતો નથી અને સાંભળતો પણ નથી. બ્રહ્માએ પ્રજા સરજી અને ગાંડીવ નામનું મોટું ધનુષ પણ સરજ્યું. હે પાર્થ ! જેણે કરી તું યુદ્ધ કરે છે, વાસ્તે તારા જેવો બીજો કોઇ પણ યોદ્ધો નથી. તથાપિ હે પાંડવ ! મારે તો અવશ્ય કરીને તારૂં જે હિત હોય તે કહેવું જોઇએ, માટે કહું તે સાંભળ. હે મહાબાહો ! સંગ્રામમાં શોભિતા કર્ણને તુચ્છ ગણી તેનો તારે તિરસ્કાર કરવો નહિ, કેમકે બળવાન, મદોન્મત્ત, અસ્ત્ર શિખેલ, બાણ ફેંકવામાં કુશલ, વિચિત્ર પ્રકારથી યુદ્ધ કરનાર તથા દેશકાલને જાણનાર એવો મહારથિ કર્ણ છે. હે પાંડવ ! આ વખતે ઘણું કહ્યાથી શું ? સંક્ષેપથી કંઇ કહું તે સાંભળ. મહારથિ કર્ણને તારા જેવો વા તારાથી પણ વિશિષ્ટ હું માનું છું. અત્યંત યત્ને કરી મહા સંગ્રામમાં તારે તેને મારવો. તેજે કરી અગ્નિ જેવો વેગમાં વાયુ સરખો, ક્રોધ વખતે કાળની જેને ઉપમા અપાય એવો, સિંહ સરખો પરાક્રમી, બળવાન, આજાનબાહુ હોવાને લીધે અષ્ટરત્નિ પરિમિત, મહાબાહુ, સ્થૂલ તથા મોટી છાતીવાળો, દુઃખેકરી કોઇથી જીતી શકાય નહિ એવો અભિમાની, શૂર, અત્યંત વીર, પ્રિય દેખાવવાળો, યોદ્ધાઓના સર્વ ગુણેકરી યુક્ત, મિત્રોને અભય કરનાર, નિરંતર પાંડવોનો દ્વેષી, દુર્યોધનના હિતમાં તત્પર, તથા તારા વિના ઇન્દ્ર સહિત સર્વ દેવતાઓએ પણ અવધ્ય એવી મારી મતિ છે. આજ તે સૂતપુત્ર કર્ણને તું હણ. માંસ તથા શોણિતને ધારણ કરનાર સાવધાન થએલા દેવ, તથા યુદ્ધ કરવા ઇચ્છતા બીજા સર્વ યોદ્ધાઓ રથમાં બેઠેલા જેને જીતવા સમર્થ થઈ શકે તેમ નથી. પાપવૃત્તિવાળા, ક્રૂર, પાંડવોવિષે નિરંતર દુષ્ટ છે પ્રજ્ઞા જેની

એવા, તેમાં પાંડવ સાથે વિરોધ કરવામાં હીન છે સ્વાર્થ જેનો એવા દુરાત્મા કર્ણને હણી આજ તું નિશ્ચિતાર્થ થા. નથી કોઇ જીતનારો જેને એવા રથિમાં શ્રેષ્ઠ સૂતપુત્રને આજ કાળને વશ કરી ધર્મરાજને પ્રીતિ ઉત્પન્ન કર, હે પાર્થ ! સુર તથા અસુર દુઃખેકરીને પણ વારી શકે નહિ એવા તારા પરાક્રમને હું યથાર્થ જાણું છું. દુરાત્મા સૂતપુત્ર પણ સદા પાંડુપુત્રોનું અપમાન કરે છે. હે ધનંજય ! જેવડે પાપરૂપ દુર્યોધન, પોતાને શૂરવીર માને છે, પાપના મૂળરૂપ સૂત પુત્રને આજ તું હણ. હે ધનંજય ! ખડ્ગરૂપી જિહ્વા, ધનુષરૂપી મુખ, તથા બાણરૂપી દાઢવાળા, વેગવાન, મહોન્મત્ત પુરૂષસિંહ કર્ણને આજ હણ. જા હું તને આજ્ઞા આપું છું, વાસ્તે વીર્ય તથા બળે કરી કેશરી જેમ હસ્તિને મારે તેમ સંગ્રામમાં શૂરવીર એવા કર્ણને હણ. હે પાર્થ ! જેના પરાક્રમે કરી દુર્યોધન તારા પરાક્રમનો તિરસ્કાર કરે છે, તે સૂર્યપુત્ર કર્ણને આજ સંગ્રામમાં તું હણ.

यस्य वीर्येण वीर्यं ते धार्तराष्ट्रोऽवमन्यते ।
तमद्य पार्थ संग्रामे कर्णवैकर्तनं जहि ॥

इतिश्री महाभारते कर्णपर्वणि कृष्णार्जुनसंवादे गुर्जरभाषायां द्विसप्ततितमोऽध्यायः ॥ ७२ ॥

---

## અધ્યાય ૭૩ મો. આજ તું કર્ણને માર.

संजय उवाच—ततः पुनरमेयात्मा केशवोऽर्जुनमब्रवीत् ।
कृतसंकल्पमायांतं वधे कर्णस्य भारत ॥ १ ॥

સંજય કહે છે—હે ભારત ! હે ધૃતરાષ્ટ્ર ! ત્યાર પછી અપ્રમેય છે બુદ્ધિ જેમની એવા કેશવ ભગવાન, કર્ણના વધનો કર્યો છે સંકલ્પ જેણે એવા અર્જુનને કહેવા લાગ્યા કે, હે ભારત ! મનુષ્ય, હસ્તિ તથા અશ્વોના પ્રવર્તમાન થયેલા અતિ ઘોર વિનાશને આજ સત્તર દિવસ થયા, તેમાં હે વિશાંપતે ! પારકાઓ સહિત તમારી તરફનાઓની મોટી સેના પરસ્પર સંગ્રામને પ્રાપ્ત થઇ માત્ર થોડીજ અવશેષ રહી છે. હે પાર્થ ! ઘણાક છે અશ્વ તથા હસ્તિ જેમને, એવા કૌરવો પણ શત્રુ એવા તને પ્રાપ્ત થઈ રણ સંગ્રામને મોખરે વિનષ્ટ થયા. આ તારી તરફના રાજાઓ, સંજય, તથા પાંડવ આવેલા છે, તે પણ સંગ્રામમાં દુર્ધર્ષ એવા તને પ્રાપ્ત થઈ ઉભેલા છે. તેં રક્ષણ કરેલા શત્રુને હણનાર પંચાલ, પાંડવ, મત્સ્ય તથા ચેદિ સહિત કારૂષોએ શત્રુનો ક્ષય કર્યો. હે તાત ! તેં રક્ષણ કરેલા મહારથિ પાંડવો વિના યુદ્ધમાં કારવોને જીતવા બીજો કોઇ સમર્થ નથી. તું એકઠા મળેલા દેવતા, અસુર તથા મનુષ્ય સહિત ત્રણ લોકને સંગ્રામમાં જીતવા સમર્થ છે, ત્યારે કૌરવ બળ તારી આગળ કોણ માત્ર ? હે પુરૂષશાર્દૂલ ! ઇન્દ્રની જેને ઉપમા અપાય એવા ભગદત્ત રાજાને જીતવા તારા વિના બીજો કોણ સમર્થ થાય ? તેમજ હે અનઘ ! તેં રક્ષણ કરેલી આ મોટી સેનાને સર્વ રાજાઓ, ચક્ષુએ કરી જોવા પણ સમર્થ થતા ન હતા, તેમજ હે પાર્થ ! સંગ્રામમાં હમેશ તેં રક્ષણ કરેલા ધૃષ્ટદ્યુમ્ન તથા શિખંડિએ ભીષ્મ તથા દ્રોણને પાડ્યા. હે પાર્થ ! ઇન્દ્રતુલ્ય છે પરાક્રમ જેમનું અને ભારતોમાં મહારથિ એવા ભીષ્મ, દ્રોણને જીતવા પણ બીજો કોણ સમર્થ થાય ? હે પુરૂષવ્યાઘ્ર ! શાંતનુ પુત્ર ભીષ્મ,

દ્રોણ, કર્ણ, કૃપાચાર્ય, અશ્વત્થામા ભૂરિશ્રવા, કૃતવર્મા, સિંધુ દેશનો જયદ્રથ, મદ્રરાજા તથા દુર્યોધન સંગ્રામમાંથી પાછા ન ફરનાર, અસ્ત્ર શીખેલા, શૂરવીર, અક્ષૌહિણીના પતિ, યુદ્ધમાં દુર્મદ, ઉગ્ર એવા, એકઠા મળેલા સર્વને જીતવા તારા વિના બીજો કોણ પુરૂષ સમર્થ થાય? હે ભારત! વિદીર્ણ થયા છે અશ્વ, રથ તથા હસ્તિઓ જેમાં એવી ઘણીક ટુકડીઓ ક્ષીણ થઈ, ઉગ્ર એવા નાના દેશના યોદ્ધાઓ ક્ષીણ થયા; તેમજ હે ભારત! અસહનશીલ એવા ક્ષત્રિયો, ગોવાંસ, દાસમીય, વસાતિ, પ્રાચ્ય, વાટધાન, અભિમાની એવા ભોજ, તથા ઘણાક છે અશ્વ, અને ગજ જેમાં એવા સર્વ ક્ષત્રિયોની સેના તારી તથા ભીમસેન સામે આવી નિર્ધન (મરણ) થઇ. તેમજ ભયંકર છે કર્મ જેમનું એવા ઉગ્ર, તુષાર, યવન, ખશ, દાર્વાભિસાર, દરદ, શક, માઠર, તંગણ, ઓદ્રક, પુલિંદ, કિરાત, ઉગ્ર પરાક્રમવાળા પાર્વતીય, મ્લેચ્છ, સાગર તથા સજલ દેશમાં રહેનાર ક્રોધી, યુદ્ધમાં સમર્થ બળવાન દંડ છે હાથમાં જેમના, એવા દુર્યોધન વાસ્તે કૌરવ સહિત અત્યંત ક્રોધાયમાન થએલા યોદ્ધાઓને જીતવા તારા વિના બીજો કોણ સમર્થ થાય? વૃદ્ધિ પામેલા વ્યૂહરચનાથી ઉભેલા દુર્યોધનના મોટા સૈન્યને જો, તું રક્ષણ કરનાર ન હોત તો કોણ તેની સામે જાત? હે વિભો! સાગરની પેઠે ક્ષોભ પામેલું રત્નથી વિંટાયલું તેં સૈન્ય, તે રક્ષણ કરેલા ક્રોધાયમાન એવા શત્રુઓએ હણ્યું. મગધ દેશના અધિપતિ મહા બળવાન જયત્સેનને પણ સંગ્રામમાં અભિમન્યુએ હણ્યો તેને આજ સાત દિવસ થયા ત્યાર પછી તે રાજાના પરિકર ભૂત એવા ભયંકર કર્મવાળા દશ હજાર હાથીને ભીમસેને ગદાએ કરીને હણ્યા. તે પછી વળી ભીમસેને બળથકી બીજા પણ સેંકડો હસ્તિ તથા રથને હણ્યા. હે પાંડવ! એ રીતે પ્રવર્તમાન થએલા મહા ભયંકર સંગ્રામમાં અશ્વ, હસ્તિ તથા રથ સહિત કૌરવો ભીમસેનને તથા તને પ્રાપ્ત થઈ આલોકમાંથી પરલોકમાં ગયા. તેમજ હે પાર્થ! પાંડવોએ સેનામુખને હણ્યું તે વેળાએ હે મારિષ! પરમાસ્ત્ર જાણનાર ભીષ્મે ઉગ્ર એવા બાણ સમુદાય નાખી ચેદિ કાશી પંચાલ, કરૂષ મત્સ્ય તથા કેકયોને આચ્છાદન કરી નિર્ધનને પ્રાપ્ત કર્યા. તેના ધનુષમાંથી નિકળેલા પારકા દેહને વિદારણ કરનાર સુવર્ણ પુંખવાળા બાણેકરી આકાશ પૂર્ણ થયું. જે એક એક મુષ્ટિએ કરી હજારો રથિઓને હણે એવા સમર્થ હતા તેમણે એકઠા મળેલા મહા બળવાન લક્ષાવધિ પુરૂષ તથા હસ્તિઓને હણ્યા. તેઓ પણ દશમી ગતિથી જઇ અશ્વ, રથ તથા હસ્તિઓને હણતા હતા. એ રીતે તેમણે દુષ્ટ એવી ગતિને છોડી દેઇ સંગ્રામમાં બાણ છોડ્યાં. તારા સૈન્યને હણતા ભીષ્મે યુદ્ધમાં રૂદ્ર તથા ઉપેંદ્ર સરખું પોતાનું રૂપ દેખાડી દશ દિવસ પર્યંત રથમાં બેસવાનાં સ્થાનક શૂન્ય કરી હસ્તિ તથા અશ્વને હણ્યા. ચેદિ, પાંચાલ, કેકય તથા બીજા રાજાઓને હણતા પાંડવની સેનાઓને નાશ કરતા હતા. એ રીતે વહાણ વગરના સમુદ્રમાં ડૂબતા મંદબુદ્ધિવાળા દુર્યોધનનો ઉદ્ધાર કરવા ઇચ્છતા તે, રથ, અશ્વ તથા હસ્તિએ કરી સંકુલ એવી પાંડવી સેનાને બાળતા હતા.

તેરીતે સંગ્રામમાં વિચરતા તપતા સૂર્ય સરખા જયશીલ એવા તેને શ્રેષ્ઠ આયુધ છે હાથમાં જેમના એવા કરોડો પાયદળ, સૃંજય તથા બીજા રાજાઓ જોવા પણ સમર્થ થતા ન હતા. જે ભીષ્મ, મોટા એવા સર્વ ઉદ્યમે કરી પાંડવ સામે દોડી સંગ્રામમાં પાંડવ તથા સૃંજયોને પણ નસાડી એકજ પોતે સંગ્રામના મધ્યમાં વીરપણાને પ્રાપ્ત થયા. મોટા વ્રતવાળા પુરૂષમાં સિંહ રૂપ એવા તેની સામે જઇ શિખંડિએ રક્ષણ કરેલા તેઓને સન્નત છે પર્વ જેનાં એવા ઘણાક બાણે કરી હણ્યા. ઇન્દ્રને પ્રાપ્ત થઇ

જેમ વૃત્રાસુર તેમ પુરૂષમાં સિંહરૂપ એવા તને પ્રાપ્ત થઇ પડેલા પિતામહ બાણશય્યામાં સુતા છે. કાળની જેને ઉપમા અપાય એવા ઉગ્ર મહારથિ દ્રોણ પણ પાંચ દિન સુધી અભેદ્ય એવી વ્યૂહ રચના કરી શત્રુની સેનાને દમી મહારથિઓને પાડી સંગ્રામમાં જયદ્રથની રક્ષા કરી રાત્રિ યુદ્ધવિષે પ્રજાને તથા બાણથી યોદ્ધાઓને બાળી શૂરવીર એવા પ્રતાપવાન ધૃષ્ટદ્યુમ્નને પ્રાપ્ત થઈ પરમ ગતિને પ્રાપ્ત થયા. તે સમયે કર્ણ છે મુખ્ય જેમાં એવા યોદ્ધાઓને તું વારી ન રાખત તો સંગ્રામમાં દ્રોણનો નાશ ન થાત. હે ધનંજય ! દુર્યોધનનું સર્વ સૈન્ય તેવખતે તેં વારી રાખ્યું ત્યારે યુદ્ધમાં ધૃષ્ટદ્યુમ્ને દ્રોણાચાર્યને હણ્યા. હે પાર્થ ! જયદ્રથના વધ સમે જેવું કર્મ તેં કર્યું હતું એવું કર્મ તારા વિના બીજો કોઈ ક્ષત્રિય યુદ્ધમાં કદાપિ કરી શકે નહિ. રાજાઓ પણ જે સિંધુ રાજાના વધને આશ્ચર્ય રૂપ જાણતા હતા તે સિંધુ રાજાની તેં મોટી સેનાને વારી રાખી તથા શૂરવીર એવા રાજાઓને હણી અસ્ત્ર બળના તેજે કરી હણ્યો. હે પાર્થ ! હે ભારત ! તારે માટે તે કંઈ આશ્ચર્ય નથી; કારણ કે તું મહારથિ છે. હે ભારત ! ક્ષણ માત્રમાં સર્વને ભસ્મ કરવા સમર્થ એવા તને પ્રાપ્ત થઇ એક દિવસ પર્યંત સ્થાયી રહેલા ક્ષત્રિય સૈન્યને હું અત્યંત બળવાન જાણું છું. હે પાર્થ ! જ્યારથી ભીષ્મ તથા દ્રોણ હણાયા ત્યારથીજ હણાય છે સર્વસ્વ રૂપ શૂરવીર જેમાં એવી વિખરાએલા શ્રેષ્ઠ યોદ્ધા તથા હણાએલા વાજી, રથ અને હસ્તિવાળી ભયંકર દુર્યોધનની સેના સૂર્ય, ચન્દ્ર તથા નક્ષત્ર વગર જેવું આકાશ દિસે તેવી દીસે છે. હે ભયંકર પરાક્રમવાળા ! પૂર્વે જેમ ઇન્દ્રના પરાક્રમે કરી આસુરી સેના હણાઇ હતી તેમ તારા પરાક્રમે કરી આ સેના પણ હણાયલી જ છે, તેમ હણાતાં બાકી રહેલાઓમાંથી અશ્વત્થામા, કૃતવર્મા, કર્ણ, શલ્ય, તથા કૃપાચાર્ય, એ પાંચ મહારથિઓ રહ્યા છે, તેમને આજ હણી, હે નરવ્યાઘ્ર ! હણાયા છે શત્રુ જેના એવો તું દ્વીપ, શહેર, આકાશ, જળ, પાતાળ, પર્વત તથા મહાવન સહિત પૃથ્વી યુધિષ્ઠિરને આપ. પૂર્વે દૈત્ય તથા દાનવોને હણી વિષ્ણુ ભગવાનને આ પૃથ્વી મળી હતી તેમ આજ અમિત છે પરાક્રમ તથા શોભા જેની એવા યુધિષ્ઠિર રાજા, આ પૃથ્વીને પ્રાપ્ત થાઓ. ભગવાને જેમ પૃથ્વી ઇન્દ્રને આપી હતી તેમ આ સમયે તું રાજાને આપ. વિષ્ણુએ દાનવોને હણ્યા તેથી દેવતાઓ જેમ પ્રસન્ન થયા હતા, તેમ આજ તું શત્રુઓને માર, તે વડે પંચાલો પ્રસન્ન થાઓ, અથવા મનુષ્યમાં શ્રેષ્ઠ એવા દ્રોણને તું ગુરૂ માનતો હોઉ તેથી અશ્વત્થામા ઉપર દયા હોય અને આચાર્યપણાની ગુરૂતાને લીધે કૃપાચાર્ય વિષે પણ તેમ હોય, તેમજ અત્યંત આદર આપેલા માતૃ બાંધવ એવા બંધુને માનતો હોય તો કૃતવર્મા પાસે જઇ તેને પણ યમલોક મોકલતો નહિં. ન માયા ભાઇ એવા મદ્રદેશના અધિપતિ શલ્યને પ્રાપ્ત થઈ હે અરવિંદાક્ષ ! દયાવાન એવો તું તેને મારવા ના ઇચ્છતો હોય તો પણ પાંડવો પ્રત્યે અત્યંત પાપ મતિવાળા ક્ષુદ્ર એવા કર્ણને તો હે નરશ્રેષ્ઠ ! અત્યંત તીક્ષ્ણ એવા બાણે કરી આજ તું હણ. એ તારૂં કર્મ સુકૃત રૂપ છે એમાં કંઇ પણ વિચાર કરવા જેવું નથી. અમે પણ એ કામ કરવાની આજ્ઞા આપીએ છીએ, વાસ્તે એમાં કંઇ પણ દોષ નથી. હે અનઘ ! માતા સહિત તમને લાક્ષા ગૃહ વિષે બાળી દેવામાં તથા તમારી સાથે દ્યૂત રમાડનાર તે હતો. દુર્યોધન નિરંતર પોતાના રક્ષણને કર્ણથીજ શોધે છે. અત્યંત ક્રોધાયમાન થએલો તે, મન નિગ્રહ કરવાનો આરંભ કરતો હતો તે પણ, તેનેજ લીધે. હે માનદ ! સંગ્રામમાં સર્વ પાંડવને કર્ણ જીતશે, એમાં સંશય નહિ, દુર્યોધન આમ માને છે. તેમજ હે કૌંતેય ! તારૂં બળ જાણવા

છતાં પણ તારી સાથે દુર્યોધને જે વિગ્રહ કર્યો તે પણ કર્ણના આશ્રયને લીધે જ કર્યો છે. સામા આવેલા પાંડવોને તથા દાશાર્હ એવા મહારથિ વાસુદેવને હું જીતીશ, એમ કર્ણ નિરંતર કહે છે, તેમ કહી અત્યંત દુર્મતિવાળા દુરાત્મા દુર્યોધનને ઉત્સાહ આપી સંગ્રામમાં ગર્જના કરે છે માટે કર્ણને આજ તું હણ. તમારી તરફ દુર્યોધને જે પાપ કર્મ કર્યું તે પાપ મતિવાળા દુષ્ટાત્મા કર્ણને આભારી છે. વૃષભ જેવાં નેત્રવાળા, પુરૂષમાં શ્રેષ્ઠ શૂરવીર દ્રોણ, દ્રૌણી તથા કૃપાચાર્યને આકર્ષણ કરતા હસ્તિઓને મનુષ્ય વગરના, મહારથિઓને રથ વિનાના, સ્વાર વગર અશ્વને, આયુધ તથા જીવિત વિનાના પાયદળોને કરતા સ્કંધવાળા કૌરવ તથા વૃષ્ણિ કુળના યશને વધારનાર, સૈન્યોને દમતા મહા રથિઓ રણમાં પાડતા મનુષ્ય, અશ્વ તથા હસ્તિઓને યમ લોક પ્રત્યે પોચાડતા બાણે કરી સૈન્યને જાણે બાળતા હોય નહીં, એવા દેખાતા શૂરવીર સુભદ્રા પુત્રને દુર્યોધન તરફના ક્રૂર એવા છ મહારથિઓએ હણ્યો, તે મેં જોયું. તે સ્મરણ કરૂં છું ત્યારે હે સખે ! મારૂં શરીર બળે છે. તારા શપથ ખાઈ એમ કહું છું. હે પ્રભો ! તે વેળાએ એ દુષ્ટાત્મા કર્ણે દ્રોહ કર્યો હતો. સંગ્રામમાં અભિમન્યુની આગળ ઉભો રહેવામાં અસમર્થ, તેના બાણથી ભેદાયલો, સંજ્ઞા રહિત, રૂધિરે કરી વ્યાપ્ત, શ્વાસોચ્છ્વાસ કરતો, ક્રોધે કરી સંદીપ્ત, વિમુખ થએલો, બાણથી પીડિત, સંગ્રામમાં ભાગી જવાનો કર્યો છે ઉત્સાહ જેણે એવો જીવિત વિષે નિરાશ થએલો, મહારથિ, થયો છે શ્રમ જેને એવો અત્યંત વિહ્વલ થએલો કર્ણ, સંગ્રામ વિષે ઉભો હતો. તેટલામાં કાળને લગતું દ્રોણનું ક્રૂર વચન સાંભળી, કર્ણે અભિમન્યુનું ધનુષ કાપી નાખ્યું. ત્યાર પછી તેણે, છિન્ન છે આયુધ જેનું એવા તેને પાપિષ્ટ બુદ્ધિવાળા પાંચ મહારથિઓએ બાણની વૃષ્ટિથી હણ્યો. તે હણાયો તે જોઇ બધાઓને દુઃખ પ્રાપ્ત થયું અને દુષ્ટાત્મા એવો કર્ણ તથા દુર્યોધન એ બે હાસ્ય કરવા લાગ્યા. કૌરવ તથા પાંડવની સમક્ષ સભામાં ક્રૂરની પેઠે કર્ણે દ્રૌપદીને કઠોર વચન કહ્યાં હતાં, જે 'હે કૃષ્ણે ! પાંડવો નષ્ટ થયા અને શાશ્વત એવા નરકને પ્રાપ્ત થયા, વાસ્તે હે પૃથુશ્રોણિ ! હે મૃદુભાષિણિ ! બીજા પતિને વર; આ તું ધૃતરાષ્ટ્રની દાસી થઇ. વાંકાં છે કમળ જેવાં નેત્ર જેનાં એવી તું તેના ઘરમાં પ્રવેશ કર. હે કૃષ્ણે ! કોઇ રીતે પણ તારા પતિ હવે સમર્થ થાય એમ નથી. હે શોભને ! હે પાંચાલિ ! દાસ ભાર્યા એવી તું પોતે હવે દાસી થા. આજ પૃથ્વીને વિષે રાજા તો એક દુર્યોધનજ છે. બીજા બધા રાજાઓ એથી પોતાનું યોગ્ય ક્ષેમ ઇચ્છનાર છે. હે ભદ્રે ! સંધાથે નાશ થએલા પાંડવોને જો, આ તો પંઢતિલ છે, વાસ્તે હવે તો નોકરની પેઠે કુરૂ કુલમાં ઉત્પન્ન થએલા રાજા દુર્યોધનની ઉપાસના કર. હે ભારત ! અધર્મને અનુસરનાર, પરમ દુર્મતિવાળો પાપરૂપ કર્ણ, તારા સાંભળતાં એ રીતે પાપરૂપ વચન કહેતો હતો. આજ સુવર્ણથી શોભિતા શિલા ઉપર તીક્ષ્ણ કરેલા જીવિતને હણનાર તારા નાખેલા બાણ પાપરૂપ એવા તેનાં તે વાક્યને શમાવો. દુષ્ટાત્મા એવા કર્ણે, બીજાં પણ જે પાપ તારે વિષે કર્યાં છે તેને તથા એના જીવિતને આજ તારા બાણ શમાવો. ગાંડીવમાંથી નીકળેલા શરીરને સ્પર્શ કરનાર ઘોર એવા તારા બાણને પ્રાપ્ત થઈ દુષ્ટાત્મા કર્ણ પડો. દ્રોણ તથા ભીષ્મના વચનને યાદ કર. સુવર્ણના પુંખવાળા, શત્રુને હણનાર, વીજળી જેવી કાંતિવાળા તેં નાખેલા બાણ, તેના મર્મસ્થાનને ભેદી તેનું રૂધિર પાન કરો, તારા હાથમાંથી મુકાયલા, મોટા વેગવાળા ઉગ્ર એવા તારા મોટા બાણ આજ કર્ણના મર્મસ્થાનને ભેદી તેને યમલોક પ્રત્યે મોકલો. આ તારા બાણથી પીડાયલા ખેદ-

યુક્ત મનવાળા હાહાકાર કરતા દીન એવા રાજાઓ, રથમાંથી પડતા કર્ણને જુઓ. આજ રણ સંગ્રામમાં, હણાયાં છે આયુધ જેનાં, એવા રણભૂમિ વિષે સુતેલા કર્ણને દીન એવા બાંધવો જુઓ. આજ ભાલાથી મંથન કરેલો હસ્તિના ગળાની દોરીના ચિન્હવાળો તેનો રથ અને ધ્વજ કંપાયમાન થઇ પૃથ્વી વિષે પડો. વળી સેંકડો બાણથી છિન્નભિન્ન કરેલા સુવર્ણથી શોભિત અને હણાયા છે યોદ્ધા તથા અશ્વ જેના એવા રથને છોડી દેઇ ભયને પામેલો શલ્ય પલાયન કરો. સૂતપુત્ર જોતાં તેના પુત્રને પ્રતિજ્ઞાને વારણ કરવા સારૂ બાણથી હણો. હણાયલા પ્રિય પુત્રને જોઇ દુર્બુદ્ધિવાળો કર્ણ, દ્રોણ, ભીષ્મ તથા દુર્યોધનના વચનને યાદ કરો. ત્યાર પછી તેં હણેલા અધિરથ પુત્ર કર્ણને જોઇ શત્રુ એવો દુર્યોધન, જીવિત તથા રાજ્યવિષે નિરાશ થાઓ. હે ભરતશ્રેષ્ઠ ! કર્ણે તીક્ષ્ણ બાણેકરી હણેલા પાંચાલ, પાંડવોને ઉદ્ધાર કરવાની ઇચ્છાથી દોડે છે. તેમજ પંચાલ, દ્રોપદીના પુત્ર, ધૃષ્ટદ્યુમ્ન, શિખંડિ, ધૃષ્ટદ્યુમ્નના પુત્ર, નકુલપુત્ર શતાનિક, નકુલ, સહદેવ, દુર્મુખ, જનમેજય, સુધર્મા તથા સાત્યકિ, એ સર્વ કર્ણથી બીએ છે. હે પરંતપ ! કર્ણે હણવા માંડેલા, તું છે બંધુ જેમનો એવા પંચાલોનો સંગ્રામમાં ભયંકર એવો આ શબ્દ સંભળાય છે. મોટા ધનુષવાળા પંચાલ, મહા સંગ્રામમાં મૃત્યુને ગણે નહિ, ભયભીત થઈ કોઇ રીતે પણ વિમુખ થાય નહિ, કારણ કે જે એકલાએ બાણના ઓઘેકરી પાંડવની સેનાને વિંટી લીધી હતી તે ભીષ્મને પ્રાપ્ત થઇ નાઠા ન હતા તે આજ કેમ નાસવા લાગે ? તેમજ જે એકલા દિવસે દિવસે સર્વ પંચાલોનો નાશ કરતા હતા, અને જે શૂરવીર સર્વ પંચાલોના રથ સમુદાયવિષે કાળની પેઠે વિચરતા હતા. સર્વ ધનુષ્માનના ગુરૂ અગ્નિને પ્રજ્વલિત કર્તા પોતાના બળેકરી સેનાને બાળતા કોઇથી સહન થાય નહિ એવા શત્રુરૂપ દ્રોણને પ્રાપ્ત થઇને પણ મિત્રવત્સલ એવા જે સંગ્રામમાં શત્રુને જીતવા સારૂ, નિરંતર હર્ષિત રહેતા હતા તે પંચાલ કયારે પણ અધિરથ પુત્ર કર્ણથી વિમુખ થાય નહિ. વેગવાન પંચાલોના પ્રાણને શૂરવીર કર્ણ બાણેકરી અગ્નિ જેમ પતંગ નામના જંતુઓના પ્રાણ ગ્રહણ કરે, તેમ ગ્રહણ કરે છે. હે ભરતશ્રેષ્ઠ ! યુદ્ધ કરનારાઓએ નસાડેલા પંચાલ નાઠા જાય છે. કર્ણે નસાડેલા તેમને જો. તે રીતે સન્મુખ ચાલનાર, મિત્ર વાસ્તે ત્યાગ કર્યું છે જીવિત જેમણે એવા શૂરવીર સેંકડોને રાધાપુત્ર કર્ણ હણે છે. હે ભારત ! મોટા ધનુષવાળા, નાવ વગરના અગાધ એવા કર્ણરૂપી અર્ણવમાં ડુબતા પંચાલોને નાવરૂપ થઇ તું રક્ષણ કરવા યોગ્ય છે. ઋષિમાં અત્યંત શ્રેષ્ઠ એવા ભગુકુલમાં ઉત્પન્ન થએલા પરશુરામથી જે અસ્ત્ર કર્ણને પ્રાપ્ત થયું છે તેનું આ રૂપ દેખાય છે. સર્વ સૈન્યને તપાવનાર, ભયંકર રૂપવાળું અત્યંત દારૂણ, મોટી સેનાને વિંટી લેઇ પોતાના તેજથી તે પ્રજ્વલિત દેખાય છે. સંગ્રામમાં કર્ણના ધનુષમાંથી નિકળેલા આ બાણ ભમરાના સમુદાયની પેઠે વિચરે છે અને તમારી તરફનાઓને તપાવે છે. હે ભારત ! આ પંચાલો, અનાત્મ પુરૂષોએ દુર્નિવાર્ય એવા કર્ણના અસ્ત્રને પ્રાપ્ત થઇ સર્વ દિશાઓમાં દોડે છે તે પાપો તરફથી વિંટાયલો દઢ ક્રોધવાળો ભીમસેન, સંજયો સાથે કર્ણને યુદ્ધ કરાવી તીક્ષ્ણ બાણેકરી તેને પીડે છે. હે ભારત ! તોપણ દેહપ્રત્યે પ્રાપ્ત થએલો ઉપેક્ષિત એવો રોગ જેમ દેહને હણે તેમ ઉપેક્ષા કરેલો કર્ણ, પાંડવ, સંજય તથા પંચાલોને હણે છે. યુધિષ્ઠિરના સૈન્યમાં રાધાપુત્ર કર્ણને પ્રાપ્ત થઇ કુશલ ઘેર જાય એવો તારાવિના બીજો કોઇ હું જોતો નથી. વાસ્તે હે નરર્ષભ ! આજ તીક્ષ્ણ બાણેકરી પ્રતિજ્ઞા કર્યા પ્રમાણે તેને હણી તું કીર્તિને પ્રાપ્ત થા. હે યુધાશ્રેષ્ઠ ! યુદ્ધમાં કર્ણ સહિત કૌરવોને જીતવા તુંજ સમર્થ છે,

બીજો કોઈ નથી, એ હું તને સત્ય કહું છું. હે નરોત્તમ! હે પાર્થ! મહારથિ કર્ણને હણ-વારૂપી મોટું કર્મ કરી કૃતાર્થ એવો ફલ સહિત તું સુખી થા.

एतत्कृत्वा महत्कर्म हत्वा कर्णमहारथं ।
कृतार्थः सफलः पार्थ सुखीभव नरोत्तम ॥

इतिश्री महाभारते कर्णपर्वणि कृष्णवाक्ये गुर्ज्जरभाषायां त्रिसप्ततितमोऽध्यायः ॥ ७३ ॥

## અધ્યાય ૭૪ મો. અર્જુનને ચઢેલો ઉત્સાહ.

संजय उवाच—सकेशवस्य बीभत्सुः श्रुत्वा भारत भाषितं ।
विशोकः संप्रहृष्टश्च क्षणेन समपद्यत ॥ १ ॥

સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર! હે ભારત! કેશવ ભગવાનનું બોલવું સાંભળી ક્ષણ માત્રમાં શોકરહિત તથા અસંત પ્રસન્ન થઇ તત્કાલ પ્રત્યંચાનો સ્પર્શ કરી ગાંડીવ ધનુષ ખેંચી કર્ણના વિનાશ વાસ્તે અર્જુન તેને લક્ષ કરી કેશવ ભગવાન પ્રત્યે આવી રીતે કહેવા લાગ્યો. લોકમાં ભૂત ભવિષ્યના કર્તા તમે મને આજ પ્રસન્ન થયા, વાસ્તે હે ગોવિંદ! હે નાથ! જરૂર મારો જય થશે. હે કૃષ્ણ! તમે જેને સહાય છો એવો હું, સામે આવેલા ત્રણ લોકને પણ પરલોક પમાડું ત્યારે મહા સંગ્રામમાં કર્ણને પાડું તેમાં શું આશ્ચર્ય! હે જનાર્દન! ભાગતી એવી પંચાલોની સેનાને તથા નિર્ભયની પેઠે સંગ્રામમાં વિચરતા કર્ણને હું જોઉં છું. હે વાર્ષ્ણેય! હે કૃષ્ણ! ઇન્દ્ર જેમ વજ્રને નાખે તેમ કર્ણે સજેલા ચોતરફ પ્રજ્વલિત એવા ભાર્ગવાસ્ત્રને પણ હું જોઉં છું. જે સંગ્રામવિષે મેં હણેલા કર્ણને જ્યાં સુધી પૃથ્વી પ્રાણીઓને ધારણ કરશે ત્યાં સુધી લોકો યાદ કરે, એવો આ સંગ્રામ થશે. હે કૃષ્ણ! આજ ગાંડીવ ધનુષમાંથી મારે હાથે મૂકેલા શત્રુનો ક્ષય કરનાર બાણ, કર્ણને મૃત્યુ લોક પ્રત્યે મોકલશે. આજ ધૃતરાષ્ટ્ર રાજાએ જે બુદ્ધિએ કરી રાજ્યને લાયક નહિ એવા દુર્યોધનને રાજ્ય ઉપર અભિષેક કર્યો, તે માટે પોતાની બુદ્ધિનો તે તિરસ્કાર કરશે. હે મહાબાહો! આજ ધૃતરાષ્ટ્ર રાજા રાજ્યસુખ, લક્ષ્મી, દેશ, નગર તથા પુત્રોથી વિમુક્ત થશે. હે કૃષ્ણ! જે રાજા, ગુણવાનનો દ્વેષ કરે અને ગુણ વગરનાને નિરંતર ભજે તે, જલદીથી ક્ષય પામે છે, હે જનાર્દન! જેમ કોઇ એક પુરૂષ મોટા આંબાના વનને કાપી, તેના ફળને જોઇ અત્યંત દુઃખી થાય, તેમ ગુણવાનનો તિરસ્કાર કરનાર પણ પાછળથી દુઃખી થાય છે. સૂતપુત્ર કર્ણને હું હણીશ એટલે ધૃતરાષ્ટ્રરાજા નિરાશ થશે. હે કૃષ્ણ! આજ હું કર્ણને હણીશ, એટલે દુર્યોધન રાજા, રાજ્ય તથા જીવિતથી નિરાશ થશે, એ હું તમોને સત્ય કહું છું. આજ બાણેકરી મેં હણેલા કર્ણને જોઈ ધૃતરાષ્ટ્ર રાજા, તમે શાંતિ વાસ્તે વિષ્ટિ કરવા ગયા હતા તે વખતના તમારા વાક્યને યાદ કરશે. હે કૃષ્ણ! આજ આ સુબલ પુત્ર શકુનિ, બાણને શર, ગાંડીવને દ્યૂત, અને રથપ્રત્યે રહેલા મંડલને સોગટી મૂકવાનું વસ્ત્ર જાણો. હે ગોવિંદ! આજ હું તીક્ષ્ણ બાણેકરી કર્ણને હણી કુંતિ-પુત્ર યુધિષ્ઠિરના ઘણા દિવસના ઉજાગરા ટાળીશ. સૂતપુત્રને હું હણીશ તેથી અસંત પ્રસન્ન છે મન જેનું એવા હર્ષિત થએલા કુંતિપુત્ર ધર્મરાજ સુખને પ્રાપ્ત થાઓ. આજ હું, હે

કેશવ ! કર્ણના જીવિતને ભ્રંશ કરનાર, કોઈથી સહન થાય નહિ એવો અપ્રતિમ બાણ નાખીશ. દુરાત્મા કર્ણે મારા વધવિષે આવી રીતનું તો વ્રત ગ્રહણ કરેલું છે કે, જ્યાં સુધી હું અર્જુનને નહિ હણું, ત્યાં સુધી પગ ધોવરાવીશ નહિ. હે મધુસૂદન ! મહા પાપરૂપ એવા તેનું તે વ્રત ફોગટ કરી, સન્નત છે પર્વ જેનાં એવા બાણેકરી રથમાંથી તેની કાયાને હું નીચે પાડીશ. સંગ્રામમાં આવેલો કર્ણ, પૃથ્વીવિષે મારાવિના બીજો કોઇ પુરૂષ છે, એમ માનતો નથી, તે સૂતપુત્રનું રૂધિર આજ પૃથ્વી પાન કરશે, પોતાના ગુણનાં વખાણ કરતાં ધૃતરાષ્ટ્રના મતમાં રહેલા સૂતપુત્ર કર્ણે, દ્રૌપદીને કહ્યું હતું કે, તું પતિ વગરની છે, તે વચનોને સર્પની પેઠે ક્રોધે ભરાયેલા તીક્ષ્ણ એવા મારા બાણ ખોટાં પડશે અને તેના રૂધિરનું પાન કરશે. હસ્ત લાઘવીથી મેં મૂકેલા વીજળી સરખી કાંતિવાળા ગાંડીવમાંથી નીકળેલા નારાચ નામના બાણ કર્ણને પરમ ગતિ આપશે. સભાના મધ્યમાં પાંડવોને તુચ્છ ગણી પાંચાલી પ્રત્યે જે ક્રૂર વચન તેણે કહ્યાં છે તે યાદ કરી, આજ રાધાપુત્ર તપાયમાન થશે. દુરાત્મા એવો સૂતપુત્ર વૈકર્તન કર્ણ હણવાથી, જે ત્યાં ષંઢતિલ હતા તે આજ ખરા તિલ થશે. પોતાના ગુણને વખાણતા કર્ણે ધૃતરાષ્ટ્રના પુત્રોને કહ્યું હતું કે પાંડવોથકી હું તમારી રક્ષા કરીશ, એવી રીતના તેના ભાષણને તીક્ષ્ણ એવા મારા ભયંકર બાણ, અનૃત કરશે. વળી જેણે કહ્યું હતું કે પુત્ર સહિત સર્વ પાંડવોને હું હણીશ, અને તેમનો સર્વ ઉદ્યોગ સમાપ્તિને પ્રાપ્ત થશે, તે કર્ણને સર્વ ધનુષ ધરનાર જોતાં યુદ્ધમાં આજ હું હણીશ. જેના પરાક્રમનો આશ્રય કરી મોટા મનવાળો દુરાત્મા ગાંધારીપુત્ર દુર્યોધન, નિરંતર આપણું અપમાન કરે છે તે કર્ણને આજ સંગ્રામમાં હણી યુધિષ્ઠિરને હું સંતુષ્ટ કરીશ. નાના પ્રકારના બાણ મૂકી શત્રુઓને ત્રાસ પમાડી કાન પર્યંત ધનુષ ખેંચી યમદેશને વધારનાર બાણેકરી પાડેલા એવા રથ તથા કુંજરે કરી પૃથ્વીને શોભાવીશ. મોટા સંગ્રામમાં આજ હું સંપન્ન, યુદ્ધમાં દુર્મદ એવા ભયંકર કર્ણને બાણેકરી મારીશ. હે કૃષ્ણ ! આજ કર્ણને હણવાથી ભયભીત થએલા રાજાઓ સહિત દુર્યોધન તરફના યોદ્ધાઓ, સિંહથી ત્રાસ પામેલા મૃગ નાસી જાય તેમ દિશાઓમાં નાસી જશે. આજ સંગ્રામમાં પુત્ર તથા આપ્તજન સહિત કર્ણને મેં હણવાથી દુર્યોધન રાજા પોતાના આત્માનો શોચ કરશે. હે કૃષ્ણ ! આજ હણાયલા કર્ણને જોઇ અત્યંત અસહનશીલ દુર્યોધન, મને સર્વ ધનુષ ધરનારમાં અત્યંત શ્રેષ્ઠ જાણો. આજ પુત્ર, અમાત્ય, તથા ભૃત્ય સહિત ધૃતરાષ્ટ્ર રાજાને રાજ્યવિષે હું નિરાશ કરીશ. હે કેશવ ! આજ બાણેકરી કપાઇ ગએલ કર્ણના અંગપ્રત્યંગ માંસ ખાનાર બીજાં જૂદાં જૂદાં પ્રાણીઓ વિચરશે. હે મધુસૂદન ! કૃષ્ણ ! આજ સર્વ ધનુષ ધરનાર જોતાં રાધાપુત્ર કર્ણનું મસ્તક હું કાપી નાખીશ. હે મધુસૂદન ! સંગ્રામમાં તીક્ષ્ણ એવા વિપાક તથા ક્ષુર નામના બાણેકરી દુરાત્મા એવા રાધાપુત્રનાં ગાત્ર હું કાપી નાખીશ, આજ શૂરવીર એવા યુધિષ્ઠિર રાજા, મોટા કષ્ટને તથા ઘણા કાળથી પોતાવિષે ધારણ કરેલા માનસ સંતાપને ત્યાગ કરશે. હે કેશવ ! આજ હું બાંધવ સહિત રાધાપુત્રને હણી ધર્મપુત્ર યુધિષ્ઠિર રાજાને પ્રસન્ન કરીશ. હે કૃષ્ણ ! આજ હું યુદ્ધમાં સર્પ તથા વિષની જેને ઉપમા અપાય એવા અગ્નિ સરખા બાણે કરી કૃપણ એવા કર્ણની પાછળ ચાલનારાઓને હણીશ. હે ગોવિંદ ! સુવર્ણનાં છે કવચ જેમનાં એવા મણિમય કુંડળ પહેરેલા રાજાઓવડે પૃથ્વીને ભરી દેઇશ. હે મધુસૂદન ! અભિમન્યુના સર્વ શત્રુનાં ગાત્ર તથા મસ્તકોને તીક્ષ્ણ બાણે કરી હું મંથન કરીશ. હે કેશવ ! આજ દુર્યોધન વગરની

પૃથ્વી હું ભાઇને આપીશ, અથવા અર્જુન વગરની પૃથ્વી પ્રત્યે તમે વિચરશો. હે કૃષ્ણ ! આજ હું ધનુષ ધરનાર, તેમ કૌરવો બાણ તથા ગાંડીવ ધનુષના ઋણ રહિત થઇશું. હે કૃષ્ણ ! આજ હું સંગ્રામમાં ઇંદ્ર જેમ શંબરાસુરને હણે તેમ કર્ણને હણી, તેર વર્ષ પર્યંત વેઠેલાં દુ:ખમાંથી મુક્ત થઇશ. આજ યુદ્ધમાં કર્ણને હણવાથી યુદ્ધમાં મિત્રના કાર્યને ઇચ્છતા સોમકોના મહારથિઓ, કાર્ય કર્યું એમ માનો. આજ કર્ણ હણવાથી મને તથા સાત્યકિને પણ આનંદ થાઓ. જયાધિક એવો હું હણાવાથી સાત્યકિને કેમ પ્રીતિ થાય ? વાસ્તે હું સંગ્રામમાં મહારથિ કર્ણને તથા એના પુત્રને હણી ભીમ, નકુલ, સહદેવ, સાત્યકિ, ધૃષ્ટદ્યુમ્ન, શિખંડી તથા પંચાલોને પણ પ્રીતિ ઉત્પન્ન કરીશ. આજ સંગ્રામમાં કર્ણને હણી હું અનૃણીપણાને પ્રાપ્ત થઇશ. આજ સંગ્રામમાં કારવો સાથે યુદ્ધ કરતા કર્ણને હણતાં અસહનશીલ અર્જુનને સંગ્રામમાં બધા જુઓ, હે માધવ ! વળી તમારી પાસે મારી સ્તુતિ હું કહું તે સાંભળો. લોક વિષે ધનુર્વેદમાં મારા જેવો કોઇ છે નહિ, ને પરાક્રમવિષે પણ મારા સમાન કોઇ વીર નથી. મારા સરખો બીજો ક્ષમાવાન્ પણ કોઇ નથી. તેમ ક્રોધ વિષે પણ મારા સરખો કોઇ નથી. ધનુષ્યમાન્ એવો હું, અસુર, સુર તથા એકઠા મળેલાં સર્વ પ્રાણીને પોતાના બાહુબલથી પરાભવ પમાડું, વાસ્તે ઉત્તમથી પણ ઉત્તમ મારૂ પૌરૂષ છે, એમ તમો જાણો. બાણરૂપી છે જ્વાલા જેની એવો ગાંડીવેકરી એકલો હું, સર્વ કૌરવ તથા બાહ્લિકોને હણી વસંત ઋતુમાં શુષ્ક તૃણના સમાજવિષે ગએલો અગ્નિ જેમ તેને બાળી નાંખે, તેમ હું પણ હઠાત્કારથી ગણ સહિત તેમને બાળી નાખીશ. મારા હસ્તવિષે આ બાણ તથા વિસ્તૃત એવું બાણ સહિત દિવ્ય ધનુષ લખેલું છે. મારા બેઉ પાદ, રથ તથા ધ્વજના ચિન્હ સહિત છે તેથી યુદ્ધમાં ગએલા મારા સરખાને કોઇ પણ જીતે નહિ. પૃથ્વીવિષે એક વીર, શત્રુને હણનાર તથા રૂધિર જેવા રક્તનેત્રવાળો અર્જુન, એ રીતે કહી ભીમને મૂકાવા સારૂ અને કાયા ઉપરથી કર્ણનું મસ્તક નીચે પાડવા સારૂ સંગ્રામ વિષે ગયો.

इत्येवमुक्त्वार्जुन एकवीरः क्षिप्ररिपुघ्नः क्षतजोपमाक्षः ।
भीमं मुमुक्षुः समरे प्रयातः कर्णस्य कायाच्च शिरोजिहीर्षु ॥

इतिश्री महाभारते कर्णपर्वणि अर्जुनवाक्ये गुर्जरभाषायां चतुःसप्ततितमो ऽध्यायः ॥ ७४ ॥

## અધ્યાય ૭૫ મો. કર્ણાર્જુન સમાગમ.

धृतराष्ट्र उवाच—समागमे पांडवसृंजयानां महाभये मामकानामगाधे ।
धनंजये तातरणाययाते कर्णेन तद्युद्धमथोऽत्र कीदृक् ॥ १ ॥

ધૃતરાષ્ટ્ર પૂછે છે—હે સંજય ! હે તાત ! પાંડવસહિત સૃંજય તથા મારી તરફનાઓના મહા ભયંકર એવા અગાધ સમાગમ વખતે સંગ્રામવિષે અર્જુન આવવાથી કર્ણ સાથે કેવું યુદ્ધ થયું તે મને કહે ? સંજય કહે છે–મોટી છે ધ્વજાઓ જેમની, સમૃદ્ધિવાળાં અને ઢોલના શબ્દ છે મુખ્ય જેમાં એવાં, આવેલાં તેમનાં સૈન્ય વર્ષાઋતુમાં મેઘના ગણ જેમ ગર્જના કરે તેમ શબ્દેકરી ગર્જના કરવા લાગ્યાં. મોટા હસ્તિરૂપી વાદળથી આકુલ,

અસ્ત્રરૂપી જળવાળું, વાદિત્ર, રથના પાટા તથા મોજાના શબ્દયુક્ત સુવર્ણથી શોભિતા વિચિત્ર પ્રકારના આયુધરૂપ, વિજળીથી શોભિતું, બાણ, ખડગ, નારાચ તથા મોટાં અસ્ત્ર રૂપી છે ધારા જેમાં, ભયંકર વેગવાળું રૂધિરના ઓઘને વહેનાર, ખડગેકરી આકુલ, ક્ષત્રિયોના જીવનો ઘાત કરનાર, ઋતુ વગરનું પ્રજાના સંહારરૂપ તે અનિષ્ટ વર્ષણુ થયું, જેમાં એકઠા મળેલા અનેક રથિઓ એક રથને વીંટી લેઈ તેને મૃત્યુદ્વાર મોકલતા હતા. તેમજ કોઇ વખતે એક રથિ એક રથિને, કોઇ ઠેકાણે એક રથિ, મુખ્ય એવા અનેક રથિઓને મૃત્યુલોકપ્રત્યે મોકલતો હતો. તેમજ કોઇ એક એક રથિ, સારથિ તથા અશ્વસહિત રથને મૃત્યુ વશ કરતો હતો. કોઇક યોદ્ધા, એક હસ્તિએકરી ઘણાક રથ તથા ઘણાક અશ્વોને મૃત્યુ વશ પમાડતો હતો. તેમજ અર્જુને પણ બાણના ઓઘેકરી સારથિ તથા અશ્વસહિત રથ, હસ્તિઓ અશ્વ, ઘોડેસ્વાર તથા પાયદળ સમુદાય ઈત્યાદિ સર્વ શત્રુઓને મૃત્યુવશ કર્યાં. ત્યાર પછી સંગ્રામમાં કૃપાચાર્ય તથા શિખંડી પરસ્પર સામે આવ્યા, સાત્યકિ દુર્યોધન સામે ગયો. શ્રુત દ્રોણપુત્ર સાથે યુદ્ધ કરવા લાગ્યો. તેમજ યુધામન્યુ ચિત્રસેન સામે આવ્યો. સૃંજય એવો રથિ ઉત્તમૌજા, આવેલા કર્ણપુત્ર સુષેણુ સામે બાઝયો. ક્ષુધાએ કરી આર્ત એવો સિંહ જેમ મોટા વૃષભ સામે દોડે તેમ સહદેવ ગાંધારરાજ શકુનિ સામે દોડયો. યુવાવસ્થાવાન એવો કર્ણ પુત્ર વૃષસેન ઉપર બાણના ઓઘ નાખ્યા, તેમજ શૂરવીર એવા કર્ણપુત્રે પણ પંચાલીથકી ઉત્પન્ન થએલા નકુલ પુત્ર શતાનિક ઉપર અનેક તરેહથી બાણનો વર્ષાદ કર્યો. રથિમાં શ્રેષ્ઠ એવો વિચિત્ર પ્રકારથી યુદ્ધ કરનાર માદ્રીપુત્ર નકુળ, કૃતવર્મા સામે ગયો. પંચાલોનો અધિપતિ-સેનાપતિ ધૃષ્ટદ્યુમ્ન સૈન્યથી વિંટાયલા કર્ણ સામે ગયો. હે ભારત ! દુઃશાસન, તથા સંશપ્તકોની સમૃદ્ધ એવી ભારતીસેના, અસહ્ય છે વેગ જેનો એવા શસ્ત્ર ધરનારાઓમાં શ્રેષ્ઠ ભીમસેન સામે ગઇ. એટલામાં શૂરવીર એવા ઉત્તમૌજાએ હઠાત્કારથી કર્ણના પુત્રને હણી તેનું મસ્તક કાપી નાખ્યું. તે સમયે શબ્દેકરી આકાશ તથા પૃથ્વીને શબ્દાયમાન કરતું તે પૃથ્વી ઉપર પડયું. તે રીતે પૃથ્વીપર પડેલા સુષેણુના મસ્તકને જોઇ પીડિત છે રૂપ જેનું એવા કર્ણે સારી ધારવાળા તીક્ષ્ણ કરેલા બાણોએ કરી ક્રોધથી ઉત્તમૌજાના અશ્વ, રથ તથા ધ્વજને કાપી નાખ્યો. ઉત્તમૌજાએ પણ તીક્ષ્ણ બાણેકરી કર્ણને વિંધી ભાસ્વર એવા ખડગથી કૃપાચાર્યના પાછળથી રક્ષા કરનારાઓને હણી પોતે શિખંડિના રથ ઉપર ચઠી બેઠો. તે વખતે વિરથ એવા કૃપાચાર્યને જોઇ રથમાં બેઠેલા શિખંડિએ બાણેકરી તેને મારવાની ઇચ્છા ન કરી. તે વખતે અશ્વત્થામાએ તેને વારી રાખી ગારામાં ખૂંચેલી ગાયનો જેમ ઉદ્ધાર કરે તેમ કૃપાચાર્યના રથનો ઉદ્ધાર કર્યો. તે સમયે સુવર્ણનું કવચ પહેરેલા, વાયુ પુત્ર ભીમસેન, તીક્ષ્ણ બાણેકરી તમારા પુત્રોના સૈન્યને ગ્રીષ્મઋતુના મધ્યાન્હનો સૂર્ય જેમ તપાવે તેમ અત્યંત તપાવતા હતા.

**हिरण्यवर्मानिशितैः पृषत्कैस्तवात्मनानामनिलात्मजोबौ ।**
**अतापयत्सैन्यमतीवभीमः कालेशुचौ मध्यगतोयथार्कः ॥**

**इतिश्री महाभारते कर्णपर्वणि संकुलद्वंद्वयुद्धे गुर्जरभाषायांपंचसप्ततित मोऽध्यायः ॥ ७५ ॥**

—:०:—

## અધ્યાય ૭૬ મો. ભીમ અને વિશોક સંવાદ.

**संजय उवाच—अथ त्विदानींतुमुले विमर्दे द्विषद्भिरेकोबहुभिः समावृतः ।**
**महारणे सारथिमित्युवाच भीमश्चमूं वाहयधार्तराष्ट्री ॥१॥**

**સંજય કહે છે**—હે ધૃતરાષ્ટ્ર! ત્યાર પછી ઘણાક દ્વેષિઓએ વિંટાયલા એકલા ભીમસેને મહા સંગ્રામવિષે પોતાના સારથિને આવી રીતે કહ્યું કે હે સારથે! આ વખતે મહા ભયંકર એવા વિમર્દવિષે તું દુર્યોધનની સેનાને વહન કર. હે સારથે! તું વાહનવડે વેગથી ત્યાં જા, એટલે ધૃતરાષ્ટ્રના પુત્રોને હું યમલોકપ્રત્યે મોકલી દેઉં. એ રીતે ભીમસેન જવાને ઇચ્છતા હતા એટલામાં તમારા પુત્રના સૈન્ય પ્રત્યે તેનો રથ જઇ પહોંચ્યો. હસ્તિ, રથ, અશ્વ, તથા પાયદળસહિત બીજા કૌરવો ચોતરફથી તેની સામે આવી ઉદાર વેગવાળા ભીમસેનના ઉત્તમ રથને બાણુ ગણેકરી હણવા લાગ્યા. મહાત્મા ભીમસેને સુવર્ણના પુંખવાળા બાણેકરી આવતા તે બાણોને કાપી નાખ્યા. એ રીતે ભીમસેનના બાણેકરી બે તથા ત્રણ પ્રકારે કપાયલા સુવર્ણના પુંખવાળા તે બાણ પૃથ્વીપર પડતા હતા. હે રાજન! હે નરેંદ્ર! શ્રેષ્ઠ રાજાઓના મધ્યમાં ભીમસેને ચોતરફથી હણેલા હસ્તિ, રથ, અશ્વ, તથા જુવાન પુરૂષોનો વજ્રેકરી હણેલા પર્વતોનો જેવો શબ્દ થાય તેવો ભયંકર શબ્દ થતો હતો. એ રીતે ભીમસેનના શ્રેષ્ઠ બાણોએ કરી નાશ પામવા લાગેલા તે મુખ્ય રાજાઓએ સંગ્રામના મધ્યમાં ફળ વાસ્તે પક્ષિઓ જેમ વૃક્ષને વિંટી લે, તેમ ચોતરફથી ભીમસેનને વિંટી લીધો. એવી રીતે આવેલા તમારા સૈન્યને જોઇ અનંત છે વેગ જેનો એવા ભીમસેને અંતકાળે પ્રાણીઓને બાળવા ઇચ્છતો ક્ષય કરનાર દંડ ગ્રહણ કરેલો કાળ જેમ પોતાનો વેગ કરે તેમ વેગ કરવા લાગ્યો. તે વેળાએ વખતસર પ્રજાને હરણ કરતા, મોઢાં ફાડેલા કાળના વેગને જેમ કોઇ સહન કરી શકે નહિ તેમ સંગ્રામમાં અતિવેગવાળા તેના વેગને તમારી તરફના યોદ્ધાઓ ધારણ કરવા સમર્થ થઇ શકયા નહિ. હે ભારત! મહાત્મા ભીમસેને બાળવા માંડેલું ભારતોનું સૈન્ય, ભયભીત થઇ મોટા વાયુએકરી જેમ અભ્રગણ વિખરાઇ જાય તેમ દિશાઓ પ્રત્યે નાસવા લાગ્યું. પ્રસન્ન થયેલ બુદ્ધિમાન બળિષ્ટ ભીમસેને વળી સારથિ પ્રત્યે કહ્યું કે હે સૂત! એકઠા મળી આવતા એવા રથ તથા ધ્વજોને કયા પારકા અને કયા પોતાના તે તું જાણ; કેમકે યુદ્ધ કરતો હું કંઇપણ જાણતો નથી, માટે બાણેકરી પોતાના સૈન્યને આચ્છાદન ન કરૂં. હે વિશોક! ચોતરફ રહેલા શત્રુઓને જોઈ મારો રથ, ધ્વજાના અગ્રભાગને અત્યંત હલાવે છે, અને રાજા આતુર છે તો પણ હજી અર્જુન આવતો નથી તેથી હે સૂત! હું અતિ દુઃખને પ્રાપ્ત થયો છું. તેમજ હે સારથે! મને છોડી દેઈ ધર્મરાજ, શત્રુના મધ્યમાં ગયા એ પણ ખોટું થયું, કેમકે આજ એ જીવતા છે કે નહિ તે પણ હું જાણતો નથી; તેમ અર્જુન પણ જીવતા છે કે નહિ તે હું જાણતો નથી એ મને આજ અતિદુઃખ છે. પરમ વિખ્યાત એવો હું ભયંકર ને બળવાન શત્રુના સૈન્યનો નાશ કરીશ. એકઠા મળેલા એ સૈન્યને સંગ્રામના મધ્યમાં હણી આજ તારા સહિત હું પ્રસન્ન થઇશ. હે સૂત! બાણોના બધા ભાથા જોઇ તેઓમાંથી મારા રથમાં શું બાકી રહ્યું છે, કયી જાતિ રહી છે, કેટલું તેનું પ્રમાણ છે એ બધું જાણી મારી આગળ નિવેદન કર. ભીમસેનનાં વચન સાંભળી વિશોક નામના સારથિએ કહ્યું કે હે વીર! માર્ગણ નામના ૭ બાણઅયુત, ક્ષુર તથા ભલ્લ નામના અયુત સંખ્યાંક બાણ છે, અને હે વીર!

બે હજાર નારાચ બાણુ તથા ત્રણુ હજાર પ્રદર નામના બાણુ છે. હે પાંડવેય ! છ બળદ જોડેલું ગાડું જેને વહન કરી શકતું નથી એટલાં હજી બાકી આયુદ્ધ છે, એ જાણનાર તું હજારો બાણુ ભલે નાખ. ખડ્ગરૂપી તારૂં બાહુ બળ પણ છે. તેમ ગુરજ, મુદ્દગલો શક્તિ તથા ભાલાઓ પણ છે; વાસ્તે આયુધોનો ક્ષય થશે એમ તમારે ભય રાખવો નહિ. એવાં સારથિનાં વચન સાંભળી ભીમસેન બોલ્યો કે હે સૂત ! આજ ભીમસેનના મોકલેલા, ઉચ્છેદ કરનાર સારા વેગવાળા બાણેકરી ઢંકાઇ ગયેલા, નથી દેખાતો સૂર્ય જેમાં એવા મૃત્યુલોકમાં પૂર્વે થયેલ નહિ એવા ભયંકર રૂપ આ રાજાઓના સંગ્રામને તું જો. હે સૂત ! સંગ્રામના મધ્યમાં રહેલો ભીમસેન તેમાં ડૂબ્યો વા કૌરવોને જીત્યો, એવું કુમાર પર્યંત રાજાઓને એ પ્રસંગ આજ વિદિત થશે. સંગ્રામમાં સર્વ કૌરવ નિકળી પડો અને હું પણુ એકલો સંગ્રામમાં સામે જાઊં તેથી કુમારપર્યંત લોક મારૂં કીર્તન કરો. પણુ કાંતો એકલો હું તે સર્વને પાડીશ વા તે સર્વ ભીમસેનને વ્યથાયુક્ત કરશે. જે સર્વને શિક્ષા કરનાર છે તે દેવ કેવળ મારા ઉત્તમ કર્મને સાધો. એટલે કે યજ્ઞમાં બોલાવેલા ઇન્દ્ર જેમ જલદી આવે તેમ શસ્ત્રધારી એવા અર્જુન આજ અહિં આવો. હે સૂત ! વિદીર્ણુ થતી આ ભારતીસેનાને તું જો. આ રાજાઓ શું કરવા દોડે છે. પુરૂષમાં મુખ્ય એવા બુદ્ધિમાન અર્જુન, બાણેકરી જરૂર જલદીથી આ સૈન્યને આચ્છાદન કરે છે. હે વિશોક ! હે સૂત ! સંગ્રામમાં પડતા ધ્વજ, દોડતા હસ્તિ, અશ્વ તથા પાયદળસંઘ, વિખરાયલા રથ, શર તથા શક્તિએ કરી તાડન કરેલા આ રથિઓને પણુ જો. અર્જુનના વજ્ર સરખા વેગવાળા સુવર્ણ સરખા મયૂરપિચ્છ બાંધેલા બાણે અત્યંત હણેલી તથા નિરંતર ગળેલી આ કૌરવી સેના તેઓથી પૂરાઈ ગઇ છે. આ રથ, અશ્વ, તથા હસ્તિઓ પાયદળના સમુદાયને અતિ મર્દન કરતા દોડે છે. તેમજ મોહ પામેલા સર્વ કૌરવો પણ દાહથી બીનેલા હસ્તિઓ જેમ ભાગે તેમ હાહાકાર કરતા ભાગે છે. હે વિશોક ! હસ્તિઓ મોટા શબ્દ કરે છે. એવાં ભીમસેનનાં વચન સાંભળી વિશોક નામનો સારથિ બોલ્યો કે—હે ભીમ ! ક્રોધાયમાન થએલા અર્જુને આકર્ષણુ કરેલા ગાંડીવના વિસ્ફારિત એવા આ અતિ ભયંકર શબ્દને સાંભળો. આજ તમારા કાન શું બેરા થઇ ગયા છે. હે પાંડવ ! બધાં કામ પૂર્ણ થયાં, કેમકે હસ્તિ સૈન્યમાં આ વાનર દેખાય છે. વળી નીલ મેઘમાંથી જેમ વીજળી સ્ફુરાયમાન થાય તેમ સ્ફુરાયમાન થતી ધનુષની પ્રત્યંચાને જુઓ. અર્જુનની ધ્વજાના અગ્રભાગવિષે રહેલો વાનર વિમર્દવિષે શત્રુસંઘને ત્રાસ પમાડતો ચોતરફ જુવે છે. હું પોતે પણુ તેની સામે જોઇ એથી બીઊ છું. અતિ દિવ્ય એવું વિચિત્ર પ્રકારનું અર્જુનનું આ કિરીટ શોભે છે. તેમજ કિરીટવિષે રહેલો સૂર્ય સરખી કાંતિવાળો આ દિવ્ય મણિ પણુ શોભે છે. પાર્શ્વભાગવિષે રહેલો શ્વેત વાદળ સરખી કાંતિવાળો સુંદર છે શબ્દ જેનો એવા દેવદત્ત નામના ભયંકર શંખનાદ સાંભળો. ચાબુક છે હાથમાં જેને એવા સેનાને વહન કરનાર જનાર્દન ભગવાનના સૂર્ય સરખી કાંતિવાળા પાશે રહેલા કેશવના યશને વધારનાર, યાદવોએ સદા પૂજિત એવા ચક્રને જુઓ. હે વીર ! અર્જુને ક્ષુર નામના બાણેકરી કાપેલા સરળ દ્રુમની જેમને ઉપમા અપાય એવા મોટા હસ્તિઓના સૂંઢરૂપી હાથ, પૃથ્વિવિષે પડે છે. તેમજ વજ્રેકરીને હણેલા જાણે પર્વત હોય નહિ એવા અર્જુને બાણેકરી હણેલા ઘોડેસ્વાર સહિત હસ્તિઓ પણ પૃથ્વિવિષે પડે છે. તેમજ હે કૌંતેય ! ચન્દ્રમા સરખા વર્ણવાળા મહા અમૂલ્ય એવા શ્રીકૃષ્ણના પાંચજન્યને, વક્ષસ્થળમાં રહેલા જાજ્વલ્યમાન એવા કૌસ્તુભમણિને તથા વૈજ-

યંતી માળા દેખાય છે, માટે જરૂર રથિમાં મુખ્ય એવા અર્જુન શત્રુ સૈન્યને નસાડતા શ્વેત વાદળ સરખા વર્ણવાળા શ્રીકૃષ્ણે પ્રેરણા કરેલા અમૂલ્ય એવા અશ્વેકરી આવે છે. મહાવાયુ જેમ મોટા વનને વિદારણ કરે તેમ ઇન્દ્રના જેવાં તેજવાળા તમારા નાના ભાઇએ બાણેકરી વિદારણ કરેલા રથ, અશ્વ, તથા પાયદળના ગણોને જુવો, આ તેઓ પડે છે. સંગ્રામમાં અશ્વ તથા સારથિ સહિત અર્જુને હણેલા આ ચારસો રથને જુવો. તેમજ મોટા બાણોએ કરી તેણે હણેલા સાતસો હસ્તિ, અનેક પાયદળ, ઘોડેસ્વાર તથા રથોને પણ જુવો. બળવાન એવો આ અર્જુન, કૌરવોને હણતો ચિત્રગ્રહની પેઠે તમારી પાસે આવે છે માટે હવે પરિપૂર્ણ છે કામ જેનું એવા તમે થયા છો અને તમારા શત્રુઓ હણાયા છે. વાસ્તે તમારૂ બળ તથા આયુષ્ય ઘણાક કાળસુધી વૃદ્ધિને પામો. એવાં વિશોક સારથિનાં વચન સાંભળી ભીમસેને કહ્યું કે—હે વિશોક ! હે સારથે ! તેં જે અર્જુન આવે છે એમ મારી આગળ નિવેદન કર્યું એ પ્રિયાખ્યાનથી તારી ઉપર અત્યંત પ્રસન્ન થએલો હું તને શ્રેષ્ઠ એવાં ચૌદ ગ્રામ, સો દાસી, તથા વીશ રથ આપું છું.

**ददामि ते ग्रामवरोश्चतुर्दशप्रियाख्यानेसारथे सुप्रसन्नः ।**
**दासीशतं चापिरथांश्च विंशति यदर्जुनं वेदयसे विशोकः ॥**

**इतिश्री महाभारते कर्णपर्वणि भीमसेनविशोकसंवादे गुर्जरभाषायां षट्सप्ततितमोऽध्यायः ॥ ७६ ॥**

---

## અધ્યાય ૭૭ મો. અર્જુને ચલાવેલો સંહાર.

**संजय उवाच—श्रुत्वा तु रथनिर्घोषं सिंहनादं च संयुगे ।**
**अर्जुनः प्राहगोविंदं शीघ्रं नोदयवाजिनः ॥ १ ॥**

સંજય કહે છે,—હે ધૃતરાષ્ટ્ર ! સંગ્રામવિષે થતા રથના શબ્દને તથા સિંહ નાદને સાંભળી અર્જુને ગોવિંદ ભગવાનને કહ્યું કે, જલદીથી ઘોડાઓને ચલાવો. અર્જુનનાં વચન સાંભળી ગોવિંદ ભગવાને અર્જુનને કહ્યું કે આ હું જ્યાં ભીમસેન ઉભો છે ત્યાં અતિજલદીથી જાઉં છું, જંભાસુરને મારવાની ઇચ્છાથી હાથમાં વજ્ર લેઇ પોતાના જયવાસ્તે ઇન્દ્ર જેમ આવે તેમ હિમ તથા શંખ સરખા વર્ણવાળા અને સુવર્ણમુક્તા તથા મણિની જાળથી શણગારેલા અશ્વેકરી આવતા અર્જુનને જોઇ ક્રોધાયમાન થએલા શ્રેષ્ઠપુરૂષ અને રથ, અશ્વ, હસ્તિ તથા પાયદળના સમુદાય, બાણ, રથના પાટા તથા ખરીના શબ્દેકરી પૃથ્વી તથા દિશાઓને શબ્દાયમાન કરતા તેની સામે આવ્યા. તે સમયે હે મારિષ ! જય કરનારાઓમાં શ્રેષ્ઠ દેવ એવા વિષ્ણુને ત્રિલોકી વાસ્તે અસુરો સાથે જેવું યુદ્ધ થાય તેવું તેમનું તથા અર્જુનનું દેહ પ્રાણ તથા પાપને ક્ષય કરનાર મહાયુદ્ધ થયું. તેઓએ નાના પ્રકારનાં જે જે આયુધ નાખ્યાં તે તે આયુધને કાપી એકલા અર્જુને ક્ષુર, અર્દ્ધચન્દ્ર, તથા ભલ્લ નામના તીક્ષ્ણ બાણેકરી તેમનાં મસ્તક, બાહુ, છત્ર, વાલવ્યજન, ધ્વજ, અશ્વ, રથ, પાયદળગણ તથા હસ્તિઓને પણ છિન્નભિન્ન કરી નાંખ્યા, તેથી વાયુએ છિન્નભિન્ન કીધેલાં વન જેમ પડે તેમ તેઓ બહુધા કરી પૃથ્વી ઉપર પડવા લાગ્યા. અર્જુને સુવર્ણના પુંખવાળા બાણથી સુવર્ણની જાળથી શોભિતા વૈજયંતી ધ્વજાયુક્ત યોદ્ધાઓએ ચલાવેલા કેટલાક હસ્તિઓ

પ્રજ્વલિત પર્વત શોભે તેમ શોભતા હતા. એવી રીતે ધનંજય એવો અર્જુન, ઇન્દ્રના વજ્ર જેવા ઉત્તમ બાણેકરી હસ્તિ, અશ્વ, તથા રથને વિદારણ કરી, પૂર્વે બળ નામના દૈત્યને મારવા જેમ ઇન્દ્ર ગયા હતા તેમ કર્ણને મારવાની ઇચ્છાથી જલદી ત્યાં જવા લાગ્યો. એવી રીતે શત્રુને દમન કરનાર પુરૂષમાં સિંહરૂપ મહાબાહુ અર્જુન, મગર જેમ સાગર પ્રત્યે પ્રવેશ કરે તેમ તમારા સૈન્યપ્રત્યે પ્રવિષ્ટ થયો તેને જોઇ હે રાજન ! પ્રસન્ન થએલા તમારી તરફના યોદ્ધાઓ, રથ, પાયદળ, ગજ, અશ્વ તથા ઘણાક ઘોડેસ્વાર વગેરે પાંડુપુત્ર સામે દોડયા. અર્જુન પ્રત્યે આવતા તેમનો, ક્ષોભ પામેલા સમુદ્રના સરખો મોટો શબ્દ થતો હતો. એ રીતે મહારથિઓ પુરૂષમાં સિંહરૂપ એવા તેની સામે વ્યાઘ્રોની પેઠે સંગ્રામમાં પ્રાણ ભયનો ત્યાગ કરી દોડવા લાગ્યા. બાણનો વર્ષાદ વરસાવના પોતાના સામે આવતા તેમના સૈન્યને અર્જુને મહાવાયુ જેમ વાદળનો નાશ કરે તેમ નાશ કરવા માંડયું. મોટા ધનુષવાળા પ્રહાર કરનાર તેઓ પણ એકઠા મળી રથ સમુદાયથી અર્જુનને વિંટી તીક્ષ્ણ બાણે કરી તેને વિંધવા લાગ્યા. એટલામાં અર્જુને હજારો રથ, હસ્તિ, અને અશ્વોને બાણે કરી યમલોક પ્રત્યે મોકલી દીધા. અર્જુનના ધનુષમાંથી નીકળેલા બાણે કરી હણાયલા મહારથિઓ ભય પામી આમતેમ ભાગવા લાગ્યા. તેઓમાંથી યત્ન કરતા શરીર એવા ચારસો મહારથિઓને અર્જુને તીક્ષ્ણ બાણે કરી યમલોક પ્રત્યે મોકલી દીધા. એ રીતે સંગ્રામમાં અર્જુને નાના પ્રકારના તીક્ષ્ણ એવા બાણથી હણવા માંડેલા તે, અર્જુનને છોડી દેઇ દશે દિશાઓ પ્રત્યે નાસવા લાગ્યા. સેનામુખ વિષે નાશી જતા તેનનો, પર્વતને પ્રાપ્ત થઇ વિદીર્ણ થતા મોટા ઓઘવાળા સમુદ્રનો જેવો શબ્દ થાય તેવો મોટો શબ્દ થતો હતો. હે મારિષ ! એ રીતે પાર્થ એવો અર્જુન, બાણેકરી તે સેનાને અત્યંત વિંધી, નસાડી પોતાની સામેના સૈન્ય પ્રત્યે જવા લાગ્યો, શત્રુઓની સન્મુખ જતા એવા તેનો પૂર્વે સર્પ વાસ્તે જતા ગરૂડનો જેવો શબ્દ થતો હતો તેવો મોટો શબ્દ થતો હતો, તે શબ્દને સાંભળી અર્જુનના દર્શનની છે લાલસા જેને એવા મહા બળવાન ભીમસેન, અત્યંત પ્રસન્ન થયા. હે મહારાજ ! પ્રતાપવાન ! ભીમસેન અર્જુનને આવતો સાંભળી પ્રાણનો ત્યાગ કરી તમારી સેનાને મર્દન કરવા લાગ્યો. વાયુ સરખા પરાક્રમવાળો પ્રતાપવાન વાયુપુત્ર ભીમસેન, સંગ્રામમાં વાયુની પેઠે વેગથી વિચરતો હતો. હે રાજન ! હે વિશાંપતે ! હે મહારાજ ! તેણે પીડિત કરેલી તમારી સેના સાગર વિષે ભેદ પામેલું નાવ જેમ ભ્રષ્ટ થાય તેમ ભ્રષ્ટ થવા લાગી. તે સમયે પોતાની હસ્ત લાઘવી દેખાડતાં ભીમસેન, તે સેનાને યમલોક પ્રત્યે મોકલવા સારૂ ઉગ્ર બાણે કરી તેનો નાશ કરવા લાગ્યો. હે ભારત ! ભીમસેનનું અતિમાનુષ બળ જોઇ જેમ લોકો ભમે તેમ સંગ્રામમાં યોદ્ધાઓ ભ્રમણ કરવા લાગ્યા. હે ભારત ! ભીમસેને તે પીડિત કરેલા ભયંકર બળવાળા સૈનિકોને જોઇ દુર્યોધન રાજા મોટા ધનુષવાળા પોતાના સૈનકો પ્રત્યે આવી રીતે વચન કહેવા લાગ્યો કે, બધા એકઠા થઇ ભીમસેનને હણો, કેમકે તેને હણવાથી પાંડવનું સર્વ સૈન્ય હણાયુંજ છે એમ હું માનું છું. તમારા પુત્રની તે આજ્ઞાનો સ્વીકાર કરી સૈનિકોએ બાણના વર્ષાદે કરી ચોતરફથી ભીમસેનને આચ્છાદન કરી દીધો. પછી ઘણાક હસ્તિઓ, જયને ઇચ્છનાર પુરૂષ, તથા રથમાં બેઠેલા રથિઓએ ચોતરફથી ભીમસેનને વિંટી લીધો. હે રાજન ! શરવીરોએ કરી ચોતરફથી વિંટાયલો ચન્દ્રમા શોભે તેમ તે શોભતો હતો. પોતાના મંડળ સહિત પરિપૂર્ણ ચન્દ્ર શોભે તેવો દર્શનીય ભીમસેન સંગ્રામમાં

શોભતો હતો. તે સમયે ભીમસેનને મારવાની જેને ઇચ્છા છે એવા ક્રોધથી લાલ નેત્રવાળા તમારી તરફના સર્વ રાજાઓએ તેની ઉપર બાણની વૃષ્ટિ કરી. તે મોટી સેનાને સન્નત છે પર્વ જેનાં એવા બાણથી વિદારણ કરી ભીમસેન, મત્સ્ય જેમ જાળમાંથી બાહાર નીકળે તેમ સંગ્રામમાંથી બાહાર નીકળ્યો. તેટલામાં ભીમસેને પાછા ન ફરે એવા દશ હજાર હસ્તિ, બે લાખ ને બસે પાયદળ, પાંચ હજાર અશ્વ તથા સો રથને હણી રૂધિરને વેહેનારી રૂધિરરૂપ જળવાળી, રથરૂપી છે આવર્ત જેમાં, હસ્તિરૂપી ગ્રાહેકરી સંકુલ, નર, મીન તથા અશ્વરૂપ છે નક્ર જેમાં, કેશરૂપી શેવાળવાળી શાદ્વલ, કપાઇ ગએલ હાથરૂપી સર્પવાળી, ઘણાક રત્નને અપહરણ કરનારી, સાથળરૂપી ગ્રાહવાળી, મજ્જારૂપી છે ગારો જેમાં, મસ્તકરૂપ પાષાણથી વિંટાયલી, ધનુષરૂપી કાસ નામના તૃણવાળી, બાણરૂપી ક્યારાવાળી, ગદા, તથા ભાલારૂપી સ્થાનવાળી, છત્ર તથા ધ્વજરૂપી હંસથી શોભિતી, શ્રેષ્ઠ પાઘડીરૂપી છે ફીણ જેમાં, હારરૂપી કમળે કરી યુક્ત, પૃથ્વિની રજરૂપી લેહેરની માળા-વાળી, ભીરૂ પુરૂષોને દુસ્તર ચક્રરૂપી ઘુમરીવાળી, ભયંકર, યોધારૂપ ગ્રાહવાળી, પિતૃ લોક પ્રત્યે વહન કરતી એવી નદી ક્ષણ માત્રમાં પ્રવર્તમાન કરી. જેમ ઉગ્ર એવી વૈતરણી, નથી કર્યા પુણ્ય જેમણે એવા પુરૂષોને દુસ્તર છે તેમ સાધારણ પુરૂષોને દુસ્તર, તથા ભીરૂ-પુરૂષોને ભય કરનાર એવી આ પણ નદી છે. એ રીતે રથિમાં શ્રેષ્ઠ એવો પાંડુપુત્ર ભીમસેન જ્યાં જ્યાં પ્રવેશ કરતો હતો ત્યાં ત્યાં સેંકડો તથા હજારો યોદ્ધાઓને હણતો હતો. એ રીતે સંગ્રામમાં ભીમસેને કરેલા કર્મને જોઇ, હે મહારાજ ! દુર્યોધને શકુનિ પ્રત્યે આવી રીતે કહ્યું કે હે માતુલ ! સંગ્રામમાં મહા બળવાન ભીમસેનને તમે જીતો, કેમકે તેને જીતવાથી પાંડવના મોટા સૈન્યને જીત્યું એમ હું માનું છું. એવાં દુર્યોધનનાં વચન સાં-ભળી હે મહારાજ ! ભાઇયોથી વિંટાયલો પ્રતાપવાન સુબલ પુત્ર શકુનિ, મોટા સંગ્રામ વાસ્તે ભીમ સામે જવા લાગ્યો. શૂરવીર એવા શકુનિએ ભયંકર પરાક્રમવાળા બળવાન ભીમસેન સામે જઇ કિનારો જેમ સમુદ્રને રોકે તેમ તેને વારી રાખ્યો. એ રીતે તીક્ષ્ણ બાણે કરી વારણ કરેલો ભીમસેન, તેની સામે ઉભો રહ્યો, એટલામાં હે રાજેન્દ્ર ! શકુનિએ તેના ડાબા પડખાના મધ્યભાગમાં સુવર્ણના પુંખવાળા શિલા ઉપર તીક્ષ્ણ કરેલા નારાચ નામના બાણ માર્યા. ભયંકર એવા ગૃધ્ર તથા મયૂરપિચ્છ બાંધેલા તે, મહાત્મા પાંડુપુત્રનાં કવચને ભેદી ત્યાંજ રહ્યા. એ રીતે સંગ્રામમાં અતિ વિંધાયલા ભીમસેને હે ભારત ! ક્રોધે કરી સુવર્ણથી શોભિતો બાણ, સુબલપુત્ર શકુનિ ઉપર નાંખ્યો. સામે આવતા તે ભયંકર બાણના, શત્રુને તપાવનાર મહા બળવાન શકુનિએ સાત કટકા કરી નાખ્યા. હે વિશાંપતે ! તે બાણ પૃથ્વિપર પડયો તેને જોઇ ક્રોધાયમાન થએલા ભીમસેને હસતો હોય નહિ તેમ ભલ્લ નામના બાણે કરી સુબલપુત્ર શકુનિનું ધનુષ કાપી નાખ્યું. કપાઇ ગએલા ધનુષનો ત્યાગ કરી પ્રતાપવાન સુબળપુત્ર શકુનિએ વેગથી બીજું ધનુષ ગ્રહણ કરી તે પર ભલ્લ નામના સોળ બાણ સાંધી, સન્નત છે પર્વ જેનાં એવા બેથી સારથિને તથા સાતથી ભીમસેનને વિંધી એકથી ધ્વજાને તથા બેથી છત્રને છેદી ચારથી ચાર વાહનને વિંધ્યા, તેથી હે મહારાજ ! ક્રોધાયમાન થએલા પ્રતાપવાન ભીમસેને, સંગ્રામના મધ્યમાં સુવર્ણના દાંડા-વાળી લોહમયી શકિત નાખી ભીમસેનના હાથમાંથી મૂકાયલી સર્પની જીવ્હા જેવી ચંચલ તે મહાત્મા શકુનિની આગળ સંગ્રામમાં આવી પડી. સુવર્ણથી શોભિતી તે શકિતને ગ્રહણ કરી, હે વિશાંપતે ! ક્રુદ્ધ છે રૂપ જેનું એવા શકુનિએ ભીમસેન ઉપર તે પાછી નાંખી. તે

શક્તિ, મહાત્મા પાંડુપુત્ર ભીમસેનના ડાબા હાથ ઉપર ઘા કરી આકાશમાંથી ભ્રષ્ટ થયેલી વીજળી પડે તેમ પૃથ્વી ઉપર પડી. તે સમયે હે મહારાજ ! તમારી તરફના વેગવાન એવા યોદ્ધાઓ ચોતરફથી પોકાર કરવા લાગ્યા. સિંહનાદને સહન ન કરતાં મહા બળવાન ભીમસેને બીજું ધનુષ ગ્રહણ કરી તેને સજ્જ કરી ઉતાવળથી મુહુર્ત માત્રમાં પોતાના આત્માનો ત્યાગ કરી બાણવડે શકુનિના સૈન્યને આચ્છાદન કરી, હે વિશાંપતે ! તેના ચાર અશ્વ તથા સારથિને હણી પરાક્રમી એવા તેણે ઉતાવળથી ભલ્લ નામના બાણે કરી એના ધ્વજને પણ કાપી નાખ્યો. ક્રોધથી રક્ત છે નેત્ર જેનાં એવો પુરૂષમાં ઉત્તમ શકુનિ, હણાયા છે અશ્વ જેના એવા રથને છોડી દેઈ ધનુષની પ્રત્યંચા ખેંચી ચારે તરફથી ભીમસેન ઉપર અનેક પ્રકારના બાણ નાખવા લાગ્યો. પ્રતાપવાન ભીમસેને પણ વેગે કરી તેને હણી તીક્ષ્ણ બાણે કરી ક્રોધથી એનું ધનુષ કાપી, એને પણ વિંધી નાંખ્યો. બળવાન શત્રુએ અત્યંત વિંધેલો શત્રુને આકર્ષણ કરનાર તે રાજા, બાકી કંઈક જેના પ્રાણ છે એવો થઇ પૃથ્વીપર પડ્યો. હે વિશાંપતે ! એ રીતે વિહ્વલ થએલા તેને જાણી તમારો પુત્ર, રથમાં બેસાડી તેને ભીમસેન જોતાં સંગ્રામમાંથી બાહાર લઇ ગયો. રથમાં બેઠેલા પુરૂષમાં સિંહરૂપ એવા ભીમસેનને જોઇ ઉત્પન્ન થયું છે મોટું ભય જેમને એવા, તમારી તરફના યોદ્ધાઓ, વિમુખ થઇ ભયથી દિશાઓ પ્રત્યે નાસવા લાગ્યા. હે રાજન ! એ રીતે ધનુષ ધારનાર ભીમસેને સુબળ પુત્રને જીત્યો તેને જોઇ મોટા ભયે કરી આવિષ્ટ એવો તમારો પુત્ર દુર્યોધન, વેગવાન અશ્વે કરી તે વિષે સાપેક્ષ એવો પોતે સંગ્રામની બાહાર માતુલ પાસે ગયો. હે ભારત ! વિમુખ થએલા રાજાને જોઇ દ્વંદ્વયુદ્ધને મુકી સૈન્ય બધાં ચોતરફ ભાગવા લાગ્યાં. વિમુખ થએલા ભાગતા એવા દુર્યોધન તરફના તે સર્વ સૈનિકોને જોઇ ભીમસેન, સેંકડો બાણ ફેંકતો વેગથી તેની સામે દોડયો. એ રીતે ભીમસેને હણવા માંડેલા વિમુખ થએલા દુર્યોધન તરફના યોદ્ધાઓ, કર્ણને પ્રાપ્ત થઇ ચોતરફથી તેની પાસે ઉભા. તે વેળાએ હે રાજન ! ભેદ પામેલી છે નાકા જેમની એવા ખલાસીઓ જેમ દ્વીપને પ્રાપ્ત થઇ નિવૃત્તિને પામે, તેમ મહા બળવાન મહા પરાક્રમી તે તેમને દ્વીપરૂપ થયો. હે પુરૂષર્ષભ ! કર્ણને પ્રાપ્ત થઇ તમારી તરફના યોદ્ધાઓ, નિવૃતિને પ્રાપ્ત થયા. પછી હે રાજન ! પરસ્પર આશ્વાસન અપાયેલા અત્યંત પ્રસન્ન થઇ ઉભેલા તે, મૃત્યુભય મુકી યુદ્ધ કરવા લાગ્યા.

समाश्वस्ताः स्थिता राजन् संप्रहृष्टाः परस्परम् ।
समाजग्मुश्च युद्धाय मृत्युं कृत्वा निवर्तनं ॥

इतिश्री महाभारते कर्णपर्वणि शकुनिपराजये गुर्जरभाषायां सप्तसप्ततितमोऽध्यायः ॥ ७७ ॥

---

## અધ્યાય ૭૮ મો. કર્ણનું પરાક્રમ.

धृतराष्ट्र उवाच—ततो भग्नेषु सैन्येषु भीमसेनेन संयुगे ।
दुर्योधनो ब्रवोत्किंनु सौबलो वापि संजय ॥ १ ॥

ધૃતરાષ્ટ્ર પૂછે છે–હે સંજય ! સંગ્રામમાં ભીમસેનવડે સૈન્યમાં ભંગાણ પડ્યું ત્યાર

પછી દુર્યોધને, સુબલ પુત્ર શકુનિએ જય કરનારાઓમાં શ્રેષ્ઠ એવા કર્ણે, મારા યોદ્ધાઓએ કૃપાચાર્યે, કૃતવર્માએ, અશ્વત્થામાએ તથા દુ:શાસને શું કર્યું ? પાંડવેય એવા ભીમસેનના પરાક્રમને અતિ આશ્ચર્યરૂપ હું માનું છું, કેમકે તેણે એકલાએ સંગ્રામમાં મારી તરફના સર્વ યોદ્ધાઓ સાથે યુદ્ધ કર્યું. હે સંજય ! શત્રુનો નાશ કરનાર રાધાપુત્ર કર્ણે પ્રતિજ્ઞા પ્રમાણે કર્યું અને મારી તરફના યોદ્ધા તથા સર્વ કૌરવોના સુખની રક્ષા કરનાર પ્રતિષ્ઠા તથા જીવિતાશા છે, તેમ અમિત પરાક્રમવાળા કુંતિપુત્ર ભીમસેને ભંગાણ પાડેલા સૈન્યને જોઈ અધિરથ પુત્ર રાધેય એવા કર્ણે, દુર્ધર્ષ એવા મારા પુત્રોએ તથા મહારથિ રાજાઓએ શું કર્યું એ બધું મને કહે ? સંજય કહે છે કે, હે મહારાજ ! અપરાન્હ સમે પ્રતાપવાન સૂતપુત્ર કર્ણે, ભીમસેન જોતાં સર્વ સોમકોને હણ્યા. ભીમસેને પણ દુર્યોધનના મોટા સૈન્યને નાશ કર્યું. તે સમયે બુદ્ધિમાન ભીમસેને નસાડેલા પોતાના સૈન્યને જોઇ કર્ણે શલ્ય પ્રત્યે કહ્યું કે મને પંચાલો સામે લઇ જાઓ, એવાં કર્ણનાં વચન સાંભળી મહા બળવાન મદ્રરાજ શલ્યે મોટા વેગવાળા શ્વેત અશ્વને ચેદી, પંચાલ તરફ ચલાવ્યા. એ રીતે પારકા સૈન્યને પીડનાર શલ્ય, મોટા સૈન્યમાં પ્રવેશ કરી પ્રસન્ન થએલો જ્યાં જ્યાં જવાની ઈચ્છા કરે ત્યાં ત્યાં ઘોડાઓને ચલાવતો હતો. હે વિશાંપતે ! વ્યાઘ્રના ચર્મથી મઢેલા મેઘ જેવા રથને જોઇ પાંડવ તથા પંચાલ ત્રાસ પામતા હતા. મહાસંગ્રામમાં વિદીર્ણ થતા પર્વતના શબ્દ જેવો તથા મેઘના શબ્દ સમાન તે રથનો શબ્દ ગર્જતો હતો. ત્યાર પછી કર્ણ પર્યંત ખેંચેલા ધનુષમાંથી નીકળેલા તીક્ષ્ણ એવા સેંકડો બાણેકરી કર્ણ, પાંડવ સૈન્યમાંથી સેંકડો તથા હજારોને હણવા લાગ્યો. સંગ્રામમાં ભયંકર કર્મ કરતાં પરાજય પામેલા નહિ એવા કર્ણને પાંડવ તરફના મોટા ધનુષવાળા મહારથિ એવા શિખંડિ, ભીમસેન, પૃષતગોત્રમાં ઉત્પન્ન થએલો ધૃષ્ટદ્યુમ્ન, નકુલ, સહદેવ, દ્રોપદીના પુત્ર તથા સાત્યકિ, એટલાઓએ બાણના વર્ષાદથી તેને મારવાની ઇચ્છાથી વિંટી લીધો. તેમાં શૂરવીર તથા પુરૂષમાં ઉત્તમ એવા સાત્યકિએ તીક્ષ્ણ એવા વીશ બાણથી કર્ણને જત્રુદેશમાં એટલે હાસડીમાં વિંધ્યો. શિખંડિએ પાંચથી, ધૃષ્ટદ્યુમ્ને સાતથી, દ્રાપદીના પુત્રોએ ચોસઠથી, સહદેવે સાતથી, નકુલે સોથી તથા મહા બળવાન ભીમસેને નત છે પર્વ જેનાં એવા નેવું બાણેકરી રાધાપુત્ર કર્ણને જત્રુદેશમાં વિંધ્યો. મહા બળવાન અધિરથપુત્ર કર્ણે પણ હાસ્યકરી ઉત્તમ ધનુષ સજ્જ કરી તેમાં તીક્ષ્ણ બાણ સાંધી પાંચ પાંચ બાણેકરી તેમને વિંધી પીડિત કર્યા. હે ભરતર્ષભ ! સાત્યકિનું ધનુષ તથા ધ્વજ કાપી નવ બાણેકરી સ્તનના મધ્ય ભાગમાં તેને વિંધ્યો, ત્યાર પછી હે મારિષ ! ક્રોધાયમાન થએલા કર્ણે ત્રીશ બાણેકરી ભીમસેનને વિંધી ભલ્લ નામના બાણેકરી સહદેવનો ધ્વજ કાપી શત્રુને તપાવનાર ત્રણ બાણેકરી એના સારથિને હણ્યો, અને હે ભરતર્ષભ ! દ્રૌપદીના પુત્રોને વિરથ કર્યા. તે બધું કર્મ તેણે નિમેષ માત્રમાં કર્યું, તે આશ્ચર્ય જેવું હતું એ રીતે મહા બળવાન કર્ણ, સન્નત છે પર્વ જેનાં એવા બાણેકરી તે સર્વને વિમુખકરી ચેદીઓના મહારથિ તથા શૂરવીર એવા પંચાલોને હણવા લાગ્યો. હે વિશાંપતે ! સંગ્રામમાં કર્ણે હણવા માંડેલા ચેદિ તથા મત્સ્ય, એક કર્ણ સામે દોડી તેની ઉપરજ બાણના સમુદાય નાખવા લાગ્યા. મહારથિ સૂતપુત્ર કર્ણ, તીક્ષ્ણ બાણેકરી તેમને હણવા લાગ્યો. હે વિશાંપતે ! એ રીતે સંગ્રામમાં કર્ણે હણવા માંડેલા ચેદિ તથા મત્સ્ય, ભયભીત થઈ સિંહથી ત્રાસ પામેલા મૃગ જેમ ભાગે તેમ સંગ્રામમાંથી ભાગવા લાગ્યા. હે ભારત ! તે સમયે અતિ આશ્ચર્યરૂપ એવું એ કર્મ મેં જોયું, જે પ્રતાપવાન એવા

એકલા શૂરવીર કર્ણે શક્તિ પ્રમાણે યત્ન કરતા શૂરવીર, ધનુષ ધરનાર યુદ્ધ કરતા પાંડવ તરફના યોદ્ધાઓને બાણેકરી વારી રાખ્યા. હે ભારત ! મહાત્મા કર્ણના લાઘવે કરી ચારણ સહિત સિદ્ધ તથા સર્વ દેવતાઓ સંતુષ્ટ થયા. મોટા ધનુષવાળા દુર્યોધન તરફના યોદ્ધાઓ સર્વ ધનુષ ધરનારાઓમાં શ્રેષ્ઠ એવા રથિમાં ઉત્તમ કર્ણને વખાણવા લાગ્યા. હે મહારાજ ! એ રીતે અધિરથ પુત્ર કર્ણ, નિદાઘમાં વૃદ્ધિ પામેલો પ્રજ્વલિત મોટો અગ્નિ, જેમ શુષ્ક તૃણના સમાજને બાળે તેમ શત્રુની સેનાને બાળતો હતો. કર્ણે હણવા માંડેલા પાંડવ તરફના યોદ્ધાઓ, મહારથિ કર્ણને જોવાથી ભયભીત થઇ સંગ્રામમાં તે તે ઠેકાણે નાસવા લાગ્યા. કર્ણના શ્રેષ્ઠ ધનુષમાંથી નિકળેલા તીક્ષ્ણ બાણેકરી હણાતા પંચાલોના મધ્યમાં મોટો પીડિત શબ્દ થતો હતો. તે શબ્દેકરી પાંડવોની મોટી સેના ત્રાસ પામી અને શત્રુઓ પણ સંગ્રામમાં યુદ્ધ કરનાર એક કર્ણનેજ જોવા લાગ્યા. તે વેળાએ શત્રુને આકર્ષણ કરનાર રાધાપુત્ર કર્ણે વળી એક આશ્ચર્ય કર્યું જે સર્વ પાંડવ, એની સામે જોવા પણ સમર્થ થતા ન હતા. જેમ પાણીનો ઓઘ શ્રેષ્ઠ પર્વતને પ્રાપ્ત થઈ વિદીર્ણ થાય તેમ પાંડવનું સૈન્ય કર્ણને પ્રાપ્ત થઇ વિદીર્ણ થતું હતું. હે રાજન ! મહાબાહુ કર્ણ પણ, પ્રજ્વલિત એવા ધુમાડા વગરના અગ્નિની પેઠે પાંડવની સેનાને બાળતો સંગ્રામવિષે ઉભો હતો. હે રાજન ! તે મહા સંગ્રામમાં યોદ્ધાઓના વ્રતને આચરતા શૂરવીર કર્ણે શૂરવીરોનાં મસ્તક, કુંડળ સહિત કાન, બાહુ, હાથીદાંતનાં જેનાં મ્યાન છે એવા ખડગ, ધ્વજ, શક્તિ, હસ્તિ, અશ્વ, વિવિધ પ્રકારના રથ, પતાકા, વ્યજન, રથના આરા, ધોંસરી, ચોકડાં તથા વિવિધ પ્રકારનાં ચક્ર, કરલાઘવીથી કાપી નાખ્યાં. હે ભારત ! તે સ્થાનકે કર્ણે હણેલા ગજ તથા વાજિઓકરી માંસ તથા રૂધિરનો છે ગાગો જેમાં એવી તે પૃથ્વી અગમ્ય થઇ પડી. હણાયલા અશ્વ, પાયદળ, રથ તથા કુંજરેકરી સમવિષમ સ્થાન પણ કંઇ જણાતું ન હતું. કર્ણનું અસ્ત્ર પ્રકાશ થવાથી ઘોર એવા બાણેકરી અંધકાર થયો તેને લીધે પોતાના તથા પારકાઓના યોદ્ધાઓ, પરસ્પર ઓળખાતા ન હતા. હે મહારાજ ! રાધાપુત્રના ધનુષમાંથી નિકળેલા સુવર્ણથી શોભિતા બાણેકરી પાંડવોના મહારથિઓ ઢંકાઇ ગયા. પાંડવ તરફના યત્ન કરતા મહારથિ યોદ્ધાઓ, રાધાપુત્ર કર્ણને જોઇ વારંવાર પાછા હઠી જતા વનમાં ક્રોધ પામેલો સિંહ જેમ મૃગના સંઘોને નસાડે તેમ કર્ણ, શત્રુ એવા રથિમાં શ્રેષ્ઠ પંચાલોને નસાડતો હતો. એ રીતે અત્યંત મોટા યશવાળો કર્ણ, યોદ્ધાઓને ત્રાસ પમાડતો વૃક જેમ પશુગણને નસાડે તેમ તે સૈન્યને નસાડતો હતો. એ રીતે વિમુખ થએલી પાંડવની સેનાને જોઇ મોટા ધનુષવાળા દુર્યોધન તરફના યોદ્ધાઓ, જયના શબ્દ કરતા હતા. હે રાજેન્દ્ર ! પરમ હર્ષવાળો એવો દુર્યોધન પણ સંતુષ્ટ થઇ ચોતરફ નાનાપ્રકારનાં વાદ્ય વગડાવતો હતો તે સમયે ભંગાણ પાડેલા પુરૂષમાં ઉત્તમ મોટા ધનુષવાળા પંચાલો પણ મૃત્યુ ભય મુકી શૂરવીર એવા કર્ણ સામે લડવા લાગ્યા. પાછા ફરી આવેલા તે અનેક શૂરવીરોને પુરૂષમાં શ્રેષ્ઠ શત્રુને તપાવનાર રાધાપુત્ર કર્ણે હણ્યા. મહા સંગ્રામમાં હે ભારત ! કર્ણે, બાણેકરી ક્રોધથી રથિ એવા વીશ પંચાલ તથા સેંકડો ચેદિઓને હણ્યા. હે ભારત ! રથમાં બેસવાના સ્થાનક તથા અશ્વના પૃષ્ટને શૂન્ય કરી તેમજ મનુષ્ય વગરના ગજસ્કંધ તથા સંગ્રામમાંથી નાશી જતા એવા પાયદળોને કરી મધ્યાન્હના સૂર્યની પેઠે દુર્નિરીક્ષ્ય, શત્રુને તપાવનાર, કાળ તથા અંતક સરખા શરીરવાળો શૂરવીર સૂતપુત્ર, સંગ્રામના મધ્યમાં શોભતો હતો. હે મહારાજ ! એ રીતે શત્રુગણને નાશ કરનાર મોટા ધનુષવાળો

કર્ણ મનુષ્ય, અશ્વ, રથ તથા હસ્તિઓને હણી ઉભો રહ્યો· જેમ મહા બળવાન કાળ, ભૂતગણને હણી ઉભો રહે તેમ મહારથિ એકલો કર્ણ, સોમકોને હણી સંગ્રામમાં ઉભો રહ્યો. તે વેળાએ અમે પંચાલોનું આશ્ચર્યરૂપ પરાક્રમ જોયું, જે કર્ણે હણવા માંડ્યા તો પણ તેને છોડી સંગ્રામમાંથી નાસી ગયા નહિ. રાજા, દુઃશાસન, કૃપાચાર્ય, અશ્વત્થામા, કૃતવર્મા, તથા મહા બળવાન શકુનિ એ બધા તમારી તરફના યોદ્ધાઓએ પણ પાંડવોની સેનાપ્રત્યે સેંકડો તથા હજારો યોદ્ધાઓને હણ્યા. હે રાજેન્દ્ર ! ક્રોધ પામેલા, સત્ય પરાક્રમવાળા કર્ણના પુત્ર, બેઉ ભાઇ પાંડવના સૈન્યને ચોતરફથી મારવા લાગ્યા. તે સમયે મહા ક્રૂર એવું ભયંકર યુદ્ધ થયું. જેમાં શૂરવીર પાંડવ, ધૃષ્ટદ્યુમ્ન. શિખંડી તથા અત્યંત ક્રોધાયમાન થએલા દ્રૌપદીના પુત્ર, એ સર્વ તમારા સૈન્યને હણતા હતા. એ રીતે તે તે બાજુથી પાંડવોનો આ ક્ષય પ્રવર્તમાન થયો. તેમજ મહા બળવાન ભીમસેનને પ્રાપ્ત થઇ તમારી તરફનાઓનો પણ સંગ્રામમાં ક્ષય પ્રવર્તમાન થયો.

एवमेष क्षयो वृत्तः पांडवानांततस्ततः ।
तावकानामपि रणे भीमं प्राप्य महाबलं ॥

इतिश्री महाभारते कर्णपर्वणि संकुलयुद्धे गुर्ज्जरभाषायां अष्टसप्ततितमोऽध्यायः ॥ ७८ ॥

## અધ્યાય ૭૯ મો. અર્જુનનું કર્ણ સામે જવું.

संजय उवाच—अर्जुनस्तु महाराज हत्वा सैन्यं चतुर्विधं ।
सूतपुत्रं च संक्रुद्धं दृष्ट्वा चैव महारणे ॥ १ ॥

સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર ! હે મહારાજ ! અર્જુન તો ચાર પ્રકારના સૈન્યને હણી મહા સંગ્રામમાં અત્યંત ક્રોધાયમાન થએલા સૂતપુત્રને જોઇ પારકા શૂરવીરને હણુનાર પુરૂષમાં શ્રેષ્ઠ અર્જુન, રૂધિરના પાણીવાળી, માંસ, મજ્જા તથા અસ્થિરૂપી છે ગારો જેમાં એવી મનુષ્યના મસ્તકરૂપી પાષાણેકરી યુક્ત, હસ્તિ તથા અમાપ છે કિનારો જેનો એવા શૂરવીરના અસ્થિ સમુદાયથી સંકીર્ણ, કાક તથા ગૃધ્રના શબ્દવાળી, છત્રરૂપી હંસેકરી યુક્ત એવી શૂરવીરરૂપી વૃક્ષને અપહરણ કરનારી, હારરૂપી કમળથી શોભિતી, શ્રેષ્ઠ પાઘડીરૂપી ફીણવાળી, ધનુષ બાણ તથા ધ્વજારૂપી મત્સ્યવાળી, ઢાલ તથા કવચરૂપ આવર્તવાળી, રથરૂપી નાવથી સંકુલ, જયને ઇચ્છનારાઓએ સારી રીતે તરી શકાય એવી તથા બીરૂ પુરૂષોને અત્યંત દુસ્તર એવી નદીને પ્રવર્તમાન કરી, વાસુદેવ ભગવાનપ્રત્યે આવી રીતે કહેવા લાગ્યો કે હે કૃષ્ણ ! સંગ્રામમાં આ સૂતપુત્રનો ધ્વજ દેખાય છે, આ ભીમસેનાદિક, મહારથિ સાથે યુદ્ધ કરે છેઃ હે જનાર્દન ! કર્ણથી ત્રાસ પામેલા પંચાલો આ પતેમ નાસી જાય છે. શ્વેત છત્ર છે મસ્તક ઉપર જેને એવો દુર્યોધન રાજા, કર્ણે ભંગાણ પાડેલા પંચાલોને નસાડતો અત્યંત શોભે છે. તેમજ કૃપાચાર્ય, કૃતવર્મા, મહારથિ અશ્વત્થામા કર્ણે રક્ષણ કરેલા એઓ રાજાની રક્ષા કરે છે. આપણે ન હણેલા તે સોમકોને હણશે. હે કૃષ્ણ ! અશ્વની રાશોના સંચાર કરવામાં ચતુર એવો રથના હાંકવાના સ્થાનકવિષે બેઠેલો આ શલ્ય સૂતપુત્રના રથને વહન કરતો અત્યંત શોભે છે. ત્યાં જવાની હાલ મારી બુદ્ધિ

ઉત્પન્ન થઈ છે, વાસ્તે એ ઠેકાણે મોટા રથને તમો લેઇ જાઓ; સંગ્રામમાં કર્ણને માર્યા વગર ક્યારે પણ હું પાછો વળીશ નહિ, તેમ કર્યાવગર હે જનાર્દન! રાધાપુત્ર કર્ણ, પાંડવ તથા મહારથિ સૃંજયોને આપણા જોતાં નિઃશેષ કરશે. એવાં અર્જુનનાં વચન સાંભળી કેશવ ભગવાન રથેકરી મોટા ધનુષવાળા કર્ણની સાથે દ્વંદ્વયુદ્ધ સારૂ તમારી સેના પ્રત્યે ગયા. એ રીતે મહાબાહુ એવા ભગવાન પાંડવની આજ્ઞાથી ચોતરફથી પાંડવના સૈન્યને આશ્વાસના આપતા ગયા. તે સમયે હે મારિષ! સંગ્રામના મધ્યમાં ઇન્દ્રના વજ્રજેવો તથા મેઘના ઓઘ સરખો અર્જુનના રથનો શબ્દ ગર્જવા લાગ્યો. એ રીતે અપ્રમેય છે બળ જેનું એવા સત્ય પરાક્રમવાળા પાંડુપુત્ર અર્જુન, રથના શબ્દેકરી તમારી સેનાને જીતતા સમીપે આવવા લાગ્યા. તે સમયે શ્રીકૃષ્ણ છે સારથિ જેના એવા ધોળા અશ્વવાળા અર્જુનને તથા મહાત્માના ધ્વજને જોઈ મદરાજ શલ્ય આવી રીતે કર્ણપ્રત્યે કેહેવા લાગ્યો. હે કર્ણ! સંગ્રામમાં જેને તું પૂછતો હતો તે શ્રીકૃષ્ણ છે સારથિ જેના એવો શ્વેત અશ્વવાળો અર્જુન, શત્રુઓને હણતો આપ આવે છે, ગાંડીવ ધનુષને હાથમાં લેઈ આ કુંતિપુત્ર અર્જુન ઉભો છે, આજ તેને હણીશ તો જ આપણું શ્રેય થશે. હે કર્ણ! ચન્દ્ર તથા તારાનાં છે ચિન્હ જેમાં એવી કિંકિણીયુક્ત અર્જુનની આ પતાકા તથા ધનુષની પ્રત્યંચા આકાશમાં વીજળી શોભે તેમ શોભે છે. પાંડુપુત્ર અર્જુનના ધ્વજાગ્ર ભાગવિષે રહેલો શૂરવીરોને ભય વધારનાર ભયંકર વાનર, ચોતરફ જોતો દેખાય છે. હે પ્રભો! અશ્વને વહન કરવા શ્રીકૃષ્ણનું આ ચક્ર, ગદા, શંખ તથા શાર્ઙ્ગ નામનું ધનુષ પાંડવના રથમાં દેખાય છે. અર્જુન ખેંચેલું ગાંડીવ ધનુષ શબ્દ કરે છે, અને બાણ નાંખવામાં ચતુર એવા તેણે મૂકેલા તીક્ષ્ણ બાણો શત્રુઓને હણે છે. વિશાલ અને દીર્ઘ એવાં તામ્ર સરખાં લાલ છે નેત્ર જેમાં એવાં પૂર્ણ ચન્દ્ર સમાન મુખવાળાં સંગ્રામમાં પલાયન કરનાર નહિ એવા રાજાઓના મસ્તકોએ કરી આ પૃથ્વી ભરાઇ ગઈ છે. પવિત્ર ગંધનો લેપ કરેલાં ભાલાં જેવાં રણધીરોના આયુધ સહિત આ ભુજ સંગ્રામમાં પડે છે. તેમજ હણાઇ છે જીહ્વા તથા નેત્ર જેમનાં એવા સ્વાર સહિત પડેલા તથા પાડવા માંડેલા ઘોડાઓ, ક્ષીણ થઇ પૃથ્વી પર પડે છે. અર્જુને ભેદેલાં છે કુંભસ્થલ જેમનાં એવા પર્વતનાં શિખર સમાન હિમાલયના આ હાસ્તઓ, જેમ પર્વતો પડે તેમ પૃથ્વીપર પડે છે. ગંધર્વનગર સમાન છે આકાર જેમનો એવા આ રાજાઓ, પુણ્યને અંતે વિમાનમાંથી દેવ પડે તેમ પૃથ્વી ઉપર પડે છે. એ રીતે કેસરી સિંહ જેમ હજારો મૃગના યૂથને વ્યાકુલ કરે તેમ અર્જુને પર સૈન્યને અત્યંત આકુલ કર્યું. હે કર્ણ! હે રાધેય! શ્રેષ્ઠ રથિઓને હણતો એવો અર્જુન, અસહનતાથી તને પ્રાપ્ત થવાની ઇચ્છાથી તારી સામે આવે છે માટે તું પણ તેની સામે જા. ઘણાક શત્રુઓને હણતા અર્જુનના ભયથી આ દુર્યોધનની સેના ચોતરફ વિદીર્ણ થાય છે. ઉત્સાહ યુક્ત એવા એના શરીરને જોઇ હું એમ માનું છું કે સર્વ સૈન્યને છોડી દેઇ અર્જુન તારે વાસ્તે ઉતાવળ કરે છે. ભીમસેનને તેં પીડિત કર્યો તેથી ક્રોધે કરી પ્રદીપ્ત એવો અર્જુન, તારાવિના બીજા કોઇ સાથે યુદ્ધ કરવા ઉભો નહિ રેહે. તેં અત્યંત ક્ષતયુક્ત કરેલા તથા વિરથ કરેલા ધર્મરાજને જોઇ અને પીડિત થએલા શિખંડિ, સાત્યકિ, ધૃષ્ટદ્યુમ્ન, દ્રૌપદીના પુત્ર, યુધામન્યુ, ઉત્તમૌજા તથા નકુલ, સહદેવ, બે ભાઈઓને પણ જોઇ સર્વ રાજાઓને હણવાની છે ઇચ્છા જેને એવો ક્રોધથી રક્ત નેત્રવાળો, શત્રુને તપાવનાર ક્રોધાયમાન થએલો અર્જુન, એકરથેકરી તત્કાળ સૈન્યોને છોડી દેઇ જરૂર તારી સામે આવે છે. હે કર્ણ!

તું પણ એની સામે જા, કેમકે લોકમાં, ભરતીને જેમ કિનારો રોકે તેમ ક્રોધાયમાન થએલા અર્જુનને વારે એવો તારા વિના બીજો કોઇ ધનુષ ધરનાર હું જોતો નથી. તેમ પાછળથી વા પડખેથી રક્ષણ કરનાર પણ હું જોતો નથી. પોતે એકલોજ તારી સામે આવે છે. એના આત્માનું સાફલ્ય તો જો. સંગ્રામમાં શ્રીકૃષ્ણ તથા અર્જુનને વિંધવા તુજ સમર્થ છે. તેમ એ ભાર તારી ઉપરજ છે વાસ્તે હે રાધેય ! તું અર્જુન સામે જા. તું ભીષ્મ, દ્રોણ, અશ્વત્થામા તથા કૃપાચાર્ય સરખો છે, વાસ્તે મહા સંગ્રામમાં આવતા અર્જુનને નિવારણ કર. હે કર્ણ ! ડસવા આવતા સર્પને, ગર્જના કરતા બેલને અને વનમાં રહેલા વાઘને હણે તેમ તું અર્જુનને હણ. અર્જુનના ભયથી નિરપેક્ષ થએલા મહારથ એવા આ દુર્યોધન તરફના રાજાઓ સંગ્રામમાં નાઠા જાય છે. હે સૂતનંદન ! સંગ્રામમાં નાશી જતા તેમના ભયને હણનાર તારાવિના બીજો કોઇ શૂરવીર એવો નથી કે જે એમને પાછા વાળે. હે પુરૂષવ્યાઘ્ર ! તારાથી શરણને ઇચ્છતા આ સર્વ કૌરવ, દ્વીપરૂપ એવા તારો આશ્રય કરી સંગ્રામમાં ઉભેલા છે. હે રાધેય ! તેં વૈદેહ, અંબઠ, કાંબોજ, નગ્નજિત તથા ગાંધારોનેજે ધારણાએ કરી સંગ્રામમાં જીત્યા હતા તેજ ધારણાએ કરી પાંડુપુત્ર અર્જુન સામે તું જા. હે મહાબાહો ! મોટા પૌરૂષનો આશ્રય કરી અર્જુનવડે પ્રસન્ન એવા વૃષ્ણિકુળમાં ઉત્પન્ન થએલા વાસુદેવ પ્રત્યે જા. એવાં શલ્યનાં વચન સાંભળી કર્ણ કેહેવા લાગ્યો કે-હે શલ્ય ! હે મહાબાહો ! મારી પ્રકૃતિ પ્રમાણે તું બાળે છે માટે હાલ તું મને સંમત ભાસે છે વાસ્તે અર્જુનથી તું ભય માં કર અને આજ મારા બાહુ બળને તથા મારાં બળને જો. એકલો હું પાંડવોની મોટી સેનાને હણીશ. શ્રીકૃષ્ણ તથા અર્જુનને હણીશ એ હું તને સત્ય કહું છું. યુદ્ધમાં શૂરવીર એવા તે બેઉને હણ્યા વગર કયારે પણ હું પાછો નહિ વળું. અથવા તેમણે હણેલો હું રણભૂમિમાં શયન કરીશ. સંગ્રામવિષે રહેલાઓને જય અનિત્ય છે. આજ તેમને હણી વા તેમણે હણેલો હું કૃતાર્થ થઇશ. એવાં કર્ણનાં વચન સાંભળી શલ્યે કહ્યું કે હે કર્ણ ! રથિમાં અત્યંત શૂરવીર એવા અર્જુનને સંગ્રામમાં કોઇથી જીતી શકાય નહિ એવો છે એમ મહારથિ પુરૂષો કહે છે. જ્યારે તે એકલો પણ સંગ્રામવિષે અજય્ય છે ત્યારે શ્રીકૃષ્ણે રક્ષણ કરેલો તે અજય્ય હોય તેમાં શું કેહેવું ? વાસ્તે આ લોકવિષે એને જીતવાને કોણ ઉત્સાહ કરે ? એવાં શલ્યનાં વચન સાંભળી કર્ણ કેહેવા લાગ્યો કે, મેં જેટલા સાંભળ્યા છે તેમાં એ સરખો લોકમાં રથિમાં ઉત્તમ બીજો કોઇ પણ નથી; એવા સમર્થ અર્જુન સાથે મહા સંગ્રામમાં હું યુદ્ધ કરીશ, મારા પૌરૂષને તું જો. અત્યંત શૂરવીર એવો રાજપુત્ર અર્જુન, શ્વેત અશ્વેકરી સંગ્રામમાં વિચરે છે. તે કાં તો આજ મને મારશે અથવા કાંતો પોતે મરશે, જે રાજપુત્રના હાથ, કંપરહિત બાણ નાખવાથી થયા છે પણ જેમાં સ્વેદ વગરના તથા મોટા છે, તે પાંડવેય સરખો દઢ આયુધવાળો જલદી બાણ ફેંકનાર તથા કૃતિમાન કોઈ પણ યોદ્ધો નથી કે જે, એકની પેઠે અનેક બાણને ગ્રહણ કરી તત્કાળ રથ પ્રત્યે બીજા બાણની યોજના કરે છે. સફળ એવા તે યોજના કરેલા બાણ, ક્રોશમાત્ર જઇ પડે છે, તેની સમાન પૃથ્વીમાં બીજો કયો યોદ્ધો છે ? કૃષ્ણ છે જેની સાથે એવો અતિરથિ તથા વેગવાન અર્જુન, ખાંડવવનમાં અગ્નિને સંતુષ્ટ કરી ગાંડીવ ધનુષને પ્રાપ્ત થયો અને મહાત્મા શ્રીકૃષ્ણ ચક્રને પ્રાપ્ત થયા હતા. વળી ત્યાં ઘણા બળવાળા મહાબાહુ તે, અગ્નિથી શ્વેત અશ્વયુક્ત સુંદર શબ્દવાળો ઉગ્ર રથ, દિવ્ય જેનાં રૂપ છે એવા અક્ષય બે ભાથા, તથા દિવ્ય શસ્ત્રને પણ પ્રાપ્ત થયા હતા. તેમજ ઇન્દ્રલોકમાં જઇ સંગ્રા-

મમાં અપ્રમેય એવાં જૂદાં જૂદાં મહાસ્ત્ર આપ્યાં, તેણે કરી મનુષ્યમાં સિંહરૂપ જેણે એકઠા મળેલા કાલકેય નામના અસુરોને સંગ્રામમાં હણ્યા. વિરાટના નગરમાં પણ જેણે એકઠા મળેલા અમને સર્વને એકરથેકરી જીતી ગાયનું ધણ પાછું વાળી સંગ્રામ વચ્ચે મહારથિઓનાં વસ્ત્ર ગ્રહણ કર્યાં હતાં. હે શલ્ય ! પરાક્રમ તથા ગુણેકરી સંપન્ન શ્રીકૃષ્ણ છે બીજા જેની સાથે એવા રાજાઓમાં તથા સર્વ લોકમાં શ્રેષ્ઠ તેને સંગ્રામવિષે બોલાવતાં હું પોતે સાહસ સમજું છું. એકઠા મળેલા સર્વ લોકોએ હજારો વર્ષેકરી જેના ગુણ કહેવા સમર્થ થઈ શકાતું નથી, બીજાને જેની ઉપમા અપાય નહિ એવા અનંત પરાક્રમવાળા નારાયણરૂપ કેશવ ભગવાન એની રક્ષા કરે છે. શંખ, ચક્ર તથા ખડ્ગ છે હાથમાં જેને એવા મહાત્મા વસુદેવપુત્ર વિષ્ણુ તથા અર્જુન એકરથમાં બેઠેલા છે. બેઉને જોઈ મને ભય સાથે સાધ્વસ ઉત્પન્ન થાય છે, ધનુષ ધરનારમાં સર્વથી અધિક અર્જુન, અને ચક્રયુદ્ધમાં સર્વથી અધિક નારાયણ એવા પરાક્રમી પાંડવ તથા વાસુદેવ છે. પોતાને સ્થાનકેથી હિમાલય ચલાયમાન થાય પણ તેઓ ચલાયમાત્ર થાય એવા નથી. હે શલ્ય ! શૂરવીર, બળવાન દૃઢ આયુધવાળા, મહારથિ, સહનશક્તિ સંપન્ન સમર્થ અર્જુન તથા વાસુદેવ બેઉ સામે મારાવિના બીજો કયો પુરૂષ જાય ? હે મદ્રેશ ! મારો તથા પાંડુપુત્ર અર્જુનનો પરસ્પર યુદ્ધમાં જે મનોરથ છે તેથી અતુલ્યરૂપ એવું અતિ આશ્ચર્યરૂપ યુદ્ધ જલદી થશે, તેકંઈ ઘણા કાળ સુધી ચાલવાનું નથી માટે આજ શ્રીકૃષ્ણ તથા અર્જુન બેઉને યુદ્ધમાં હું પાડીશ અને કાંતો તેઓ મને હણશે. એમ શલ્યને કહી શત્રુને હણનાર કર્ણે, મેઘની પેઠે ઊંચે સ્વરે ગર્જના કરી તમારા પુત્રે પાસે આવી વખાણ કરેલા કર્ણે કુરૂકુળમાં અત્યંત શૂરવીર એવા અર્જુન પ્રત્યે આવી પોતાની તરફના મહાબાહુ એવા કૃપાચાર્ય, ભોજ, નાના ભાઈ સહિત ગાંધારપતિ શકુનિ, ગુરૂના પુત્ર અશ્વત્થામા, પોતાના નાના ભાઈ, પાયદળ, હસ્તિ ઉપર બેસનાર તથા ઘોડેસ્વારોને કહ્યું કે, હે રાજાઓ ! તમે અત્યંત ક્ષત કરેલા શ્રીકૃષ્ણ તથા અર્જુન બેઉને જે રીતે સુખેકરી આજ હું મારૂં તે રીતે તેમને રૂંધો, સામે દોડો અને શ્રમેકરી ચોતરફથી તેમને હણો. એવાં કર્ણનાં વચન સાંભળી કર્ણની આજ્ઞા માનનાર અત્યંત શૂરવીર મહારથિ અર્જુનને હણવા ઇચ્છતા તેઓ ‘ ઠીક બહુ સારૂં તેમ કરીએ છીએ ’ એમ તેને કહી ઉતાવળથી અર્જુન સામે આવી યુદ્ધવિષે બાણેકરી તેને હણવા લાગ્યા. તો પણ ઘણા જળવાળો મહાસમુદ્ર જેમ નદી તથા નદને ગળી જાય તેમ અર્જુન, તેમને ગળવા લાગ્યો. તે સમયે ઉત્તમ બાણ સાંધતાં તથા મૂકતા પણ અર્જુનની ચાલાકીને લીધે શત્રુઓને તે જોવામાં આવતું ન હતું. તેના અસ્ત્ર તથા બાણેકરી હણાયલા મનુષ્ય, અશ્વ તથા હસ્તિઓ રણભૂમિવિષે પડતા હતા. તે વેળાએ બાણરૂપી જ્વાળાવાળા, ગાંડીવરૂપી છે સુંદર મંડળ જેનું એવા પ્રલય સમયના સૂર્ય સરખા તેજવાળા અર્જુનને, વ્યાધિયુક્ત ચક્ષુવાળા જન, જેમ સૂર્ય સામે જોઈ શકે નહિ તેમ કૌરવો સામું જોવા પણ સમર્થ થતા નહતા. મહારથિઓએ નાખેલા ઉત્તમ બાણને બાણના ઓઘથી કાપી હાસ્યકરી ગાંડીવ ધનુષનું વિસ્તીર્ણ એવું પૂર્ણ મંડળ થાય તે રીતે ફરીથી બાણના સંધેકરી તેમને હણ્યા. હે પાર્થિવેંદ્ર ! અષાઢ તથા જ્યેષ્ઠના મધ્યમાં ગએલો સૂર્ય જેમ સુખેકરી જળના ઓઘને હરે, તેમ અર્જુન સામે આવતા બાણના ગણને નસાડી તમારી સેનાને બાળે છે. તેને જોઈ કૃપાચાર્ય, ભોજ, તમારો પુત્ર તથા મહારથિ અશ્વત્થામા, એટલા યોદ્ધાઓ, મેઘ જેમ પર્વત ઉપર જળનો વર્ષાદ કરે તેમ બાણનો વર્ષાદ કરતા

તેની સામે દોડ્યા. તે મહા સંગ્રામમાં હણવાને ઇચ્છતા શત્રુઓએ નાખેલા ઉત્તમ બાણને કુશળ એવા પાંડુપુત્ર અર્જુને, બાણથી યત્નેકરી કાપી ત્રણ બાણેકરી વક્ષસ્થળમાં તેમને વિંધ્યા. તે વેળાએ બાણરૂપી છે ઉગ્ર કિરણો જેનાં એવો ગાંડીવરૂપી વિસ્તીર્ણ પૂર્ણ મંડળવાળો શત્રુઓને તપાવતો અર્જુનરૂપ સૂર્ય, આષાઢ તથા જ્યેષ્ઠના મધ્યમાં ગએલો પરિધવાન સૂર્ય શોભે તેમ શોભતો હતો. દ્રોણ પુત્ર અશ્વત્થામાએ શ્રેષ્ઠ એવા દશ બાણથી અર્જુનને અને ત્રણથી અચ્યુત ભગવાનને વિંધી બીજા ચારથી એના ચાર અશ્વને ભેદી ધ્વજવિષે રહેલા વાનર ઉપર શ્રેષ્ઠ એવા નારાચ નામના બાણ નાખ્યાં. તોપણ અર્જુને સ્ફુરાયમાન એવા ગ્રહણ કરેલા તેના ધનુષને ત્રણ બાણથી વિંધી ક્ષુર નામના બાણથી સારથિનું મસ્તક છેદી ચાર અશ્વને ભેદી વળી ત્રણ બાણેકરી અશ્વત્થામાના રથ ઉપરથી તેનો ધ્વજ પાડી નાખ્યો. ક્રોધેકરી પરિપૂર્ણ એવા તેણે મણિ, વજ્ર, તથા સુવર્ણથી શોભિતું તક્ષકના શરીર સરખી કાંતિવાળું અમૂલ્ય એવું બીજું ધનુષ પર્વતના તટ ઉપરથી જેમ શ્રેષ્ઠ સર્પને ગ્રહણ કરે તેમ ગ્રહણ કર્યું. ત્યાર પછી ગુણેકરી અધિક એવો તે, હણાયા છે અશ્વ તથા સારથિ જેના એવા રથમાં બેસવાને સ્થાનકે ભાથા તથા મ્યાનમાંથી આયુધને બહાર કાઢી ધનુષની પ્રત્યંચા ચઢાવી અજિત તથા પુરૂષમાં ઉત્તમ એવા શ્રીકૃષ્ણ અને અર્જુનને નજીકથી વિંધી પીડિત કરવા લાગ્યો. તેજ સમયે કૃપાચાર્ય, ભોજ તથા તમારો પુત્ર મહારથિ, એ સંગ્રામના મસ્તકવિષે ઉભેલા તેમણે મેઘ જેમ સૂર્યને આચ્છાદન કરે તેમ અનેક બાણેકરી પાંડવમાં શ્રેષ્ઠ એવા અર્જુનને આચ્છાદન કરી દીધો. સહસ્રાર્જુન જેવા પરાક્રમવાળા અર્જુને પણ, પૂર્વે ઇન્દ્રે જેમ બલિરાજાનાં ધનુષાદિકને ભાંગ્યાં હતાં તેમ બાણેકરી પાડયાં છે આયુધ તથા મર્દન કર્યો છે ધ્વજ જેનો એવા કૃપાચાર્યને પૂર્વે જેવા ભીષ્મને કર્યા હતા તેવા હજારો બાણથી વિદ્ધ કરી, બાણેકરી શબ્દ કરતા તમારા પુત્રનો ધ્વજ તથા ધનુષ કાપી સુંદર એવા કૃતવર્માના અશ્વને હણી પ્રતાપવાન એવા તેણે તેના ધ્વજને પણ કાપી નાખ્યો. એવી રીતે ઉતાવળ કરતા એવા તેણે, અશ્વ સારથિ, ધનુષ, ધ્વજ, હસ્તિ, અશ્વ, તથા રથોને હણી વિસ્તીર્ણ એવા અત્યંત મોટા બળવાળા તમારાં સૈન્યને પાણી જેમ બાંધેલી પાળને વિદારણ કરે તેમ વિદારણ કર્યું. તેટલામાં કેશવ ભગવાને તત્કાળ અર્જુનના રથેકરી આતુર એવા શત્રુઓને જમણી બાજુ ફેરવ્યા. પછી વૃત્રાસુરને મારનાર ઇન્દ્ર જાય તેમ જલદીથી જતા અર્જુનને જોઈ યુદ્ધ કરવા ઇચ્છતા બીજા શત્રુઓ, સારી રીતે યોજના કરેલા સુંદર ધ્વજયુક્ત રથેકરી તેની પાછળ દોડવા લાગ્યા. મહારથિ એવા શિખંડિ, સાત્યકિ તથા નકુલ અને સહદેવ સામે આવી અર્જુનની સન્મુખ આવતા શત્રુઓને વારી રાખી તીક્ષ્ણ બાણથી તેમને વિદારણ કરતાં અત્યંત ભયંકર શબ્દ કરવા લાગ્યા. ત્યાર પછી કોપાયમાન થએલા શ્રેષ્ઠ કૌરવ, તથા સૃંજય પૂર્વે દેવાસુર સંગ્રામમાં દેવ તથા અસુર જેમ પરસ્પર હણતા તેમ તીક્ષ્ણ બાણેકરી એક બીજાને હણવા લાગ્યા. એ રીતે જયને ઇચ્છતા સ્વર્ગપ્રત્યે જવાના ઉત્સાહવાળા હસ્તિ, અશ્વ, તથા રથ ઉપર બેઠેલા યોદ્ધાઓ પરસ્પર સામે આવી ઊંચે સ્વરેકરી સિંહનાદ કરતા સારી રીતે મૂકેલા બાણેકરી એકબીજાને વ્યથાયુક્ત કરતા હતા. હે પાર્થિવ ! તે મહા સંગ્રામમાં મહાત્મા એવા શ્રેષ્ઠ યોદ્ધાઓએ પરસ્પર નાખેલા બાણેકરી અંધકાર થવાથી ચાર દિશા વિદિશાઓ તથા સૂર્યની પ્રભા પણ ઢંકાઇ ગઇ.

शरांधकारे तु महात्मभिः कृतेमहामृधेयोधवरैः परस्परं ।
चतुर्दिशो वै विदिशश्च पार्थिव प्रभा च सूर्यस्य तमो वृताभवत् ॥

इतिश्री महाभारते कर्णपर्वणि संकुलयुद्धे गुर्जरभाषायां ऊनाशीति-तमोऽध्यायः ॥ ७९ ॥

## અધ્યાય ૮૦ મો. કૌરવોમાં નાશભાગ.

संजय उवाच—राजन् कुरुणां प्रवरैर्बलैर्भीममभिप्लुतं ।
मज्जंतमिवकौंतेयमुज्जिहीर्षुर्धनंजयः ॥ १ ॥

સંજય કહે છે—હે રાજન્! કૌરવોના બળવાન એવા શ્રેષ્ઠ યોદ્ધાઓએ ઘેરેલા જાણે ડુબતા હોય નહિ એવા કુંતિપુત્ર ભીમસેનનો ઉદ્ધાર કરવા ઇચ્છતા અર્જુને હે ભારત! બાણેકરી કર્ણની સેનાને મર્દન કરી પારકા શૂરવીરોને મૃત્યુલોકપ્રત્યે મોકલી દીધા. તેણે નાખેલો બાણ સમુદાય વિભાગથી આકાશનો આશ્રય કરી દેખતો હતો અને બીજા યોદ્ધાઓ તમારી સેનાને હણતા હતા, એવી રીતે પક્ષિસંઘનો છે સંચાર જેનેવિષે એવા આકાશને બાણથી પૂરી દેઇ મહાબાહુ અર્જુન કૌરવોનો અંતક થયો. ત્યાર પછી અર્જુન, ભલ્લ, ક્ષુરપ્ર તથા નિર્મળ એવા નારાચ નામના બાણેકરી શત્રુઓનાં શરીર ભેદી તેમનાં મસ્તકો કાપવા લાગ્યો. તે સમયે છેદાયાં છે શરીર જેમનાં, કવચ રહિત, મસ્તક વગરના ચોતરફ પાડેલા તથા પડતા યોદ્ધાઓએ કરી તેમજ અર્જુનના બાણેકરી ઘાયલ થએલા અંગેકરી હીન કંઇક ચલાયમાન એવા અશ્વ, રથ તથા હસ્તિઓએકરી હે રાજન! દુઃખે-કરી પણ જોઈ શકાય નહિ એવી અત્યંત દુર્ગમ તથા ભયંકર રણભૂમિ, મહારાદ્ર વૈતરણી સરખી થઇ ગઈ. રથના દંડ, ચક્ર, આરા, ભાલાં યુદ્ધ કરનારના અશ્વ રહિત તથા અશ્વ સહિત સારથિ વગરના તથા સારથિવાળા પડેલા રથેકરીને પણ રણભૂમિ સંકીર્ણ થઇ ગઇ. તેમજ સુવર્ણ સમાન વર્ણવાળા કવચ પહેરેલા સુવર્ણના ભૂષણવાળા યોદ્ધાઓએ આરો-હણ કરેલા કવચ પહેરેલા નિરંતર મદ ઝરતા અને ક્રૂર એવા મોટા માવત લોકોએ પાની તથા અંગુઠાએકરી પ્રેરણા કરેલા ક્રોધયુક્ત એવા ભદ્ર નામના ચારસો હસ્તિ અર્જુનના શ્રેષ્ઠ બાણથી હણાઇ રણભૂમિવિષે મોટા પર્વતનાં નાશ પામેલાં સમૃદ્ધ એવાં શિખર પડે તેમ પડયા. રણમાં અર્જુનના બાણથી હણાયલા શ્રેષ્ઠ હસ્તિઓએકરી રણભૂમિ સંકીર્ણ થઇ તે વેળાએ વાદળોને ભેદતો સૂર્ય જેમ ગતિ કરે તેમ મેઘસરખા મદ ઝરતા હસ્તિઓને ભેદતો અર્જુનનો રથ ગતિ કરતો હતો. એ રીતે અર્જુને હણેલા હસ્તિ, મનુષ્ય, અશ્વ, બહુધા ભેદ પામેલા રથ તથા શસ્ત્ર, યંત્ર અને કવચ વગરના ભાગેલાં આયુધવાળા યુદ્ધમાં ચતુર એવા પ્રાણ રહિત યોદ્ધાઓવડે રણભૂમિનો માર્ગ સંકીર્ણ થયો. વળી અર્જુને અત્યંત મોટું ભયંકર શબ્દવાળું પોતાનું ગાંડીવ ધનુષ લેઇ તેનો ટંકાર કર્યો. આકાશમાં જેવો કડાકો થાય તેવો ભયંકર વજ્ર સરખો તેનો શબ્દ થયો. તે સાંભળી અર્જુનના બાણથી હણાયલી તમારી સેના, સમુદ્રવિષે મોટા વાયુથી હણાયલી મોટી નૌકા જેમ વિદીર્ણ થાય તેમ વિદીર્ણ થઇ ગઇ. ગાંડીવ ધનુષમાંથી નીકળેલા અઘાત ચક્ર તથા વજ્ર સમાન પ્રાણ હણનાર અનેક પ્રકારના બાણ, તમારા સૈન્યને બાળવા લાગ્યા. મહા પર્વતવિષે રાત્રિએ

પ્રજ્વલિત થયેલું વાંસનું વન બળે તેમ સ્ફુરાયમાન એવા અર્જુનના બાણેકરી તમારૂં મોટું સૈન્ય બળવા લાગ્યું. એ રીતે અર્જુનના બાણથી હરાયલું તમારૂં સૈન્ય, વનવિષે દાવાનળથી ત્રાસ પામેલા મૃગગણ ભાગે તેમ સર્વ દિશાઓમાં ભયથી ભાગવા લાગ્યું. એ રીતે અર્જુને બાળવા માંડેલા કૌરવ, તે રીતે વર્તતા સંગ્રામવિષે મહાબાહુ ભીમસેનને છોડી દઇ પાછા વળ્યા. ઉદ્વિગ્ન થએલું કૌરવસૈન્ય રણમાંથી વિમુખ થયું. આવી રીતે કૌરવો વિષે પડેલા ભંગાણને જોઇ પરાજય પામેલો નહિ એવો અર્જુન, ભીમસેન પાસે જઈ સન્મુખ ઉભો રહી ભીમસેનને મળી તેની સાથે વિચાર કરવા લાગ્યો. શલ્યઃહિત તથા અરૂજ એવા યુધિષ્ઠિર છે એમ એને કહી તેની આજ્ઞા લેઇ રથના શબ્દેકરી આકાશ તથા પૃથ્વીને શબ્દાયમાન કરતો ત્યાંથી આગળ જવા લાગ્યો. દુઃશાસનની નાના યોદ્ધાઓમાં શ્રેષ્ઠ શૂરવીર એવા વિસ્તીર્ણ ધનુષવાળા તમારા દશ પુત્ર, નૃત્ય કરતા હોય નહિ તેમ ઊંબાડીઆએ કરી હસ્તિને પીડે તેમ મોટાં બાણેકરી તેને પીડવા લાગ્યા. તે સમયે મધુસૂદન એવા ભગવાને રથેકરી તેમને દક્ષિણ બાજુએ હડાવ્યા. અર્જુને જલદી તેમને યમલોકપ્રત્યે યોજના કરેલાજ છે એમ માનતા હતા. શૂરવીર એવા તે, પરામુખ થયો છે રથ જેનો એવા અર્જુન સામે દોડ્યા. સામે આવતા તેમના ધ્વજ, અશ્વ તથા બાણ અર્જુને નારાચ તથા અર્દ્ધચન્દ્ર બાણેકરી તોડી નાખ્યા. ત્યાર પછી બીજા ભલ્લ નામના દશ બાણેકરી એમનાં મસ્તક પણ પાડી નાંખ્યાં. રોષથી અત્યંત રક્ત છે નેત્ર જેમાં એવાં ડશેલા ઓષ્ઠવાળાં ભૂતળવિષે પડેલાં વક્ર ઘણાંક કમળ હોય તેવાં તે શોભતાં હતાં. એ રીતે શત્રુને હણનાર અર્જુન, મોટા વેગવાળા સુવર્ણના છે પુંખ જેના એવા ભલ્લ નામના દશ બાણેકરી સુવર્ણના બાજુબંધ પેહેરેલા દશ કૌરવોને હણી ત્યાંથી આગળ જવા લાગ્યો.

तान्हत्वा भल्लैर्महावेगैर्दशभिर्दशकौरवान् ।
रुक्मांगदान्रुक्मपुंखैर्हत्वा प्रायादमित्रहा ॥

इतिश्री महाभारते कर्णपर्वणि संकुलयुद्धे गुर्जरभाषायां अशीतितमोऽध्याय ॥ ८० ॥

---

## અધ્યાય ૮૧ મો કર્ણ અર્જુનનું યુદ્ધ.

संजय उवाच—तंप्रयातमहावेगैरश्वैः कपिवरध्वजं ।
युद्धायाभ्यद्रवन् वीराः कुरुणां नवतीरथाः ॥ १ ॥

સંજય કહે છે,—હે ધૃતરાષ્ટ્ર! હનુમાન છે ધ્વજામાં જેની એવા વેગવાન અશ્વે કરી જતા અર્જુન સામે કૌરવોમાંના શૂરવીર એવા નેવું રથિઓ યુદ્ધ કરવા સારૂ દોડ્યા. એવી રીતે પુરૂષમાં સિંહરૂપ સંશપ્તકોએ પારલૌકિક એવા ઘોર સોગન ખાઈ પુરૂષમાં સિંહરૂપ અર્જુનને સંગ્રામમાં ચોતરફથી વિંટી લીધો. શ્રીકૃષ્ણ ભગવાને તો સુવર્ણનાં છે ભૂષણ જેમનાં એવા મોતિની જાળથી ઢંકાયલા મોટા વેગવાળા શ્વેત અશ્વને કર્ણના રથ સામે ચલાવ્યા. કર્ણના રથપ્રત્યે જતા શત્રુને હણનાર અર્જુનને બાણના વર્ષાદથી હણતા રાંક એવા સંશપ્તકો પણ સામે આવ્યા. ઉતાવળથી આવતા તે સર્વ નેવું શૂરવીરને સારથિ, ધનુષ તથા ધ્વજસહિત અર્જુને તીક્ષ્ણ બાણેકરી હણ્યા. નાના પ્રકારનાં બાણેકરી અર્જુને હણેલા તે,

પુણ્ય ક્ષીણ થવાથી સ્વર્ગમાંથી વિમાનસહિત સિદ્ધ પડે તેમ પૃથ્વી ઉપર પડયા. પછી રથ, હસ્તિ તથા અશ્વસહિત નિર્ભય એવા કૌરવો અર્જુન સામે આવી ઉભા રહ્યા. તે સમે ઘણાક છે મનુષ્ય, અશ્વ તથા શ્રેષ્ઠ હસ્તિ જેમાં એવું તમારા પુત્રોનું મોટું સૈન્ય અર્જુનને રોકવા લાગ્યું. મોટા ધનુષવાળા કૌરવોએ પણ શક્તિ, તરવાર, ભાલા,ગુરજ, ગદા, ખડગ તથા બાણોએકરી કુરુનંદન એવા અર્જુનને આચ્છાદન કરી દીધો. પાંડુપુત્ર અર્જુને પણ અંતરિક્ષમાં રહેલી વિસ્તૃત એવી શસ્ત્રવૃષ્ટિને બાણેકરી સૂર્ય જેમ કિરણોએ કરી અંધકારને હણે તેમ હણી. તે સમયે તમારા પુત્રની આજ્ઞાથી ત્યાં ઉભેલા મ્લેચ્છ, મદોન્મત્ત એવા તેરસો હસ્તિવડે પાર્શ્વભાગથી કર્ણિ, નાલીક, નારાચ, ભાલા, ગુરંજ, શક્તિ, મુસલ તથા ગોફણે કરી રથમાં બેઠેલા અર્જુનને પીડવા લાગ્યા. હાથીની સૂંઢે કરી મોકલેલી અતુલ એવી તે શસ્ત્રવૃષ્ટિને અર્જુને તીક્ષ્ણ એવા ભલ્લ તથા અર્દ્ધચન્દ્રાકૃતિ બાણે કરી કાપી નાખી નાના પ્રકારના ઉત્તમ બાણેકરી પતાકા, ધ્વજ તથા માવતસહિત તે બધા હસ્તિઓને વજ્રે કરી જેમ પર્વતોને હણે તેમ તેણે હણ્યા. સુવર્ણના પુંખવાળા બાણેકરી પીડિત થએલા તથા હણાયલા સુવર્ણની માળા પેહેરેલા મોટા હસ્તિઓ, અગ્નિની જ્વાળા સહિત પર્વતો પડે તેમ રણભૂમિમાં પડતા હતા. ત્યાર પછી હે વિશાંપતે ! શબ્દ કરતાં એવાં મનુષ્ય, ગજ તથા વાજિઓના મધ્યમાં ગાંડીવનો મોટો શબ્દ થતો હતો. હે રાજન ! હણાયલા હસ્તિઓ પણ ચોતરફ દોડતા હતા. હણાયા છે સ્વાર જેમના એવા અશ્વ પણ દશે દિશાઓમાં દોડતા હતા. હે મહારાજ ! રથિ તથા અશ્વેકરી હીન એવા ગંધર્વનગર સમાન હજારો રથ દેખાતા હતા. હે મહારાજ ! અર્જુનના અહીં તહીં બાણથી હણાયલા દોડતા ઘોડેસ્વાર પણ તે તે સ્થાનકે દેખાતા હતા. તે વેળાએ પાંડુપુત્ર અર્જુનનું બાહુબળ શોભતું હતું અને ઘોડેસ્વાર હસ્તિઓ તથા રથિઓને સંગ્રામમાં તે એકલો પોતે જીતતો હતો, ત્યાર પછી હે ભરતર્ષભ ! ત્રણ જેનાં અંગ છે એવા મોટા સૈન્યથી વિંટાયલા અર્જુનને જોઇ ભીમસેન, હણાતાં બાકી રહેલા તમારી તરફના કેટલાક રથિઓને છોડી દેઇ વેગેકરી અર્જુનના રથ પ્રત્યે દોડી આવ્યો. એ રીતે અર્જુનને જોઈ ભીમસેન જ્યારે પોતાના ભાઇ પ્રત્યે આવ્યો ત્યારે ઘણાક જેમાંથી હણાયા છે એવું આતુર તે સૈન્ય નાસવા લાગ્યું. એ રીતે ભીમસેન તે મહા સંગ્રામમાં આવી અર્જુનથી હણાતાં બાકી રહેલા મહા બળવાન્ અશ્વને હાથમાં ગદા લેઈ ભીમ હણવા લાગ્યો. એ રીતે ભીમસેને, કાળરાત્રિ સરખી અતિ ઉગ્ર, નર, અશ્વ, તથા હસ્તિનું છે ભોજન જેને, કિલ્લા મહેલ તથા શહેરના દ્વારને વિદારણ કરનારી અતિ દારૂણ એવી પોતાની ગદાને મનુષ્ય હસ્તિ તથા અશ્વ પર નાખી. હે મારીષ ! હણાયલા ઘણાક અશ્વ, ઘોડેસ્વાર, તથા લોહનાં કવચ પહેરેલા મનુષ્ય, એક પછી એક રણભૂમિમાં પડતા હતા. એ રીતે ભીમસેનની ગદાથી હણાયલા, દાંતેકરી પૃથ્વીને ડસતા, રૂધિરેકરી વ્યાપ્ત, ભાગી ગયાં છે મસ્તક અસ્થિ તથા ચરણ જેમનાં એવાં કેટલાક પ્રાણીઓ માંસ ખાનાર પ્રાણીગણનાં ભોજન થયાં. રૂધિર, માંસ તથા વસાએકરી તૃપ્તિને પ્રાપ્ત થએલી ગદા, અસ્થિનું પણ જાણે ભોજન કરતી હોય તેમ કાલરાત્રી સરખી દુઃખેકરીને જોઇ શકાતી ન હતી. એ રીતે અત્યંત ક્રોધાયમાન થએલો ભીમસેન, દશ હજાર અશ્વ તથા ઘણાક પાયદળોને હણી હાથમાં ગદા લેઈ અહીં તહીં દોડવા લાગ્યો. હે ભારત ! હાથમાં છે ગદા જેને એવા ભીમસેનને જોઇ તમારી તરફના યોદ્ધાઓ, ઉગામેલો છે, કાલદંડ જેણે એવો યમરાજાજ પ્રાપ્ત થયો હોય એમ તેને માનતા હતા. અત્યંત ક્રોધાયમાન થએલા

પાંડુનંદન ભીમસેને મદોન્મત્ત હસ્તિની પેઠે મંધરમચ્છ જેમ સાગરમાં પ્રવેશ કરે તેમ હસ્તિ-સૈન્ય પ્રત્યે પ્રવેશ કરી મોટી ગદા હાથમાં લેઈ ક્ષણમાત્રમાં ક્રોધથી હસ્તિસૈન્યને યમલોક પ્રત્યે મોકલી દીધું. કંટક, માથે બેસનાર તથા પતાકા સહિત એવા મદોન્મત્ત હસ્તિઓને પક્ષ સહિત પર્વતો પડે તેમ પડતા અમે જોતા હતા. એ રીતે મહા બળવાન્ ભીમસેન, હસ્તિસૈન્યને હણી પાછો પોતાના રથમાં બેશી પાછળથી અર્જુન પાસે આવ્યો. બહુધા વિમુખ થએલું ઉત્સાહ વગરનું પ્રાયઃ શસ્ત્રથી વિંટાયલું સામું સૈન્ય વિલંબ કરી ઉભું રહ્યું. વિલંબ કરી ઉભેલા અપ્રગલ્ભ એવા તે સૈન્યને જોઇ અર્જુને પ્રાણને તપાવે એવા બાણે કરી તેને આચ્છાદન કરી દીધું. યુદ્ધમાં ગાંડીવ ધનુષ ધરનાર અર્જુને બાણ સમુદાયથી વિંધેલા નર, અશ્વ, રથ તથા હસ્તિઓ, તંતુએ કરી કદંબવૃક્ષ શોભે તેમ શોભતા હતા. હે નૃપ ! નર, અશ્વ તથા હસ્તિઓના પ્રાણ હરે એવા અર્જુનના બાણેકરી હણાતા કૌરવોનો મોટો આર્તસ્વર થતો હતો. તે વખતે અત્યંત ત્રાસ પામેલું સૈન્ય પરસ્પર લીન થતું, હાહાકાર કરતું હતું. તમારૂં સૈન્ય, અલાતચક્રની પેઠે ભમતું હતું. અત્યંત મોટા બળવાળા પાંડવો સાથે કૌરવોનું એવું તો યુદ્ધ થયું કે, જેમાં રથ, ઘોડેસ્વાર, અશ્વ તથા ગજ, કોઈપણ ભેદાયા વગર રહ્યો નહીં. બાણેકરી છેદાયાં છે કવચ જેનાં એવું રૂધિરથી વ્યાપ્ત પ્રદીપ્ત સૈન્ય પ્રફુલ્લિત એવા અશોકના વન જેવું દીસતું હતું. પરાક્રમી અર્જુનને જોઇ સર્વ કૌરવો કર્ણના જીવિતવિષે નિરાશ થયા. અર્જુને જીતેલા સંગ્રામમાં અતિશય ક્રુદ્ધ એવા અર્જુનના બાણસંપાતને માની નિવૃત્ત થઈ સંગ્રામમાં કર્ણને છોડી દેઇ ભયથી દિશાઓ પ્રત્યે દોડી તેને આક્રોશ કરવા લાગ્યા. ભીમસેનાદિક પાંડવ તરફના યોદ્ધાઓને હર્ષ પમાડતો અર્જુન, સેંકડો બાણ ફેંકતો તેની સામે દોડયો. તમારા પુત્રો તો હે મહારાજ ! કર્ણના રથ પ્રત્યે ગયા. તે સમયે અગાધ જળમાં ડુબતા તેમને કર્ણ દ્વીપ રૂપ થયો. હે મહારાજ ! ગાંડીવ ધનુષ ધરનાર અર્જુનના ભયથી કૌરવો વિષરહિત એવા સર્પોની પેઠે કર્ણની પાસે લીન થઈ ગયા. હે મારિષ ! મૃત્યુથી બીનેલા કર્મવાન સર્વ પ્રાણીઓ જેમ ધર્મનોજ આશ્રય કરે તેમ હે નરાધિપ ! મહાત્મા પાંડવના ત્રાસથી તમારા પુત્રોએ મોટા ધનુષ-વાળા કર્ણનો આશ્રય કર્યો. તે સમયે રૂધિરે કરી વ્યાપ્ત વિષમસ્થાન પ્રત્યે ઉભેલા બાણથી આતુર એવા કૌરવોને ભય રહિત એવો કર્ણ, અરે તમો બીયો માં, મારી પાસે આવો, એમ કહી અર્જુને ભંગાણ પાડેલા તમારા સૈન્યને જોઇ ધનુષની પ્રત્યંચા ખેંચી શત્રુને મારવાની ઇચ્છાથી સંગ્રામના મધ્યમાં ઉભો રહ્યો. સંગ્રામમાંથી નાશી જતા કૌરવોને જોઇ શસ્ત્ર ધારણ કરનારાઓમાં શ્રેષ્ઠ શ્વાસોચ્છ્વાસ કરતો કર્ણ, વિચાર કરી અર્જુનનો વધ કરવો, એમ મનમાં ધારી મોટું ધનુષ સજ્જ કરી અર્જુન જોતાં વળી પાંચાલો તરફ દોડયો. તેને જોઇ રૂધિર સરખા લાલ નેત્રવાળા રાજાઓએ ક્ષણ માત્રમાં મેઘ જેમ પર્વત ઉપર વર્ષાદ કરે તેમ બાણના ઓઘનો કર્ણ ઉપર વર્ષાદ કર્યો. હે મારિષ ! હે પ્રાણ ભૃતાંવર ! એટલામાં કર્ણે મૂકેલા હજારો બાણોવડે પંચાલો પ્રાણરહિત થઇ ગયા. હે મહામતે ! મિત્રવાસ્તે મિત્રનું રૂડું ઇચ્છનાર સતપુત્ર કર્ણે હણેલા પંચાલોનો મોટો શબ્દ થતો હતો.

तत्र शब्दो महानासीत्पंचालानां महामते ।
वध्यतां सूतपुत्रेण मित्रार्थेमित्रबुद्धिना ॥

इतिश्री महाभारते कर्णपर्वणि संकुलयुद्धे गुर्जरभाषायां एकाशीतितमो ऽध्यायः ॥ ८१ ॥

## અધ્યાય ૮૨ મો. દુઃશાસન અને ભીમ.

संजय उवाच—ततः कर्णकुरुषु प्रद्रुतेषु वरूथिनाश्वेतहयेन राजन् ।
पांचालपुत्रान् व्यधमत् सूतपुत्रो महेषुभिर्वात इवाभ्रसंघान् ॥ १ ॥

સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર ! હે રાજન્ ! પછી કવચ પહેરેલા શ્વેત અશ્વવાળા અર્જુને કૌરવોને નસાડયા તેને જોઇ સૂતપુત્ર કર્ણે, મોટા બાણોકરી વાયુ જેમ વાદળ સમુદાયને નસાડે તેમ પાંચાલ પુત્રોને હણ્યા. વળી સૂતપુત્ર કર્ણે, જનમેજયના અશ્વને હણી અંજલિક નામના બાણથી એના સારથિને રથમાંથી નીચે પાડી, શતાનિક તથા સુતસોમ ઉપર ભલ્લ નામના બાણ નાખી એનું ધનુષ કાપી છ બાણથી ધૃષ્ટદ્યુમ્નને ભેદી વેગથી એના અશ્વને હણી, તેમજ સાત્યકિના અશ્વને પાડયો. વિશોક નામના કૈકેય પુત્રને હણ્યો. એ રીતે કર્ણે હણેલા કુમારને જોઇ ઉગ્ર છે કર્મ જેનાં એવા કૈકયના સેનાપતિએ તેની પાછળ દોડી ધનુષ ખેંચી ઉગ્ર વેગવાળા બાણેકરી કર્ણના પુત્ર પ્રસેનને હણ્યો. કર્ણે પણ અત્યંત હાસ્યકરી અર્દ્ધચંદ્ર નામના ત્રણ બાણેકરી તેના બે બાહુ તથા મસ્તક કાપી નાખ્યું. પ્રાણરહિત એવો તે, ફરશીએકરી કાપેલો સાગનો વૃક્ષ પડે તેમ રથ ઉપરથી પૃથ્વીપર પડયો. કર્ણપુત્ર પ્રસેને જાણે નૃત્ય કરતો હોય તેની પેઠે હણાયા છે અશ્વ જેના એવા શિનિકુળમાં શ્રેષ્ઠ સાત્યકિને તીક્ષ્ણ બાણે આચ્છાદાન કરી તેના બાણથી હણાયલો પોતે પૃથ્વીવિષે પડયો. પુત્ર હણાવાથી ક્રોધેકરી વ્યાપ્ત છે ચિત્ત જેનું એવા શિનિકુળમાં શ્રેષ્ઠ સાત્યકિને હણવા ઇચ્છતા કર્ણે, અરે હે શૈનેય ! તું હણાયો છે, એમ કહી શત્રુને હણે એવો બાણ તેની ઉપર નાખ્યો. એના તે બાણને શિખંડિએ ત્રણ બાણથી કાપી બીજા ત્રણ બાણથી કર્ણને પણ વ્યથિત કર્યો. અધિરથપુત્ર મહાત્મા ઉગ્ર એવા કર્ણે ક્ષુર નામના બે બાણથી શિખંડિનું ધનુષ તથા ધ્વજ કાપી બીજા છ બાણથી શિખંડિને વિંધી ધૃષ્ટદ્યુમ્નના પુત્રનું મસ્તક કાપી અત્યંત તીક્ષ્ણ બાણેકરી સુતસોમને વિંધ્યો. અતિ ભયંકર એવા આર્ત સ્વરવાળા સંગ્રામમાં ધૃષ્ટદ્યુમ્નનો પુત્ર હણાયો તેને જોઇ હે રાજસિંહ ! શ્રીકૃષ્ણ ભગવાને અર્જુનને કહ્યું કે–હે પાર્થ ! કર્ણ, પંચાલ વગરનું સૈન્ય કરે છે, વાસ્તે તું ત્યાં જા અને તેને હણ. શ્રીકૃષ્ણનાં વચન સાંભળી રથના યૂથપતિ કર્ણે હણેલા તેમના ભયથી રક્ષણને ઇચ્છતા પુરૂષમાં અત્યંત શૂરવીર મહાબાહુ અર્જુન, હાસ્ય કરી તત્કાળ રથે કરી અધિરથપુત્ર કર્ણ સામે ગયા. ત્યાં જઇ ઉગ્ર છે શબ્દ જેનો એવું ધનુષ ખેંચી પ્રત્યંચાથી મોજાઓને હણી પ્રત્યંચાનો શબ્દ કરી એકદમ ઘણા બાણ નાખવાથી અંધકાર કરી હસ્તિ, અશ્વ, રથ તથા ધ્વજાઓને હણવા લાગ્યા. પ્રત્યંચાના શબ્દનો પ્રતિધ્વનિ આકાશમાં વ્યાપ્ત થઇ ગયો તેથી ત્યાં રહેલાં પક્ષિઓ, પર્વતોની ગુહામાં જતાં રહ્યાં. એ રીતે બાણ નાખવાથી મંડળરૂપ થએલી પ્રત્યંચાએકરી શોભિતો અર્જુન રૌદ્ર મુહુર્તમાં કર્ણ સામે ગયો. પાંડુપુત્રનું પાછળથી રક્ષણ કરનાર એકવીર ભીમસેન, રથેકરી તેની પાછળ ગયો. એ રીતે શત્રુઓએ કરી વિંટાએલા તે બેઉ રાજપુત્ર, રથેકરી ઉતાવળથી કર્ણ સામે ગયા એટલામાં અત્યંત મોટા એવા સૂતપુત્ર કર્ણે સોમકોને સારી રીતે ગ્રહણ કરી તેમની સાથે યુદ્ધ કરી ઘણાક રથ અશ્વ તથા હસ્તિઓને હણી બાણેકરી દિશાઓને આચ્છાદન કરી દીધી. રથિઓમાં અત્યંત શૂરવીર, ક્રોધાયમાન એવા ઉત્તમૌજા, જનમેજય, યુધામન્યુ, શિખંડિ તથા પાર્ષદ અત્યંત મોટા શબ્દ કરતા એવા પાંચ પંચાલ એકઠા મળી કર્ણ સામે દોડી બાણથી તેને ભેદી સૂતપુત્ર તેને ધૈર્યથી, કર્યો છે આત્મા વશ જેણે

એવા પુરૂષને જેમ શબ્દાદિક પાંચ વિષય પાડવા સમર્થ થાય નહિ તેમ રથમાંથી—નીચે પાડવા સમર્થ થયા નહિ. કર્ણે બાણેકરી તેમનાં ધનુષ, ધ્વજ, અશ્વ, સારથિ તથા પતાકાઓને કાપી બીજા પાંચ બાણુથી પાંચ પંચાલોને હણી સિંહની પેઠે મોટો શબ્દ કર્યો. તે સમયે બાણુ ફેંકતા, શત્રુઓને હણુતા અને પ્રત્યંચા તથા બાણુ છે હાથમાં જેના એવા કર્ણના ધનુષના શબ્દેકરી પર્વત તથા વૃક્ષ સહિત પૃથ્વી વિશીર્ણ થશે એમ માની બધાં મનુષ્ય, અતિશય ખેદ પામતાં હતાં. ઇન્દ્રધનુષની જેને ઉપમા અપાય એવાં ધનુષેકરી બાણુ મુકતો સંગ્રામના મધ્યમાં રહેલો અધિરથપુત્ર કર્ણ પ્રદીપ્ત છે કિરણમંડળ જેનું એવો પરિધિમાન સૂર્ય શોભે તેમ શોભતો હતો. કર્ણે બારથી શિખંડિને, તીક્ષ્ણ એવા છથી ઉત્તમૌજાને, ત્રણેકરી યુધામન્યુને, અને ત્રણ ત્રણ બાણુથી સોમક તથા પાર્ષત પુત્રને વિંધ્યા. હે મારિષ ! મહા સંગ્રામમાં સૂતપુત્રે પરાજય પમાડેલા શત્રુને આનંદ આપનાર પાંચ મહારથિઓ, આત્મવેત્તા પુરૂષે પરાજય પમાડેલા પાંચ વિષય જેમ તેની પાસે નિરૂદ્યમ થઇ ઉભા રહે, તેમ નિરૂદ્યમ થઇ ઉભા રહ્યા. ભાગ્યું છે નાવ જેમનું એવા સમુદ્રવિષે ડુબતા વ્યાપારિઓને જેમ ખલાસિઓ, નાવેકરી સમુદ્રમાંથી ઉદ્ધાર કરે, તેમ કર્ણરૂપી સાગરમાં ડુબતા પોતાના માતુલોને સારીરીતે બનાવેલા રથેકરી દ્રૈપદીપુત્રોએ તેમાંથી ઉદ્ધાર્યા. ત્યાર પછી શિનિકુળમાં શ્રેષ્ઠ સાત્યકિએ તીક્ષ્ણ બાણેકરી કર્ણે નાખેલા ઘણાક બાણુને હણી લોહમય એવા તીક્ષ્ણ બાણથી તેને વિદારણ કરી આઠ બાણુથી તમારા મોટા પુત્રને વિંધ્યો. કૃપાચાર્યે, ભોજે, તમારા પુત્રે તથા પોતે મહારથિ કર્ણે પણ, તીક્ષ્ણ બાણે કરી તેને તાડન કર્યો. યાદવમાં ઉત્તમ એવો તે પણ દિક્પાળો સાથે જેમ દૈત્યપતિ યુદ્ધ કરે, તેમ તેઓ સાથે યુદ્ધ કરવા માંડયું. અત્યંત વિસ્તૃત ઘણાક બાણુ છોડતાં શબ્દ કરતાં ધનુષેકરી, સાત્યકિ, શરદઋતુના સૂર્યની પેઠે અતિદુર્ધર્ષ થયો.

તેટલામાં શત્રુને તપાવનાર પંચાલોમાંના મહારથિ પાંચ જણા સારી રીતે કવચ પેહેરી પાછા રથમાં બેશી ત્યાં આવી શત્રુને નિગ્રહ કરવા લાગ્યા. ઓગણુપચાસ વાયુ જેમ ઇન્દ્રની રક્ષા કરે તેમ શિનિકુળમાં અત્યંત શૂરવીર એવા સાત્યકિની બીજા રક્ષા કરવા લાગ્યા. ત્યાર પછી પૂર્વે દેવતાઓનું અસુરો સાથે યુદ્ધ થયું હતું તેવું તમારા શત્રુઓનું તમારા સૈનિકો સાથે રથ, અશ્વ, તથા હસ્તિને નાશ કરનારૂં અતિ દારૂણ યુદ્ધ થયું. જેમાં નાના પ્રકારના શસ્ત્રેકરી વિંટાયલા રથ, હસ્તિ, અશ્વ તથા પાયદળ પરસ્પર હણુવાથી પડી જતા હતા, પીડિત થઇ શબ્દ કરતા હતા અને કેટલાક પ્રાણુ રહિત થઇ પડતા હતા. તે રીતે સંગ્રામમાં આવેલા ભીમસેન પ્રત્યે નિર્ભય એવો રાજાથી નાનો ભાઇ તમારો પુત્ર દુઃશાસન, બાણુ ફેંકતો આવ્યો. ભીમસેન ઉતાવળથી મોટા મૃગપ્રત્યે જેમ સિંહ દોડે તેમ તેની સામે દોડયો. તે વેળાએ પરસ્પર અભિનિવિષ્ટ છે રોષ જેમને એવા અને પ્રાણુનું પણુ કરી દ્યૂત ક્રીડા કરતા વિકરાળ એવા તે બેઉનું શંબરાસુર અને ઇન્દ્રનું યુદ્ધ થયું હતું તેવું અતિશય દારૂણ યુદ્ધ થયું. જેમાં કામદેવમાં આસક્ત છે ચિત્ત જેમનું એવા એકરીર મદ ઝરતા બે મોટા હસ્તિઓ, હાથિણી વાસ્તે પરસ્પરને હણે તેમ તે બેઉ શરીરને પીડા કરે એવા અત્યંત ચકચકિત બાણેકરી પૃથ્વી વાસ્તે એકબીજાને હણુતા હતા. ભીમસેને ઉતાવળથી ક્ષુર નામના બે બાણેકરી તમારા પુત્રનું ધનુષ તથા ધ્વજ કાપી એક બાણુથી એના લલાટને ભેદી સારથિનું મસ્તક કાયા ઉપરથી હરણ કર્યું. રાજપુત્ર દુઃશાસને પણુ બીજું ધનુષ ગ્રહણ કરી પોતે ઘોડાઓની રાશ ગ્રહણ કરી બાર બાણુથી ભીમસેનને ભેદી તેની ઉપર

બાણનો વર્ષાદ કર્યો. પછી તમારા પુત્ર દુઃશાસને સૂર્યના કિરણ સરખી કાંતિવાળો, સુવર્ણ, વજ્ર, તથા ઉત્તમ રત્નથી શોભિત મહેન્દ્રના વજ્રપાત સરખો દુઃસહ. તથા ભીમના અંગને વિદારણ કરવામાં સમર્થ એવો બાણ મૂક્યો. તે બાણે વિંધાયું છે અંગ જેનું એવો, શ્રેષ્ઠ રથને આશ્રયે રહેલો ભીમસેન, વિખરાયું છે શરીર જેનું એવો થઇ બે હાથ લાંબા કરી પ્રાણ રહિતની પેઠે રથમાં પડી ગયો, પણ તરત પાછો સંજ્ઞા પ્રાપ્ત થતાં ઘોર શબ્દ કરવા લાગ્યો.

सतेन निर्भिन्नतनुर्वृकोदरो निपाततः स्रस्ततनुर्गतासुवत् ।
प्रसार्य बाहुरथवर्यणाश्रितः पुनः ससंज्ञामुपलभ्य चानदत् ॥

इतिश्री महाभारते कर्णपर्वणि दुःशासनभीमसेनयुद्धे गुर्जरभाषायां द्व्यशीतितमोऽध्यायः॥ ८२ ॥

## અધ્યાય ૮૩ મો. દુઃશાસન રુધિરપાન.

संजय उवाच—तत्राकरोदुष्करं राजपुत्रो दुःशासनस्तुमुलंयुद्धयमानः ।
चिच्छेदभीमस्य धनुः शरेणे षष्ठयांशरैः सारथिमप्यविध्यत् ॥ १ ॥

સંજય કહે છે,—હે ધૃતરાષ્ટ્ર! ભયંકર યુદ્ધ કરતા રાજપુત્ર દુઃશાસને કોઇથી ન બને એવું દુષ્કર કર્મ કર્યું. એક બાણેકરી ભીમનું ધનુષ કાપી સાઠ બાણેકરી એના સારથિને પણ વિંધ્યો. ત્યારપછી મહાત્મા એવા વેગવાનતે રાજપુત્રે ઘોર કર્મ કરી નવ બાણથી ભીમસેનને વિંધી વળી સત્વર શ્રેષ્ઠ એવા ઘણાક બાણથી ભીમસેનને માર્યો. કોપાયમાન થએલા વેગવાન ભીમસેને ઉગ્ર એવી શક્તિ, તમારા પુત્ર ઉપર નાંખી. પોતા સામે આવતી પ્રજ્વલિત ઉંબાડિઆ સરખી ઘોર શક્તિને જોઇ મહાત્મા તમારા પુત્રે તત્કાળ કર્ણપર્યંત ધનુષ ખેંચી મૂકેલા દશ બાણેકરી તેને કાપી નાંખી. એ રીતે તમારા પુત્રે કરેલાં અત્યંત દુષ્કર કર્મને જોઇ પ્રસન્ન થએલા સર્વ યોદ્ધાઓ તેનાં વખાણ કરવા લાગ્યા. વળી તમારા પુત્રે બાણેકરી ભીમસેનને અત્યંત વિંધ્યો. ક્રોધાયમાન થએલા ભીમસેને તમારા પુત્ર સામે જોઇ ક્રોધથી વળી અત્યંત પ્રજ્વલિત થઇ તમારા પુત્રને કહ્યું કે, હે શૂરવીર! આજે તેં મને વિંધ્યો છે પણ હાલ તારી ઉપર ગદાના પ્રહાર થાય તેને સહન કરજે. એમ ઉચ્ચ સ્વરથી કોપાયમાન થએલા તેણે તેના વધ વાસ્તે ભયંકર ગદા ગ્રહણ કરી. વળી તેને કહ્યું કે, હે દુરાત્મન્! આજ હું સંગ્રામની વચ્ચે તારૂં રૂધિર પાન કરીશ. એવાં ભીમસેનનાં વચન સાંભળી તમારા પુત્રે ઉગ્ર એવી મૃત્યુરૂપ શક્તિ વેગથી તેની ઉપર નાંખી. ક્રોધે કરી વ્યાપ્ત છે મૂર્તિ જેની એવા ભીમસેને ફેરવી અત્યંત ભયંકર એવી ગદા તેની ઉપર નાંખી. તે ગદા તેની શક્તિને તત્કાળ નાશ કરી તમારા પુત્રના મસ્તકવિષે જઇ વાગી. તે વખતે મદ ઝરતા હસ્તિની પેઠે ઝરે છે શરીરમાંથી રૂધિર જેને એવા ભીમસેને તે ભયંકર સંગ્રામમાં તે રીતે ગદા નાખી હડાહડથી દશ ધનુષ છેટો તેને ફેંકી દીધો. એ રીતે વેગવાન એવી તે ગદાથી હણાયું છે મસ્તક જેનું એવો અને વિખરાઈ ગયાં છે કવચ, આભરણ, વસ્ત્ર તથા માળા જેની એવો અત્યંત વેદનાથી આતુર ચેષ્ટા કરતો દુઃશાસન નીચે પડી ગયો. તેની પડતી એવી તે ગદાએકરી સારથિ સહિત એના ઘોડા હણાયા અને રથનું પણ ચૂર્ણ થઈ ગયું. હે નરેંદ્ર! એવી અવસ્થાને પ્રાપ્ત થએલા દુઃશાસનને જોઇ પ્રસન્ન થએલા સર્વ

પાંડવ તથા પંચાલ, સિંહનાદ કરવા લાગ્યા. હે આજમીઢ ! એ રીતે તેને પાડી ભીમસેન હર્ષેકરી દિશાઓને શબ્દાયમાન કરતો ગર્જના કરવા લાગ્યો. શબ્દેકરી પાસે ઉભેલા સર્વ યોદ્ધાઓ, મૂર્છાકુલ થઇ પડી ગયા. અચિંત્ય છે કર્મ જેનાં એવો વેગવાન મહાબાહુ ભીમસેન પણ, મુખ્ય તથા અત્યંત બલિષ્ટ યોદ્ધાઓવડે પ્રવર્તમાન થએલા તે મોટા ભયંકર સગ્રામમાં દુઃશાસનને જોઈ વેગેકરી વાહન ઉપરથી નીચે ઉતરી દુઃશાસન સામે દોડી પૂર્વે સભા મધ્યમાં તેણે કરેલા દ્રૌપદીના કેશ ગ્રહણ તથા ભર્તૃપરાંમુખ, નિરપરાધી રજસ્વલા દેવી એવી દ્રૌપદીનો તેણે કરેલો વસ્ત્રાપહાર, આદિ લેઇ તમારા પુત્રોએ શત્રુપણું કરી જે જે દુઃખ આપ્યાં હતાં તે યાદ કરી, ઘી હોમવાથી જેમ અગ્નિ પ્રજ્વલિત થાય તેમ ક્રોધથી પ્રજ્વલિત થઇ કર્ણ દુર્યોધન, કૃપાચાર્ય, અશ્વત્થામા તથા કૃતવર્મા એટલા યોદ્ધાઓને કહેવા લાગ્યો કે, આજ પાપરૂપ દુઃશાસનને હું હણું છું માટે તમે સર્વ યોદ્ધાઓ એની રક્ષા કરો. એમ કહી તત્કાળ તેને હણવાની જેને કામના છે એવા વેગવાન બલિષ્ટ એકવીર ભીમસેને, સામે દોડી દુર્યોધન તથા કર્ણની સમક્ષ કેસરીસિંહ જેમ મોટા હસ્તિનો નિગ્રહ કરે તેમ દુઃશાસનને નિગ્રહ કરી રથમાંથી નીચે ખેંચી પાડ્યો. દુઃશાસન ઉપર તીક્ષ્ણ ધારવાળો ખડગ ઉગામી કંપાયમાન એવા તેના કંઠવિષે પગ મૂકી કહ્યું કે સભામાં પ્રસન્ન થઇ કર્ણ તથા દુર્યોધન સહિત ' આ તો બિચારા ગાય સરખા છે ' એમ તું કહેતો હતો માટે પ્રસન્ન થઇને આ વખતે પણ કહે, અને હે દુરાત્મન્ ! રાજસૂયયજ્ઞના અવભૃથસ્નાન વિષે પવિત્ર થયેલા દ્રૌપદીના કેશ તેં કયા હાથેકરી આકર્ષણ કર્યા હતા તે કહે ? ભીમસેન તને આમ પૂછે છે. ભયંકર એવાં ભીમસેનનાં તે વચન સાંભળી, દુઃશાસન ભીમસેન સામે જોઇ, કંઇક હાસ્ય કરી ભીમસેનને પ્રજ્વલિત કરી તેની સામે નેત્ર ફાડી કૌરવ તથા સોમકો સાંભળતાં ક્રોધથી આવી રીતે સ્પષ્ટ કહેવા લાગ્યો કે–હે ભીમ ! પીનસ્તનને મર્દન કરનાર, હજારો ગાયોનાં દાન આપનાર તથા ક્ષત્રિયોનો નાશ કરનાર એવા હસ્તિની સૂંઢ સરખા આ હાથેકરી મેં મુખ્ય કૌરવો, તમે, તથા બીજા સભાસદો જોતાં દ્રૌપદીના કેશ આકર્ષણ કર્યા હતા. એ રીતે બોલતા દુઃશાસનનાં તે વચન સાંભળી, ભીમસેને, બે હાથેકરી બળથી તેને પકડી વક્ષસ્થળને પીડિત કરી બીજા યોદ્ધાઓ સામે મોટેથી સિંહનાદ કરી શત્રુનો તિરસ્કાર કરી મહા બળવાન ભીમે ક્રોધથી કહ્યું કે, આજ આ દુઃશાસન નાશ પામ્યો છે આયુ જેનો એવો થશે; વાસ્તે જેને બળ હોય તે, જીવિતનો ત્યાગ કરતા દુઃશાસનની રક્ષા કરો. આમ કહી ક્રોધાયમાન થએલા મહાત્મા ભીમસેને હાથેકરી તેનો હાથ શરીરમાંથી ખેંચી કાઢી વજ્ર સરખા તે હાથેકરીનેજ શૂરવીરોના મધ્યમાં દુઃશાસને હણ્યો. પછી હે રાજન્ ! પૃથ્વીવિષે પડેલા તેનું વક્ષસ્થળ ભેદી કંઇક ઉષ્ણ એવા તેના રૂધિરનું પાન કરી વળી તેને પાછો પાડી ખડગેકરી તમારા પુત્રના મસ્તકને કાપી મતિમાન ભીમસેન, પોતાની પ્રતિજ્ઞા સત્ય કરવા સારૂ કંઇક ઉષ્ણ એવા એના રૂધિરનું પાન કરી તેનો વારંવાર સ્વાદ ચાખી ક્રોધથી એની સામું જોઈ આવી રીતે કહેવા લાગ્યો કે, માતુસ્તન્ય, મધ, ઘી, સારી રીતે બનાવેલા દ્રાક્ષારસ, દિવ્ય એવાં જળનો રસ, મંથન કરેલું દહી તથા દૂધના રસ, અને લોકમાં બીજા જે પીવાના પદાર્થ તથા અમૃત સરખા રસ છે તે સર્વથી આ લોહીનો રસ મને અધિક મિષ્ટ લાગે છે. વળી ક્રોધે કરી વ્યાપ્ત છે ચિત્ત જેનું એવો, ઉગ્ર કર્મ કરનાર ભીમસેન પ્રાણ ગયા સરખા દુઃશાસનને જોઈ રૂડા સ્વરથી હાસ્ય કરી કહેવા લાગ્યો કે, શું કરૂં જે મૃત્યુએ

તારી રક્ષા કરી છે. એમ બોલતાં ફરીથી તેના હૃદયના રૂધિરનો સ્વાદ ચાખતા ભીમસેનને તે સમયે જેઓ દેખતા હતા તેઓ પણ ભયથી વ્યથિત થઇ નીચે પડી ગયા. જે મનુષ્ય, વ્યથિત થયા નહિ તેમના હાથમાંથી ધનુષ અને શસ્ત્ર પડી ગયાં. બબે કરી બેઠેલા સ્વરથી ચીસો પાડતા નેત્ર વિચેલા ચોતરફથી યોદ્ધાઓ દેખાતા હતા. તેમજ બાકીના સર્વ મનુષ્ય દુઃશાસનના રુધિરનું પાન કરતા ભીમસેનને ચોતરફથી જોઇ તેના ભયથી 'આ મનુષ્ય નથી,' એમ બોલતા ત્યાંથી પલાયન કરી જતા હતા. ચિત્રસેન સહિત ભયથી પીડિત થએલા બીજા કેટલાક માણસ, ભીમસેને તેવું વિકરાળ રૂપ કર્યું તથા દુઃશાસનનું રૂધિરપાન કર્યું તે જોઇ 'ભીમસેન રાક્ષસ છે' એમ કહેતા ત્યાંથી નાસી જવા લાગ્યા. એ રીતે નાસી જતા ચિત્રસેનને જોઇ નિર્ભય તથા સૈન્યસહિત એવા રાજપુત્ર યુધામન્યુએ સામે આવી મૂકેલા તીક્ષ્ણ એવા સાત બાણે કરી એને વિંધ્યો. પાછું ફેરવ્યું છે શરીર જેણે એવા જીભ કાઢતા મોટા સર્પની પેઠે પાછા વળી બહાર કાઢવા ઇચ્છતા ચિત્રસેને ત્રણ બાણથી યુધામન્યુને વિંધી છ બાણેકરી એના સારથિને પણ વિંધ્યો, તેટલામાં શૂરવીર એવા યુધામન્યુએ, અત્યંત તીક્ષ્ણ છે અગ્રભાગ જેનો એવા સારા પુંખવાળા કર્ણપર્યંત ધનુષ ખેંચી મુકેલા બાણેકરી તેનું મસ્તક કાપી નાખ્યું. એ રીતે પોતાનો ભાઇ ચિત્રસેન હણાયો તે જોઈ ક્રોધાયમાન થએલો કર્ણ, પોતાનું પૌરૂષ દેખાડતો પાંડવના સૈન્યને નસાડવા લાગ્યો, તે સમે ઘણુંક છે બળ જેનું એવો નકુળ તેની સામે ગયો, ભીમસેન ઉગ્ર છે શબ્દ જેનો તથા લોકમાં શૂરવીર એવો યોદ્ધાઓ સાંભળે તે રીતે, આવી રીતનું વચન કહેવા લાગ્યો કે 'હે પુરૂષાધમ! આ હું કંઠમાંથી તારૂં રૂધિરપાન કરૂં છું માટે પૂર્વે સભામાં જેમ પ્રસન્ન થઇ 'આ ગાય સરખા છે, આ ગાય છે,' એમ કહેતો હતો તેમ આ સમે સંતુષ્ટ થઇ તેમ કહે કે, 'આ ગાય છે આ ગાય છે' એમ કહી તમે જે અમારી સામે નાચતા હતા તે પ્રત્યે આ સમે 'આ ગાય છે આ ગાય છે' એમ કહી અમે નૃત્ય કરીએ છીએ. તેમ પ્રમાણુ કોટીમાં શયન, કાળકૂટવિષનું ભોજન, કાળા સર્પોનું ડસવું, લાક્ષાગૃહ વિષે દાહ, વિરાટના ઘરવિષે જે પૃથક્, પૃથક્ અમને કલેશ થયો અને શકુનિ, દુર્યોધન તથા રાધાપુત્રના ખરાબ વિચારથી જે જે દુઃખનો અમે અનુભવ કર્યો તે બધાનો હેતુ તુજ છે. એ રીતે પુત્ર સહિત ધૃતરાષ્ટ્રના દુરાત્માપણાથી એટલા દુઃખને અમે જાણીએ છીએ, પણ કયારે સુખને તો જાણતાજ નથી. હે રાજન! હે મહારાજ! એટલાં વચન કહી જયને પ્રાપ્ત થએલો રૂધિરેકરી વ્યાપ્ત, સ્રવે છે મુખમાંથી લોહી જેને એવો અત્યંત ક્રોધાયમાન થએલો વેગવાન ભીમસેન, હાસ્યકરી કેશવ તથા અર્જુન પ્રત્યે ફરીથી વળી કહેવા લાગ્યો કે—હે વીરો! દુઃશાસન નિમિત્ત સભામાં મેં જે પ્રતિજ્ઞા કરી હતી તે આજ પૂર્ણ કરી. તેમજ બીજા દુર્યોધનરૂપી યજ્ઞપશુને હણી પગેકરી કૌરવોની સમક્ષ તે દુરાત્માના મસ્તકનું મર્દન કરી અહીંજ હું એને પણ મારીશ, પછી પરમ શાંતિને પ્રાપ્ત થઇશ. એટલાં વચન કહી રૂધિરેકરી આર્દ્ર છે શરીર જેનું એવા સંતુષ્ટ થએલા અતિ બળવાન મહાત્મા ભીમસેને, વૃત્રને હણી જેમ ઇન્દ્રે શબ્દ કર્યો હતો તેમ મોટેથી ભયંકર શબ્દ કર્યો.

**एतावदुक्त्वा वचनं प्रहृष्टो ननाद चोग्रं रुधिरार्द्रगात्रः;**
**ननर्द चैवातिबलो महात्मा वृत्रं निहत्येव सहस्रनेत्रः ॥**

**इतिश्री महाभारते कर्णपर्वणि दुःशासनवधे गुर्जरभाषायां ऽयशीतितमोऽध्यायः ॥ ८३ ॥**

# અધ્યાય ૮૪ મો. નકુલનો પરાજય.

**संजय उवाच—दुःशासने तु निहते तव पुत्रामहारथाः।**
**महाक्रोधविषा वीराः समरेषुपलायिनः ॥ १ ॥**

સંજય કહે છે,—હે ધૃતરાષ્ટ્ર! એ રીતે ભીમસેને દુશાસનને હણ્યો તે વખતે મહા ક્રોધરૂપી છે વિષ જેમને એવા સંગ્રામમાં પલાયન કરનાર શૂરવીર, મહા પરાક્રમી, નિષંગી, કવચી, પાશી, દંડધાર, ધનુર્ધર, અલોલુપ, સહ, ષંઢ, વાતવેગ તથા સુવર્ચા છે નામ જેમનાં એવા ભાઇના દુઃખથી દુર્બળ થએલ, તમારા દશ પુત્રોએ એકઠા મળી ત્યાં આવી બાણેકરી મહાબાહુ ભીમસેનને આચ્છદન કરી દીધો. એ રીતે મહારથિઓએ ચોતરફથી વારી રાખેલો ક્રોધરૂપી અગ્નિએકરી રક્ત નેત્રવાળો ક્રોધાયમાન થએલો ભીમસેન, જાણે બીજો કાળ હોય તેવો શોભતો હતો. ભરતકુળમાં ઉત્પન્ન થએલા સુવર્ણના બાજુબંધથી શોભિતા તમારા દશ પુત્રને, ભીમસેને, સુવર્ણના પુંખવાળા મહા વેગવાન ભલ્લ નામના દશ બાણેકરી યમલોક પ્રત્યે મોકલી દીધા. શૂરવીર એવા તમારા દશપુત્ર હણાયા તેને જોઇ ભીમસેનના ભયથી પીડિત થએલું તમારૂં સૈન્ય, સૂતપુત્ર જોતાં રણમાંથી નાસવા લાગ્યું. તે વખતે હે મહારાજ! પ્રજાવિષે કાળનું જેવું પરાક્રમ હોય તેવા ભીમસેનનાં પરાક્રમને જોઇ કર્ણને પણ મહાભય પ્રાપ્ત થયું. તે વેળાએ આકારથી તેના મનના ભાવને જાણનાર સંગ્રામમાં શોભિતો શલ્ય શત્રુને દમન કરનાર કર્ણ પ્રત્યે વખતને લગતું આવી રીતનું વચન કહેવા લાગ્યો કે, હે રાધેય! તું વ્યથા કર મા, કેમકે એમ કરવું તને ઘટતું નથી. મહાત્મા ભીમસેને દુઃશાસનનું રૂધિર પાન કર્યું તે જોઈ ભાઇના દુઃખથી કૃશ થએલો દુર્યોધન સંમૂઢ થઇ ગયો છે. ભીમસેનના ભયથી પીડિત થએલા રાજાઓ, આમ તેમ ઑાંકાં શોધે છે. અને કૃપાચાર્ય આદિ લઇને યોદ્ધાઓ તથા હણાતાં બાકી રહેલા સહોદર, ચોતરફથી દુર્યોધનને વિંટી ઉભેલા છે, તેથી લબ્ધ છે લક્ષ જેમણે એવા શૂરવીર અર્જુનાદિક પાંડવ, યુદ્ધ વાસ્તે તારીજ સન્મુખ આવી ઉભેલા છે, વાસ્તે હે પુરૂષમાં સિંહરૂપ! પૌરૂષવિષે રહેલો તું ક્ષત્રધર્મને આગળ કરી અર્જુન સામે જા. તેમ હે મહાબાહો! દુર્યોધને સર્વ ભાર પણ તારી પર મૂકેલો છે, તેને શક્તિ તથા બળ પ્રમાણે વહન કર. તેમ કરતાં જય થયો તો ધણીક કીર્તિ થશે અને પરાજય થયો તો સ્વર્ગની પ્રાપ્તિ થશે. હે રાધેય! તું મોહને પ્રાપ્ત થયો તેથી અત્યંત ક્રુદ્ધ થએલો તારો પુત્ર વૃષસેન, પાંડવ સામે દોડે છે વાસ્તે તું યુદ્ધવિષે ત્વરા કર. અમિત તેજવાળા શલ્યનાં એવાં વચન સાંભળી કર્ણે, હૃદયવિષે યુદ્ધ કરવાનો આવશ્યક એવો સ્થિર ભાવ કર્યો. તેટલામાં તો ક્રોધાયમાન થએલો વૃષસેન, ગ્રહણ કર્યો છે દંડ જેણે એવા કાળની પેઠે હાથમાં ગદા ગ્રહણ કરેલા તમારી તરફના યોદ્ધાઓ સાથે યુદ્ધ કરતા પોતાની સામે ઉભેલા પાંડુપુત્ર ભીમસેનના જોવામાં આવ્યો. પણ અત્યંત શૂરવીર નકુળ, ક્રોધથી સંરૂષ્ટ એવા વૃષસેનને બાણેકરી વ્યથા યુક્ત કરતો તેની સામે દોડયો. ત્યાર પછી શૂરવીર નકુળે ક્ષુર નામના બાણેકરી કર્ણપુત્રનો ધ્વજ તથા સ્ફાટિક મણિથી વિચિત્ર પ્રકારના તેના કવચને ભેદી ભલ્લ બાણથી સુવર્ણેકરી વિચિત્ર પ્રકારના તેના ધનુષને કાપી નાખ્યું. અસ્ત્ર શીખેલા કર્ણપુત્ર વૃષસેને પણ તત્કાલ બીજું ધનુષ ગ્રહણ કરી પાંડુપુત્ર નકુળને વિંધી તેની ઉપર દિવ્ય અસ્ત્રનો વર્ષાદ કર્યો.

હે રાજન ! કર્ણનો પુત્ર બાણ વાગવાથી, ક્રોધથી, પોતાની કાંતિએકરી તથા અસ્ત્ર મુકવાથી વૃદ્ધિ પામેલો અગ્નિ જેમ ઘીની આહુતિએકરી પ્રજ્વલિત થાય તેમ અત્યંત પ્રજ્વલિત થયો. પછી હે રાજન ! કર્ણપુત્ર વૃષસેને ઉત્તમાસ્ત્રેકરી સુવર્ણની જાળથી શોભિતા, ઉત્તમ ગતિવાળા, વનાયુ દેશોમાં ઉત્પન્ન થએલા શ્વેત વર્ણવાળા નકુળના સર્વ અશ્વને નીચે પાડયા. નકુળ પણ, હણાયા છે અશ્વ જેના એવા વાહનમાંથી નીચે ઉતરી નિર્મળ એવા સુવર્ણનાં ચન્દ્રાકૃતિ છે ચિન્હ જેમાં એવી ઢાલ તથા આકાશ જેવો નિર્મળ ખડગ ગ્રહણ કરી તેને હલાવતો પક્ષિની પેઠે વિચરતો હતો. અંતરિક્ષમાં કૂદતા વિચિત્ર પ્રકારથી યુદ્ધ કરનાર નકુળે ખડગેકરી રથ અશ્વ તથા હસ્તિઓને છિન્નભિન્ન કર્યા. તે વખતે અશ્વયજ્ઞમાં શમિતાએ હણેલાં પશુ પડે તેમ તે પૃથ્વીપર પડયો. એ રીતે જયને ઇચ્છતા એકલા નકુળે સંગ્રામમાં ઉત્તમ ચંદનેકરી લિપ્ત છે અંગ જેમનાં એવા યુદ્ધમાં ચતુર નાના દેશમાંથી આવેલા, સત્ય પ્રતિજ્ઞાવાળા બે હજાર યોદ્ધાઓને પાડયા. તે સમયે આવતા નકુળસામે આવી કર્ણપુત્ર એવા વૃષસેને, મહા ભયવિષે ભાઇ એવા ભીમસેને રક્ષણ કરેલા ભયંકર કર્મ કરતા, નર, અશ્વ, હસ્તિ તથા અનેક રથને વિંધતા સંગ્રામમાં ક્રીડા કરતા શૂરવીર નકુળને અઢાર બાણેકરી વિંધ્યો. હે રાજન ! મહા સંગ્રામમાં ક્રોધાયમાન થએલા વૃષસેને અત્યંત વિંધેલા, વેગવાન, મનુષ્યમાં શૂરવીર કર્ણપુત્રને મારવાની ઇચ્છાથી સંગ્રામમાં દોડતા પાંડુપુત્ર નકુળે પાંખો વિસ્તારી માંસના લોભથી આવતા બાજપક્ષીની પેઠે સંગ્રામમાં સામે આવતા કર્ણપુત્ર ઉપર બાણનો વર્ષાદ કર્યો. વૃષસેને પણ, ઉદાર છે પરાક્રમ જેનું એવા નકુળ ઉપર તીક્ષ્ણ એવા બાણ નાખ્યા. સામે આવતા બાણ સમુદાયને ફોગટ કરવા ઇચ્છતો નકુળ, વિચિત્ર પ્રકારના માર્ગોપ્રત્યે વિચરતો હતો. હે નરેન્દ્ર ! એ રીતે સંગ્રામમાં ખડગેકરી વિચરતા નકુળની હજારો તારાનાં જેમાં ચિન્હ છે જેમાં એવી વિચિત્ર પ્રકારની ઢાલને મોટા બાણથી વિંધી, તીક્ષ્ણ ધારવાળા, ઉતારેલા, મ્યાન વગરના, ઉગ્ર મોટા ભારને સહન કરનાર, દ્વેષીના શરીરનો અંત કરનાર, અત્યંત ઘોર, સર્પ સમ ઉગ્ર રૂપવાળા લોહમય તેના તે ખડગને ભાગી શત્રુને હણનાર વૃષસેને ઉત્તમ વેગવાળા તીક્ષ્ણ બાણેકરી તેને પણ સ્તનના મધ્યમાં વિંધ્યો. હે રાજન્ ! કર્ણપુત્રના બાણેકરી સંતપ્ત, હણાયા છે અશ્વ જેના એવો મહાત્મા માદ્રીપુત્ર નકુળ, સંગ્રામના મધ્યમાં બીજા પુરુષોએ દુષ્કર અને આર્યપુરૂષોએ સેવેલું એવું કર્મ કરી ઉતાવળથી ભીમસેનના રથ પાસે જઇ અર્જુન દેખે તેમ સિંહ જેમ પર્વતના અગ્ર ભાગ ઉપર ચડે તેમ રથ ઉપર ચઢી બેઠો. કોપાયમાન થએલા શૂરવીર મહાત્મા વૃષસેને એક રથમાં એકઠા બેઠેલા તે મહારથિ પાંડવો ઉપર જાણે તેમને ભેદતો હોય નહિ તેની પેઠે ઘણાક બાણનો વર્ષાદ કર્યો. તેમ જ્યારે પાંડુપુત્ર નકુળનો રથ લાગ્યો અને વૃષસેનના બાણેકરી તેનો ખડગ પણ કપાયો તે સમયે કૈરવામાં અત્યંત શૂરવીર એવા બીજાઓ પણ એકઠા મળી પાછા આવી બાણના વર્ષાદકરી હણવા લાગ્યા. તેમજ વૃષસેન ઉપર ક્રોધાયમાન થએલા સારી રીતે હોમેલા બે અગ્નિ જાણે હોય નહિ એવા પાંડુપુત્ર ભીમ તથા અર્જુન બેઉ ભાઇઓ એકઠા મળેલા કૌરવો ઉપર અત્યંત ઘોર એવી બાણવૃષ્ટિ કરવા લાગ્યા. તેટલામાં વાયુપુત્ર ભીમસેને અર્જુનને કહ્યું કે, વૃષસેને પીડેલા નકુળને જો, તે આ સમે કર્ણપુત્ર આપણને બાધ કરે છે વાસ્તે તું કર્ણપુત્ર સામે જા. ભીમસેનનાં વચન સાંભળી અર્જુન તેના રથ તરફ ગયો. પોતાની પાસે આવેલા શૂરવીરને જોઇ નકુળે તેને કહ્યું કે, વૃષસેનને તમો હણો. સંગ્રામના

મધ્યમાં નાનાભાઇ એવા નકુળે પ્રત્યક્ષ એ રીતે જેને કહ્યું છે એવા ઊંચી આકૃતિવાળા અર્જુનનો, હનુમાન છે ધ્વજામાં જેની એવો, કેશવ ભગવાને ગ્રહણ કરેલો રથ વૃષ-સેન તરફ ચાલ્યો.

इत्येवमुक्तः सहसाकिरीटी भ्रात्रा समक्षं नकुले संख्ये ।
कपिध्वजं केशवसंग्रहीतं प्रैषीदुदग्रो वृषसेनायवाहम् ॥

इतिश्री महाभारते कर्णपर्वणि वृषसेनयुद्धे नकुलपराजये गुर्जरभाषायां चतुरशीतितमोऽध्यायः ॥ ८४ ॥

---

## અધ્યાય ૮૫ મો. કર્ણપુત્ર વૃષસેનનો વધ.

संजय उवाच--नकुलमथविदित्वाछिन्नबाणासनासि ।
विरथमरिशरार्तंकर्णपुत्राप्रभग्नं ॥
पवनधुलपताकाह्रादिनोवल्गिताश्वा ।
वरपुरुषनियुक्तास्तेरथैः शीघ्रमीयुः ॥ १ ॥

સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર ! કપાઇ ગયા છે બાણુ તથા ધનુષ જેના એવા વિરથ થએલા શત્રુના બાણુથી પીડિત તથા કર્ણપુત્રના અસ્ત્રપી ભગ્ન થએલા નકુળને જોઈ વાયુએ હલાવ્યા છે પતાકા જેમના, સિંહનાદ કરતા, ચંચલ અશ્વવાળા શ્રેષ્ઠ પુરૂષે પ્રેરણા કરેલા સાત્યકિ છે છઠ્ઠો જેમાં એવા પાંચ દ્રુપદપુત્ર તથા શત્રુઓને સહન કરે એવા શસ્ત્ર ગ્રહણ કરેલા પાંચ દ્રૌપદીપુત્ર પાંડવ તરફના, એ અગિયાર યોદ્ધાઓ, સર્પજેવા બાણેકરી તમારી તરફના હસ્તિ, રથ, મનુષ્ય તથા ઘોડાઓનો નાશ કરતા રથેકરી ત્યાં આવી પહોંચ્યા. હે નૃપ ! રથિમાં શ્રેષ્ઠ એવા કૃપાચાર્ય, હાર્દિક્ય, અશ્વત્થામા, દુર્યોધન, ઉલુક, વૃક, કાથ તથા દેવાવૃદ્ધ એટલા તમારી તરફના મોટા ધનુષવાળા યોદ્ધાઓ, હસ્તિ તથા મેઘ સરખા શબ્દવાળા રથેકરી જલદીથી તેમની સામે આવ્યા. ત્યાર પછી હે નૃપવર ! પાંડવ તરફના અગિયાર શૂરવીરોને શ્રેષ્ઠ બાણેકરી તાડન કરતા તમારી તરફના રથિમાં શૂરવીર એવા યોદ્ધાઓએ તેમને રૂંધ્યા. તે સમયે નવા મેઘ સરખા તથા પર્વતના શિખરની જેમને ઉપમા અપાય એવા ભયંકર વેગવાળા હસ્તિઓએ કરી પાંડવ તરફથી કુલિંદ રાજાઓ તેમની સામે ગયા. સારી રીતે શીખવેલા હિમાલય સંબંધી, મદેકરી ઉત્કટ, યુદ્ધની કામનાવાળા યુદ્ધમાં કુશળ એવા શૂરવીરોએ આરોહણ કરેલા સુવર્ણની જાળથી શોભિતા હસ્તિઓ, આકાશમાં વિદ્યુત્સહિત મેઘ શોભે તેમ શોભતા હતા. કુલિંદપુત્રે લોહમય એવા દશ બાણે કરી સારથિ તથા અશ્વસહિત કૃપાચાર્યને અત્યંત પીડિત કર્યા. કૃપાચાર્યે પણ બાણેકરી તેને હણ્યો તેથી હસ્તિસહિત તે પૃથ્વીપર પડ્યો. તેને જોઇ તેના નાના ભાઇએ સૂર્યના કિરણોની જેને ઉપમા અપાય, એવા લોહમય ભાલાઓએ કરી તેના રથને વિક્ષોભ પમાડી શબ્દ કર્યો. એટલામાં ગાંધારપતિ શકુનિએ શબ્દ કરતા એનું મસ્તક કાપી નાખ્યું. એ રીતે કુલિંદ હણાયા તેને જોઇ અત્યંત ત્રુષ્ઠ છે રૂપ જેમનાં એવા તમારી તરફના હાથમાં ધનુષ ગ્રહણ કરેલા મહારથિઓ, શંખ વગાડતા શત્રુ સામે જવા લાગ્યા. ત્યાર પછી વળી કૌર-વોને પાંડવ તથા સંજય સાથે, બાણુ, ખડ્ગ, શક્તિ, તરવાર તથા ફરશીએ કરી, નર,

અશ્વ તથા હસ્તિના પ્રાણને હરે એવું અતિ આકુલ દારૂણ યુદ્ધ થયું. જેમાં દિશાઓમાંથી આવતા ઉગ્ર વાયુએ કરી પરસ્પર અથડાતા વિજળી તથા કડાકા સહિત મેઘ જેમ પડે તેમ પરસ્પર હણાયાથી રથ, અશ્વ, હસ્તિ તથા પાયદળ પૃથ્વીવિષે પડતાં હતાં. ત્યારપછી સેંકડો સૈન્યમાં સંમત એવા મોટા હસ્તિ, રથ તથા પાયદળના ઘણાક ગણને ભોજે હણ્યા. કૃતવર્માના બાણથી હણાયલા તે, ક્ષણમાત્રમાં પૃથ્વીવિષે પડતા હતા. તેમજ સર્વ આયુધ, યોદ્ધાઓ તથા ધ્વજસહિત અશ્વત્થામાએ હણેલા ત્રણ મોટા હસ્તિઓ પ્રાણરહિત થઇ વજ્રે હણેલા મોટા પર્વત પડે તેમ પૃથ્વીવિષે પડતા હતા. તેટલામાં કુલિંદ રાજાના, નાનાથી પણ નાના ભાઇએ શ્રેષ્ઠ બાણેકરી તમારા પુત્રને સ્તનના મધ્યભાગમાં તાડન કર્યો. તમારા પુત્રે પણ તીક્ષ્ણ બાણેકરી તેના શરીરને વિંધી હસ્તિને પૃથ્વીપર પાડ્યો. હે મહારાજ ! ચાતુર્માસ્યમાં મહેન્દ્રના વજ્રથી હણાયલો ગૈરિકધાતુનો પર્વત જેમ જળ મુકે તેમ તમારા પુત્રના બાણથી હણાયલો તે ચોતરફથી ખરે છે ઘણુંક રૂધિર જેને એવો હસ્તિરાજ, રાજપુત્ર સહિત નીચે પડ્યો. કુલિંદપુત્રે મોકલેલા બીજા હસ્તિએ, સારથિ, અશ્વ તથા રથ સહિત ક્રાથને પછાડ્યો. ત્યાર પછી, ક્રાથના બાણે અસિઘાત કરેલો પોતાના સ્વામી સહિત તે, વજ્રે હણેલો પર્વત પડે તેમ નીચે પડ્યો. તે વખતે હસ્તિ ઉપર બેઠેલા પાર્વતીય રાજાએ બાણેકરીને હણેલો દુર્જય એવો રથિ ક્રાથ, અશ્વ, સારથિ, ધનુષ તથા ધ્વજસહિત, મહાવાયુએ હણેલો મોટો વૃક્ષ પડે તેમ પડ્યો. વૃકે, હસ્તિ ઉપર બેઠેલા તે ગિરિરાજવાસિ રાજાને બાર બાણેકરી વિંધ્યો. તે મોટા હસ્તિએ, જલદીથી વૃકને અશ્વ તથા રથસહિત, ચાર પગેકરી પછાડી કચર્યો. તેમજ બભ્રુસુતના બાણેકરી અત્યંત હણાયલો તે ગજરાજ પોતાના નિયંતા સહિત નીચે પડ્યો. સહદેવ પુત્રે હણેલો પીડિત એવો તે દેવાવૃધપુત્ર પણ પડ્યો. તે વેળાએ કુલિંદપુત્ર, દાંતેકરી શબ્દ કરનાર તથા શ્રેષ્ઠ યોદ્ધાઓને પાડનાર એવા હસ્તિએકરી શકુનિને મારવા વેગેકરી તેને પીડિત કરતો જવા લાગ્યો. તેટલામાં તો ગાંધારપતિ શકુનિએ એનું મસ્તક કાપી નાખ્યું. શતાનીકે હણેલા તમારી તરફના મોટા હસ્તિઓ, અશ્વ તથા રથ તથા પાયદળના ગણ, ગરૂડે હણેલા સર્પ પડે તેમ પરવશ થઇ પૃથ્વીવિષે પડ્યા. તેટલામાં કુલિંગપુત્રે તીક્ષ્ણ એવા ઘણાક બાણેકરી હાસ્ય પુરઃસર નકુલપુત્રને વિંધ્યો. નકુલપુત્રે પણ ક્રોધથી ક્ષુર નામના બાણેકરી કમળ સરખું છે મુખ જેમાં એવું એનું મસ્તક કાપી નાખ્યું. તે સમે કર્ણપુત્રે, લોહમય ત્રણ બાણથી શતાનીકને, ત્રણેકરી અર્જુનને, ત્રણથી ભીમસેનને, તથા સાતેકરી નકુળને વિંધી, બાર બાણેકરી જનાર્દન ભગવાનને પણ વિંધ્યા. મનુષ્યને અતિક્રમણ કરે એવા એના તે કર્મને જોઇ પ્રસન્ન થએલા કૌરવ, તેનાં વખાણ કરવા લાગ્યા. જે અર્જુનના પરાક્રમને જાણતા હતા તે તો આ, અગ્નિમાં હોમાયો એમ માનતા હતા. તેટલામાં પારકા શૂરવીરને હણનાર અત્યંત શૂરવીર અર્જુન, લોકના મધ્યમાં હણાયા છે અશ્વ જેના એવા માદ્રીપુત્ર નકુળને તથા અત્યંત ક્ષત થએલા શ્રીકૃષ્ણને જોઇ કર્ણની પાસે ઉભેલા વૃષસેન સામે દોડ્યા. મહા સંગ્રામમાં હજારો બાણ ધારણ કરનાર સામે આવતા ઉગ્ર એવા તે મહારથિ નરવીરને જોઇ કર્ણનો પુત્ર, પૂર્વે નમુચિ નામનો દૈત્ય મહેંદ્ર સામે આવ્યો હતો તેમ તેની સામે આવ્યો. ત્યાર પછી અત્યંત મોટા જેનો પ્રભાવ છે એવો તીક્ષ્ણ બાણેકરી અર્જુનને વિંધી ઇંદ્રને વિંધી જેમ નમુચિ દૈત્યે સિંહ નાદ કર્યો હતો તેમ સિંહનાદ કર્યો. વળી ઉગ્ર બાણેકરી અર્જુનને ડાબાહાથના મૂળ વિષે વિંધી, નવ બાણથી શ્રીકૃષ્ણને પીડિત કરી વળી દશ બાણેકરી અર્જુનને ઘાયેલ કર્યો.

પૂર્વે જે વૃષસેનના નાખેલા બાણેકરી હણાયા તેમજ વળી તેના બાણથી હણાવાને લીધે કંઇક ક્રોધને પ્રાપ્ત થએલા શ્વેત અશ્વવાળા અર્જુને કર્ણપુત્રનો વધ કરવાનું મન પર લીધું. ત્યાર પછી રણસંગ્રામના મસ્તકવિષે અર્જુનને લલાટવિષે ત્રણ શાખા થાય તે રીતે ક્રોધથી ભ્રુકુટી ચઢાવી કર્ણસુતના વધવાસ્તે તૈયાર થએલા તે મહાત્માએ બાણ મૂકયા. રક્ત છે નેત્ર જેનાં એવા શત્રુને હણનાર અર્જુન, અત્યંત હાસ્ય કરી દુર્યોધન તથા અશ્વત્થામા છે મુખ્ય જેમાં એવા સર્વ યોદ્ધાઓની સમક્ષ કર્ણપ્રત્યે કહેવા લાગ્યા કે—હે કર્ણ ! તું જોતાં સંગ્રામના મધ્યમાં ઉગ્ર એવા વૃષસેનને આજ હું તીક્ષ્ણ બાણેકરી યમલોક પ્રત્યે પોચાડીશ. તમે બધાએ મળી હું જેની પાસે ન હતો એવા રથમા બેઠેલા એકલા મારા પુત્રને હણ્યો એટલી તમારામાં ન્યૂનતા છે એમ લોક કહે છે પણ હું તો તમારી સમક્ષ ઉગ્ર એવા વૃષસેનને હણીશ, માટે સામર્થ્ય હોય તો રથમાં બેઠેલા તમો કર્ણપુત્રની રક્ષા કરો. ત્યારપછી સંગ્રામના મધ્યમાં અર્જુન એવો હું અત્યંત મૂઢ એવા તને પણ હણીશ. કેમકે થએલા આ કલહના મૂળરૂપ અને દુર્યોધનના આશ્રયથી થયો છે ગર્વ જેને એવા તને આજ હું હઠાત્કારથી સંગ્રામમાં હણીશ અને જેના અન્યાયથી આ મોટો ક્ષય પ્રવર્તમાન થયો છે એવા અધમ પુરૂષ દુર્યોધનને ભીમસેન હણશે. એમ કહી ધનુષ હાથમાં લેઇ વૃષસેનને લક્ષ્ય કરી મહાત્મા એવા તેણે હાસ્ય કરી કર્ણપુત્રના વધવાસ્તે તેમાં બાણ સાંધી શંકારહિત જે રીતે થાય તે રીતે દશ બાણથી મર્મસ્થાનવિષે અને વિંધી તીક્ષ્ણ એવા ક્ષુર નામના ચાર બાણેકરી એનું ધનુષ, બે ભુજ તથા મસ્તક કાપી નાખ્યું. તે વખતે અર્જુનના બાણથી હણાયલો બાહુ તથા મસ્તક વગરનો તે, પુષ્પિત એવો વાયુએ પ્રેરેલો સાગનો શ્રેષ્ઠ વૃક્ષ જેમ પર્વતના શિખર ઉપરથી પડે તેમ રથ ઉપરથી પૃથ્વીપર પડયો. બાણેકરી હણાએલા રથમાંથી નીચે પડતા પુત્રને જોઇ બાણ ફેંકનાર, પુત્ર વધેકરી સંતપ્ત સૂતપુત્ર કર્ણ, ક્રોધથી અર્જુનના રથ સામે જવા લાગ્યો. પછી અર્જુને સંગ્રામમાં હણેલા પુત્રને પ્રત્યક્ષ જોઈ અત્યંત ક્રોધને પ્રાપ્ત થએલો મહાત્મા કર્ણ, તત્કાલ શ્રીકૃષ્ણ તથા અર્જુન સામે દોડયો.

**ततः समक्षं स्वसुतं विलोक्य कर्णो हतंश्वेतहयेन संख्ये ।**
**संरंभमागम्य परंमहात्मा कृष्णार्जुनौ सहसैवाभ्यधावत् ॥**

**इतिश्री महाभारते कर्णपर्वणि वृषसेनवधे गुर्जरभाषायां पंचाशीतितमोऽध्यायः ॥ ८५ ॥**

---

## અધ્યાય ૮૬ મો—કર્ણને ઉપજેલો ક્રોધ.

**संजय उवाच—तमायांतमभिप्रेक्ष्य वेलोद्वृत्तमिवार्णवः ।**
**गर्जंतं सुमहाकायं दुर्निवार्यं सुरैरपि ॥ २ ॥**

સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર ! મર્યાદા મૂકી કિનારા ઉપર આવતા સમુદ્ર સરખા, અત્યંત મોટી કાયાવાળા દેવતાઓથી પણ દુઃખેકરી વારી શકાય નહિ એવા ગર્જના કરતા કર્ણને આવતો જોઇ પુરૂષમાં શ્રેષ્ઠ દાશાર્હ એવા ભગવાન, હાસ્ય કરી અર્જુનને કહેવા લાગ્યા

કે, હે ધનંજય ! જેની સાથે તારે યુદ્ધ કરવું છે તે કર્ણનો શ્વેત અશ્વવાળો, શલ્ય છે સારથિ જેનો એવો આ રથ આપણી સામે આવે છે. હે પાંડવ ! શ્વેત અશ્વ તથા રાધાપુત્ર સહિત નાના પ્રકારના પતાકાએકરી શોભિત ઘુઘરીઓની જાળની માળાવાળા આકાશમાં રહેલા વિમાન સરખા કર્ણના રથને જો. આકાશને ઉલ્લેખ કરતો હોય નહીં એવા ઇન્દ્રધનુષ જેવા હસ્તિના ચિન્હવાળા મહાત્મા કર્ણના ધ્વજને જો, તેમજ ધારા સંપાતને મુકતા મેઘની પેઠે શરધારા મૂકતા દુર્યોધનનું પ્રિય ઇચ્છતા આપણી સામે આવતા કર્ણને જો. રથના અગ્રભાગવિષે બેઠેલા મદ્રેશ્વર રાજા, ઘણા પરાક્રમવાળા રાધાપુત્રના અશ્વને નિયમમાં રાખે છે. હે પાંડવ ! દુંદુભિનો શબ્દ, દારૂણ એવો શંખનો શબ્દ તથા ચોતરફ થતા વિવિધ પ્રકારના સિંહનાદને સાંભળ. મોટા શબ્દોને અંતર્ધાન કરી થતા વિવિધ પ્રકારનાં રણવાદ્યને સાંભળ. મોટા શબ્દોને અંતર્ધાન કરી થતા તીવ્ર ઘોરવાળા કર્ણે અત્યંત ખેંચેલા ધનુષના શબ્દને સાંભળ. મહાવનમાં ક્રોધાયમાન થએલા કેસરીને જોઇ જેમ મૃગ ભયભીત થાય તેમ ગણુ સહિત પંચાલોના મહારથિઓ કર્ણને જોઇ અત્યંતભયને પ્રાપ્ત થાય છે. હે કૌંતેય ! સર્વ યત્નેકરી તું સૂતપુત્ર કર્ણને હણવા યોગ્ય છે. તારા વિના બીજો નર કર્ણના બાણને સહન કરવાનો ઉત્સાહ કરે નહિ, એટલુંજ નહિ, પણ દેવ, અસુર, ગંધર્વ તથા સચરાચર એવા ત્રણુ લોકને પણ સંગ્રામમાં જીતવા તું સમર્થ છે તે હું સારી રીતે જાણું છું. ભીમ, ઉગ્ર, સર્વ તથા કપર્દિ એવા ત્રણુ નેત્રવાળા જે સમર્થ મહાદેવને જોવા પણ બીજા સમર્થ થાય નહિ ત્યારે તેની સાથે યુદ્ધ કરવાને તો કયાંથીજ સમર્થ થાય. સર્વ ભૂતનું કલ્યાણ કરનાર સ્થાણુ એવા તે સાક્ષાત મહાદેવને તેં યુદ્ધવડે પ્રસન્ન કર્યા હતા. તેમ દેવતાઓએ પણ તને વરદાન આપેલાં છે માટે હે પાર્થ ! હે મહાબાહો ! દેવના દેવ એવા તે મહાદેવના પ્રસાદે કરી ઇન્દ્રે જેમ, નમુચિ દૈત્યને માર્યો હતો તેમ તું કર્ણને માર. હે પાર્થ ! સદા તારૂં કલ્યાણ થાઓ અને યુદ્ધમાં જયને પ્રાપ્ત થા. એવાં શ્રીકૃષ્ણનાં વચન સાંભળી અર્જુન કહેવા લાગ્યો કે—હે કૃષ્ણ ! મારો અવશ્ય કરીને જયજ થશે એમાં સંશય નથી; કેમકે હે મધુસૂદન ! સર્વ લોકના ગુરૂ એવા તમો મારી ઉપર સંતુષ્ટ થયા છો. હે ઋષીકેશ ! હે મહારથ ! મારા રથના ઘોડાઓને ચલાવો. અર્જુન એવો હું સંગ્રામમાં કર્ણને માર્યા વગર પાછો નહિ વળું. હે ગોવિંદ ! આજ મારા બાણે શકલીકૃત એવા હણાયલા કર્ણને જોજો, વા તેણે બાણેકરી હણેલા મને જોજો, જયાં સુધી પૃથ્વી રહેશે ત્યાં સુધી લોકો જેનું કીર્તન કરશે એવું ત્રણુ લોકને મોહ કરનાર આ ઘોર યુદ્ધ નજીક આવ્યું છે. કલેશનો નાશ કરનાર શ્રીકૃષ્ણ પ્રત્યે એ રીતે કહેતા અર્જુન, હસ્તિ જેમ હસ્તિ સામે જાય તેમ રથે કરી તત્કાળ તેની સામે જવા લાગ્યા. વળી હે અરિંદમ ! તેજસ્વી એવા અર્જુને શ્રીકૃષ્ણને કહ્યું કે હે ઋષીકેશ ! આ વખત જાય છે વાસ્તે અશ્વને ચલાવો. એ રીતે મહાત્મા પાંડવે જેને કહ્યું છે એવા ભગવાને 'તારો જય થાવો' એમ પાંડુપુત્ર અર્જુનને આશિષ આપી મન જેવા વેગવાળા અશ્વને ચલાવ્યા. ત્યારે મનસરખા વેગવાળો પાંડુપુત્રનો રથ ક્ષણમાત્રમાં કર્ણના રથ આગળ જઇ ઉભો.

**जयेन संपूज्य सपांडवं तदा प्रचोदयामास हयान् मनोजवान् ।**

**सपांडुपुत्रस्य रथो मनोजवःक्षणेन कर्णस्य रथाग्रतो भवत् ॥**

**इतिश्री महाभारते कर्णपर्वणि कर्णार्जुनद्वैरथे वासुदेववाक्ये गुर्जरभाषायां षडशीतितमोऽध्यायः ॥ ८६ ॥**

## અધ્યાયન ૮૭ મો.—કર્ણાર્જુન સંગ્રામ.

**संजय उवाच—वृषसेनं हतंदृष्ट्वा शोकामर्षसमन्वित: ।**
**पुत्रशोकोद्भवंवारि नेत्राभ्यां समवासृजत् ॥**

સંજય કહે—હે ધૃતરાષ્ટ્ર ! હણાએલા વૃષસેનને જોઈ શોક તથા અમર્ષયુક્ત કર્ણ, પુત્રના શોકથી ઉત્પન્ન થએલું અશ્રુ નેત્રમાંથી મુકતો હતો. ત્યારપછી ક્રોધેકરી તામ્ર જેવાં છે નેત્ર જેનાં એવો તેજસ્વી કર્ણ, યુદ્ધવાસ્તે અર્જુનને બોલાવી શત્રુ એવા તેની સન્મુખ ગયો. તે સમયે વ્યાઘ્રના ચર્મથી મઢેલા એકઠા મળી ગએલા, ઉગેલા બે સૂર્ય હોય નહિ એવા સૂર્યસમાન તે બેઉના રથને લોકો જોતા હતા. તે બેઉ રથમાં બેઠેલા, શત્રુને મર્દન કરનાર શ્વેત અશ્વવાળા મહાત્મા બેઉ આકાશમાં રહેલા ચંદ્ર તથા સૂર્ય શોભે તેમ શોભતા હતા. હે મારિષ ! ઇન્દ્ર તથા બળિરાજાની પેઠે ત્રિલોકીનો વિજય કરવામાં સાવધાન એવા તે બેઉને જોઇ સર્વ સૈન્ય, વિસ્મય પામતાં હતાં. તેમજ રથ, પ્રત્યંચા તથા બાણના શબ્દ અને સિંહનાદેકરી પરસ્પર સામે દોડતા તે રથને તથા એક બીજામાં મળી ગએલા હસ્તિના ચિન્હવાળા કર્ણના અને વાનરના ચિન્હવાળા અર્જુનના ધ્વજાને પણ જોઈ રાજાઓને વિસ્મય થતો હતો. હે રાજન ! એક બીજાની પાસે આવેલા તે રથને જોઈ રાજાઓ, સિંહનાદ તથા પુષ્કળ સાધુવાદ બોલતા હતા. એ રીતે દ્વંદ્વયુદ્ધ કરવા ઉદ્યુક્ત થએલા તે બેઉને જોઇ હજારો યોદ્ધાઓ, બાહુના શબ્દ તથા વસ્ત્રનું અવધૂનન કરતા હતા. કર્ણને હર્ષ ઉપજાવવા ઇચ્છતા કૌરવ, ચોતરફથી વાદિત્ર સાથે શંખના શબ્દ કરતા હતા. તેમજ અર્જુનને હર્ષ કરવા ઇચ્છતા સર્વ પાંડવો પણ તુરી તથા શંખના શબ્દે કરી સર્વ દિશાઓને શબ્દાયમાન કરતા હતા. કર્ણ તથા અર્જુનના સમાગમવિષે સિંહનાદ, પરસ્પર શસ્ત્ર વાગવાથી થએલા શબ્દ, મોટેથી બોલવું તથા શૂરવીરના બાહુ શબ્દે કરી ચોતરફથી બધું અત્યંત ભયંકર લાગતું હતું. પુરૂષમાં સિંહરૂપ એવા રથમાં બેઠેલા, રથિમાં શ્રેષ્ઠ, ગ્રહણ કર્યાં છે મોટાં ધનુષ જેમણે એવા, બાણ, શક્તિ તથા ધ્વજે કરી યુક્ત કવચ, પહેરેલા, બાંધ્યાં છે ખડગ જેમણે એવા શ્વેત અશ્વવાળા, શંખેકરી શોભિતા, શ્રેષ્ઠ ભાથા સંપન્ન, સુંદર દેખાવવાળા, રક્તચંદનેકરી લિપ્ત છે અંગ જેમનાં, મદસહિત ચઢાવેલાં ધનુષ તથા વિદ્યુત જેવા ધ્વજે કરી યુક્ત, શસ્ત્રસંપત્તિથી યુદ્ધ કરનાર, ચામર તથા વ્યજને કરી યુક્ત, શ્વેતછત્રેકરી ઉપશોભિત, કૃષ્ણ તથા શલ્ય જેમાં છે એવા રથેકરીયુક્ત, સમ રૂપવાળા, મહારથિ, સિંહસરખા છે સ્કંધ જેમના, દીર્ઘ બાહુવાળા, લાલ છે નેત્ર જેમનાં, સુવર્ણની માળા પહેરેલા, માંસલ છે છાતી જેમની એવા મહા બળવાન, અન્યોન્ય જયની આકાંક્ષાવાળા, ગોષ્ટવિષે રહેલા, ગોવૃષભની પેઠે પરસ્પર દોડતા, મદ ઝરતા હસ્તિ જેવા, પરસ્પર અત્યંત ક્રોધાવિષ્ઠ, પર્વત સમાન અચલ, સર્પનાં બચ્ચાં સરખા, યમ, કાલ તથા અંતકની જેને ઉપમા અપાય, ઇંદ્ર તથા વૃત્રાસુરની પેઠે પરસ્પર ક્રોધાયમાન થએલા, સૂર્ય તથા ચંદ્રસરખી કાંતિવાળા, પ્રલય વાસ્તે ઉદય થએલા ક્રુદ્ધ એવા મહા ગ્રહ સરખા, દેવગર્ભસમાન, દેવતાના સરખું છે બળ જેમનું એવા દેવ સમાન રૂપવાળા, યદૃચ્છાએ કરી આવેલા જાણે સૂર્ય અને ચંદ્રમા હોય તેવા, બળવાન, સંગ્રામમાં મદોન્મત્ત, નાનાપ્રકારનાં શસ્ત્ર ધારણ કરેલા, પુરૂષમાં સિંહરૂપ એવા સિંહનીપેઠે ઉભેલા તે બેઉને જોઇ હે ત્રિશાંપતે ! તમારી તરફનાઓને પરમ હર્ષ થયો. સર્વ પ્રાણીઓને બેઉમાંથી કોનો જય થશે તેવિષે

સંશય ઉત્પન્ન થયો. પુરૂષમાં સિંહરૂપ, શ્રેષ્ઠ આયુધ ધરનાર, સંગ્રામવિષે કર્યો છે શ્રમ જેમણે એવા બાહુના શબ્દે કરી નભસ્તલને શબ્દાયમાન કરતા, પૌરૂષ તથા બળેકરી વિખ્યાત છે કર્મ જેમનાં, યુદ્ધ કરવામાં શંબરાસુર તથા ઇંદ્ર સરખા, સહસ્રાર્જુન તથા રામચંદ્ર જેવા, પરાક્રમમાં વિષ્ણુ સમાન, યુદ્ધ કરવામાં મહાદેવ સરખા, શ્વેત અશ્વવાળા, શ્રેષ્ઠ રથને વહન કરનાર, અત્યંત શ્રેષ્ઠ છે સારથિ જેમના તથા શોભિતા મહારથિ એવા કર્ણ તથા અર્જુનને જોઇ સિદ્ધ તથા ચારણના સંઘોને વિસ્મય ઉત્પન્ન થયો. હે ભરતર્ષભ ! સૈન્ય સહિત તમારા પુત્રોએ સંગ્રામમાં શોભિતા મહાત્મા કર્ણને વિંટી લીધો. તેમજ ધૃષ્ટદ્યુમ્ન છે પુરોગમ જેમાં એવા પ્રસન્ન થએલા પાંડવોએ યુદ્ધમાં બીજાને જેની ઉપમા અપાય નહિ એવા મહાત્મા અર્જુનને વિંટી લીધો હે વિશાંપતે ! તમારાઓને સંગ્રામમાં કર્ણ પણ રૂપ થયો, અને પાંડવોને અર્જુન પણ રૂપ થયો. તે જોવાવાળા સભ્ય થયા. તે યુદ્ધરૂપ દ્યૂતવિષે પણ મુકનાર યુદ્ધરૂપ ક્રીડા કરનારાઓનો જય કે પરાજય અવશ્ય થવાનોજ. રણસંગ્રામને મોખરે ઉભેલા અમો તથા પાંડવોના મધ્યમાં તે બેઉએ જય તથા પરાજય વાસ્તે દ્યૂતનો આરંભ કર્યો. હે મહારાજ ! યુદ્ધશાલી પરસ્પર અત્યંત ક્રોધાયમાન થએલા, પરસ્પર વધને ઇચ્છતા, ઇંદ્ર તથા વૃત્રાસુરની પેઠે એક બીજાને હણવા ઇચ્છતા, બે પુંછડીઆ તારાની પેઠે ભયંકર રૂપવાળા તે બેઉને જોઇ હે ભરતર્ષભ ! આકાશમાં રહેલા પ્રાણીઓને કર્ણ તથા અર્જુનવિષે પરસ્પર જેમાં ભેદ છે એવા આક્ષેપસહિત વિવાદ થતા હતા. હે મારિષ ! સર્વ લોક પરસ્પર ભિન્ન એવા આક્ષેપને સાંભળતા પણ હતા. દેવદાનવ, ગંધર્વ, પિશાચ, ઉરગ તથા રાક્ષસ, કર્ણ તથા અર્જુનના સમાગમવિષે પ્રતિપક્ષને ગ્રહણ કરતા હતા. તેમાં હા .આકાશ માતાની પેઠે કર્ણના પક્ષમાં થઇ અને માતાપેઠે જયને ઇચ્છતી પૃથ્વી અર્જુનના પક્ષમાં રહી. પર્વતો, સાગર, સજલનદીઓ, વૃક્ષ તથા ઔષધિઓ પરસ્પર આશ્રય કરી આવી રહ્યાં હતાં. હે પરંતપ ! ઋષ્ટ છે રૂપ જેમનાં એવા અસુર, યાતુધાન તથા ગુહ્યક, એ ચોતરફથી કર્ણને પ્રાપ્ત થતા હતા. મુનિઓ, ચારણ, સિદ્ધ, વૈનતેય, પક્ષિઓ રત્નનિધિયો, આખ્યાન છે પાંચમું જેમાં એવા ઉપવેદ, ઉપનિષદ, રહસ્ય તથા સંગ્રહસહિત સર્વ વેદ, વાસુકિ, ચિત્રસેન તક્ષક સહિત, સર્વ સર્પ વંશસહિત કાદ્રવેય, તથા વિષવાન નાગો, હે મહારાજ ! એ સર્વ અર્જુનના પક્ષમાં થયા હતા. ઐરાવત, સૌરભેય, તથા વૈશાલેય એવા ભોગીસર્પ આ બધા પણ અર્જુનની તરફ થયા. ક્ષુદ્રસર્પ કર્ણ તરફ થયા. હે રાજન ! મહામૃગ, વ્યાઘ્રમૃગ તથા માંગલ્ય એવા પશુ તથા પક્ષિઓ એ સર્વ અર્જુનના વિજયવિષે અભિસરણ કરનારાં થયાં. વસુઓ, મરૂત, સાધ્ય, રૂદ્ર, વિશ્વદેવ, અશ્વીનીકુમાર, અગ્નિ, ઇન્દ્ર, સોમ, પવન તથા દશે દિક્ષાઓ, એ બધાં અર્જુનના પક્ષવિષે રહ્યાં હતાં અને દ્વાદશ સૂર્ય કર્ણ તરફ થયા હતા. હે મહારાજ ! વૈશ્ય, શૂદ્ર, સૂત તથા જે જે સંકર જાતિઓ હતી તે સર્વ ચોતરફથી રાધાપુત્રને ભજતી હતી. ગણ તથા યમની પાછળ ચાલનાર સહિત પિતૃઓ યુક્ત દેવતાઓ, યમરાજા, કુબેર, વરૂણ, બ્રાહ્મણ, ક્ષત્રિય તથા દક્ષિણાસહિત યજ્ઞ, એ સર્વ અર્જુનનો આશ્રય કરી રહ્યા હતા. પ્રેત, પિશાચ; માંસ ખાનાર પશુ તથા પક્ષિઓ જલજંતુસહિત રાક્ષસ, કુતરા તથા શિયાળ, એ સર્વ કર્ણ તરફ થયાં હતાં. દેવર્ષિ તથા રાજર્ષિના ગણ પાંડવ તરફ હતા. તેમજ હે રાજન ! તુંબરૂ પ્રમુખ ગંધર્વ પણ અર્જુનના પક્ષમાં હતા. પ્રાધેય, મૌનેય, ગંધર્વ તથા અપ્સરાઓના ગણ, ઇહામૃગ, પક્ષિગણ અને

હસ્તિ, અશ્વ, રથ તથા પાયદળોએ વહન કરેલા મતિમાન એવા કેટલાક તથા વાયુ અને મેઘે વહન કરેલા કેટલાક ગંધર્વાદિક પણ કર્ણ તથા અર્જુનના સમાગમને જોવાની ઇચ્છાથી ત્યાં આવ્યા હતા. દાનવ, નાગ, યક્ષ, પક્ષિઓ, વેદને જાણનાર મહર્ષિયો, સ્વધાને ખાનાર પિતૃઓ, નાના પ્રકારના રૂપ તથા બળેકરી સંયુક્ત તપ વિદ્યા તથા ઔષધિઓ, હે મહારાજ ! અંતરિક્ષવિષે શબ્દ કરતાં ઉભાં હતાં. તે વખતે ત્યાં બ્રહ્મર્ષિ તથા પ્રજાપતિ સહિત બ્રહ્મા, તથા પોતાના વાહન ઉપર બેઠેલા મહાદેવ પણ તે દિવ્ય એવા દેશપ્રત્યે પધાર્યા. એ રીતે બધા આવી ઉભા છે તેટલામાં, પાસે ઉભેલા એવા મહાત્મા કર્ણ તથા અર્જુનને જોઈ 'અર્જુન, કર્ણને જીતો' એમ ઇન્દ્રે કહ્યું. કર્ણ, અર્જુનને જીતો એમ સૂર્યે કહ્યું કે અર્જુનને હણી મારો પુત્ર કર્ણ, સંગ્રામમાં જય પામો. ઇન્દ્રે કહ્યું કે કર્ણને હણી આજ મારો પુત્ર અર્જુન, જયને પ્રાપ્ત થાઓ. એ રીતે પક્ષમાં રહેલા દેવતાઓમાં સિંહરૂપ એવા તે સૂર્ય તથા ઇન્દ્રનો વિવાદ થયો. હે ભારત ! એ રીતે દેવ તથા અસુરોમાં બે પક્ષ થયા. ત્યારપછી એકઠા મળેલા મહાત્મા એવા તે કર્ણ તથા અર્જુનને જોઇ દેવર્ષિ તથા ચારણ સહિત ત્રણ લોક, કંપવા લાગ્યા. સર્વ દેવતાઓના ગણ તથા સર્વ ભૂત, અર્જુન તરફ થયાં, અસુર કર્ણની બાજુએ થયા. રથના યૂથને પાળનાર, કૌરવ તથા પાંડવમાં શૂરવીર એવા કર્ણ તથા અર્જુનના પક્ષને જોઇ દેવતાઓએ પ્રજાપતિ એવા સ્વયંભુ બ્રહ્માપ્રત્યે કહ્યું કે હે દેવ ! કૌરવ તથા પાંડવના યોદ્ધા એવા એ બેઉમાંથી વિજયી કોણ થશે, કાંતો મનુષ્યમાં સિંહરૂપ એવા એ બેઉનો વિજય થાઓ. હે સ્વયંભો ! કર્ણ તથા અર્જુનના વિવાદે કદી સર્વ જગત્ સંશયિત થઇ ગયું છે માટે હે પ્રભો ! એમાંથી કોનો વિજય થશે તે અમને સત્ય કહો. હે સ્વયંભો ! એ બેઉનો વિજય સમાન થાઓ એવું વાક્ય તમો કહો. પછી તે વાત સાંભળી મતિમાન શ્રેષ્ઠ એવા ઇન્દ્રે દેવના ઈશ એવા પિતામહને પ્રણામ કરી આ રીતે તેમની પાસે વિજ્ઞપ્તિ કરી કે પૂર્વે ભગવાન એવા તમે કહ્યું છે કે, કૃષ્ણ તથા અર્જુનનો અવશ્ય જય થશે તે તેમ થાઓ. હે ભગવાન ! મને પ્રસન્ન થાઓ, તમને હું નમસ્કાર કરૂં છું. અર્જુનનાં વચન સાંભળી બ્રહ્મા તથા મહાદેવજી બેઉ મળી ઇન્દ્રપ્રત્યે આવી રીતે કહેવા લાગ્યા કે, હે ત્રિદશેશ્વર ! અવશ્ય કરીને મહાત્મા એવા આ અર્જુનનોજ જય થશે, કેમ કે જે અર્જુને ખાંડવવનવિષે અગ્નિને તૃપ્ત કર્યો હતો. તેમ હે શક્ર ! સ્વર્ગપ્રત્યે આવી તેણે તારી સહાય કરી હતી. કર્ણ તો દાનવનો પક્ષ કરનાર છે વાસ્તે એનો પરાજય કરવો, એમ કરવાથી નિશ્ચય દેવતાઓનું કાર્ય થશે. હે ઇન્દ્ર ! પોતાનું કાર્ય સર્વને મુખ્ય છે. તેમ મહાત્મા એવો અર્જુન હમેશ સત્યધર્મમાં તત્પર છે માટે તેનો જય થાય તેમાં કંઇ સંશય નહિ, જે અર્જુને ભગવાન એવા મહાત્મા વૃષભધ્વજને પણ સંતુષ્ટ કર્યા હતા, હે શતલોચન ! તેનો જય કેમ ન થાય ? વળી ભગવાન, શૂરવીર, અસ્ત્ર શીખેલા, તપરૂપી છે ધન જેને એવા જગતના પ્રભુ વિષ્ણુ શ્રીકૃષ્ણ, પોતે જેનું સારથ્ય કરે છે અને મોટા તેજવાળા સર્વ ગુણસંપન્ન અર્જુને પણ સમગ્ર ધનુર્વેદ ધારણ કરેલો છે માટે એનો જય થાય એ દેવકાર્ય સમજવું. તેમ પાંડવો નિરંતર વનવાસાદિ દુઃખેકરી અત્યંત ક્લેશ પામે છે ને પુરૂષમાં શ્રેષ્ઠ, તપેકરી સંપન્ન અર્જુન પણ તેમને પૂરા પડી શકે તેમ છે. તેમ માહાત્મ્યને લીધે જે, અર્થનો વિપર્યય થનો હોય તો દૈવ વિહિતને પણ અતિક્રમણ કરે, અને તે જો અતિક્રમણ કરે તો જરૂર કરી લોકનો અભાવ થઈ જાય. કૃષ્ણ તથા અર્જુન ક્રોધાયમાન થાય તો કદી પણ લોકની મર્યાદા રહે નહિ,

કેમકે શત્રુને તપાવનાર, પુરૂષમાં શ્રેષ્ઠ, ઋષિમાં અતિશ્રેષ્ઠ એ બેઉ, કોઇથી નિયમમાં રાખી શકાય નહિ એવા જગતના સૃષ્ટા તથા નિયંતા સાક્ષાત્ નરનારાયણ છે, તેથી એ મહાત્માઓ જેવો દેવ તથા મનુષ્યમાં કોઇ પણ પુરૂષ નથી, તો પણ દેવર્ષિ તથા ચારણુસહિત ત્રણે લોકને તે અનુસરે છે વાસ્તે સર્વ દેવગણ સર્વ પ્રાણીઓ તથા સમગ્ર જગત પણ એમના પ્રભાવેકરી વર્તે છે. પુરૂષમાં શ્રેષ્ઠ શૂરવીર એવો સૂર્યપુત્ર કર્ણ પણ દ્રોણ તથા ભીષ્મ સહિત વસુનો લોક, વાયુનો લોક તથા નાગલોક ઇત્યાદિ મુખ્ય લોકને પ્રાપ્ત થાઓ, પણ વિજય તો કૃષ્ણ તથા અર્જુનનો થાઓ. દેવનાદેવ એવા બ્રહ્મા તથા મહાદેવજીએ એ રીતે જેને કહ્યું છે એવો ઇન્દ્ર, સર્વ પ્રાણીને અભિમુખ કરી કહેવા લાગ્યો કે, ભગવાન એવા બ્રહ્મા તથા મહાદેવજીએ જગતનું જે હિત કહ્યું તે તમે સાંભળ્યું તે તેમજ થશે, અન્યથા નહિ થાય; માટે સંતાપરહિત થઇ તમો ઉભા રહો. હે મારિષ ! ઇન્દ્રનાં વચન સાંભળી સર્વ પ્રાણીઓ, વિસ્મય પામી હર્ષિત થએલાં એવાં તેનાં વખાણ સાથે સુગંધી પુષ્પનો વર્ષાદ કરવા લાગ્યાં, અને દેવતાઓ નાનાપ્રકારનાં દેવવાદ્ય વગાડવા લાગ્યા. તે વખતે મનુષ્યમાં સિંહરૂપ એવા તે બેઉના દ્વંદ્વ યુદ્ધને જોવા ઇચ્છતા એવા દેવ, દાનવ તથા સર્વ ગંધર્વ પણ ત્યાં ઉભા રહ્યા હતા. હે રાજન ! અત્યંત પ્રસન્ન એવા કર્ણ તથા અર્જુન, જે રથમાં બેઠા હતા, શ્વેત અશ્વવાળા જોડેલા મહાત્માના તે દિવ્ય રથ પણ સજ્જ થઈ ઉભેલા હતા. તે સમયે ત્યાં આવેલા લોકમાં શૂરવીર એવા પુરૂષોએ જૂદા જૂદા શંખ વગાડ્યા. તેમજ શૂરવીર એવા વાસુદેવ, અર્જુન અને કર્ણ તથા શલ્ય પણ શંખ વગાડવા લાગ્યા. તે વેગાએ પરસ્પર સ્પર્ધા કરતા એવા તે બેઉનું પૂર્વે ઇન્દ્ર તથા શંબરાસુરનું જેવું યુદ્ધ થયું હતું તેવું ભીરૂપુરૂષોને ત્રાસ કરનાર ઉગ્ર યુદ્ધ થયું. જેમાં રથવિષે રહેલા નિર્મળ એવા તે બેઉના ધ્વજ, જગતના ક્ષય વખતે આકાશમાં ઉદય થએલા રાહુ તથા કેતુ જેવા શોભતા હતા. તેમાં સર્પ સરખી, ઉત્તમ રત્ન જડેલી દૃઢ એવી હસ્તિના ચિન્હવાળી કર્ણની ધ્વજા ઇન્દ્રધનુષ સમ શોભતી હતી. કાંતિએ કરી દુર્નિરીક્ષ્ય સૂર્યની પેઠે દંષ્ટ્રાએકરી ભયંકર અર્જુનના ધ્વજવિષે રહેલો હનુમાન્ પણ મુખ ફાડેલા કાળ સમ શોભતો હતો. અર્જુનના ધ્વજ વિષે રહેલો વેગવાન્ વાનર, યુદ્ધાભિલાષી થઇ પોતાને સ્થાનકેથી કર્ણના ધ્વજ પ્રત્યે જઇ હસ્તિના ચિન્હવાળી તે ધ્વજાને નખ તથા દાંતેકરી ગરૂડ જેમ સર્પને હણે તેમ હણવા લાગ્યો. ઘુઘરીયુક્ત આભરણવાળી, કાળપાશની જેને ઉપમા અપાય એવી લોહમયી હસ્તિના ચિન્હવાળી કર્ણની ધ્વજા પણ અત્યંત ક્રોધથી તે વાનર સામે ફરકી. એ રીતે તે બેઉનું અત્યંત ઘોર એવું દ્વંદ્વયુદ્ધરૂપી દ્યૂત થયું. તે સમયે પૂર્વે બેઉની ધ્વજાઓ યુદ્ધ કરતી હતી. ત્યારપછી પરસ્પર સ્પર્ધા કરતા ઘોડાઓ, ઘોડાઓ સામે હણહણાટી કરતા હતા. કમળસરખાં નેત્રવાળા શ્રીકૃષ્ણે, નેત્રરૂપી બાણેકરી શલ્યને વિંધ્યો. તેમજ શલ્યે પુંડરીકાક્ષ એવા ભગવાન સામે જોયું, તેમાં વાસુદેવ ભગવાને નેત્રરૂપી બાણેકરી શલ્યને જીત્યો. કુંતિપુત્ર અર્જુને દૃષ્ટિએકરી કર્ણને જીત્યો. તેટલામાં સૂતપુત્ર કર્ણે હાસ્યકરી શલ્યને સંબોધનથી બોલાવી કહ્યું કે—હે શલ્ય ! આજ સંગ્રામમાં અર્જુન, કદાપિ મને હણશે તો પછી તું શું કરીશ તે સત્ય કહે ? કર્ણનાં એવાં વચન સાંભળી શલ્યે તેને કહ્યું કે—હે કર્ણ ! શ્વેત છે અશ્વ જેના એવો અર્જુન, સંગ્રામમાં આજ કદી તને હણે તો હું એક રથેકરી માધવ તથા પાંડુપુત્ર અર્જુનને મારી નાંખું. સંજય કહે છે કે, હે ધૃતરાષ્ટ્ર ! એજ રીતે અર્જુને ગોવિંદ એવા ભગવાનને કહ્યું. તે સાંભળી હાસ્યકરી શ્રીકૃષ્ણભગવાને અર્જુ-

નને સત્ય વચન કહ્યું કે—સૂર્ય પોતાને સ્થાનકેથી પડે, મહાસમુદ્ર સુકાય અને અગ્નિ કદી શીતતાને પ્રાપ્ત થાય તોપણ હે ધનંજય ! કર્ણ તને હણી શકે નહિ. અને કદી તું પરાભવને પ્રાપ્ત થાય તો લોક બધાં ઊંચાં વળી જાય ને હું પણ બે બાહુએ કરીને સંગ્રામમાં કર્ણ તથા શલ્યને હણું. એવાં શ્રીકૃષ્ણનાં વચન સાંભળી હનુમાન છે ધ્વજાવિષે જેની એવો અર્જુન, હાસ્યકરી અક્લિષ્ટ છે કર્મ જેનાં એવા શ્રીકૃષ્ણપ્રત્યે આવી રીતે કહેવા લાગ્યો. હે જનાર્દન ! કર્ણ તથા શલ્ય બેઉ થઇને મને પૂરા પડી શકે નહિ. હે કૃષ્ણ ! આજ, સંગ્રામમાં પતાકા, ધ્વજ, શલ્ય, રથ, અશ્વ, છત્ર, કવચ, શક્તિ, બાણ તથા ધનુષસહિત, બાણેકરી મેં છિન્ન કરેલા કર્ણને તમે જોશો. આજજ અરણ્યમાં હસ્તિ જેમ વૃક્ષને ચૂર્ણ કરે તેમ રથ, અશ્વ, શક્તિ, કવચ તથા આયુધસહિત મેં ચૂર્ણ કરેલો હોય નહિ જાણે એવા કર્ણને તમે જોશો. આજ રાધાપુત્ર કર્ણની સ્ત્રિયોને વૈધવ્ય પાસે આવ્યું છે. હે માધવ ! આજ અવસ્ય કર્ણની સ્ત્રિઓએ સ્વપ્નમાં અનિષ્ટ જોયાં હશે. આજજ જરૂર કરીને કર્ણની સ્ત્રિયોને તમે વિધવા જોશો. સભામાં આવેલી દ્રૌપદીને જોઈ, નથી દીર્ઘદૃષ્ટિ જેની એવો મૂઢ કર્ણ અમારૂં ઉપહાસ્ય કરી વારંવાર તિરસ્કાર કરતો હતો, એ રીતે પૂર્વે જેણે કર્યું છે તે હું યાદ કરૂં છું ત્યાં મારો ક્રોધ શમતો નથી. હે ગોવિંદ ! આજ મદોન્મત્ત હસ્તિ જેમ પુષ્પિત વૃક્ષને મંથન કરે તેમ મેં મંથન કરેલા કર્ણને તમે જોશો. હે મધુસૂદન ! હે વાર્ષ્ણેય ! આજ કર્ણને પાડ્યા પછી અરે તમે ઘણું સારૂં કીધું એવી લોકોની મધુર વાણી તમો સાંભળશો. હે જનાર્દન ! આજ અત્યંત પ્રહૃષ્ટ થએલા તમે અભિમન્યુની માને તથા પિતાની બેહેન એવી કુંતિને સાંત્વના કરશો. તેમજ આજ હે માધવ ! અશ્રુ છે મુખવિષે જેને એવી દ્રૌપદીને તથા પાંડુપુત્ર ધર્મરાજાને અમૃત સરખી વાણીએ કરી તમો સાંત્વના કરશો.

**अद्यबाष्पमुखीं कृष्णां सांत्वयिष्यसि माधव ।**
**वाग्भिश्चामृतकल्पाभिर्धर्मराजं च पांडवं ॥**

**इतिश्री महाभारते कर्णपर्वणि कर्णार्जुनसमागमे द्वैरथे गुर्ज्जरभाषायां सप्तशीतितमोऽध्याय. ॥ ८७ ॥**

---

## અધ્યાય ૮૮ મો. અશ્વત્થામાએ આપેલી સલાહ.

**संजय उवाच—तदेवनागासुरसिद्धयक्षैर्गंधर्वयक्षोप्सरसां च संघैः ।**
**ब्रह्मर्षिराजर्षिसुपर्णनष्टं बभौ वियद्विस्मयनीयरूपम् ॥१॥**

સંજય કહે છે,—હે ધૃતરાષ્ટ્ર ! બ્રહ્મર્ષિ, રાજર્ષિ, તથા સુપર્ણે સેવન કરેલું નાગ, અસુર, સિદ્ધ, યક્ષ, ગંધર્વ, રાક્ષસ તથા અપ્સરાઓના સમુદાયે કરી વિસ્મય કરવા લાયક છે રૂપ જેનું એવું આકાશ, શોભતું હતું. વાદિત્ર, ગીત, સ્તુતિ, નૃત્ય તથા હાસ્યેકરી યુક્ત મનોહર શબ્દેકરી શબ્દાયમાન, વિસ્મય કરવા લાયક છે રૂપ જેનું એવા તે આકાશને સર્વ મનુષ્ય તથા આકાશમાં રહેલા દેવતાઓ પણ જોતા હતા. ત્યાર પછી પ્રત્રષ્ટ થએલા કૌરવ તથા પાંડવના યોદ્ધાઓ વાદિત્ર, શંખશબ્દ, તથા સિંહનાદેકરી પૃથ્વી તથા દિશાઓને શબ્દાયમાન કરતા સર્વ દ્વેષીઓને હણવા લાગ્યા. તે વખતે નર, અશ્વ, માતંગ તથા રથ,

કરી આકુળ, શર, ખડગ, શક્તિ અને તરવારના પડવાથી દુઃસહ શૂરવીરોએ સેવન કરેલું, હણાયેલ દેહે સંકુલ એવું લાલ વર્ણવાળું રણાંગણ, ચોતરફથી શોભતું હતું. એ રીતે દેવતાઓનું અસુર સાથે જેવું યુદ્ધ થયું હતું તેવુંજ કૌરવ તથા પાડવોનું ભયંકર યુદ્ધ થયું. એ રીતે અતિ દારૂણ તથા ભયંકર એવું યુદ્ધ પ્રવર્તમાન થવાથી અર્જુન તથા કર્ણના એકઠા મળેલા તીક્ષ્ણ બાણેકરી દિશાઓ તથા સૈન્ય વિંટાઇ ગયાં, અંધકાર થવાને લીધે તમારા તથા પારકાઓ, કંઇ પણ દેખાતા ન હતા. ભયંકર સંગ્રામમાં ભયેકરી આતુર એવા યોદ્ધાઓ, રથિમાં શ્રેષ્ઠ એવા કર્ણ તથા અર્જુનનો આશ્રય કરતા હતા. ત્યાર પછી તે બેઉ, પૂર્વ તથા પશ્ચિમના વાયુની પેઠે પરસ્પર અસ્રેકરી અસ્રને નાશ કરતા હતા, ચોતરફ આશ્ચર્ય જેવું યુદ્ધ થતું હતું. બાણુથી થએલા વિસ્તૃત એવા તે મોટા અંધકારવિષે ઉદય થએલા ચંદ્ર તથા સૂર્ય શોભે તેમ તે બેઉ, અત્યંત શોભતા હતા. અરે સંગ્રામમાંથી કોઇએ અભિસરણ કરવું નહિ એ રીતે પ્રેરણા કરેલા પારકા તથા તમારી તરફના યોદ્ધાઓ, દેવ તથા અસુર જેમ શંબરાસુર તથા ઇંદ્રને ચોતરફથી ઘેરે તેમ તે બે મહારથિઓને ચોતરફથી વિંટી લઇ ઉભા હતા. નરમાં ઉત્તમ એવા પુરૂષર્ષભ તે બેઉ મૃદંગ, ભેરી, પણવ, આનક તથા શૂરવીરોના સિંહનાદ સાથે પોતે પણ શબ્દ કરતા હતા, તે સમયે મેઘના શબ્દેકરી ચંદ્ર તથા સૂર્ય શોભે તેમ તે બેઉ શોભતા હતા. વળી મોટા ધનુષમંડળના મધ્યમાં રહેલા, સુંદર કાંતિવાળા, હજારો બાણરૂપી કિરણો વાળા સચરાચર જગતને બાળવા ઇચ્છતા પ્રળય સમયના સૂર્ય હોય એવા સંગ્રામમાં દુઃસહ, કોઇથી જીતી શકાય નહિ એવા, શત્રુને કાળરૂપ, હણવા ઇચ્છતા, યુદ્ધ કરવામાં કુશલ, ભયરહિત, કર્ણ તથા પાંડવ, મહા સંગ્રામમાં, મહેંદ્ર તથા જંભાસુર જેમ એકબીજા સામે આવે તેમ પરસ્પર સામે આવ્યા. હે નૃપ ! પરસ્પર મોટાં અસ્ર મૂકતા, મોટાં ધનુષ ધરનાર, મહારથિ તે બેઉ ભયંકર બાણેકરી પરસ્પરના ઘણાક એવા નર, અશ્વ તથા હસ્તિઓને હણતા હતા. એ રીતે નરમાં ઉત્તમ એવા તે બેઉએ પીડિત કરેલા કૌરવ પાંડવના આશ્રિત એવા નર, હસ્તિ, અશ્વ, પાયદળ તથા રથસહિત, વનમાં સિંહે હણેલા વનવાસી પશુઓ નાશી જાય, તેમ દશે દિશાઓપ્રત્યે નાશી જવા લાગ્યા. તે સમયે દુર્યોધન, ભોજ, શકુનિ, શારદ્વત, પુત્રસહિત કૃપાચાર્ય મહારથિ એવા તમારા તરફના પાંચ યોદ્ધાઓએ, શરીરને પીડા કરે એવા બાણેકરી અર્જુન તથા અચ્યુત ભગવાનને તાડન કર્યા. અર્જુને પણ બાણેકરી તેમનાં ધનુષ, ભાથા, ધ્વજ, અશ્વ, રથ તથા સારથિઓને એકદમ મંથન કરી બીજાઓને ચોતરફથી મંથન કરી ઉત્તમ એવા બાર બાણેકરી સૂતપુત્ર કર્ણને વિંધ્યો. સો રથ, સો હસ્તિ, હાથમાં શસ્રવાળા બીજા યોદ્ધાઓ, હણવાને ઇચ્છતા ઘોડેસ્વાર એવા શક, તુષાર, શ્રેષ્ઠ કાંબોજસહિત યવન અર્જુનની સામે દોડ્યા. અર્જુને પણ ક્ષુર નામના બાણેકરી હાથમાં રહેલાં બાણસહિત તેમનાં શ્રેષ્ઠ આયુધ કાપી વળી મસ્તક કાપી નાંખવાથી તે પૃથ્વીપર પડ્યા. અશ્વ, હસ્તિ તથા રથેકરી યુદ્ધ કરનાર શત્રુગણને પણ રણભૂમિપર પાડ્યા તે જોઇ પ્રસન્ન થએલા દેવતાઓએ આકાશમાં દેવ તુરીના શબ્દ સાથે 'સાધુ સાધુ' એ રીતે કહ્યું. ઉત્તમ એવા પુષ્પની વૃષ્ટિ સાથે પવને પ્રેરણા કરેલો સુંદર સુગંધિ પુષ્પનો ગંધ પણ આવતો હતો. દેવ તથા મનુષ્ય છે સાક્ષિ જેના એવા તે આશ્ચર્યરૂપ યુદ્ધને જોઇ પ્રાણીયો વિસ્મયને પ્રાપ્ત થતા હતા. એક છે નિશ્ચય જેમને એવો તમારો પુત્ર દુર્યોધન તથા સૂતપુત્ર કર્ણ, વ્યથા તથા વિસ્મયને પણ પ્રાપ્ત થતા ન

હતા. તેટલામાં દ્રોણપુત્ર અશ્વત્થામા તમારા પુત્રનો હાથ પોતાના હાથમાં પકડી સાંત્વન કરતા તેને આવી રીતે કહેવા લાગ્યા કે—હે દુર્યોધન ! પ્રસન્ન થા પાંડવ સાથે સલાહ કર. વિરોધે કરી હવે ઘણું થયું કલહને ધિક્કાર પડો. જે વિગ્રહ કરવાથી મહાસ્ત્ર જાણનાર બ્રહ્મ સરખા ગુરૂહણાયા તેમજ ભીષ્માદિક મહારથિઓ હણાયા અને હું તથા મારા માતુલ કૃપાચાર્ય તો અવધ્ય છીએ માટે પાંડવ સહિત ઘણાક કાળસુધી રાજ્ય કર. મેં વારી શકાતા અર્જુન પણ શાંત થશે. તેમ જનાર્દન એવા ભગવાન તો વિરોધને ઇચ્છતાજ નથી ને યુધિષ્ઠર, સદા પ્રાણીઓના હિતમાં તત્પર છે તથા વૃકોદર અને નકુળ સહદેવ તેમને વશ છે માટે તેમને તે, શાંત કરશે. એ રીતે તું પાંડવ સાથે સલાહ કર ને તારી ઇચ્છાએ કરી પ્રજા કલ્યાણને પ્રાપ્ત થાઓ. શેષ એવા પોતાના શહેર પ્રત્યે જાઓ, સૈન્ય યુદ્ધથી નિવૃત્ત થાઓ. હે નરાધિપ ! આ મારાં વચન સાંભળ નહિ તો યુદ્ધમાં શત્રુઓએ હણેલો તું જરૂર સંતપ્ત થઇશ. કિરીટમાળી એવા એ એકલા અર્જુને જે આ કર્યું તે જગત્ સહિત તેં જોયું. જે રીતે ઇન્દ્ર, યમરાજા, બ્રહ્મા તથા ભગવાન એવા કુબેર પણ ન કરી શકે તે આ અર્જુન કરે છે માટે એઓથી પણ અર્જુન ગુણેકરી મોટો છે તથાપિ હું કહીશ તો મારાં સમગ્ર વચનને અતિક્રમણ કરશે નહીં. તેમ હમેશ તને અનુસરી ચાલશે; વાસ્તે હે રાજેન્દ્ર ! પ્રસન્ન થા અને શાંતિને પ્રાપ્ત થા; મારૂં પણ તારાવિષે પરમ એવું માન છે માટે પરમ મિત્રતાથી હું તને કહું છું. તું જો આ કામવિષે સસ્નેહ થઇશ તો કર્ણને પણ હું વારીશ. વિચક્ષણ પુરૂષો ચાર પ્રકારના મિત્ર કહે છે. તેમાં એક તો સહજ મિત્ર, બીજો પ્રીતિએ કરીને, ત્રીજો ધનેકરી સંપાદન કરેલો અને ચોથો પ્રતાપથી; એ બધું તારે પાંડવવિષે છે. હે વીર ! સ્વભાવથીજ તે તારા બાંધવ છે. વળી હે પ્રભો ! સામથી પ્રાપ્ત થા. તું પ્રસન્ન થઇ જો મિત્રતાને પ્રાપ્ત કરીશ તો જગતનું અતુલ એવું હિત તેં કર્યું એમ કહેવાશે. એ રીતે સ્નેહી એવા અશ્વત્થામાએ હિતનું વચન કહ્યું તે સાંભળી વિચાર કરી નિઃશ્વાસ મૂકી ખેદયુક્ત છે મન જેનું એવા દુર્યોધને કહ્યું કે—હે સખે ! જે રીતે તું કહે છે તે તેમજ તથાપિ હું પણ એક વિજ્ઞપ્તિ કરૂં છું તે મારૂં વચન સાંભળ. સિંહની પેઠે દુઃશાસનને બળાત્કારથી મારી, દુર્બુદ્ધિવાળા આ ભીમસેને કહ્યું જે હણાયા પછી પણ દુર્યોધનના મસ્તક ઉપર હું લાત મારીશ એ વચન મારા હૃદયમાં સાલે છે તે તેં પણ સાંભળેલું છે વાસ્તે શાંતિ કેમ થાય; તેમ ઉગ્ર એવો વાયુ જેમ મહાગિરી મેરૂને સહન ન કરે એમ અર્જુન કર્ણને સહન કરી શકશે નહિ. કુંતિના પુત્ર એવા તે, ઘણાક એવા બળાત્કારથી મેં કીધેલા વૈરને યાદ કરી મારે વિષે વિશ્વાસ પણ નહિ કરે. હે ગુરુપુત્ર ! હે અચ્યુત ! કર્ણને સંગ્રામથી તું વિરામને પ્રાપ્ત થા એમ કહેવા તું યોગ્ય નથી, કારણ આજ અર્જુન મોટા શ્રમેકરીયુક્ત છે એટલે થાકી ગયો છે, વાસ્તે આ કર્ણ બળાત્કારથી તેને હણશે. એરીતે તેને કહી વારંવાર સમજાવી તમારા પુત્રે " અરે સાવધાન થાઓ, બાણ છે હાથમાં જેના એવા તમો મારા શત્રુ સામે દોડો, શું ચૂપ થઇ રહ્યા છો, " એ રીતે પોતાના સૈનિકોને આજ્ઞા કરી.

तमेवमुक्त्वाप्यनुनीय चासकृत् तवात्मजः स्वाननुशास्ति सैनिकान्।
समाहिताभिद्रवताहितान्मम सबाणहस्ताः किमु जोषमास्त ॥

इतिश्री महाभारते कर्णपर्वणि अश्वत्थामवाक्ये गुर्जरभाषायां अष्टाशीतितमोऽध्यायः ॥ ८८ ॥

# અધ્યાય ૮૯ મો. કર્ણાર્જુનનો સંગ્રામ.

**संजय उवाच—तौ शंखभेरीनिनदे समृद्धे समीयतुः श्वेतहयौ नराग्र्यौ ।**
**वैकर्तनः सूतपुत्रोर्जुनश्च दुर्मंत्रिते तवपुत्रस्य राजन् ॥ १ ॥**

સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર ! હે રાજન્ ! શંખ તથા ભેરીના છે શબ્દ જેમાં એવા સમૃદ્ધ સૈન્યમાં શ્વેત છે અશ્વ જેમના એવા મનુષ્યમાં શ્રેષ્ઠ સૂતપુત્ર કર્ણ તથા અર્જુન, તમારા પુત્રના ખરાબ વિચારને લીધે લડવા લાગ્યા. અત્યંત વૃદ્ધિ પામેલા છે દાંત જેમના એવા મદ ઝરતા હિમાલયના બે હસ્તિઓ જેમ હાથણી વાસ્તે લડે તેમ ઉગ્ર છે વીર્ય જેમનાં એવા શૂરવીર અર્જુન તથા કર્ણ પૃથ્વી વાસ્તે સંગ્રામ મધ્યે લડવા લાગ્યા. મેઘ સામે જેમ બીજો મોટો મેઘ આવે અને યદૃચ્છાએ કરી પર્વત સામે જેમ પર્વત આવે તેમ ધનુષ, પ્રત્યંચા તથા રથના પાટાના શબ્દેકરી બાણવૃષ્ટિને વરસાવતા તે બેઉ, એક-બીજાની સામે આવ્યા. પ્રકર્ષેંકરી વૃદ્ધિ પામ્યાં છે શિખર, વૃક્ષ વીરૂધ તથા ઓષધિ જેમાં અને મોટાં પડે છે ઝરણાં જેમાંથી એવા ચલાયમાન થએલા બે અચળ પર્વત હોય નહિ તેની પેઠે સ્રવે છે શરીરમાંથી રૂધિર જેમને એવા મહા બળવાન તે બેઉ, મોટા અસ્ત્રોએ કરી એકબીજાને હણતા હતા. બાણેકરી ભેદાયાં છે અંગ, સારથિ તથા વાહન જેમનાં એવા તે બેઉનો પૂર્વે ઇન્દ્ર તથા બળિરાજા વચ્ચે જેવો સન્નિપાત થયો હતો તેવો બીજાઓએ દુઃખેકરી સહન થાય નહિ એવો ભયંકર રૂધિરરૂપી જળવાળો મોટો સન્નિપાત થયો. ઘણાંક છે પદ્મ, ઉત્પલ, મત્સ્ય તથા કચ્છપ જેમાં એવા પક્ષિગણેકરી વિંટાયલા વાયુએ વધારેલ અત્યંત પાસે રહેલા બે હ્રદ હોય નહિ તેમ ધ્વજાયુક્ત તે બેઉના રથ, એકબીજાની સામે આવ્યા. ત્યાર પછી મહેંદ્ર સરખા પરાક્રમવાળા તથા મહેંદ્રની જેને ઉપમા અપાય એવા મહારથિ તે બેઉ, મહેન્દ્રના વજ્ર સરખા બાણેકરી મહેન્દ્ર તથા વૃત્રાસુર જેમ એક-બીજાને હણે તેમ પરસ્પર હણવા લાગ્યા. એ રીતે પ્રવર્તમાન થએલા અર્જુન તથા કર્ણના સંગ્રામને જોઇ વિચિત્ર પ્રકારનાં છે કવચ, આભરણ, વસ્ત્ર તથા આયુધ જેમનાં એવા હસ્તિ, પાયદળ, અશ્વ તથા રથસહિત વિસ્મયનીય રૂપવાળાં સુંદર બેઉ સૈન્ય તથા આકાશમાં રહેલાં પ્રાણીઓ પણ કંપવા લાગ્યાં. યુદ્ધ જોવા ઇચ્છતા સિંહનાદ કરતા તથા પ્રસન્ન થએલા કેટલાક પુરૂષોએ વસ્ત્રસહિત છે અંગુલી જેમાં એવા હાથ ઊંચા કર્યા; અને જ્યારે મદોન્મત્ત હસ્તિ જેમ હસ્તિ સામે દોડે તેમ અર્જુન, કર્ણને મારવાની ઇચ્છાથી તેની સામે દોડ્યો ત્યારે તેને જોઇ આગળ ચાલનારા સોમક બોલ્યા કે, હે અર્જુન ! કર્ણને હણ અને એના મસ્તકને તથા ધૃતરાષ્ટ્રના પુત્રની રાજ્ય શ્રદ્ધાનું છેદન કર, એમાં વખત ન લગાડ. એ રીતે અર્જુનને મોટા સ્વરથી કહેવા લાગ્યા. અમારી તરફના ઘણાક યોદ્ધાઓ પણ, હે કર્ણ ! અત્યંત તીક્ષ્ણ બાણેકરી અર્જુનને હણ અને પાંડવ, પાછા ઘણા કાળસુધી વન પ્રત્યે જાય, વાસ્તે એની સામે તું જા, જા, એમ કર્ણને કહેવા લાગ્યા. તે સમયે પ્રથમથી કર્ણે મોટા એવા દશ બાણેકરી અર્જુનને વિંધ્યો. અર્જુને પણ હાસ્ય કરી તીક્ષ્ણ છે અગ્રભાગ જેના એવા દશ બાણેકરી બગલના મધ્યમાં તેને વિંધ્યો. એ રીતે હૃષ્ટ થએલા સૂતપુત્ર કર્ણ તથા અર્જુન, સુંદર પુંખવાળા બાણેકરી પરસ્પર હણતા હતા. અતિ ભયંકર ઘા થાય તે રીતે એક બીજાને ભેદતા હતા તથા એકબીજા સામે દોડતા હતા. ઉગ્ર ધનુષવાળા અર્જુને બે ભુજ તથા ગાંડીવને ખેંચી નારાચ, નાલીક,

વરાહ કર્ણ, ક્ષુર સાંજલિક તથા અર્દ્ધચન્દ્ર નામના બાણુ નાખ્યા. હે રાજન્ ! ચોતરફ ફેલાઇ ગએલા અર્જુનના બાણ, સાયંકાળ વખતે નીચું જેનું મુખ છે એવા પક્ષિગણ જેમ સ્થાનક વાસ્તે વૃક્ષમાં પ્રવેશ કરે તેમ કર્ણના રથપ્રત્યે પ્રવિષ્ટ થયા. જીત્યા છે શત્રુ જેણે એવો અર્જુન ભ્રકુટીના કટાક્ષ સહિત જે જે બાણુ કર્ણ પર નાખતો હતો તે તે બાણુને સૂતપુત્ર કર્ણ, બાણેકરી ભાગી નાંખતો હતો. મહેન્દ્ર પુત્ર અર્જુને શત્રુને વિંધે એવું આગ્નેયાસ્ત્ર મૂક્યું. તે આગ્નેયાસ્ત્રનો દેહ પૃથ્વી અંતરિક્ષ, દિશાઓ તથા સૂર્ય માર્ગને વિંધી પ્રદીપ્ત થયો. તે વખતે પ્રજ્વલિત થયાં છે વસ્ત્ર જેમનાં એવાં બળેલાં વસ્ત્રવાળા સર્વ યોદ્ધાઓ, નાસવા લાગ્યા. વનમાં બળતાં વાંસનાં વનનો જેવો શબ્દ થાય તેવો મહા ભયંકર શબ્દ થયો. ઉદ્યુક્ત થએલા અગ્ન્યાસ્ત્રને જોઇ તેની શાંતિવાસ્તે પ્રતાપવાન સૂતપુત્ર કર્ણે વારૂણાસ્ત્ર નાખ્યું તેથી તે અગ્નિ શાંત થઇ ગયો. તેમાંથી નીકળેલા વેગવાન મેઘના ઓઘેકરી સર્વ દિશાઓ અંધકારથી છવાઇ ગઈ. એ રીતે અતિ વેગથી ઉત્પન્ન થએલા મેઘથી પ્રચંડ અગ્નિ પણ શાંત થઇ ગયો. પર્વત સરખું છે તિમિર જેનું એવા મેઘના ઓઘેકરી સર્વ દિશાઓ તથા આકાશ પણ વ્યાપ્ત થઇ ગયાં, અંધકારે કરી કંઇ પણ દેખાતું ન હતું. શત્રુઓએ અસહ્ય એવા અર્જુને, વાયવ્યાસ્ત્રેકરી કર્ણ તરફથી આવતા તે સમસ્ત મેઘ સંઘને ટાળી દેઇ ગાંડીવ, પ્રત્યંચા તથા બાણુને અભિમંત્રણ કરી ઇન્દ્રને પ્રિય એવું અતિ પ્રભાવવાળું વજ્રાસ્ત્ર પ્રકટ કર્યું. તેના પ્રભાવથી ગાંડીવમાંથી પ્રગટ થએલા અત્યંત તીક્ષ્ણ વજ્ર સરખા વેગવાળા, મોટો છે પ્રભાવ જેમનો એવા ગૃધ્રના પીછ બાંધેલા સુંદર વેગવાળા તથા ચકચકિત એવા ક્ષુર, પ્રાંજલિક, અર્દ્ધચન્દ્ર, નાલીક તથા નારાચ અને વરાહ કર્ણ નામના હજારો બાણ, કર્ણપર આવી તેના સર્વ શરીર, અશ્વ, ધનુષ, ચક્ર તથા ધ્વજને ભેદી ગરૂડથી ત્રાસ પામેલા સર્પની પેઠે પૃથ્વીમાં પ્રવિષ્ટ થયા. તે સમયે બાણેકરી વિંધાયલું છે અંગ જેનું એવા રૂધિરેકરી આર્દ્ર શરીરવાળા ક્રોધથી નેત્ર ફાડેલા મહેન્દ્ર સરખાં કર્મવાળા મહાત્મા કર્ણે, દૃઢ છે પ્રત્યંચા જેની એવું સમુદ્ર જેવા ઘોર શબ્દવાળું પોતાનું ધનુષ ખેંચી ભાર્ગવાસ્ત્ર પ્રકટ કરી અસહનશીલ એવા તેણે ગાંડીવમાંથી મૂકાયલા અર્જુનના બાણુસંઘને છેદી, અસ્ત્રેકરી તેના અસ્ત્રને છેદી સંગ્રામમાં રહેલા રથ, હસ્ત તથા પાયદળને હણી ભાર્ગવાસ્ત્રના પ્રતાપથી વળી ક્રોધાવિષ્ટ એવા વેગવાન સૂતપુત્રે, શિલા ઉપર તીક્ષ્ણ કરેલા, સુવર્ણના પુંખવાળા સારી રીતે મૂકેલા બાણેકરી બલાત્કારથી પંચાલોમાં શ્રેષ્ઠ એવા યોદ્ધાઓને વિંધ્યા. હે રાજન્ ! સંગ્રામના મધ્યમાં કર્ણે, બાણના ઓઘેકરી પીડિત કરેલા ક્રોધાવિષ્ટ એવા પંચાલ તથા સૈનિકોએ પણ એકઠા મળી તીક્ષ્ણ બાણેકરી ચોતરફથી સૂતપુત્ર કર્ણને વિંધ્યો. સૂતપુત્ર કર્ણે પણ બાણેકરી પંચાલોના રથ, હસ્તિ તથા અશ્વસમુદાયને હણી હર્ષે કરી બાણુ સમુદાયથી તેમને વિંધી પીડિત કર્યા. કર્ણના બાણેકરી ભેદાયા છે દેહ જેમના એવા શબ્દ કરતા તે, મહાવનમાં ક્રોધાયમાન થએલા સિંહે ભેદેલાં હાસ્તનાં યૂથ પડે તેમ પ્રાણુ રહિત થઈ પૃથ્વીવિષે પડતા હતા. હે રાજન્ ! એ રીતે શૂરવીર એવા કર્ણે, પંચાલોમાં અત્યંત શ્રેષ્ઠ એવા સમગ્ર યોદ્ધાઓને બલાત્કારથી હણી આકાશમાં ઉગ્ર છે કિરણો જેનાં એવો સૂર્ય શોભે તેમ પોતે શોભવા લાગ્યો. તે વખતે હે કૌરવેન્દ્ર ! તમારી તરફના યોદ્ધાઓ કર્ણનો જય થયો એમ માની પરમ હર્ષને પ્રાપ્ત થઈ સિંહનાદ કરવા લાગ્યા. બાકી રહેલા બીજા સર્વ મનુષ્ય, કર્ણે કૃષ્ણ તથા અર્જુનને હણ્યા એમ માનતા હતા. પારકાઓથી સહન થાય નહિ એવા મહારથિ કર્ણના તે પરાક્રમને

જોઇ તેમજ સંગ્રામના મધ્યમાં કર્ણે અર્જુનના અસ્ત્રને હણ્યું તે જોઇ ક્રોધથી સંદીપ્ત છે નેત્ર જેનાં એવા ક્રોધાવિષ્ટ અસહનશીલ વાયુપુત્ર ભીમસેને, હાથેકરી હાથને પીશી, શ્વાસોચ્છ્વાસ કરી સત્ય પ્રતિજ્ઞાવાળા અર્જુનને આ પ્રમાણે કહેવા માંડયું કે, હે જિષ્ણો ! ત્યાગ કર્યો છે ધર્મ જેણે એવા પાપરૂપ આ સૂતપુત્ર કર્ણે, આજ સંગ્રામમાં પંચાલોમાં મુખ્ય એવા અનેક યોદ્ધાઓને તારી સમક્ષ કેમ હણ્યા? હે કિરીટિન! પૂર્વે દેવ તથા કાલકેય નામના દૈત્યોએ અજિત સાક્ષાત્ સ્થાણુ એવા મહાદેવજીના હસ્ત સ્પર્શને પ્રાપ્ત થએલા એવા તને પ્રથમ પણ સૂતપુત્રે દશ બાણેકરી કેમ વિંધ્યો? તેમ તેં નાખેલા બાણસંઘને તે ગળી ગયો. આજ એ મને આશ્ચર્ય લાગે છે, વાસ્તે હે સવ્યસાચિન્! દ્રૌપદીને જે કલેશ થયો હતો તેને તથા ભયરહિત, પાપબુદ્ધિવાળા દુરાત્મા એવા આ સૂતપુત્ર કર્ણે આપણને ઉદ્દેશી કહ્યું હતું કે 'આ ષંઢતિલ છે' ઇત્યાદિ અત્યંત તીક્ષ્ણ એવી તેની રૂક્ષવાણી, એ સર્વને યાદ કરી કર્ણને આજેજ યુદ્ધમાં હણ. હે કિરીટિન! શું કરવા ઉપેક્ષા કરે છે? આજ આ વખત ઉપેક્ષા કરવા લાયક નથી. ખાંડવવનવિષે જે ધૃતિએકરી અગ્નિને ત્રાસ આપી સર્વ પ્રાણીઓને તું જીત્યો હતો તેજ ધારણાએકરી સૂતપુત્રને હણ, અને હું પણ ગદાએકરી દુર્યોધનને હણીશ. એ રીતે કર્ણે હણેલા રથ તથા બાણને જોઇ વાસુદેવ ભગવાન પણ અર્જુનને કહેવા લાગ્યા કે હે કિરીટિન્! સર્વનો છે સંપાત જેમાં એવા આ યુદ્ધમાં કર્ણે અસ્ત્રેકરી તારા અસ્ત્રને મર્દન કર્યું એ શું? હે શૂરવીર! શું મોહ પામે છે અને હણતો નથી. જો અત્યંત પ્રસન્ન થએલા આ કૌરવ કર્ણને આગળ કરી શબ્દ કરે છે. કર્ણે અસ્ત્રેકરી તારા અસ્ત્રને પાડયું તે પણ સર્વ જાણે છે, વાસ્તે જે ધૃતિએકરી તામસાસ્ત્ર હણ્યું અને યુગયુગનેવિષે ઘોર એવા રાક્ષસોને હણ્યા તેમજ સંગ્રામોવિષે દંભોદ્ભવ તથા બીજા અસુરોને હણ્યા, તે ધૃતિએકરી આજ તું કર્ણને હણ. સજાયાની ધાર સરખી છે નેમિ જેની એવાં મેં ત્યાગ કરેલાં સુદર્શન ચક્રેકરી ઇન્દ્રે શત્રુ એવા નમુચિનું મસ્તક જેમ વજ્રે કાપ્યું હતું તેમ તું પણ બલાત્કારથી આજ શત્રુના મસ્તકને કાપ. હે વીર! કિરાતનું જેણે રૂપ ધારણ કર્યું હતું એવા મહાત્મા ભગવાન મહાદેવજીને તેં ધૃતિએકરી પ્રસન્ન કર્યા હતા તે ધૃતિને પાછો તું ગ્રહણ કર. પરિવાર સહિત સૂતપુત્રને હણી, હણાયા છે શત્રુસંઘ જેમાંથી એવી સમુદ્રની મેખળાવાળી, શહેર તથા ગ્રામવાળી સમૃદ્ધ પૃથ્વી હે પાર્થ! યુધિષ્ઠિર રાજાને દેઈ અતુલ એવા યશને પ્રાપ્ત થા.

એ રીતે ભીમ તથા જનાર્દન ભગવાને જેને પ્રેરણા કરી છે એવા અતિ બળવાન્ મહાત્મા અર્જુને, તેણે આપેલા સર્વ કલેશ યાદ કરી પોતા સામે જોઇ પોતાનું એટલે નરનું અને નારાયણનું પૃથ્વીમાં આવવાનું પ્રયોજન પૃથ્વીનો ભાર ઉતારવો, એ છે, તે સંભારી કેશવ ભગવાનને કહ્યું કે, આ હું સૂતપુત્રના વધવાસ્તે તથા લોકના કલ્યાણસારૂ ઉગ્ર એવાં મહાસ્ત્રને પ્રકટ કરૂં છું. તમે, દેવતાઓ, બ્રહ્મા, મહાદેવ તથા વેદને જાણનાર સર્વ મને આજ્ઞા આપો. એમ દેવ એવા શ્રીકૃષ્ણને કહી અમિત છે બુદ્ધિ જેની એવા અર્જુને બ્રહ્માને નમસ્કાર કરી મનથી વિધેય, અસહ્ય ઉત્તમ એવું બ્રહ્માસ્ત્ર પ્રકટ કર્યું. મેઘ જળધારા મૂકે તેમ ઘણાક બાણ મૂકી એના અસ્ત્રને હણી કર્ણ શોભવા લાગ્યો સંગ્રામના મધ્યમાં અર્જુનના તે અસ્ત્રને કર્ણે હણ્યું તે જોઈ ક્રોધેકરી પ્રદીપ્ત, અસહનશીલ એવા મહા બળવાન ભીમસેને સત્ય પ્રતિજ્ઞાવાળા અર્જુનને કહ્યું કે, મનેકરી વિધેય પરમ એવા બ્રાહ્મ નામના મહાસ્ત્રને પણ તું જાણનાર છે એમ લોકો કહે છે, વાસ્તે હે સવ્યસાચિન! તેં હણાયું તો શું થયું, વળી બીજાની યોજના કર, એમ ભીમસેને જેને કહ્યું છે એવા અર્જુને

બીજાની યોજના કરી, તે વખતે ગાંડીવમાંથી મૂકાયલા સર્પ સરખા ઉગ્ર, સૂર્યનાં કિરણોની જેમને ઉપમા અપાય એવા પ્રજ્વલિત બાણેકરી ઘણા તેજવાળા અર્જુને સર્વ દિશા તથા વિદિશાઓને ઢાંકી દીધી. એ રીતે ભરતકુળમાં શ્રેષ્ઠ અર્જુને સુવર્ણના પુંખવાળા પ્રલય સમયના અગ્નિ તથા સૂર્યકિરણ સરખા હજારો બાણોએકરી ક્ષણમાત્રમાં કર્ણનો રથ છવાઈ ગયો. વળી તેમાંથી ત્રિશૂલ, ફરશિઓ, ચક્ર તથા અતિ ભયંકર એવા નારાચ નામના સેંકડો બાણ નિકળ્યા. તેણેકરી યોદ્ધાઓ ચોતરફથી હણાવા લાગ્યા. તે સંગ્રામના મધ્યમાં કપાઇ ગએલું કોઇ યોદ્ધાનું મસ્તક બીજાની કાયાઉપર થઇ નીચે પડયું, ભયેકરી તે પણ તત્કાળ પૃથ્વીવિષે પડયો. એક પડેલાને જોઈ વળી બીજો પ્રનષ્ટ થયો. બીજા યોદ્ધાનો કપાયલો હાથીની સૂંઢ સરખો ખડગ સહિત બાહુ રણભૂમિવિષે પડયો. તેમજ બીજાનો ક્ષુરબાણથી કપાયલો કવચ સહિત ડાબો હાથ ધરણીવિષે પડયો. એ રીતે કિરીટમાલી એવા અર્જુને શરીરનો અંત કરનાર એવા અત્યંત ભયંકર બાણેકરી સર્વ મુખ્ય યોદ્ધાઓ સહિત દુર્યોધનના સમગ્ર સૈન્યનો વિધ્વંસ કર્યો. તેમજ સૂર્યપુત્ર કર્ણે પણ સંગ્રામના મધ્યમાં હજારો બાણ નાખ્યા. શબ્દાયમાન એવા તે, મેઘે મૂકેલી જળધારાની પેઠે અર્જુન સામે આવ્યા. વળી મોટો છે પ્રભાવ જેનો એવા ભયંકર બળવાળા કર્ણે કૃષ્ણ, અર્જુન તથા ભીમસેનને ત્રણત્રણ બાણથી હણી મોટા સ્વરે ભયંકર શબ્દ કર્યો. કર્ણના બાણથી હણાયલા અર્જુને પણ તે રીતે વિંધાએલા ભીમસેન તથા જનાર્દન ભગવાનને જોઇ અસહનતાથી અઢાર બાણ નાખી એકથી ધ્વજને, ચારેકરી શલ્યને તથા ત્રણ બાણથી કર્ણને વિંધી દશથી સુવર્ણનું કવચ પહેરેલા સભાપતિને હણ્યો. તે વખતે હણાયાં છે મસ્તક, બાહુ, અશ્વ, સારથિ ધનુષ તથા ધ્વજ જેનો એવો તે રાજપુત્ર, ફરશિએકરી કાપેલો સાગનો વૃક્ષ પડે તેમ રથ ઉપરથી નીચે પડયો. એટલામાં વળી અર્જુને, ત્રણ, આઠ, બે, ચાર તથા દશ બાણેકરી કર્ણને વિંધી યોદ્ધાઓસહિત ચારસો હસ્તિ, આઠસો રથ, સ્વાર સહિત હજારો ઘોડા અને શૂરવીર એવા અઢાર હજાર પાયદળને હણી, રથ, સારથિ તથા ધ્વજસહિત કર્ણને પણ ક્ષણવાર અદૃશ્ય કર્યો. એ રીતે અર્જુને હણવા માંડેલા કૌરવોએ હે કર્ણ ! અર્જુન બાણેકરી સમગ્ર કૌરવોને હણે છે વાસ્તે તું બાણ મૂક અને અર્જુનને વિંધ, એ રીતે મોટેથી આક્રોશ કરી ચોતરફથી બોલવા માંડયું. એવી રીતે કૌરવોએ જેને પ્રેરણા કરી છે એવા કર્ણે, સર્વ યત્નેકરી એકદમ ઘણાક બાણ મૂકયા. મર્મને છેદનારા તે બાણ પાંડવ તથા પાંચાલગણને હણી તેમનું રૂધિરપાન કરવા લાગ્યા. સર્વ ધનુષ ધરનારાઓમાં મહાબળવાન, સર્વ શત્રુઓને સહન કરનાર તથા અસ્ત્રજ્ઞ એવા ઉત્તમ તે બેઉ, ઉગ્ર એવાં શત્રુનાં સૈન્યને પરસ્પર હણતા હતા. તેટલામાં હિતેચ્છુક એવા શ્રેષ્ઠ વૈદ્યોએ મંત્ર તથા ઔષધિએકરી શલ્યરહિત તથા નિરામય કરેલા સુવર્ણના કવચથી શોભિતા યુધિષ્ઠિર રાજા, તે યુદ્ધને જોવાની ઇચ્છાથી ત્યાં પધાર્યા. એ રીતે શલ્યરહિત થઇ યુદ્ધવિષે પધારેલા ધર્મરાજાને જોઇ, રાહુથી મુક્ત થઇ ઉદય પામેલા પરિપૂર્ણ નિર્મળ ચંદ્રને જોઇ સર્વ લોકને આનંદ થાય તેમ સર્વ પ્રાણીઓ આનંદને પ્રાપ્ત થયાં. મુખ્ય એવા શૂરવીરમાં શ્રેષ્ઠ, શત્રુને હણનાર એવા કર્ણ તથા અર્જુનને જોઇ તેમના યુદ્ધને જોવાની જેને ઇચ્છા છે એવા આકાશમાં રહેલા તથા પૃથ્વિવિષે રહેલા સર્વ પ્રેક્ષકો ઉભરાઈ જતા હતા. તે સમયે શ્રેષ્ઠ બાણે કરી પરસ્પર હણતા એવા અર્જુન તથા કર્ણના ધનુષ, પ્રત્યંચા તથા તલનો સારી રીતે મૂકાયા છે બાણ જેમાંથી એવો ભયંકર સંનિપાત થતો હતો. એટલામાં સારી રીતે શબ્દ

થાય તે રીતે અતિશય ખેંચેલી અર્જુનના ધનુષની પ્રત્યંચા તત્કાળ તૂટી ગઇ; તે છિદ્ર જોઈ તેજ ક્ષણે સૂતપુત્ર કર્ણે, પાંડુપુત્ર અર્જુન ઉપર ક્ષુદ્રક નામના સો બાણ નાખી છૂટા મૂકેલા સર્પ સરખા, તેલથી ધોએલા પક્ષિના પીછ બાંધેલા સાઠ બાણેકરી તેને વિંધ્યો. અને વળી વાસુદેવને ઘાયલ કર્યા. સૂર્યપુત્રે આઠ બાણથી અર્જુનને વિંધી, હજારો શ્રેષ્ઠ બાણથી ભીમસેનને મર્મસ્થાનમાં ભેદી સોમકોને પાડતાં કૃષ્ણ, અર્જુન, તેના નાનાભાઇ તથા તેના ધ્વજને પણ વિંધ્યો, તેમણે પણ બાણેકરી આકાશમાં મેઘના સંઘ જેમ સૂર્યને આચ્છાદન કરે તેમ કર્ણને આચ્છાદન કરી દીધો. અસ્ત્ર શીખેલા સૂતપુત્ર કર્ણે પણ, સામે આવતા તેમને અનેક બાણથી રોકી તેમણે નાખેલાં સર્વ અસ્ત્રને હણી, તેમના રથ, અશ્વ, તથા હસ્તિઓને માર્યા. હે રાજન્! બાણેકરી શ્રેષ્ઠ સૈનિકોને પીડિત કર્યા. કર્ણના બાણેકરી ભેદાયા છે દેહ જેમના છે એવા મુખ્ય સૈનિકો ક્રોધાયમાન થએલા ભયંકર બળવાળા સિંહે ભેદેલા છે દેહ જેમના એવા શ્વાનના યૂથમાં રહેલા મોટા બળવાળા શ્વાન જેમ પ્રાણરહિત થઇ પડે તેમ પ્રાણરહિત થઈ ભૂમિતળવિષે પડતા હતા. કર્ણ તથા અર્જુને બાણેકરી સૈનિકો હણાતા હતા એટલામાં બળવાન કર્ણે સારી રીતે મૂકેલા બાણેકરી બલાત્કારથી હણેલા પંચાલોના શરીરમાંથી રૂધિર સ્ત્રવવા લાગ્યું. કર્ણનો મોટો જય થયો એમ તમારી તરફના યોદ્ધાઓ તલાના શબ્દ સાથે સિંહનાદ કરવા લાગ્યા. મહા ભયંકર એવા વિમર્દવિષે શ્રીકૃષ્ણ તથા અર્જુનને કર્ણે વશ કર્યા એમ તે બધા માનવા લાગ્યા. તે વેળાએ કર્ણના બાણથી ક્ષત થયું છે અંગ જેનું એવા અત્યંત ક્રોધાયમાન થએલા અર્જુને ધનુષની પ્રત્યંચા નમાવી કર્ણના નાખેલા બાણને હણી કૌરવોને પ્રતિગ્રહ કરી હાથના મોજાવિષે પ્રત્યંચાને હણી તત્કાળ બાણથી અંધકાર કરી હઠાત્કારથી બાણેકરી કર્ણ, શલ્ય તથા સર્વ કૌરવોને વિંધ્યા. તે વખતે મહાસ્ત્રેકરી કર્યો છે અંધકાર જેમાં એવા આકાશમાં પક્ષીઓ પણ ભમતા ન હતા. તે વખતે આકાશમાં રહેલા પ્રાણી સમુદાયે પ્રેરણા કરેલો દિવ્ય એવો સુગંધિ વાયુ વહાતો હતો. વળી અર્જુને હાસ્યકરી દશ બાણેકરી શલ્યને કવચ વિષે અત્યંત વિંધી, સારી રીતે મૂકેલા બાર બાણથી કર્ણને વિંધ્યો. અર્જુનના ધનુષના વેગથી મૂકાએલા ઉગ્ર વેગવાળા બાણેકરી અત્યંત હણાયલો, ભેદાયાં છે ગાત્ર જેનાં એવો રૂધિરેકરી વ્યાપ્ત છે અંગ તથા વિસ્તૃત બાણવાળો કર્ણ, રૌદ્ર મુહુર્તને વિષે શ્મશાનના મધ્યમાં ક્રીડા કરતા રૂધિરાર્દ્ર શરીરવાળા રૂદ્ર શોભે તેમ શોભતો હતો. ત્યારપછી અધિરથ પુત્ર કર્ણે દેવતાની જેને ઉપમા અપાય એવા અર્જુનને ત્રણ બાણથી ભેદી પ્રજ્વલિત સર્પસરખા પાંચ બાણ અચ્યુત ભગવાનને મારવાની ઇચ્છાથી નાંખ્યા. ઉત્તમ વેગવાળા કર્ણથી વિમુખ પ્રતીયમાન, સારી રીતે મૂકેલા, સુવર્ણથી વિચિત્ર પ્રકારના તે બાણ, પુરૂષોત્તમ એવા ભગવાનનું કવચ ભેદી રૂધિરમાં સ્નાન કરી વેગથી પૃથ્વીમાં પેસી ગયા. તે પાંચ બાણના, ભલ્લ નામના દશ બાણેકરી અર્જુને ત્રણ ત્રણ કડકા કરી નાખ્યા. એ રીતે અર્જુનના અસ્ત્રેકરી તક્ષકના પુત્રના પક્ષના તે મોટા સર્પ પૃથ્વીવિષે પડતા હતા. એ રીતે કર્ણના ભુજમાંથી નિકળેલા સર્પનો જેમાં આવેશ છે એવા બાણેકરી છિન્ન થયું છે અંગ જેનું એવા શ્રીકૃષ્ણને જોઇ શુષ્ક તૃણના ઢગલાને બાળતો એવો અગ્નિ જેમ પ્રજ્વલિત થાય તેમ અર્જુન ક્રોધેકરી પ્રજ્વલિત થયો. ક્રોધથી પ્રજ્વલિત થએલા તેણે કાનપર્યંત ધનુષ ખેંચી મુકેલા, શરીરનો અંત કરનાર એવા પ્રજ્વલિત બાણેકરી કર્ણને મર્મસ્થાને વિંધ્યો. તે વખતે દુઃખથી ચલાયમાન થયો તથાપિ દૈવબળેકરી ધૈર્યયુક્ત બુદ્ધિવાળો થઇ ઉભો રહ્યો. એ રીતે અર્જુન કોપાયમાન થયો તે સમયે

તેના બાણ સમુદાયથી દિશા, વિદિશાઓ, સૂર્યની પ્રભા, તથા કર્ણનો રથ, હે રાજન્! બધું અદૃશ્ય થઇ ગયું. અંધકારના સમુદાયથી આકાશ ભરાઇ ગયું. ત્યારપછી વળી કૌરવોમાં શ્રેષ્ઠ પૃથ્વીવિષે એકવીર અર્જુને, કર્ણના ચક્રરક્ષક, પાદરક્ષક આગળ ચાલનારા, પાછળથી રક્ષા કરનાર દુર્યોધનના અનુમત, ઉદ્યુક્ત થએલા રથસહિત સારભૂત કૌરવોમાં પ્રવીર એવા સર્વ મળી બે હજાર યોદ્ધાઓને, રથ, અશ્વ તથા સારથિરહિત કરી ક્ષણમાત્રમાં મારી હઠાવ્યા. તે જોઇ તમારા પુત્ર તથા બાકીના કૌરવ, કર્ણને છોડી દેઇ બાણથી ક્ષત થએલા પોતાને પોકારતા દીકરાઓને બાપ અને બાપને દીકરાઓ મૂકી આમતેમ પલાયન કરવા લાગ્યા. હે ભારત ! ભયેકરી અવદીર્ણ એવા કૌરવોએ હીન એવો કર્ણ, દિશાઓને અત્યંત શૂન્ય જોઇ વ્યથાને પ્રાપ્ત ન થતાં પ્રહૃષ્ટ થઇ અર્જુન સામે દોડયો.

स सर्वत प्रक्षरविशो विशून्या भयाविद्दीर्णैः कुरुभिर्विहीनः ॥
नविव्यथे भारत तत्र कर्णः प्रहृष्ट एवार्जुनमभ्यधावत् ॥

इतिश्री महाभारते कर्णपर्वणि कर्णार्जुनद्वैरथे गुर्ज्जरभाषायां ऊननवतितमोऽध्यायः ॥ ८९ ॥

---

## અધ્યાય ૯૦ મો. કર્ણ અર્જુનનું ભયંકર યુદ્ધ.

संजय उवाच—ततः प्रयाताः शरपातमात्रमवस्थिताः कुरवोभिन्नसेनाः ।
विद्युत्प्रकाशं ददृशुः समंताद्धनंजयास्त्रंसमुदीर्यमाणं ॥ १ ॥

સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર ! ત્યાંથી પલાયન કરેલા, ભેદાઇ છે સેના જેમની એવી બાણનો પાત થયો તેટલે માત્ર દૂર ઉભેલા કૌરવ, સારી રીતે વખાણેલા વીજળી સરખા પ્રકાશવાળા અર્જુનના ધનુષને ચોતરફથી જોતા હતા. તે વખતે મહા વિમર્દમાં ક્રોધાયમાન થએલા અર્જુને કર્ણના વધ વાસ્તે મૂકેલા આકાશમાં ગએલા કૌરવોને બાળતા અર્જુનાસ્ત્રને મહાત્મા કર્ણે, દઢ છે પ્રત્યંચા જેની એવા અમોઘ ધનુષને ખેંચી પરશુરામ પાસેથી મળેલા શત્રુને નાશ કરનાર મોટા મહિમાવાળા અથર્વણ મંત્રેકરી અભિમંત્રણ કરેલા સુવર્ણના પુંખવાળા અત્યંત ઘોર એવા તીક્ષ્ણ બાણથી મર્દન કરી નાશ કર્યું. હે રાજન્! ત્યાર પછી એકબીજા સામે આવતા અર્જુન તથા અધિરથપુત્ર કર્ણનો ઉગ્ર એવા દાંતના અભિઘાતેકરી બે હસ્તિઓનો સમાગમ થાય તેવો બાણેકરી અત્યંત મોટો વિમર્દ થયો. હે રાજન્! અસ્ત્રસંઘાતથી વિંટાએલું આકાશ ચોતરફથી અત્યંત ભયંકર થયું હતું, તેને કર્ણ તથા અર્જુને બાણ વૃષ્ટિના સંધાનથી અંતર રહિત કરી દીધું. તે સમયે મોટી બાણમય જાળને જોતા સર્વ કૌરવ તથા સોમક, બાણથી થયેલા ભયંકર અંધકારમાં બીજા કોઇ પણ પ્રાણીને દેખતા ન હતા. હે રાજન્! નિરંતર બાણ સાંધતા, અનેક બાણ ફેંકતા ધનુષ ધરનાર તે બેઉ, શીખેલા વિવિધ પ્રકારના અસ્ત્રે કરી યુદ્ધવિષે વિચિત્ર પ્રકારના માર્ગ દેખાડતા હતા. એ રીતે સંગ્રામના મધ્યમાં યુદ્ધ કરતા તે બેઉમાંથી કોઇ વખતે સૂતપુત્ર કર્ણ, અધિક થતો હતો. કોઇ વખતે વીર્ય, મંત્રબળ તથા પૌરૂષેકરી અર્જુન અધિક થતો હતો. બીજાઓએ દુઃખેકરી સહન થાય નહિ એવા પરસ્પરના છિદ્રને જોતા તે બેઉના ભયંકર સંપ્રહારને જોઇ સર્વ યોદ્ધાઓ વિસ્મયને પ્રાપ્ત થતા હતા. તેમજ હે નરેંદ્ર! અંતરિક્ષમાં રહેલા પ્રાણીઓ પણ, હે કર્ણ ! સાધુ, હે અર્જુન ! સાધુ, એ રીતે તે બેઉની

પ્રશંસા કરતા હતા. તે પ્રશંસારૂપ વાણી આકાશવિષે ચોતરફથી સંભળાતી હતી. હે રાજન્ ! રથ, અશ્વ તથા હસ્તિએકરી થએલા અભિઘાતને લીધે દબાયું છે ભૂતળ જેમાં એવા તે વિમર્દવિષે, ખાંડવવનના દાહથી મૂકાયલો ક્રોધથી પૃથ્વીતળવિષે પ્રવિષ્ટ થએલ, થયું છે અર્જુન સાથે વૈર જેને પાતાળ વિષે સુતેલો અશ્વસેન નામનો નાગ, કર્ણ તથા અર્જુનના વિમર્દને ઉર્ધ્વ છે ગતિ જેની એવો પૃથ્વીઉપર આવી, દુરાત્મા અર્જુનનું વૈર લેવાનો આ વખત છે, એમ મનમાં વિચાર કરી બાણનું રૂપ લેઇ કર્ણના ભાથામાં પ્રવિષ્ટ થયો. અર્જુન તો અસ્ત્ર સંઘાતેકરી સમાકુળ વિસ્તૃત કિરણોવાળો શસ્ત્રપ્રકાશ જેમાં છે એવા તે યુદ્ધમાં બાણ સમુદાયની વૃષ્ટિએકરી આકાશને અંતર રહિત કરતો હતો. તે વખતે એકબાજુ જાળમય મોટા વિમર્દને જોતા કૌરવ તથા સોમક બાણથી થએલા અત્યંત ભયંકર એવા તે અંધકારવિષે આકાશમાં ઉડતા કોઇ પણ પ્રાણીને જોતા ન હતા. પુરૂષમાં સિંહરૂપ, સર્વ લોકમાં ધનુષ ધરનાર, સંગ્રામમાં ત્યાગ કર્યો છે પ્રાણ જેમણે એવા શૂરવીર, યુદ્ધજન્ય શ્રમને પ્રાપ્ત થએલા, તિરસ્કાર દૃષ્ટિથી એક બીજા સામે જોતા, ચંદનના જળેકરી સિંચન કરેલા, આકાશમાં રહેલા અપ્સરાગણોએ દિવ્ય એવા વાલવ્યજનથી પવન કરેલા અને ઇન્દ્ર તથા સૂર્યે હસ્ત કમળેકરી પ્રમાર્જન કરેલાં છે મુખ જેમનાં એવા તે પરસ્પર યુદ્ધ કરતા હતા, જ્યારે કર્ણ પાર્થથી વિશેષ થયો નહિ ત્યારે અર્જુનને, બાણથી અત્યંત સંતપ્ત અમે બાણે કરી ક્ષત થયાં છે અંગ જેનાં એવા કર્ણે અર્જુનને મારવાનું મન કર્યું. પછી અર્જુનનું મસ્તક હણવાની છે ઇચ્છા જેને એવા ઉત્તમ તેજવાળા કર્ણે, શત્રુને હણનાર, સારી રીતે સંચય કરેલો સર્પ સરખા મુખવાળો, પ્રજ્વલિત, ભયંકર, સન્નત, ઉગ્ર થએલા અર્જુન વાસ્તેજ ઘણા કાળથી રક્ષણ કરેલ, સદા પૂજન કરેલો, ચંદનના ચુર્ણમાં રાખેલો, સોનાના ભાથામાં રહેલો, મોટી જ્વાળાવાળો, પ્રદીપ્ત, ઐરાવતના વંશમાં છે સંભવ જેનો એવો બાણ અર્જુન સામે સાંધ્યો. તેટલામાં દિશાઓ તથા આકાશ પ્રજ્વલિત થયાં, ભયંકર એવાં સેંકડો ઉબાડીઆં પડવા લાગ્યાં, નાગબાણ કર્ણે ધનુષમાં સાંધ્યો તે વખતે ઇન્દ્રસહિત લોકપાલ દેવતાઓ હાહાકાર કરવા લાગ્યા. તે બાણવિષે યોગબળેકરી પ્રવિષ્ટ થએલા નાગને સૂતપુત્ર કર્ણ જાણતો હતો, તે રીતે વિખરાયાં છે ગાત્ર જેનાં એવો ઇન્દ્ર વિહ્વલ થયો, જીત્યો છે આત્મા જેણે એવા શ્રેષ્ઠ ભાવવાળા કમળયોનિ બ્રહ્માએ દેવતાના પતિ ઇન્દ્રને કહ્યું કે, તું વ્યથા કર માં, તારા પુત્રનો જય થશે. તે વેળાએ મહાત્મા એવા મદ્રરાજાએ સાંધ્યો છે ઉગ્ર બાણ જેણે એવા કર્ણને કહ્યું કે હે કર્ણ ! આ બાણ શત્રુની ગ્રીવાને પ્રાપ્ત નહિ થાય માટે બરાબર જોઇ મસ્તકને હણે એવો બાણ સાંધ, એવાં મદ્રેશનાં વચન સાંભળી ક્રોધથી અત્યંત રાતાં છે નેત્ર જેનાં એવા વેગવાન કર્ણે, તેને કહ્યું કે, હે શલ્ય ! કર્ણ બે વાર બાણને ધારણ કરે નહિ કેમકે મારા જેવા કપટ યુદ્ધ કરનાર થતા નથી. એ રીતે કહી ઘણા વર્ષથી પૂજન કરેલો તે બાણ યત્નથી મૂકી, ‘ હે અર્જુન ! તું હણાયો છે,’ એમ તિરસ્કાર કરી મોટી વાણીથી તેને કહ્યું. કર્ણના હાથમાંથી મૂકાયલો અગ્નિ તથા સૂર્યની જેને ઉપમા અપાય એવો, અત્યંત ઘોર, પ્રત્યંચાથી ચ્યુત થએલો કર્ણના ધનુષમાંથી મૂકાયલો આકાશમાં ગએલો તે બાણ, પ્રજ્વલિત થયો. યુદ્ધમાં ઉતાવળથી આવતા પ્રદીપ્ત બાણને જોઇ માધવ એવા ભગવાને ત્વરાથી લીલામાત્રમાં પોતાના ચરણથી ઉત્તમ રથને પોચો–એટલે જોરથી દાબી કંઇક પૃથ્વીમાં પેસાડી દીધો. તે વખતે સુવર્ણની જા-

ળથી ઢાંકેલા, ચંદ્રનાં કિરણુ સરખા વર્ણુવાળા અર્જુનના રથના ઘોડા પૃથ્વીપ્રત્યે ગોઠણભર થઇ ગયા. તે સમયે આકાશમાં મધુસુદન એવા ભગવાનની પ્રશંસાગર્ભિત અત્યંત મોટો શબ્દ થયો. તેમજ તેજ વખતે દિવ્ય વાણી, દિવ્ય પુષ્પની વૃષ્ટિ તથા સિંહનાદ થવા લાગ્યા. એ રીતે મધુસૂદન ભગવાનના પ્રયત્નને લીધે રથ પૃથ્વીમાં મગ્ન થવાથી તે બાણે, બુદ્ધિમાન અર્જુનના ઇન્દ્રે આપેલા અત્યંત દૃઢ એવા મુકુટને હણ્યો. એ રીતે સૂતપુત્ર કર્ણે, પૃથ્વી, આકાશ, સ્વર્ગ તથા અસ્ત્રના સંસર્ગ, ઉત્તમ યત્ન તથા ક્રોધથી બાણેકરી મસ્તક ઉપરથી હણ્યો. સૂર્ય, ચંદ્ર તથા અગ્નિ સરખી કાંતિવાળા, સુવર્ણ, મુક્તા તથા મણિએ-કરી શોભિત, સમર્થ એવા બ્રહ્માએ તપેકરી યત્નથી ઇન્દ્ર વાસ્તે પોતે રચેલો અમૂલ્ય રૂપ-વાન દ્વેષીઓને ભય કરનાર, ધારણ કરનારને અત્યંત સુખ દેનાર સુગંધિયુક્ત, નિવાત કવચાદિક દૈત્યોને હણવા ઇચ્છતા અર્જુનને પ્રસન્ન થએલા ઇન્દ્રે પોતે આપેલો, અને દેવ-તાઓમાં ઉત્તમ એવા મહાદેવ, વરૂણ, ઇન્દ્ર તથા કુબેરે પિનાક, પાશ, વજ્ર તથા ઉત્તમ બાણેકરીને પણ પીડિત કરવા સમર્થ થવાય નહિ એવો મુકુટ નાગબાણેકરી કર્ણે હઠાત્કા-રથી હણ્યો. દુષ્ટ છે ભાવ જેનો એવા અસત્ય પ્રતિજ્ઞાવાળા વેગવાન તે નાગે અત્યંત આશ્ચર્યરૂપ સુવર્ણથી વિચિત્ર પ્રકારનો અર્જુનનો મુકુટ તેના મસ્તક ઉપરથી હણ્યો. સુવ-ર્ણની જાળથી વિસ્તૃત, તેના ઉત્તમ બાણે મંથન કરેલો વિષાગ્નિએકરી પ્રદીપ્ત જ્વાળાયુક્ત, અર્જુનને પ્રિય એવો તે ઉત્તમ કિરીટ અર્જુનના ઉત્તમાંગ ઉપરથી શબ્દ થાય તે રીતે રક્ત છે મંડળ જેનું એવો સૂર્ય જેમ અસ્તાચળ ઉપરથી પડે તેમ પૃથ્વી પર પડયો. થયાં છે અંકુર તથા પુષ્પ જેમાં એવા વૃક્ષવાળા પર્વતના શિખરને જેમ મહેન્દ્રનો વજ્ર હણે તેમ ઘણાક રત્નથી શોભિતા મુકુટને નાગે અર્જુનના મસ્તક ઉપરથી બલાત્કારે હરણ કર્યો. ઉગ્ર એવા વાયુએ બલાત્કારથી વિઘૂર્ણિત કરેલાં પૃથ્વી, આકાશ, સ્વર્ગ તથા સમુ-દ્રનો જેવો શબ્દ થાય તેવો ભુવનવિષે મોટો શબ્દ થયો, તે સાંભળી ઉત્પાતનો જેમણે નિશ્ચય કર્યો છે એવાં મનુષ્ય, વ્યથિત થઇ પડી જતાં હતાં. તે વેળાએ ઉંચું છે શિખર જેનું એવો નીલપર્વત હોય નહિ તેમ યુવાવસ્થાવાળો વ્યથારહિત શ્યામ અર્જુન, શ્વેત વસ્ત્રેકરી કેશને બાંધી લેઇ મુકુટવિના પણ શિરાગત એવી સૂર્યકિરણોએ અત્યંત પ્રકાશિત ઉદયપર્વત શોભે તેમ શોભવા લાગ્યો. એ રીતે કર્ણે મોકલેલી પુત્રને બચાવવાથી સુંદર મુખવાળી ખાંડવવનના દાહ વખતે અર્જુને હણેલી સર્પિણીએ, ઇષુભાવને પ્રાપ્ત થએલા પોતે નિર્માણ કરેલા પોતારૂપ પુત્રથી ભગવાને રથને નીચે દાબવાથી અશ્વની રાશ પકડી. ગયું છે મસ્તક જેનું એવા નિરતિશય તેજ તથા બળવાળા અર્જુનને જોઇ તેનો ઇન્દ્રના ભૂષણરૂપ બ્રહ્માએ સારી રીતે રચેલો સૂર્યસરખી કાંતિવાળો મુકુટજ હરણ કર્યો. એ રીતે હરણ કરી ફરીથી પોતાને હણવા આવતા તે સર્પને મર્દન કર્યો પણ તેથી તે પોતે મૃત્યુવશ થયો નહિ. કર્ણના ભુજમાંથી છૂટેલો, અગ્નિ તથા સૂર્યની જેને ઉપમા અપાય એવો, અમૂલ્ય, મોટા સર્પરૂપ, અર્જુન સાથે કર્યું છે વેર જેણે એવો તે બાણ, મુકુટને હણી ત્યાંથી પાછો વળ્યો. એ રીતે તે બાણ, સુવર્ણથી વિચિત્ર પ્રકારના અર્જુનના કિરી-ટને આકર્ષણ કરી પાછો કર્ણના ભાથાપ્રત્યે જવાની ઇચ્છાથી ત્યાં ગયો. કર્ણે તેને જોયો, તેથી કર્ણને તેણે કહ્યુ કે–હે કર્ણ ! તે બરાબર ધ્યાન રાખ્યા વગર મને મુકયો તેથી મેં અર્જુનનું મસ્તક હરણ કર્યું નહિ. હવે બરાબર જોઇ તું સંગ્રામમાં જલદી મને મુકય એટલે તારા તથા મારા શત્રુ એવા અર્જુનને હું હણું. એવાં તેનાં વચન સાંભળી સૂતપુત્ર

કર્ણે તેને કહ્યું કે, ઉગ્ર છે રૂપ જેનું એવો તું કોણ છે ? ત્યારે નાગે કહ્યું કે—હે કર્ણ ! મારી માનો અર્જુને વધ કર્યો હતો તેથી ઉત્પન્ન થયું છે વૈર જેને એવા અર્જુનના ઉપર ક્રોધવાળા મને તું જાણ, માટે એનું રક્ષણ કરનાર વજ્રધર પોતે ઇન્દ્ર હશે તથાપિ તે યમરાજાના ઘર પ્રત્યે જશે. એવાં તેનાં વચન સાંભળી કર્ણે તેને કહ્યું કે—હે નાગ ! કર્ણ યુદ્ધ વિષે પારકાના બળનો આશ્રય કરી જયને ઇચ્છતો નથી. તેમ હે નાગ ! સો અર્જુનને મારૂં પણ બીજી વાર એના એ બાણને સાંધું નહિ, એમ કહી વળી અત્યંત શ્રેષ્ઠ એવા સૂર્યપુત્ર કર્ણે સંગ્રામના મધ્યમાં તેને કહ્યું કે, હે વ્યાલ ! અસ્ત્રનો સંસર્ગ, ઉત્તમ યત્ન તથા ક્રોધેકરી હું અર્જુનને હણીશ. તું સુખેથી જા. એ રીતે યુદ્ધના મધ્યમાં કર્ણે જેને કહ્યું છે એવો નાગરાજ તેનાં વાક્ય સહન કરી શક્યો નહિ તેથી ક્રોધેકરી, હે રાજન ! અર્જુનને મારવાની જેને ઇચ્છા છે એવો તે, ઉગ્ર એવું પોતાનું સ્વરૂપ ધારણ કરી અર્જુનના વધ વાસ્તે પોતે જવા લાગ્યો. કૃષ્ણ ભગવાને અર્જુનને કહ્યું કે કર્યું છે તારી સાથે વૈર જેણે એવા મોટા સર્પને સંગ્રામમાં તું હણ. એ રીતે મધુસૂદન ભગવાને જેને કહ્યું છે, એવા શત્રુના પરાક્રમને નહિ સહન કરનાર ગાંડીવ ધનુષ ધરનાર અર્જુને શ્રીકૃષ્ણને કહ્યું કે, જે પોતાની મેળે મારી પાસે ગરૂડના મુખમાં આવે છે એવો આ કયો નાગ છે ? શ્રીકૃષ્ણે કહ્યું કે, ખાંડવવનમાં અગ્નિને તૃપ્ત કરતા એવા, ધનુષ ધરનાર તેં, પોતાના પુત્રને મુખમાં લેઇ આકાશ માર્ગે જતી એની માને એકજ બાણે મારી હતી તે વખતે માએ રક્ષણ કર્યો છે દેહ જેનો એવો આકાશમાં નાશી ગએલો તે, તે વખતનું વેર યાદ કરી નિશ્ચય પોતાના વધ વાસ્તે તારી પ્રાર્થના કરે છે. આકાશમાં પડતા પ્રજ્વલિત ઊંબાડિયાં સરખા સામે આવતા આ સર્પને તું જો.

સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર ! એવાં શ્રીકૃષ્ણનાં વચન સાંભળી ક્રોધથી પાછો ફરી અર્જુને, સુંદર છે ધાર જેની એવા તીક્ષ્ણ છ બાણેકરી પક્ષિની પેઠે આકાશમાં ઉડતા તે નાગને છેદ્યો. તે વખતે છિન્ન થયું છે અંગ જેનું એવો તે પૃથ્વિ વિષે પડયો. હે પાર્થિવ ! એ રીતે અર્જુને તે નાગને નષ્ટ કર્યો તે જોઇ પુરૂષોત્તમ એવા પોતે સમર્થ શ્રીકૃષ્ણે અગ્રભાગથી પૃથ્વિમાં ખૂંચેલા રથને બે હાથેકરી તત્કાળ બહાર કાઢયો. તેજ મુહૂર્ત વિષે આડી દૃષ્ટિ કરતા એવા પુરૂષમાં અત્યંત શૂરવીર કર્ણે મયૂરપીચ્છરૂપી છે પક્ષ જેમના એવા શિલા ઉપર તીક્ષ્ણ કરેલા દશ બાણેકરી અર્જુનને વિંધ્યો. અર્જુને પણ સારી રીતે મૂકેલા વરાહ કર્ણ નામના તીક્ષ્ણ એવા બાર બાણેકરી તેને વિંધી કર્ણપર્યંત ધનુષ ખેંચી સર્પ સરખા વેગવાળો નારાચ બાણ નાખ્યો. સારી રીતે મૂકેલો ચિત્રરૂપી કવચવાળો તે શ્રેષ્ઠ બાણ કર્ણને વિદારણ કરી તેના પ્રાણને જાણે નાશ કરતો હોય નહિ તેની પેઠે તેનું રૂધિરપાન કરી રૂધિરે કરી લીંપાયા છે પક્ષ જેના એવો તે, પૃથ્વી વિષે પ્રવિષ્ટ થયો. લાકડીથી હણેલો મોટો સર્પ જેમ કોપાયમાન થાય તેમ અર્જુનનો બાણ વાગવાથી કોપાયમાન થએલા બાણ ફેંકનાર કર્ણે, મોટા વિષવાળો સર્પ જેમ ઉત્તમ વિષ નાખે તેમ ઉત્તમ બાણ નાખી બારથી જનાર્દન ભગવાનને તથા નવાણું બાણથી અર્જુનને ભેદી વળી ઘોર એવા બાણથી પાંડુપુત્ર અર્જુનને વિદારણ કરી, મોટા સિંહનાદ સાથે હાસ્ય કર્યું. એના તે હર્ષને ન સહન કરી શકતા ઇન્દ્ર જેવા પરાક્રમવાળા મર્મ જાણનાર પાંડુપુત્ર અર્જુને સો બાણવડે પરાક્રમેકરી ઇન્દ્રે જેમ બળને વિંધ્યો હતો તેમ એનાં મર્મસ્થાન ભેદ્યાં. ત્યાર પછી અર્જુને યમના દંડ જેવાં નેવું બાણ કર્ણ ઉપર નાખ્યાં, તે બાણેકરી વિંધાયું છે

શરીર જેનું એવો કર્ણ, વજ્રે વિદારણ કરેલો પર્વત વ્યથિત થાય તેમ વ્યથાયુક્ત થયો. અર્જુને બાણેકરી વિંધેલો, ઉત્તમ મણિ તથા સુવર્ણથી શોભિતો, એના એવા મસ્તકના ભૂષણરૂપ મુકુટ તથા ઉત્તમ કુંડળ પણ પૃથ્વીપર પાડયાં. તેમજ વળી પાંડુપુત્ર અર્જુને શ્રેષ્ઠ શિલ્પિઓએ ઘણાકાળે નિર્માણ તથા પ્રયત્નથી કરેલું અમૂલ્ય તથા પ્રકાશમાન એવું એનું ઉત્તમ કવચ બાણેકરી ક્ષણમાત્રમાં બહુ પ્રકારે નાશ કર્યું. ત્યાર પછી વળી કોપાયમાન થએલા અર્જુને, કવચ રહિત એવા તેને તીક્ષ્ણ એવા ઉત્તમ ચાર બાણેકરી ફરીને વિંધ્યો. શત્રુએ અત્યંત તાડન કરેલો તે, પિત્ત, કફ તથા વાતજ્વરે કરી એટલે ત્રિદોષ જ્વરે કરી આતુર એવો પુરૂષ જેમ વ્યથાયુક્ત થાય, તેમ અત્યંત વ્યથિત થયો. એટલામાં વળી અર્જુને ઉતાવળથી મોટા ધનુષમંડળમાંથી નિકળેલા, ક્રિયા, પ્રયત્ન તથા બળેકરી મોકલેલા તીક્ષ્ણ એવા ઘણાક ઉત્તમ બાણેકરી કર્ણને મર્મસ્થાનમાં ભેદ્યો. એ રીતે અર્જુને, તીક્ષ્ણ છે અગ્રભાગ જેમના એવા ઉગ્ર વેગવાળા વિવિધ પ્રકારના બાણેકરી અત્યંત ઘાએલ કરેલો રૂધિર સ્ત્રવતો કર્ણ, ગૈરિક ધાતુએ કરી રક્ત એવો ઉપર રહેલા લાલ પથરાઓમાંથી રક્ત પાણી ઝરતો પર્વત શોભે તેમ શોભતો હતો. ત્યાર પછી વળી અર્જુને, સુવર્ણના પુંખ-વાળા, યમ તથા અગ્નિના દંડ સરખા, અત્યંત દૃઢ લોહમય એવા નવા સરલ બાણે કરી કર્ણને કાર્તિકસ્વામિએ જેમ ક્રૌંચપર્વતને વિંધ્યો હતો તેમ સ્તનના મધ્ય ભાગમાં વિંધ્યો. અર્જુનનાં તીક્ષ્ણ બાણથી હણાવાને લીધે વિશીર્ણ થઇ ગઇ છે મુષ્ટિ જેની એવો, પડી જતો, રથમાં બેઠેલો સૂતપુત્ર કર્ણ ભાથો તથા ઇન્દ્ર જેવા ધનુષનો ત્યાગ કરી મોહ પામી ગયો. એ રીતે તેને વ્યસન પ્રાપ્ત થયું તે જોઇ, પુરૂષના વ્રત વિષે રહેલા આર્ય એવા અર્જુને તેને મારવાની ઇચ્છા ન કરી. તે સમયે ઇન્દ્રના નાના ભાઈ એવા ભગવાન સંભ્રમ થકી અર્જુનને કહેવા લાગ્યા કે હે પાંડવ ! શું પ્રમાદ કરે છે ? કેમકે વિપશ્ચિત એવા પુરૂષ નિરંતર શત્રુઓ દુર્બલ થયા હોય તો પણ તેમને હણવામાં ક્ષણમાત્ર પણ વાટ જોતા નથી. પંડિત એવો પુરૂષ, વિશેષે કરીને દુઃખવિષે શત્રુઓને હણી ધર્મ તથા યશને પ્રાપ્ત થાય છે. તું પણ સદા તારા શત્રુ એવા એકવીર કર્ણને અભિમર્દન કરવાની ઉતાવળ કર, અને જ્યાં સુધી હજી તે, સમર્થ થયો નથી તેની અગાઉ ઇન્દ્ર જેમ નમુચિ દૈત્યને હણે તેમ એને હણ. એવાં શ્રીકૃષ્ણનાં વચન સાંભળી ‘ ઠીક તમારા કહેવા પ્રમાણે કરૂં છું, ’ એમ જનાર્દન ભગવાનને કહી સર્વ કૌરવોમાં ઉત્તમ એવા અર્જુને, ઉત્તમ બાણેકરી પૂર્વે ઇન્દ્રે જેમ બળિરાજાને વિંધ્યો હતો તેમ કર્ણને વિંધ્યો. એ રીતે અર્જુને સર્વ પ્રયત્નથી વત્સદંત નામના સુવર્ણના પુંખવાળા બાણેકરી અશ્વ તથા રથ સહિત કર્ણને વિંધી, સર્વ દિશાઓને આચ્છાદન કરી દીધી. એવી રીતે અર્જુનના નાખેલા વત્સદંત નામના બાણે કરી વિંધાયલો વિસ્તીર્ણ તથા માંસલ છે વક્ષસ્થળ જેનું એવો અધિરથપુત્ર કર્ણ, સારી રીતે પુષ્પ આવેલો અશોક, પલાશ તથા શાલ્મલી વૃક્ષ, તેમજ ચોતરફથી ચંદનના વનેકરી પર્વત શોભે તેમ શોભતો હતો. હે વિશાંપતે ! સંગ્રામના મધ્યમાં કર્ણ, શરીરવિષે અર્જુને સમર્પણ કરેલા ઘણાક બાણેકરી, વૃક્ષેકરી યુક્ત છે શિખર તથા ગુહા જેની એવો કર્ણેરના વૃક્ષવાળો મોટો પર્વત શોભે તેમ શોભતો હતો. વળી અનેક પ્રકારના બાણસંઘને મૂકતો બાણ સમુદાયનાં કિરણોએ કરી વ્યાપ્ત કર્ણ, લાલ છે કિરણમંડળ જેનું એવો અસ્તાચળ સંમુખ થએલો રક્તવર્ણવાળો સૂર્ય શોભે તેમ શોભતો હતો. એ રીતે કર્ણના હાથમાંથી મૂકાયલા મોટા સર્પ જેવા દેદીપ્યમાન બાણને, અર્જુનના બાહુમાંથી મુકાયલા તીક્ષ્ણ અગ્ર-

ભાગવાળા બાણ, વિધ્વંસ કરી દિશાઓ પ્રત્યે પ્રાપ્ત થતા હતા. ત્યાર પછી વળી કોપાયમાન થએલા સર્પ સરખા બાણ મુકતા કર્ણે ધૈર્યનો અવલંબ કરી દશ બાણથી અર્જુનને તથા કોપાયમાન થએલા સર્પ સરખા છ બાણેકરી શ્રીકૃષ્ણને વિંધ્યા. તે વખતે મહામતિ અર્જુન અત્યંત ઉગ્ર છે શબ્દ જેનો એવો સર્પવિષ તથા અગ્નિ સરખો, મહાસ્ત્રથી અભિમંત્રણ કરેલા લોહમય ભયંકર મોટા બાણ, મહા સંગ્રામમાં કર્ણ ઉપર નાખવાનું જેને મન છે એવો થયો. એટલામાં હે નૃપ! કર્ણના વધની સૂચના કરતા અદૃશ્ય એવા કાલે કર્ણનો વધ સમય આવ્યો ત્યારે બ્રાહ્મણના પ્રકોપથી એના રથના વામચક્રને પૃથ્વી ગળશે અને મહાત્મા ભાર્ગવે આપેલું અસ્ત્ર પણ એના મનમાંથી પ્રનષ્ટ થશે, એવી રીતે કહ્યું. હે નરેંદ્ર! બ્રાહ્મણમાં અત્યંત શ્રેષ્ઠ એવા પરશુરામના શાપથી રથ ઘૂર્ણિત થવા લાગ્યો. તેમજ ચક્ર પણ પૃથ્વીમાં પેસવા લાગ્યું. તેને જોઇ સૂતપુત્ર કર્ણ સંગ્રામના મધ્યમાં વિહવળ થયો. વેદિ સહિત ગ્રામ સમીપે રહેલો પુષ્પિત એવો ગ્રામસૂચક મોટો વૃક્ષ ઘુર્ણાયમાન થાય તેમ બ્રાહ્મણના શાપથી રથ ઘુર્ણાયમાન થયો, રામ પાસેથી પ્રાપ્ત થએલું અસ્ત્ર નકામ થઈ ગયું. ઘોર એવો સર્પ મુખવાળો બાણ પણ અર્જુને કાપી નાખ્યો, તેથી ખેદયુક્ત થએલો દુઃખને સહન કરી શકતો કર્ણ, બે હાથ હલાવી ધર્મની નિંદા કરતો કહેવા લાગ્યો કે, ધર્મ છે પ્રધાન જેને એવા ધર્મિષ્ઠ પુરૂષને અવશ્ય ધર્મ, રક્ષા કરે છે એમ ધર્મને જાણનાર પુરૂષો નિરંતર કહે છે, પણ તેમ દેખાતું નથી અને ઉલટો ધર્મ તો પોતાના ભક્તને હણે છે, પાળતો નથી. જો કે અમે યથાશાસ્ત્ર શક્તિને અનુસારે નિરંતર ધર્મ પાળવાનો યત્ન કરીએ છીએ, તોપણ ઉલટું અમને દુઃખ પ્રાપ્ત થાય છે તેથી હું એમ માનું છું કે, ધર્મ નિરંતર રક્ષણ કરતો નથી. તે આમ કહેતો હતો તેટલામાં વળી અર્જુનના બાણપાતથી ચલાયમાન થએલો તે નીચે પડી ગયો. અશ્વ તથા સારથિના મર્મમાં બાણ વાગવાથી ક્રિયા કરવામાં શિથિલ એવો કર્ણ વળી વારંવાર ધર્મને નિંદવા લાગ્યો. પછી કર્ણે, સંગ્રામના મધ્યમાં અત્યંત ભયંકર એવા ત્રણ બાણેકરી શ્રીકૃષ્ણને તથા સાત બાણેકરી અર્જુનને હાથે ઘા કર્યા. અર્જુને પણ અગ્નિની જેમને ઉપમા અપાય એવા ઇન્દ્રના વજ્ર સરખા તીક્ષ્ણ વેગવાળા ભયંકર એવા સત્તર બાણ નાખ્યા. ભયંકર વેગવાળા તે, કર્ણને ભેદી પૃથ્વિતળ પર પડયા. તે બાણના અભિઘાતથી કંપિત છે આત્મા જેનો એવા કર્ણે શક્તિથી ચેષ્ટા દેખાડી બળેકરી પોતાના આત્માને સ્તંભન કરી બ્રહ્માસ્ત્ર નાખ્યું. શત્રુને તપાવનાર અર્જુને પણ, ગાંડીવ, પ્રત્યંચા તથા બાણને અભિમંત્રણ કરી ઐંદ્રાસ્ત્ર સાંધી ઇન્દ્ર જેમ જળનો વર્ષાદ કરે તેમ બાણનો વર્ષાદ કર્યો. તે સમયે અર્જુનના રથમાંથી નિકળેલા મહા પરાક્રમી તેજોમય એવા બાણ, કર્ણના રથ પાસે આવવા લાગ્યા. અર્જુનના બાણને મહારથિ કર્ણે ભાગી નાખ્યા. તે અસ્ત્રને કર્ણે નાશ કર્યું તેને જોઈ વૃષ્ણિવીર શ્રીકૃષ્ણે અર્જુનને કહ્યું કે હે પાર્થ! રાધાપુત્ર કર્ણ તારા બાણને ગળે છે વાસ્તે શ્રેષ્ઠ એવાં અસ્ત્રનો પ્રયોગ કર. શ્રીકૃષ્ણનાં વચન સાંભળી અર્જુને અતિ ઉગ્ર એવાં બ્રહ્માસ્ત્રને અભિમંત્રણ પુરઃસર યોજના કરી બાણથી કર્ણને આચ્છાદન કરી વધારે બાણ નાખ્યાં. કર્ણે ચકચકિત એવા તીક્ષ્ણ બાણે કરી અર્જુનની પ્રત્યંચા કાપી નાખી. એ રીતે બીજી, ત્રીજી, ચોથી, પાંચમી, છઠ્ઠી, સાતમી, આઠમી, નવમી, દશમી, તથા અગિઆરમી, પણ કાપી નાખી. અર્જુને સેંકડો પ્રત્યંચા સાંધી પણ કર્ણના જાણવામાં આવ્યું નહિ. ત્યાર પછી પાંડુપુત્ર અર્જુને વળી બીજી પ્રત્યંચા લેઇ ધનુષમાં સાંધી અભિ-

મંત્રણ કરી સર્પ સરખા દેદીપ્યમાન એવા બાણ કર્ણ ઉપર નાખ્યા, સંગ્રામના મધ્યમાં અર્જુનની પ્રત્યંચાનું છેદન તથા પાછું સાંધવું એ અતિ શીઘ્રતાથી થવાને લીધે કર્ણના જાણવામાં ન આવ્યું એ અતિ આશ્ચર્ય સરખું થયું. એ રીતે અધિરથપુત્ર કર્ણ, અસ્ત્રેકરી અર્જુનના અસ્ત્રને વારણ કરી પોતાનું પરાક્રમ દેખાડતો તથા બાણેકરી સામે હણતો અર્જુનથી અધિક પરાક્રમ કરતો હતો. કર્ણના અસ્ત્રેકરી પીડિત થએલા અર્જુનને જોઇ શ્રીકૃષ્ણે વારંવાર અસ્ત્ર લેઇ કર્ણપ્રત્યે મોકલ, એમ તેને કહ્યું. તે સાંભળી અગ્નિ સરખા, ઘોર, સર્પ તથા વિષની જેને ઉપમા અપાય એવા કાળમીઢ પાણા સરખા દિવ્ય બાણને અભિમંત્રણ કરી રૌદ્રાસ્ત્ર સાંધી તેને ફેંકવાની છે ઇચ્છા જેને એવો અર્જુન તત્પર થયો. તેટલામાં તો હે નૃપ ! રાધાપુત્ર કર્ણના રથનું ચક્ર પૃથ્વીએ ગળ્યું. તે જોઇ ઉદ્યુક્ત થએલો રાધાપુત્ર કર્ણ, તત્કાળ રથમાંથી નીચે ઉતરી બે હાથથી ચક્રને પકડી પૃથ્વીમાંથી તેને ઊંચું કરવા લાગ્યો. તે વખતે ગળ્યું છે ચક્ર જેણે એવી પર્વત, વન તથા કાનન સહિત સપ્ત દ્વીપવતી પૃથ્વીમાંથી કર્ણે ચાર વાર ઊંચું કીધું પણ ચક્ર તેમાંથી નીકળ્યું નહિ. ક્રોધથી નેત્રમાં આવ્યાં છે અશ્રુ જેને એવો રાધાપુત્ર કર્ણ, અત્યંત ક્રોધયુક્ત એવા અર્જુનને જોઇ આવી રીતે કહેવા લાગ્યો કે, હે પાર્થ ! હે પાર્થ ! હે મોટાધનુષવાળા ! પૃથ્વીએ ગળેલા આ ચક્રને જ્યાં સુધી પૃથ્વીતળમાંથી હું ઉદ્ધાર કરૂં ત્યાં સુધી મુહૂર્ત માત્ર થોભી જા. હે પરાક્રમી પાર્થ ! દૈવ ઇચ્છાથી પૃથ્વીએ ગળેલા મારા આ સવ્ય ચક્રને જોઇ કુત્સિત પુરૂષોએ કરવા લાયક એવાં આ વખતનાં બાણ સંધાનને તું છોડી દે. હે કૌંતેય ! રણકર્મમાં તું વિખ્યાત તથા વિશિષ્ટ છે માટે કુત્સિત પુરૂષોએ આચરિત એવા માર્ગે ઉભો રહેવા યોગ્ય નથી. હે પાંડુપુત્ર ! તું તો અત્યંત શ્રેષ્ઠ એવું કર્મ કરવા યોગ્ય છે. હે અર્જુન ! કેશ છુટી ગએલ, વિમુખ, બ્રાહ્મણ, હાથ જોડનાર, શરણાગત, અસ્ત્ર છોડી દેનાર, યાચના કરનાર, બાણરહિત, ભ્રષ્ટ થયું છે કવચ જેનું એવા, અને ભ્રષ્ટ તથા ભગ્ન થયું છે આયુધ જેનું એવા યોધ ઉપર સાધુવ્રત વિષે રહેલા શૂરવીર શસ્ત્ર નાખતા નથી, તેમાં પણ તું તો હે પાંડવ ! લોકમાં અત્યંત શૂર, સાધુવ્રતવાળો, યુદ્ધ ધર્મને જાણનાર, વેદાંતવિષે સ્નાત, અવભૃથ સ્નાન કરેલ, દિવ્યાસ્ત્ર જાણનાર, અપરિમેય છે આત્મા જેનો એવો અને યુદ્ધમાં સહસ્રાર્જુન સરખો છે, વાસ્તે હે મહાભુજ ! જ્યાં સુધી પૃથ્વીએ ગળેલા આ ચક્રનો હું ઉદ્ધાર કરૂં ત્યાં સુધી રથમાં બેઠેલો તું પૃથ્વીપર ઉભેલા વિકળ એવા મને હણવા યોગ્ય નથી. હે પાંડવેય ! વાસુદેવ ભગવાન તથા તારાથી હું કંઇ બ્હીતો નથી. પણ હે પાંડવ ! તું ક્ષત્રિયનો પુત્ર તથા મોટા કુળને વધારનાર છે, વાસ્તે હું, બે ઘડી ક્ષમા કર એમ તને કહું છું.

त्वं हि क्षत्रियदायादो महाकुलविवर्द्धनः ।
अतस्त्वामब्रवीम्येष मुहूर्तं क्षमपांडव ॥

**इतिश्री महाभारते कर्णपर्वणि कर्णरथचक्रग्रसने गुर्जरभाषायां नवतितमो ऽध्यायः ॥ ९० ॥**

## અધ્યાય ૯૧ મો. કર્ણનો વધ.

**संजय उवाच—तमब्रवीद्वासुदेवो रथस्थो राधेय दिष्ट्यास्मरसीह धर्मं ।**
**प्रायेण नीचाव्यसनेषु मग्ना निंदंति दैवं कुकृतं न तु स्वं ॥१॥**

સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર ! તે વખતે રથમાં બેઠેલા વાસુદેવ ભગવાન, રાધાપુત્ર કર્ણને કહેવા લાગ્યા કે હે રાધેય ! આ વખતે તું ધર્મને યાદ કરે છે, એ ઘણું સારૂ છે, કેમકે બહુધા નીચ પુરૂષો, જ્યારે દુઃખમાં ડુબે ત્યારે દૈવને નિંદે છે પણ પોતાના કુત્સિત કર્મને નિંદતા નથી. હે કર્ણ ! જે વખતે એક વસ્ત્ર જેણે પહેર્યું છે એવી દ્રૌપદીને તેં, દુર્યોધને, દુઃશાસને તથા સુબલપુત્ર શકુનિએ સભામાં આણી તે સમયે તને ધર્મ કેમ ભાસમાન થયો નહિ ? અને જયારે સભામાં પાસે રમી જાણે નહિ એવા યુધિષ્ઠિર રાજાને કપટ પાસાને જાણનાર એવા શકુનિએ જીત્યા ત્યારે તારો ધર્મ કયાં ગયો હતો ? તેમજ હે કર્ણ ! વનવાસનાં તેર વર્ષ વ્યતીત થયા પછી પણ, તું રાજ્ય આપતો ન હતો ત્યારે તારો ધર્મ કયાં ગયો હતો ? જ્યારે તારા મતને અનુસરવાથી રાજાએ ભીમસેનને સર્પનો દંશ તથા વિષયુક્ત ભોજન કરાવ્યું તે વેળાએ તારો ધર્મ કયાં ગયો હતો ? તેમજ હે રાધેય ! વારણાવત શહેરમાં લાખના ઘરમાં સુતેલા પાંડવોને તું બાળી દેતો હતો તે વખતે તારો ધર્મ કયાં ગયો હતો ? વળી હે કર્ણ ! દુઃશાસનને વશ થએલી રજસ્વલા દ્રૌપદીને સભામાં તું હસતો હતો ત્યારે તારો ધર્મ કયાં ગયો હતો ? હે રાધેય ! પૂર્વે દુષ્ટોએ કલેશ પમાડેલી નિરપરાધી દ્રૌપદીને ઉભો રહી તું જોતો હતો તે વેળાએ તારો ધર્મ કયાં ગયો હતો ? હે રાધેય ! હસ્તિ સરખી ગતિવાળી દ્રૌપદીને તું કહેતો હતો કે હે કૃષ્ણે ! પાંડવો તો નષ્ટ થયા અને શાશ્વત એવા નરકને પ્રાપ્ત થયા, માટે તું બીજા પતિને વર, એમ બોલતો તું પાસે ઉભો રહી હસતો હતો તે વખતે તારો ધર્મ કયાં ગયો હતો ? જ્યારે હે કર્ણ ! શકુનિનો આશ્રય કરી રાજ્યલુબ્ધ એવો તું ફરીથી પાંડવોને બોલાવતો હતો ત્યારે તારો ધર્મ કયાં ગયો હતો ! જ્યારે યુદ્ધમાં બાળક એવા અભિમન્યુને ઘેરી લેઇ ઘણાક મહારથીઓ હણતા હતા તે સમયે તારો ધર્મ કયાં ગયો હતો ? જ્યારે આ ધર્મ તે વખતે તો સર્વથા ન હતો ત્યારે આ વખતે ફોગટ ઠાલું ભાષણ કરવાથી શું, માટે હે સૂત ! આ વખતે ચહાય તેવાં ધર્મયુક્ત વચન તું બોલે તથાપિ અહિંથી તું જીવતો જવાનો નથી. નળરાજાને પુષ્કરે પાસેકરી જીત્યો હતો પણ પાછો પોતાના પરાક્રમથી તે, યશ તથા રાજ્યને પ્રાપ્ત થયો હતો. તેમજ પરિવૃત્ત છે લોભ જેમને એવા સર્વ યોદ્ધાઓ તથા સોમક સહિત પાંડવો પણ, અત્યંત વૃદ્ધિ પામેલા શત્રુઓને સંગ્રામમાં હણી પોતાના બાહુબળથી રાજ્ય લેશે. હમેશ ધર્મે રક્ષણ કરેલા પુરૂષમાં સિંહરૂપ એવા શૂરવીરોએ હણેલા ધૃતરાષ્ટ્રના પુત્ર નાશ પામશે.

સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર ! હે ભારત ! એ રીતે વાસુદેવ ભગવાને જેને કહ્યું છે એવો લજ્જાએકરી નમ્ર, નથી દીધું ભગવાનને કંઈ પણ ઉત્તર જેણે એવો ક્રોધથી સ્ફુરાયમાન ઓઠવાળો મોટા વેગવાળો તથા પરાક્રમવાન કર્ણ, ધનુષ ઉગામી અર્જુન સાથે યુદ્ધ કરવા લાગ્યો. વાસુદેવ ભગવાને પુરૂષમાં શ્રેષ્ઠ એવા અર્જુનને કહ્યું કે હે મહાબળ ! દિવ્યાસ્ત્રે કરી આને મારી પાડ. દેવ એવા ભગવાને જેને આમ કહ્યું છે એવો અર્જુન, તેણે આપેલા દુઃખને સ્મરણ કરી ઘોર એવા ક્રોધને પ્રાપ્ત થયો. હે રાજન્ ! ક્રોધાયમાન

થએલા અર્જુનના સર્વ પ્રવાહમાંથી સર્વ ઇન્દ્રિયોમાંથી તેજની જ્વાળાઓ પ્રગટ થઇ તે આશ્ચર્ય સરખું થયું. તે જોઈ કર્ણે, બ્રહ્માસ્ત્રના પ્રયોગથી અર્જુન ઉપર બાણવૃષ્ટિથી તેને છાયો પણ પાંડુપુત્રે અસ્ત્રેકરી અસ્ત્રને વારી રાખ્યું. ત્યાર પછી વળી કુંતીપુત્ર અર્જુને કર્ણનો ઉદ્દેશ કરી અગ્નિને પ્રિય એવું બીજું અસ્ત્ર મૂક્યું, તે, તેજેકરી પ્રજ્વલિત થયું. કર્ણે વારૂણાસ્ત્રેકરી તે અગ્નિને સમાવી મેઘેકરી અંધકારથી દુર્દિન સરખી સર્વ દિશાઓને કરી. અસંભ્રાંત એવા પરાક્રમી પાંડુપુત્ર અર્જુને પણ વાયવ્યાસ્ત્રેકરી કર્ણની સમક્ષ મેઘને નસાડી દીધા. પછી સૂતપુત્ર કર્ણે પાંડુપુત્ર અર્જુનને મારવાની ઇચ્છાથી પ્રજ્વલિત અગ્નિ સરખો મહા ભયંકર બાણ ગ્રહણ કર્યો. હે રાજન! પૂજિત એવો તે બાણ ધનુષમાં સાંધ્યો તે વખતે પર્વત, વન તથા કાનન સહિત પૃથ્વી ચલાયમાન થઇ, કાંકરાસહિત વાયુ વાવા લાગ્યો, દિશાઓ રજેકરી ભરાઇ ગઇ. હે ભારત! આકાશમાં રહેલા દેવતાઓ હાહાકાર કરવા લાગ્યા. હે મારિષ! સૂતપુત્રે સાંધેલા તે બાણને જોઇ દીન છે ચિત્ત જેનું એવા પાંડવ પણ પરમ વિષાદને પ્રાપ્ત થયા. કર્ણના ભુજમાંથી પ્રમુક્ત થએલો, ઇન્દ્રના વજ્ર સરખો, તીક્ષ્ણ અગ્રભાગવાળો તે બાણ, અર્જુનના વક્ષસ્થળને પ્રાપ્ત થઇ શ્રેષ્ઠ સર્પ જેમ રાફડામાં પેસે તેમ તેમાં પ્રવિષ્ટ થયો. એ રીતે સંગ્રામના મધ્યમાં અત્યંત વિંધાયલો, શિથિલ થયું છે હાથમાંથી ગાંડીવ જેને એવો ઘુર્ણાયમાન થએલો શત્રુને મર્દન કરનાર અર્જુન, પૃથ્વીનો કંપ થવાથી જેમ ઉત્તમ પર્વત ચલાયમાન થાય તેમ ચલાયમાન થયો. એ અવકાશ પામી પૃથ્વીએ ગળેલા ચક્રને ઉદ્ધાર કરવાની જેને ઇચ્છા છે એવો મહારથિ કર્ણ રથમાંથી નીચે ઉતરી બે હાથથી ચક્રને પકડી પોતે મહા બળિષ્ઠ છે તો પણ દૈવ ઇચ્છાથી તેનો ઉદ્ધાર કરવા સમર્થ થયો નહિ. એટલામાં તો પ્રાપ્ત થઇ છે સંજ્ઞા જેને એવા મહાત્મા અર્જુને યમદંડ સરખો અંજલિક નામનો બાણ ગ્રહણ કર્યો. તે વખતે વાસુદેવે પણ અર્જુનને કહ્યું કે જ્યાં સુધી કર્ણ રથમાં આરૂઢ થયો નથી તેટલામાં બાણેકરી શત્રુ એવા એનું મસ્તક કાપી નાખ. ભગવાનનાં વચનનો સ્વીકાર કરી અર્જુને, પ્રજ્વલિત એવો બાણ ગ્રહણ કરી, ગળ્યું છે પૃથ્વીએ ચક્ર જેનું એવા મહારથિ કર્ણની નિર્મળ સૂર્ય સરખા વર્ણ વાળી ધ્વજકક્ષાને હણી. ત્યાર પછી વળી અર્જુને, હસ્તિકક્ષાએકરી અત્યંત શ્રેષ્ઠ, સુવર્ણ, મુક્તા તથા મણિજડિત છે પૃષ્ઠભાગ જેનો, અતિશય જ્ઞાનવાન એવા શિલ્પિઓએ મળીને કરેલ, સુંદર રૂપવાળો, સુવર્ણથી વિચિત્ર પ્રકારનો, તમારા સૈન્યને નિરંતર જયાસ્પદ રૂપ, શત્રુઓને ત્રાસ કરનાર, સ્તુતિ કરવા લાયક છે રૂપ જેનું, વિખ્યાત, કાંતિએકરી અગ્નિ, સૂર્ય તથા ચન્દ્ર સરખો, હોમાએલ અગ્નિ સરખી છે કાંતિ જેની એવી શોભાએકરી પ્રજ્વલિત મહારથિ કર્ણના ધ્વજને સુવર્ણના પુંખ વાળા, અતિ તીક્ષ્ણ એવા ક્ષુરપ્ર નામના બાણેકરી મંથન કર્યો. તે વખતે તે કેતુ સાથે યશ, દર્પ, સર્વ પ્રિયકાર્ય, તથા કૌરવોનાં હૃદય પણ પડી ગયાં. તમારા સૈન્યમાં મોટો હાહાકાર શબ્દ પણ થતો હતો. હે ભારત! જલદી બાણ ફેંકનાર, કુરૂકુળમાં અત્યંત શૂરવીર એવા અર્જુને, સંગ્રામના મધ્યમાં કાપીને તત્કાળ પાડેલા કર્ણના ધ્વજને જોઈ તમારી તરફના સર્વ યોદ્ધાઓએ કર્ણના જયની આશા છોડી દીધી. ત્યાર પછી ઉતાવળ કરતા અત્યંત પ્રસન્ન થએલા અર્જુને કર્ણના વધવાસ્તે, મહેંદ્રના વજ્ર, અગ્નિ તથા યમદંડ સરખો, સૂર્યનું ઉત્તમ કિરણ હોય નહીં એવો, મર્મસ્થાન છેદનાર, રૂધિર તથા માંસથી લીંપાએલો, અગ્નિ તથા સૂર્ય સરખો, અમૂલ્ય, નર, અશ્વ, તથા હસ્તિના પ્રાણ હરનાર, ત્રણ હાથ લાંબો,

છ પીંછ બાંધેલો, ઉગ્ર વેગવાળો, ઇન્દ્રના વજ્ર સરખો પરાક્રમવાળો, પ્રલય સમયે મુખ ફાડેલા અગ્નિ સરખો, અતિ ભયંકર, મહાદેવના પિનાક ધનુષ તથા વિષ્ણુના ચક્ર સરખો ભયંકર, પ્રાણીયોનો નાશ કરનાર, દેવતાઓથી પણ દુઃખેકરી નિવારણ થઇ શકે નહીં એવો હમેશ સારી રીતે પૂજન કરેલો દેવ તથા અસુરનો જય કરનાર અંજલિક નામનો મોટો બાણુ ભાથામાંથી ગ્રહણ કર્યો. યુદ્ધવિષે અર્જુને ગ્રહણ કરેલા તે બાણુને જોઈ સચરાચર એવું સર્વ જગત ચલાયમાન થયું. ઉગામેલા તે મોટા બાણુને જોઇ જગતનું કલ્યાણ થાઓ, એ રીતે ઋષિઓ પણ પોકાર કરવા લાગ્યા. એટલામાં ગાંડીવ ધનુષ ધરનાર અર્જુને મોટા અસ્ત્રથી અભિમંત્રણ કરી ગાંડીવ ધનુષ ખેંચી તત્કાળ અપ્રમેય એવા તે બાણુની ધનુષમાં યોજના કરી અને કહેવા લાગ્યા કે, મેં જો તપશ્ચર્યા કરી હોય, ગુરૂજનને સંતુષ્ટ કર્યા હોય, તથા સુહૃજ્જનોનું ઇષ્ટ એવું વાક્ય શ્રવણ કર્યું હોય તો એ સત્યથી મહાસ્ત્રથી અભિમંત્રણ કરી મોકલેલો દુષ્ટ હૃદયવાળાઓના શરીર તથા પ્રાણ હરનાર, આ મોટા બાણુ ઉર્જિત એવા મારા શત્રુ કર્ણને હણો, એમ કહેતા અર્જુને યુદ્ધમાં મૃત્યુએ પણ અસહ્ય, પ્રદીપ્ત એવી અથર્વાંગિરસ મંત્રેકરી અભિમંત્રણ કરેલી ઉગ્ર એવી કૃત્યા હોય નહીં એવો ઘોર બાણુ, કર્ણના વધવાસ્તે મૂકયો. એવી રીતે બાણુ મૂકી અત્યંત પ્રસન્ન, શસ્ત્ર ગ્રહણ કરેલા તથા કર્ણને હણવા ઇચ્છતા બળવાન એવા તેણે, આ મેં મૂકેલો સૂર્ય તથા ચંદ્ર સરખા પ્રભાવવાળો બાણુ, મારા જયને વહન કરનાર થાઓ, અને કર્ણને યમલોકપ્રત્યે મોકલો. એમ કહી સૂર્ય સરખા પ્રભાવવાળા, દિશાઓ તથા આકાશને પ્રજ્વલિત કરતા વિજયને વહન કરનાર એવા તે શ્રેષ્ઠ બાણેકરી મહેંદ્ર જેમ વજ્રેકરી વૃત્રાસુરનું મસ્તક કાપે તેમ કર્ણનું મસ્તક કાપી નાંખ્યું. હે રાજન ! એ રીતે મહેંદ્ર પુત્ર એવા અર્જુને, મહાસ્ત્રેકરી અભિમંત્રણ કરેલા અંજલિક નામના ઉત્તમ બાણેકરી અપરાન્હ વખતે સૂર્યપુત્ર કર્ણનું મસ્તક કાપ્યું. અંજલિક બાણેકરી કપાયલું તે મસ્તક પડયા પછી એની કાયા પણ પડી ગઇ. ઉદય થતા સૂર્ય સરખા તેજવાળું, શરદૃઋતુના આકાશના મધ્યમાં ગએલા સૂર્યની જેને ઉપમા અપાય એવું કર્ણનું મસ્તક, સેનાના મુખવિષે રક્ત છે મંડળ જેનું એવો સૂર્ય જેમ અસ્તાચળ ઉપરથી પડે તેમ રણભૂમિમાં પડયું. ઘણા દિવસથી જેનો સંગ છે એવા મોટી સમૃદ્ધિવાળા ઘરને તેનો સ્વામી જેમ પરમ કષ્ટેકરી ત્યાગ કરે તેમ રણભૂમિમાં પડેલા કર્ણના મસ્તકે પણ, સુખને ઉચિત તથા અત્યંત સુરૂપ એવા ઉદાર કર્મવાળા કર્ણના દેહને પરમ કષ્ટે કરી ત્યાગ કર્યો. સ્રવે છે રૂધિર જેમાંથી, બાણુથી ભેદાયલું, પ્રાણરહિત સુંદર કાંતિવાળા કર્ણનું ઉચ્છિન્ન એવું શરીર પણ, ઝરે છે ગૈરિકધાતુ સંબંધી લાલ ઝરણાં જેમાંથી એવું વજ્રથી હણાયલું પર્વતનું મોટું-શિખર પડે તેમ પૃથ્વીપર પડયું. એ રીતે સંગ્રામમાં પડેલા કર્ણના દેહમાંથી નિકળેલું તેજ આકાશમાં ફેલાઇ સૂર્ય પ્રત્યે પ્રવિષ્ટ થયું. તે આશ્ચર્યને સર્વ મનુષ્ય તથા યોદ્ધાઓ જોતા હતા. એ રીતે અર્જુને પાડેલા કર્ણને જોઇ પાંડવ, મોટા સ્વરથી શંખ વગાડવા લાગ્યા. તેમજ હૃષ્ટ થએલા શ્રીકૃષ્ણ, અર્જુન તથા નકુળ અને સહદેવ પણ, શંખ વગાડવા લાગ્યા. પૃથ્વીમાં સુતેલા કર્ણને જોઇ સૈન્ય સહિત સોમકો પણ સિંહનાદ કરવા લાગ્યા. હે નરેન્દ્ર ! અત્યંત પ્રસન્ન થએલા તૂરી વગાડતા બીજા યોદ્ધાઓ વસ્ત્ર તથા પોતાના હાથ હલાવતા અર્જુનની પ્રશંસા કરતા તેની પાસે આવ્યા. બળેકરી સંયુક્ત બીજા યોદ્ધાઓ, એકબીજાને પરસ્પર મળી નૃત્ય તથા સિંહનાદ કરતા અર્જુનના બાણુથી હણાઇ પૃથ્વીપર પડેલા કર્ણને

જોઈ નાના પ્રકારનાં વાક્ય કહેવા લાગ્યા. મહાવાયુએ અપવિદ્ધ કરેલો પર્વત, યજ્ઞના અવસાનવિષે અત્યંત શાંત થએલો આગ્ન તથા અસ્તાગંત એવા સુર્યનું બિંબ શોભે તેમ કપાયલું કર્ણનું મસ્તક શોભતું હતું. બાણેકરી વિંધાયું છે સર્વ અંગ જેનું એવો, રૂધિરના ઓઘેકરી વ્યાપ્ત કર્ણનો દેહ પોતાનાં કિરણોએકરી સૂર્ય શોભે તેમ શોભતો હતો. એ રીતે કર્ણરૂપી સુર્ય, પ્રદીપ્ત એવા બાણરૂપી કિરણોએકરી શત્રુની સેનાને તપાવી બળવાન એવા અર્જુનરૂપી કાળેકરી અસ્તને પ્રાપ્ત થયો. અસ્તાચલ પ્રત્યે જતો સૂર્ય જેમ પોતાની કાંતિને ગ્રહણ કરી જાય તેમ તે બાણ કર્ણના જીવિતને ગ્રહણ કરી ગયો. હે મારિષ! સંગ્રામના મધ્યમાં અપરાન્હ વખતે છે મરણદિન જેનો એવા સૂતપુત્ર કર્ણનું અંજલિક નામના બાણથી કપાયલું મસ્તક શરીર સહિત રણમાં પડ્યું. શત્રુ એવા કર્ણનું મસ્તક સૈન્યની ઉપર થઈ અર્જુનના બાણે શરીર રહિત કર્યું. બાણેકરી વિંધાયલું છે અંગ જેનું રૂધિરેકરી લીંપાએલા શરીરવાળા પૃથ્વીવિષે પડેલા શૂરવીર કર્ણને જોઇ કપાયો છે ધ્વજ જેનો એવા રથેકરી મદ્રદેશનો રાજા શલ્ય, ત્યાંથી નાઠો. તેમજ કર્ણ હણાયો તે જોઇ ભયથી પીડિત એવા અત્યંત વિંધાયલા સર્વ કૌરવ પણ, શરીરેકરી પ્રજ્વલિત એવા મોટા અર્જુનના ધ્વજને વારંવાર જોતા ત્યાંથી નાસવા લાગ્યા. ઇન્દ્ર સરખાં છે કર્મ જેનાં એવા કર્ણનું કમળ જેવા સુંદર મુખવાળું મસ્તક સાયંકાળે સૂર્ય પડે તેમ પૃથ્વી ઉપર પડયું.

सहस्रनेत्रप्रतिमानकर्मणः सहस्रपत्रप्रतिमाननं शुभं ।
सहस्ररश्मिर्दिनसंक्षये यथा तथा पतत्कर्णशिरो वसुंधरा ॥

इतिश्री महाभारते कर्णपर्वणि कर्णवधेएकनवतितमोऽध्यायः ॥९१॥



## અધ્યાય ૯૨ મો. સૌ ખિન્ન થયા.

संजय उवाच—शल्यस्तु कर्णार्जुनयोर्विमर्दे बलानि दृष्ट्वामृदितानि बाणैः ।
ययौ हते चाधिरथौपदानुगे रथेन संछिन्न परिच्छदेन ॥ १ ॥

સંજય કહે છે,—હે ધૃતરાષ્ટ્ર! શલ્ય તો કર્ણ તથા અર્જુનના વિમર્દ વિષે બાણેકરી મર્દન થએલા સૈન્યને જોઇ પગથી વિચરનાર અધિરથપુત્ર કર્ણ હણાયો ત્યાર પછી હણાય છે ઉપસ્કર જેના એવા રથેકરી પોતે દૂર ખસી ગયો. દુર્યોધન પણ, હણાયો છે સૂતપુત્ર કર્ણ જેમાંથી એવાં પાડેલાં રથ, અશ્વ તથા હસ્તિવાળાં સૈન્યને જોઇ અશ્રુએકરી ભરાયાં છે નેત્ર જેનાં એવો આર્તરૂપવાળો દીન થઇ વારંવાર નિઃશ્વાસ મુકવા લાગ્યો. યદચ્છાએકરી ભૂપર રહેલો સૂર્ય હોય નહિ એવા બાણેકરી વ્યાપ્ત, રૂધિરથી લીંપાએલા અંગવાળા પડેલા શૂરવીર કર્ણને જોવાની ઇચ્છાથી તેને વિંટીને ઉભેલા પારકા તથા તમારી તરફના યોદ્ધાઓમાંથી કેટલાક પ્રરૂષ્ટ, કેટલાક ભયભીત, કેટલાક ખેદયુક્ત, કેટલાક વિસ્મીત તથા બીજા શોકેકરી હણાયા હોય નહિ તેવા થઇ ગયા. એ રીતે જેની જેમની પ્રકૃતિ હતી તેવા થયા. વિંધાયાં છે કવચ, આભરણ, વસ્ત્ર તથા આયુધ જેનાં એવા અર્જુને હણેલા મોટા તેજવાળા કર્ણને જોઇ, નિર્જન વનમાં હણાયો છે વૃષભ જેમાંથી એવાં ગાયોનાં ટોળાં જેમ નાસે તેમ કૌરવો નાસવા લાગ્યા. તે વખતે ભયંકર શબ્દેકરી ધાવાભૂમિને કંપાવતો, તથા કૌરવોને ત્રાસ પમાડતો ભીમસેન, શસ્ત્રના શબ્દ સાથે કુદકા મારતો હતો,

તથા નૃત્ય કરતો હતો. એ રીતે સૂતપુત્ર કર્ણ હણાયો તે વેગાએ હે રાજન ! સોમક તથા સંજયો પણ શંખ વગાડવા લાગ્યા. પ્રસન્ન છે રૂપ જેમનાં એવા સર્વ ક્ષત્રિયો પરસ્પર મળતા હતા. હે રાજન ! પુરૂષમાં શ્રેષ્ઠ એવા અર્જુન, મોટો વિમર્દ કરી, કેસરી જેમ હસ્તિને હણે તેમ કર્ણને હણી પોતાની પ્રતિજ્ઞા પાળી વેરના અંતને પ્રાપ્ત થયા. અત્યંત મૂઢ છે ચિત્ત જેનું એવો મદ્ર દેશનો અધિપતિ શલ્ય પણ, હણાયો છે ધ્વજ જેનો એવા રથેકરી તરત દુર્યોધનની પાસે આવી, નેત્રમાં છે અશ્રુ જેને એવો તે, દુઃખથી આવી રીતે કહેવા લાગ્યો કે, વિશીર્ણ થયા છે હસ્તિ, અશ્વ, રથ તથા શૂરવીર જેમાં એવું યમના દેશ સરખું તારૂં સૈન્ય, પર્વતનાં શિખર સરખા મોટા નર, અશ્વે તથા હસ્તિઓએ પરસ્પર પ્રાપ્ત થઈ હણ્યું. હે ભારત ! કર્ણ તથા અર્જુનનું યુદ્ધ જેવું થયું એવું યુદ્ધ કોઇપણ થયું ન હતું. જેમાં કર્ણે સામે પ્રાપ્ત થઇ શ્રીકૃષ્ણ, અર્જુન તથા સર્વ શત્રુઓને સંતાપ્યા હતા તો પણ તારી અર્થ સિદ્ધિને કરનારા સર્વ શૂરવીરોને બલાત્કારે શત્રુઓએ હણ્યા. માટે અવશ્ય કરી દૈવ, અર્જુનને વશ રહીને પ્રવર્તતું હોય તેમ લાગે છે; કેમકે આપણું તેટલું બળ છતાં પણ તે, પાંડવનું રક્ષણ કરેછે અને આપણને હણે છે. જો કે હે નૃપતે ! કુબેર, યમ, તથા ઇન્દ્ર સરખો છે પ્રભાવ જેમનો, અત્યંત વીર, વીર્ય, શૌર્ય, બળ તથા તેજ ઇત્યાદિ વિવિધ પ્રકારના તે તે ગુણ સમુદાયે કરી યુક્ત, અવધ્ય, સમર્થ તથા તારા અર્થની છે કામના જેમને એવા રાજાઓને પણ યુદ્ધમાં પાંડવોએ હણ્યા, તો પણ હે ભારત ! તેમનો તું શોચ કર માં; કેમકે, આપણું પ્રારબ્ધજ તેવું છે માટે ધૈર્ય રાખ. યુદ્ધ કરનારની સદા સિદ્ધિ હોતી નથી. એવાં મદ્રપતિના વચન સાંભળી અને પોતે કરેલી અનીતિને મનથી યાદ કરી દીન છે મન જેનું એવો આર્તરૂપવાળો બેભાન થએલો દુર્યોધન વારંવાર નિઃશ્વાસ નાખવા લાગ્યો.

एतद्वचो मद्रपतेर्निशम्य स्वेचाप्यनीते मनसा निरीक्ष्य ।
दुर्योधनो दीनमनाविसंज्ञः पुनः पुनर्न्यश्वसदार्तरूपः ॥

इतिश्री महाभारते कर्णपर्वणि गुर्जरभाषायां द्विनवतितमोऽध्यायः॥ ९२ ॥

## અધ્યાય ૯૩ મો. કૌરવ સૈન્યમાં ભંગાણ ને ભય.

धृतराष्ट्र उवाच—तस्मिंस्तु कर्णार्जुनयोर्विमर्दे दग्धस्य रौद्रेह्ननिविद्रुतस्य ।
बभूव रूपं कुरुसृंजयानां बलस्य बाणोन्मथितस्य किदृग् ॥१॥

ધૃતરાષ્ટ્ર પૂછે છે—હે સંજય ! કર્ણ તથા અર્જુનના વિમર્દમાં ભયંકર દિવસે દગ્ધ, ભંગાણ પડેલા તથા બાણેકરી ઉન્મથિત એવા કૌરવ તથા સંજયના સૈન્યનું રૂપ કેવું થયું હતું. સંજય કહે છે, હે રાજન ! સંગ્રામમાં હસ્તિ, અશ્વ તથા મનુષ્યના દેહનો ઘોર એવો મહાક્ષય જે રીતે પ્રવર્તમાન થયો, તે રીતે હું કહું, તે સાવધાન થઇને આપ સાંભળો. હે રાજન ! જ્યારે કર્ણ હણાયો ત્યારે અર્જુને સિંહનાદ કર્યો. તેને સાંભળી તમારા પુત્રોને મોટો ભય પ્રાપ્ત થયો. તે વખતે તમારી તરફના યોદ્ધાને સૈન્યનું સંધાન કરવામાં તથા પરાક્રમ કરવાની પણ બુદ્ધિ થઇ નહિ. અગાધ એવા ક્ષોભ પામેલા અપાર જળ વિષે ભેદાયું છે નાવ જેનું એવા પારને ઇચ્છતા વ્યાપારીઓને જેમ મોહ થાય, તેમ કર્ણરૂપી દ્વીપ હણાવાથી કૌરવોને કંઈ પણ સુજ પડતી ન હતી. હે રાજન ! સૂતપુત્ર કર્ણ હણા-

વાથી અનાથ થએલા શસ્ત્રેકરી ક્ષતયુક્ત થયાં છે અંગ જેમનાં એવા ત્રાસ પામેલા કૌરવ, સિંહે પીડિત કરેલા મૃગ જેમ નાથને ઇચ્છે તેમ નાથને ઇચ્છતા હતા. ભાગ્યાં છે શીંગડાં જેમનાં એવા વૃષભ, અને ભાગી છે દાઢ જેમની એવા સર્પની પેઠે અર્જુને જીતેલા અમે સાયંકાળે સંગ્રામમાંથી પાછા બહાર ગયા. હે રાજન! સૂતપુત્ર હણાયા પછી તીક્ષ્ણ બાણેકરી વિંધાયલા અને હણાયા છે શૂરવીર જેમના એવા તમારા પુત્ર ભયથી નાશી જવા લાગ્યા. તે વખતે હણાયાં છે શસ્ત્ર તથા કવચ જેમનાં, કયી દિશાપ્રત્યે અમે જઇએ છીએ એમ ન જાણનાર, ભયથી પીડિત, પરસ્પર મર્દન કરતા અને ભીમસેન જરૂર મારી સામે આવે છે ને અર્જુન મારીજ સામે આવે છે, એમ માની લઇ આક્રોશ કરતા એવા તે, સંભ્રમથી પડી જતા હતા. ગ્લાનિને પ્રાપ્ત થતા હતા. કેટલાક ઘોડાઉપર, કેટલાક હસ્તિ ઉપર, તથા કેટલાક રથઉપર બેશી વેગથી જતા, તે ભયને લીધે પાયદળોને હણતા હતા. કેટલાક હસ્તિઓએ રથિઓને, મહારથિઓએ ઘોડેસ્વારને અને ભયથી પીડિત એવા પલાયન કરતા અશ્વસમુદાયે કેટલાક પાયદળોને હણ્યાં. હે રાજન! સર્પ તથા તસ્કરે કરી સંકીર્ણ એવા વનમાં પોતાના સથવારાથી જૂદા પડેલા વટેમાર્ગુ જેમ મહા કલેશયુક્ત થાય તેમ સૂતપુત્ર કર્ણ હણાવાથી તમારી તરફના યોદ્ધાઓ કલેશયુક્ત થતા હતા. માવત વગરના હસ્તિ, તથા હાથ વગરના પુરૂષની પેઠે કંઇ પણ પરાક્રમ કરવામાં અસમર્થ એવા ભયથી પીડિત તમારી તરફના સર્વ યોદ્ધાઓ, લોકને અર્જુનમય જોતા હતા. એવી રીતે ભીમસેનના ભયથી પીડિત થએલા નાશી જતા એવા પોતાની તરફના સર્વ યોદ્ધાઓને જોઇ દુર્યોધન, હાહાકાર કરી પોતાના સારથિ પ્રત્યે આવી રીતે કહેવા લાગ્યો કે, ધનુષ છે હાથમાં જેના એવા સંગ્રામમાં ઉભેલા મને, અર્જુન અતિક્રમણ કરી શકે તેમ નથી માટે સર્વ સૈન્યોની પાછળ ધીરેધીરે ઘોડાઓને ચલાવ, અને મહાસમુદ્ર જેમ કિનારાને અતિક્રમણ કરી શકે નહિ, તેમ તે મને અતિક્રમણ કરવા સમર્થ થાય તેમ નથી, માટે યુદ્ધ કરતા એવા કુંતિપુત્રને હું હણીશ એમાં સંશય નથી. તેમજ આજ ગોવિંદ સહિત અર્જુનને, માની એવા ભીમસેનને તથા બીજા પણ શિષ્ટ એવા શત્રુઓને હણું ત્યારે હું કર્ણના અનૃણિપણાને પ્રાપ્ત થાઉં. શૂર તથા આર્ય સરખાં દુર્યોધનનાં વચન સાંભળી તેના સારથિએ સુવર્ણના છે ઉપસ્કર જેમને એવા અશ્વને ધીરેથી ચલાવ્યા. તે વખતે હે મારિષ! રથ, અશ્વ તથા હસ્તિએકરી હીન એવા તમારી તરફના પચ્ચીશ હજાર યોદ્ધાઓ યુદ્ધ કરવા ઉભા રહ્યા. તેમને, સંક્રુદ્ધ થએલો ભીમસેન તથા પાર્ષત એવો ધૃષ્ટદ્યુમ્ન, ચતુરંગ સૈન્યથી વિંટી લેઇ બાણેકરી હણવા લાગ્યા. તે વખતે તમારી તરફના તે યોદ્ધાઓ, પણ સંગ્રામમાં ધૃષ્ટદ્યુમ્ન તથા ભીમસેન સાથે યુદ્ધ કરવા લાગ્યા. તે યુદ્ધમાં બીજા કેટલાક તમારી તરફના યોદ્ધાઓ, ભીમસેન તથા ધૃષ્ટદ્યુમ્નનું નામ લેઇ તેમની સાથે લડતા હતા. પોતાના બાહુબળનો જેને આશ્રય છે એવો ધર્માપેક્ષી ભીમસેન રથમાં બેઠેલો હું પૃથ્વીવિષે ઉભેલા તેમને કેમ હણું, એમ જાણી તત્કાળ રથમાંથી નીચે ઉતરી સુવર્ણથી શોભિતી મોટી ગદા ગ્રહણ કરી સંગ્રામમાં સામે ઉભેલા તમારી તરફના યોદ્ધાઓ સાથે યુદ્ધ કરવા લાગ્યો. કુંતિપુત્ર કાળની પેઠે સર્વને હણવા લાગ્યો, પાયદળો પણ પ્રિય એવા પોતાના જીવિતનો ત્યાગ કરી પતંગ નામના જંતુઓ જેમ અગ્નિ સામે દોડે તેમ સંગ્રામમાં ભીમસેન સામે દોડતા હતા. અત્યંત ક્રોધાવિષ્ટ એવા યુદ્ધમાં દુર્મદ ભીમસેનને પ્રાપ્ત થઇ કાળને જોઇ જેમ પ્રાણીસમુદાય નાશ પામે તેમ નાશ પામવા લાગ્યા. એ રીતે ગદા છે હાથમાં જેને એવો સત્ય

પરાક્રમવાળો મહા બળવાન ભીમસેન ધૃષ્ટદ્યુમ્નને આગળકરી તમારી તરફના પચ્ચીશ હજાર યોદ્ધાઓરૂપી મોટા પુરૂષ સૈન્યને હણી બાજપક્ષીની પેઠે સંગ્રામના મધ્યમાં વિચરતો હતો. પરાક્રમી અર્જુન, રથસૈન્ય સામે ગયો. પ્રસન્ન થએલા માદ્રીપુત્ર નકુળ સહદેવ તથા મહારથિ સાત્યકિ, એ ત્રણ વેગેકરી દુર્યોધનના સૈન્ય સામે દોડી તીક્ષ્ણ બાણેકરી તેના ઘણાક ઘોડેસ્વારોને હણવા લાગ્યા, તે સમયે પરસ્પરનું મોટું યુદ્ધ થયું. હે પ્રભો ! અર્જુન પણ તમારા રથ સૈન્ય સામે આવી ત્રણ લોકમાં વિખ્યાત એવું ગાંડીવ ધનુષ ખેંચી યુદ્ધ કરવાને ઉદ્યુક્ત થયા. તે વેળાએ કૃષ્ણ છે સારથિ જેના એવા શ્વેત અશ્વવાળા રથને તથા યુદ્ધ કરનાર અર્જુનને જોઇ તમારી તરફના યોદ્ધાઓ, ભયથી નાસવા લાગ્યા. એ રીતે ભાગી ગયા છે રથિઓ જેમના એવા બાણથી વિંધાયલા પચ્ચીશ હજાર યોદ્ધા કાળને પ્રાપ્ત થયા. એવી રીતે પાંચાલરાજનો પુત્ર ઉદાર મનવાળો પુરૂષમાં સિંહરૂપ મહારથિ ધૃષ્ટદ્યુમ્ન, ભીમસેનને આગળ કરી તેમને હણી તત્કાળ સામે દેખાયો. મોટું ધનુષ ધરનાર શત્રુગણને તપાવનાર કોવિદાર વૃક્ષના ચિન્હવાળી છે ધ્વજા જેની એવા પારાવત સરખા વર્ણના અશ્વવાળા ધૃષ્ટદ્યુમ્નને સંગ્રામમાં જોઇ તમારી તરફના યોદ્ધાઓ ભયથી કંપવા લાગ્યા. સાત્યકિ સહિત યશસ્વી એવા માદ્રીપુત્ર નકુળ સહદેવ, જલદી અસ્ત્ર નાખનાર ગાંધારરાજ શકુનિ સામે જઇ એકદમ દેખાયા. હે મારિષ ! ચેકિતાન, શિખંડી તથા દ્રૌપદીના પુત્ર તમારા મોટા સૈન્યને હણી શંખ વગાડવા લાગ્યા પાંડવ તરફના સર્વ યોદ્ધાઓ, નાશી જતા વિમુખ થએલા તમારી તરફના યોદ્ધાઓને જોઇને અસંત ક્રોધાયમાન થએલા વૃષભને જીતીને પણ વૃષભ જેમ તેની પાછળ દોડે તેમ પાછળ દોડવા લાગ્યા. હે નૃપ ! પરાક્રમી એવો બળવાન પાંડુપુત્ર અર્જુન, અવશેષ રહેલી તમારી સેનાને જોઇ ક્રોધયુક્ત થઇ, ત્રણ લોકમાં વિખ્યાત એવું ગાંડીવ ધનુષ ખેંચી તત્કાળ ઘણાક બાણ તેની ઉપર નાખવા લાગ્યો. તે બાણથી થએલા અંધકારને લીધે પૃથ્વીપર કંઇપણ દેખાતું ન હતું. હે વિશાંપતે ! હે મહારાજ ! તમારી તરફના સર્વ યોદ્ધાઓ, ભયથી નાસવા લાગ્યા. એ રીતે સૈન્યમાં ભંગાણ પડયું તેને જોઇ કુરૂરાજ એવા તમારા પુત્ર દુર્યોધને, સામે આવતા પોતાના શત્રુસામે દોડી હે ભરતશ્રેષ્ઠ ! પૂર્વે બળિરાજાએ જેમ દેવતાઓને બોલાવ્યા હતા તેમ યુદ્ધ વાસ્તે સર્વ પાંડવોને બોલાવ્યા. તે વખતે નાના પ્રકારના શસ્ત્ર ધારણ કરેલા વારંવાર તમારા પુત્રને તિરસ્કાર કરતા ક્રોધાયમાન થએલા એકઠા મળેલા તે, સિંહનાદ કરતા તમારા પુત્ર સામે આવ્યા. અસંભ્રાંત એવા ક્રોધાયમાન થએલા દુર્યોધને પણ તે સંગ્રામમાં તીક્ષ્ણ બાણેકરી ચોતરફથી પાંડવ તરફના સેંકડો તથા હજારો યોદ્ધાઓને હણ્યા. તે વખતે તમારા પુત્રના અદ્ભુત એવા પરાક્રમને અમે જોતા હતા. એકલો પોતે એકઠા મળેલા સર્વ પાંડવ સાથે યુદ્ધ કરતો હતો. તેટલામાં હે રાજેન્દ્ર ! મહાત્મા એવો તમારો પુત્ર દુર્યોધન, દુઃખિત એવા પોતાના સૈન્યને જોઇ સૈન્યને ઉભું રાખી યોદ્ધાઓને હર્ષ પમાડતાં આવી રીતે કહેવા લાગ્યો કે, હે યોદ્ધાઓ ! ભયથી પીડિત એવા તમો શું કરવા નાસો છો ? કેમકે જ્યાં જઇ પાંડવથી મૂકાશો એવા કોઈ પણ દેશને હું જોતો નથી માટે તમારા નાસવાથી શું ? તેમ એમનું પણ સૈન્ય હવે થોડું બાકી રહ્યું છે અને શ્રીકૃષ્ણ તથા અર્જુન પણ અત્યંત ક્ષત થએલા છે તેથી આજજ તે સર્વને હું હણીશ, જરૂર આપણો જય થશે. એમ છતાં પણ તમે ભાગશો તો કર્યો છે અપરાધ જેમણે એવા તમોને પાછળ આવીને પણ પાંડવ હણશે માટે સામે આવીનેજ સંગ્રામિક મૃત્યુ સુખરૂપ છે માટે ક્ષાત્રધર્મથી યુદ્ધ

કરો. હે ક્ષત્રિયો ! જેટલા તમે સંગ્રામમાં આવેલા છો તે બધા હું કહું તે સાંભળો—સંગ્રામમાં મરણ પામેલો દુઃખને જાણે પણ નહિ અને મરણ પામ્યા પછી અનંત સુખને પામે છે માટે તમે ક્ષાત્રધર્મને અનુસરી યુદ્ધ કરો. અંતક એવો યમરાજા કોઈ દિવસે પણ માર્યા વગર તો રહેનાર છે જ નહિ, વાસ્તે ક્ષત્રિયનું જેને વ્રત છે એવો મારા સરખો કોણ યુદ્ધ ન કરે ? એટલું કહેવા છતાં પણ તમો ભાગશો તો ક્રોધાયમાન થએલા દ્વેષી એવા ભીમસેનને વશ થશો માટે વૃદ્ધોએ આચરિત એવા ધર્મને ત્યાગ કરવા તમો લાયક નથી. હે કૌરવો ! ક્ષત્રિયને પલાયન કરવાથી બીજો કોઈ પણ વધારે પાપિષ્ટ અધર્મ નથી અને યુદ્ધ ધર્મથી કલ્યાણરૂપ સ્વર્ગનો બીજો માર્ગ નથી. વાસ્તે હે યોદ્ધાઓ ! સંગ્રામમાં હણાશો તોપણ તત્કાળ ઉત્તમ લોકને પ્રાપ્ત થશો. સંજય કહે છે, હે ધૃતરાષ્ટ્ર ! આ રીતે તમારા પુત્રે કહ્યું તો પણ અત્યંત ક્ષત થએલા સૈનિકો, તેનાં વાક્ય ન સાંભળતાં ચોતરફથી દિશાઓપ્રત્યે નાસવા લાગ્યા.

एवं ब्रुवति पुत्रे ते सैनिकाभृशविक्षताः ।
अनवेक्ष्यैव तद्वाक्यं प्राद्रवन् सर्वतोदिशः ॥

इतिश्री महाभारते कर्णपर्वणि कौरवसैन्यपलायने गुर्जरभाषायां त्रिनवतितमो ऽध्यायः ॥ ९३ ॥

---

## અધ્યાય ૯૪ મો. રણભૂમી વર્ણન.

संजय उवाच—दृष्ट्वा तु सैन्यं परिवृत्यमानं पुत्रेण ते मद्रपतिस्तदानीं ।
संत्रस्तरूपः परिमूढचेता दुर्योधनं वाक्यमिदं बभाषे ॥१॥

સંજય કહે છે,—હે ધૃતરાષ્ટ્ર ! તમારા પુત્રે ફેરવવા માંડેલા સૈન્યને જોઈ મૂઢ થઈ ગયું છે ચિત્ત જેનું એવો સંત્રસ્ત રૂપવાળો મદ્રપતિ શલ્ય, દુર્યોધન પાસે આ આવી રીતે કહેવા લાગ્યો કે, નર, અશ્વ, હસ્તિ તથા સેંકડો શરીરોએકરી સંપૂર્ણ એવા આ ઉગ્ર યુદ્ધને જો. જેમાં ભેદાયા છે પાષાણ મોટા, વૃક્ષ તથા ઔષધિ જેમાં એવા વજ્રથી હણાયલા ઉત્તમ પર્વત જાણે હોય નહિ એવા, એક વાર ભેદાયલા બાણે કરી ભેદાયા છે દેહ જેમના, અત્યંત વિહ્વલ પ્રાણરહિત થઈ પડેલા અને વિંધાયા છે ઘંટા, અંકુશ, તોમર તથા ધ્વજ જેમના એવા હસ્તિઓ, બાણથી ભેદાયલા શ્વાસોશ્વાસ કરતા, પીડિત, રૂધિરનું વમન કરતા પૃથ્વીને દશન કરતા રૂધિરના ઓઘેકરી વ્યાપ્ત સુવર્ણનાં ઉપસ્કરથી શોભિતા, પડેલા અશ્વ, તેમજ નાશ થયાં છે કવચ, આયુધ, ઢાલ તથા ખડગ જેમનાં એવા દીનની પેઠે શબ્દ કરતા પ્રાણસહિત તથા પ્રાણરહિત એવા શરીર, એ રીતે હણાયલા ગજ, અશ્વ, યોદ્ધાઓ તથા મર્દન કરેલા રથેકરી રણભૂમિ, વૈતરણી જેવી લાગે છે. વળી અર્જુનના બાણથી હણાયલા, છેદ્યા છે સૂંઢ તથા શરીર જેમનાં, વીખરાએલા દાંતવાળા રૂધિરનું વમન કરતા દયા આવે તેવો શબ્દ કરનાર, કંપાયમાન પૃથ્વિવિષે પડેલા હસ્તિઓ, કપાયાં છે ચક્ર, દાંડા તથા ધોંસરી જેમની, સુવર્ણની જાળથી વિસ્તૃત, સારથિ સહિત અત્યંત હણાયલા અને અતિશય વીંધાયા છે ભાથા પતાકા તથા ધ્વજ જેમના એવા મેઘસરખા રથના ઓઘ, તેમજ હસ્તિ, રથ તથા અશ્વ ઉપર બેશી યુદ્ધ કરનાર, સન્મુખ આવી હણાયલા, વીખ-

રાયાં છે કવચ, આભરણ, વસ્ત્ર તથા આયુધ જેમનાં એવા, પ્રશાંત અગ્નિ સરખા બાણના પ્રહારથી હણાયલા એવા સંગ્રામના મધ્યમાં પતિત હજારો મહા બળવાન પાયદળોએકરી, રણભૂમિ અત્યંત પ્રદીપ્તિમાન એવા ગ્રહોએ કરી રાત્રિએ આકાશ શોભે તેમ શોભતી હતી. એ રીતે કર્ણ તથા અર્જુનના બાણેકરી હણાયાં છે શરીર જેમનાં એવા સંચારરહિત શ્વાસોશ્વાસ કરતા કૌરવ તથા સૃંજયોમાંના શૂરવીરોએકરી, રણભૂમિ શોભતી હતી. કર્ણ તથા અર્જુનના બાહુમાંથી મૂકાયલા બાણ તો, હસ્તિ, અશ્વ, તથા :મનુષ્યના દેહને વિદારણ કરી તેમના પ્રાણનો નાશ કરી તત્કાળ ચોતરફથી નમ્ર એવા મોટા સર્પ જેમ પોતાના નિવાસપ્રત્યે જાય તેમ પૃથ્વીપ્રત્યે જતા હતા. હે નરેન્દ્ર ! સગ્રામમાં અર્જુન તથા કર્ણના બાણેકરી હણાયલા એવા મનુષ્ય, અશ્વ, હસ્તિ તથા રથેકરી રણભૂમિ અગમ્યરૂપ થઇ હતી. શ્રેષ્ઠ બાણે મંથન કરેલા, અત્યંત દૃઢ યોદ્ધાઓ, શાસ્ત્ર, શ્રેષ્ઠ આયુધ તથા ધ્વજસહિત, વીખરાયાં છે જોતર જેમનાં, કપાઇ ગયાં છે બંધન, ચક્ર, આરા, યુગ તથા ઉપરકરરહિત, હણાયો છે નીચેનો ભાગ જેનો, ભાથા તથા બંધનરહિત, ભાગ્યા છે નીડ જેમના એવા મણિ તથા સુવર્ણથી શોભિતા રથોવડે શરદૃઋતુનાં વાદળાંએકરી જેમ આકાશ વિંટાય તેમ રણભૂમિ ભરાઇ ગઇ છે. વેગવાન અશ્વ જેમને જોડેલા છે એવા સ્વામિ વગરના રાજાઓના રથ તથા હસ્તિ અને અશ્વના સમુદાયવડે જલદીથી જતા એવા કેટલાક યોદ્ધાઓ રણમાં ચૂર્ણ થઇ ગયા. સુવર્ણના પટા, ભાલાં, ફરશિઓ, તીક્ષ્ણ એવાં ત્રિશૂળ, મોટાં મુસળ, મુદ્‍ગરો, કોશરહિત નિર્મળ ચકચકિત પણ રૂધિરવાળા પ્રાસ–ખડગ, સુવર્ણમય લાકડીઓ, છત્ર, વાળાના વ્યજન, કપાઇ ગએલા શંખ, તુટી ગએલી વિચિત્ર પ્રકારની માળાઓ, હસ્તિની ઝુલ્યો, પતાકા, વસ્ત્ર, શુભ્ર મુકુટ, કરીટ માળા, પ્રવાલ તથા મૌક્તિકના ચંચળ એવા હાર, કંઠાભરણ, મણિ, રત્ન તથા મૌક્તિકનાં નાનાપ્રકારનાં મંગળરૂપ ભૂષણ અને અત્યંત સુખને ઉચિત એવાં શૂરવીરોનાં શરીર તથા ચંદ્ર સરખાં છે મુખ જેમાં એવાં તેમનાં મસ્તકો પણ રણમાં પડતાં હતાં. એ રીતે શૂરવીર એવા પુરૂષો દેહ, ભોગ, પોતાનો પરિવાર તથા મનોહર એવાં સુખને છોડી દેઇ મોટી સ્વધર્મનિષ્ઠાને પ્રાપ્ત થઇ લોકમાં યશનો વિસ્તાર કરી પરલોક પ્રત્યે ગયા. હે રાજન ! હે માનદ ! હે દુર્યોધન ! તું પાછો વળી તંબુપ્રત્યે જા અને સૈનિકો પણ પોતપોતાને સ્થાનકે જાઓ. કેમકે હે પ્રભો ! આ સૂર્ય પણ અસ્ત થવા આવ્યો અને વળી હે નરેન્દ્ર ! પાછો આ કામવિષે તુંજ કારણ છે. શોકેકરી વ્યાપ્ત છે ચિત્ત જેનું એવો શલ્ય, હા કર્ણ ! એ રીતે કેહેતો નેત્રવિષે અશ્રુ ભરેલા સંજ્ઞા વગરના અત્યંત પીડિત એવા દુર્યોધને એ રીતે કહી બોલતો રહી ગયો. તેમજ દ્રોણપુત્ર છે મુખ્ય જેમાં એવા બીજા સર્વ રાજાઓ પણ યશેકરી પ્રજ્વલિત એવા અર્જુનના મોટા ધ્વજને વારંવાર જોતાં દુર્યોધનની આશ્વાસના કરતા પોત પોતાને ઉતારે જવા લાગ્યા. અતિ વિરાજમાન એવા રૌદ્ર મુહુર્તવિષે રક્ત વસ્ત્ર માળા તથા સુવર્ણના યોગથી પ્રકાશમાન એવી સર્વ ગમ્ય નારી હોય નહિ જાણે એવી મનુષ્ય, અશ્વ, તથા હસ્તિના શરીરમાંથી ઉત્પન્ન થએલા રૂધિરે સિંચન કરેલી રૂધિરેકરી ઢંકાઇ ગએલાં રૂપવાળી પૃથ્વીને જોઇ કર્ણના વધેકરી દુઃખિત એવા દેવલોકને પ્રાપ્ત થવા તૈયાર થએલા કૌરવ રક્ત થએલા સૂર્યને જોઈ હા કર્ણ હા કર્ણ ! એ રીતે કહેતા પોતપોતાના ઉતારાપ્રત્યે ગયા. તે સમયે ગાંડીવ ધનુષમાંથી મૂકાયલા સુવર્ણના પુંખવાળા, શિલા ઉપર તીક્ષ્ણ કરેલા, રૂધિરેકરી વ્યાપ્ત પક્ષવાળા બાણેકરી વિંધાયું છે અંગ જેનું એવો યુદ્ધભૂમિમાં

સુતેલો કર્ણ હણાયો છે તો પણ કિરણોની માળાવાળો સૂર્ય શોભે તેમ શોભતો હતો. તે સમયે ભક્ત ઉપર છે દયા જેને એવા ભગવાન સૂર્ય, રૂધિરેકરી વ્યાપ્ત એવા કર્ણના દેહને કિરણોથી સ્પર્શ કરી તેના રૂધિરેકરી રક્ત છે રૂપ જેનું એવા તે સ્નાન કરવાની ઇચ્છાથી સમુદ્ર પર ગયા, એમ ચિંતન કરીનેજ જાણે સુરર્ષિના સંઘ પોતાના સ્થાનકપ્રત્યે જવા લાગ્યા. બીજાં સર્વ પણ સુખેકરી સ્વર્ગ તરફ જતાં હતાં. બાકીનાં બીજાં મનુષ્યો પણ, શૂરવીરોમાં મુખ્ય એવા અર્જુન તથા કર્ણના પ્રાણીઓને આશ્ચર્યરૂપ યુદ્ધને જોઇ વિસ્મિત થઇ તેની પ્રશંસા કરતા પોતપોતાને સ્થાનકે જતા હતા. એવી રીતે બાણેકરી કપાયું છે કવચ જેનું એવો, રૂધિરેકરી ભીંજાએલા વસ્ત્રવાળો રાધાપુત્ર કર્ણ, પ્રાણરહિત થયો તો પણ તેને લક્ષ્મી મુકતી ન હતી. તપાયમાન સુવર્ણ સમાન કાંતિવાળા, અગ્નિ તથા સૂર્ય સમાન તેજવાળા કર્ણને જાણે જીવતોજ હોય નહિ, એમ સર્વ પ્રાણી માનતાં હતાં. હે મહારાજ ! વનના સિંહને જોઇ જેમ બીજાં વનપશુ ત્રાસ પામે તેમ સંગ્રામવિષે હણાયેલા કર્ણને જોઇને સર્વ યોદ્ધાઓ ત્રાસ પામતા હતા. પુરૂષમાં સિંહરૂપ એવો તે, હણાયો તો પણ જીવતો હોય તેવો દેખાતો હતો, કેમકે હણાયલા તે મહાત્માના શરીરમાં કંઇ પણ વિકૃતિ થઈ ન હતી. સુંદર વેષ ધરનાર, સુંદર મુકુટયુક્ત મસ્તકવાળા સૂતપુત્ર કર્ણનું મુખ, પૂર્ણ ચન્દ્ર સમાન રહ્યું હતું. હે રાજન્ ! તપાવેલા સુવર્ણના બાજુબંધ પહેરેલો નાના પ્રકારના આભરણથી શોભિતો પ્રાણ વગરનો સંગ્રામમાં સુતેલો સૂર્યપુત્ર કર્ણ, સુતેલા અંકુરવાન વૃક્ષ જેવો લાગતો હતો. હે પુરૂષવ્યાઘ્ર ! સુવર્ણ જેવાં અંગવાળો પ્રજ્વલિત અગ્નિ સરખો કર્ણ અર્જુનના બાણરૂપી જળેકરી શાંત થયેલો અગ્નિ જેમ જળને પ્રાપ્ત થઇ શાંત થાય તેમ સંગ્રામમાં કર્ણરૂપી અગ્નિ, અર્જુનરૂપી મેઘને પ્રાપ્ત થઇ શાંત થયો. ઉત્તમ યુદ્ધથી પૃથ્વીવિષે પોતાનો યશ સંપાદન કરી, બાણવૃષ્ટિથી દશે દિશાઓને તપાવી પુત્રસહિત કર્ણ સંગ્રામમાં અર્જુનના તેજેકરી શાંત થયો. તેમજ અસ્ત્રના તેજેકરી પાંડવ તથા સર્વ પંચાલોને તપાવી, બાણના વર્ષાદથી શત્રુસેનાને તપાવી શ્રીમાન્ સૂર્યની પેઠે સર્વ જગતને સંતપ્ત કરી વાહન તથા પુત્રસહિત સૂર્યપુત્ર કર્ણ હણાયો. અર્થીજનોએ યાચના કરેલો જે, 'આપું છું' એમ બોલનાર પણ નહિ, એમ તો કયારે કહેનારજ નહીં તેમ જે મહાત્માનું સર્વ ધન બ્રાહ્મણોને આધીન હતું અને જેણે યાચના કરનાર બ્રાહ્મણોને પોતાનું જીવિત પણ અદેય હતું નહિ એવો અર્થિરૂપ પક્ષિસંઘનો કલ્પવૃક્ષ સદા સ્ત્રિયોને પ્રિય એવો મહારથિ દાતા કર્ણ, દ્વંદ્વયુદ્ધમાં અર્જુનના બાણથી નિર્દગ્ધ થઇ પરમ ગતિને પ્રાપ્ત થયો. હે રાજન્ ! જેનો આશ્રય કરી તમારા પુત્ર દુર્યોધને પાંડવ સાથે વેર કર્યું હતું તે કર્ણ, તમારા પુત્રોની જયાશા, સુખ તથા રક્ષણ ભેગું લેઇ સ્વર્ગપ્રત્યે ગયો. પરાક્રમી કર્ણ હણાયો તે વખતે નદીઓના વેગ બંધ થઇ ગયા. દિવાકર એવા સવિતાનારાયણ અસ્તને પ્રાપ્ત થયા. અગ્નિ તથા સૂર્ય જેવા વર્ણવાળો ગ્રહકેતુ, વાંકો ઉગ્યો. બુધ પણ ક્રમ છોડી દેઇ આડો ઉગ્યો. આકાશમાં પ્રતિધ્વનિ થાય એવો પૃથ્વીનો શબ્દ થયો અત્યંત ઘોર એવા કઠોર વાયુ વાવા લાગ્યા. સર્વત્ર એવી દિશાઓ પ્રજ્વલિત થઇ. મહા સમુદ્ર શબ્દ કરતા ક્ષોભ પામી ગયા. વન સહિત પર્વત કંપવા લાગ્યા. સર્વ ભૂતગણ વ્યથિત થયા. હે વિશાંપતે ! બૃહસ્પતિ, રોહિણીને વિંટી ચંદ્ર તથા સૂર્ય સરખા પ્રકાશવાળો દેખાવા લાગ્યો. વિદિશાઓ પણ પ્રજ્વલિત થઇ. આકાશ, અંધકારથી છવાઇ ગયું. પૃથ્વી ચલાયમાન થઇ. અગ્નિ સરખો જેનો પ્રકાશ છે એવાં ઉંબાડિઆં પડવા લાગ્યાં. નિશાચર

એવાં પ્રાણીઓ પ્રહૃષ્ટ થયાં. જે વખતે અર્જુને ક્ષુર નામના બાણેકરી ચન્દ્રસમ છે મુખ જેમાં એવું કર્ણનું મસ્તક પાડયું ત્યારે અંતરિક્ષમાં તત્કાળ દેવતાઓએ કરેલો હાહાકાર શબ્દ થયો. હે રાજન્ ! દેવ, ગંધર્વ તથા મનુષ્યોએ પૂજિત એવા શત્રુરૂપ કર્ણને સંગ્રામમાં હણી અર્જુન પરમ એવી કાંતિએકરી પૂર્વે વૃત્રાસુર વધવિષે ઇન્દ્ર શોભતો હતો તેમ શોભવા લાગ્યો. તે વખતે મેઘવૃંદના શબ્દવાળા, શરદૃઋતુના મધ્યાન્હના સૂર્ય જેવી કાંતિવાળા, પતાકાયુક્ત, ભયંકર શબ્દવાળો છે ધ્વજ જેનો એવા અપ્રતિમ વેગવાળા મહેન્દ્રના વાહન સરખા, હિમ, ચંદ્ર, શંખ તથા સ્ફટિક સરખી કાંતિવાળા રથે કરી, મહેન્દ્ર સરખું છે પરાક્રમ, પ્રતિમ તથા પૌરૂષ જેમનું એવા, સુવર્ણ મુક્તામણી, વજ્ર તથા વિદ્રુમમણિએકરી શણગારેલા, ભયરહિત, નરમાં ઉત્તમ કેશવ તથા અર્જુન, રણાજિરવિષે અગ્નિ તથા સૂર્ય જેવા શોભે તથા એક વાહનમાં બેઠેલા વિષ્ણુ અને ઇન્દ્ર શોભે તેમ શોભતા હતા. એ રીતે મનુષ્યમાં શ્રેષ્ઠ, ઘણા પ્રભાવવાળા, શત્રુઓના મનને અવદારણ કરનાર શ્રીકૃષ્ણ તથા અર્જુન, ધનુષની પ્રત્યંચા, મોજા તથા બાણના શબ્દથી બળાત્કારેકરી શત્રુઓને કાંતિરહિત કરી ઉત્તમ બાણેકરી કૌરવોને ઢાંકી દેઇ પ્રસન્ન થએલા તે બેઉ, સુવર્ણથી હિમસમ શ્વેત, મોટા શબ્દવાળા પોતાના ઉત્તમ શંખ હાથમાં ગ્રહણ કરી એક કાલાવછિન્ન વગાડવા લાગ્યા. વાગતા એવા પાંચજન્ય તથા દેવદત્ત નામના શંખના શબ્દેકરી પૃથ્વી, આકાશ તથા દિશાઓ પ્રતિધ્વનિત થઇ. હે રાજસત્તમ ! માધવ તથા અર્જુનના શંખ શબ્દેકરી કૌરવો ત્રાસ પામતા હતા. એવી રીતે શંખના શબ્દેકરી વન, પર્વત, નદીઓ તથા ગુહાઓને શબ્દાયમાન કરતા અને તમારા પુત્રની સેનાને ત્રાસ પમાડતા, શ્રેષ્ઠ એવા તે બેઉ યુધિષ્ઠિરને આનંદ પમાડતા હતા. હે ભારત ! શ્રીકૃષ્ણ તથા અર્જુનના શંખશબ્દને સાંભળીને કૌરવો મદ્રાધિપતિ શલ્યને તથા ભારતોના પતિ એવા દુર્યોધનને છોડી દેઈ વેગથી આમતેમ નાસવા લાગ્યા, તે સમયે એકઠા મળેલાં પ્રાણીઓ તે મહા સંગ્રામમાં અભ્યુદય થએલા બે સૂર્ય સરખા અત્યંત શોભતા એવા અર્જુન તથા જનાર્દન ભગવાનને વખાણતાં હતાં. કર્ણના બાણેકરી વ્યાપ્ત છે શરીર જેમનાં, શત્રુઓને તપાવનાર એવા શ્રીકૃષ્ણ તથા અર્જુન, સંગ્રામના મધ્યમાં, અંધકારને હણી ઉદય થએલા કિરણોની માળાવાળા નિર્મળ એવા ચન્દ્ર તથા સૂર્ય, આકાશમાં શોભે તેમ શોભતા હતા. તે બાણગણનો ત્યાગ કરી સંબંધિઓથી વિંટાયલા, અપ્રતિમાન પરાક્રમવાળા ઇશ્વર એવા તે બેઉ, આવાહન કરેલા વિષ્ણુ તથા ઇન્દ્ર જેમ સભામાં પ્રવેશ કરે તેમ પોતાના શિબિરપ્રત્યે પ્રવિષ્ટ થયા. દેવ ગંધર્વ મનુષ્ય, ચારણ, મહર્ષિ, યક્ષ, તથા મોટા સર્પોએ 'તમારો જય થાઓ ! તમારો જય થાઓ'! એ રીતે સત્કાર કરી ઘટતી રીતે પૂજા કરેલા, ગુણેકરી વખણાયલા સુહૃદ્ગણ સહિત તે બેઉ, કર્ણને હણી બળ નામના દૈત્યને હણી ઇન્દ્ર તથા વિષ્ણુ પ્રસન્ન થયા હતા તેમ પ્રસન્ન થયા.

यथानरूपं प्रतिपूजितावुभौ प्रशस्य मानौस्वकृतैर्गुणौघैः ।
ननंदतुस्तौ ससुहृद्गणौ तदाबलं नियम्येवसुरेशकेशवौ ॥

इतिश्री महाभारते कर्णपर्व्वणि रणभूमिवर्णननाम गुर्जरभाषायां चतुर्नवतितमोऽध्यायः ॥ ९४ ॥

## અધ્યાય ૯૫ મો. છાવણીમાં પાછા ફર્યા.

**संजय उवाच—हतेवैकर्तने राजन् कुरवो भयपीडिता ।**
**वीक्षमाणादिशः सर्वाः पर्यापेतुः सहस्रशः ॥**

સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર ! હે રાજન્ ! સૂર્યપુત્ર કર્ણ હણાયો તેને જોઇ ભયથી પીડિત થએલા હજારો કૌરવ, જોતા જોતા સર્વ દિશાઓ તરફ નાસવા લાગ્યા. પરમ સંગ્રામવિષે શત્રુઓએ હણેલા કર્ણને જોઈ ક્ષત થયાં છે અંગ જેમનાં એવા ભય પામેલા તમારી તરફના બીજા યોદ્ધાઓ પણ દિશાઓપ્રત્યે જતા હતા. એટલામાં અત્યંત દુઃખિત એવા ઉદ્વિગ્ન થએલા તમારી તરફના સર્વ યોદ્ધાઓ દુર્યોધને વાર્યા તોપણ ચોતરફથી અવહાર કરવા લાગ્યા. તેમનો તે મત જાણી હે નૃપ ! તમારા પુત્ર દુર્યોધને પણ શલ્યના અનુમતથી અવહાર કર્યો. હે ભારત ! તમારી તરફના રથિઓએકરી વિંટાયલો તથા બાકી રહેલા કેટલાક યોદ્ધાઓ સહિત કૃતવર્મા પણ પોતાના શિબિર પ્રત્યે દોડ્યો. હણાયલા કર્ણને જોઇ હજારો ગાંધારોથી વિંટાયલો શકુનિ પોતાના શિબિર તરફ ગયો. તેમજ હે રાજન્ ! મોટા મેઘસમાન હસ્તિ સૈન્ય લઇ કૃપાચાર્ય પણ પોતાના ઉતારા તરફ ગયા. ત્યાર પછી શૂરવીર એવો અશ્વત્થામા પણ પાંડવનો જય જોઇ વારંવાર નિઃશ્વાસ મૂકી પોતાના શિબિરે ગયો. હે રાજન્ ! બાકી રહેલાં મોટાં સંશપ્તક સૈન્યસહિત ભયથી પીડાયલો સુશર્મા પણ જોતો જોતો ઉતારે ગયો. હણાયા છે સર્વસ્વરૂપને બાંધવ જેના એવો અત્યંત ખેદયુક્ત મનવાળો શોકાવિષ્ટ દુર્યોધન પણ વિચાર કરતો પોતાને ઉતારે ગયો. રથિમાં શ્રેષ્ટ શલ્ય, કપાયો છે ધ્વજ જેનો એવા રથેકરી દશે દિશાઓને જોતો પોતાના શિબિરપ્રત્યે ગયો. ભયેકરી ત્રાસ પામેલા લજ્જાયુક્ત, ભાન વગરના ઘણાક ભારતોના મહારથિઓ નાસવા લાગ્યા. પડેલા કર્ણને જોઇ ખરે છે રૂધિર જેના શરીરમાંથી એવા કંપાયમાન આતુર એવા ઉદ્વિગ્ન થએલા સર્વ કૌરવ, રણમાંથી નાસવા લાગ્યા. હે કુરૂસત્તમ ! કેટલાક કર્ણને અને કેટલાક અર્જુનને વખાણતા ભય પામેલા મહારથિ કૌરવ, આમતેમ જતા હતા. તમારી તરફના હજારો યોદ્ધાઓમાંથી તે મહા સંગ્રામમાં કોઇપણ પુરૂષ યુદ્ધ કરવા મન કરતો ન હતો. હે મહારાજ ! કર્ણ હણાયા પછી કૌરવો, જીવિત, રાજ્ય, સ્ત્રી તથા ધન વિષે નિરાશ થયા. તેમને દુઃખ તથા શોકયુક્ત એવા સમર્થ તમારાપુત્રે, મોટા યત્નથી લેઇ આવી છાવણીમાં પ્રવેશ કરવાનું મન કર્યું. હે વિશાંપતે ! હે રાજન ! મહારથિ એવા તે યોદ્ધાઓ, તેની આજ્ઞાને મસ્તક ઉપર ચઢાવી વિવર્ણ છે મુખ જેમનું એવા તે, પોતપોતાના શિબિરમાં ગયા.

**तस्याज्ञां शिरसा योधाः परिगृह्य विशांपते ॥**
**विवर्णवदना राजन् न्यविशंत महारथाः ॥**

**इतिश्री महाभारते कर्णपर्वणि शिबिरमयाणे गुर्जरभाषायां पंचनवतितमोऽध्यायः ॥ ९५ ॥**

## અધ્યાય ૯૬ મો. પાંડવોને થયેલો આનંદ.

संजय उवाच—तथा निपातिते कर्णे परसैन्ये च विद्रुते ।
आश्लिष्य पार्थं दाशार्हो हर्षाद्वचनमब्रवीत् ॥ १ ॥

સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર ! કર્ણને પાડયો અને પારકું સૈન્ય નાઠું તે વખતે દાશાર્હ એવા ભગવાન અર્જુનને મળી હર્ષથી આવી રીતે વચન કહેવા લાગ્યા કે—હે ધનંજય ! ઇન્દ્રે વૃત્રાસુરને હણ્યો અને તેં કર્ણને હણ્યો. કર્ણ તથા વૃત્રના ઘોર વધને મનુષ્ય હમેશ યાદ કરશે. ઘણા તેજવાળા ઇન્દ્રે સંગ્રામમાં વજ્રેકરી વૃત્રાસુરને હણ્યો અને તેં તો ધનુષમાંથી નિકળેલા તીક્ષ્ણ બાણેકરી કર્ણને હણ્યો. હે કૌંતેય ! તારા યશને વધારનાર લોકમાં વિખ્યાત એવું આ તારૂં પરાક્રમ બુદ્ધિમાન એવા કુરૂરાજ યુધિષ્ઠિર આગળ આપણે નિવેદન કરીએ. ઘણા કાળથી ઇચ્છા કરેલા કર્ણના વધને ધર્મરાજા આગળ નિવેદન કરી તું તેઓના અનૃણીપણાનો પ્રાપ્ત થઇશ. કર્ણ તથા તારા બેઉના વર્તતા મોટા યુદ્ધને જોવા સારૂ પૂર્વે ધર્મનંદન યુધિષ્ઠિર આવ્યા હતા, પણ અત્યંત વિંધાયા તેથી સંગ્રામમાં ઉભા રહી શકયા નહિ માટે પુરૂષમાં શ્રેષ્ઠ તે, શિબિરપ્રત્યે જઇ બેઠેલા છે, વાસ્તે તેમને નિવેદન કરવા આપણે ત્યાં જઇએ. ઠીક તેમ કરીએ એમ અર્જુને જેને કહ્યું છે એવા અબ્યગ્ર યાદવમાં શ્રેષ્ઠ કેશવ ભગવાને, અર્જુનના રથને પાછો ફેરવી સૈનિકોને આવી રીતે કહ્યું કે હે સૈનિકો ! શત્રુ સામા સાવધાન થઇ ઉભા રહેજો. તમારૂં કલ્યાણ થાઓ, એમ સૈનિકોને કહી ધૃષ્ટદ્યુમ્ન, યુધામન્યુ નકુળ, સહદેવ, ભીમસેન તથા સાત્યકિપ્રત્યે ગોવિંદ એવા ભગવાને આવી રીતે કહ્યું કે, જયાં સુધી અર્જુને કર્ણને હણ્યો એ વાત રાજા આગળ નિવેદન કરીએ ત્યાં સુધી તમારે સાવધાન થઇ ઉભા રહેવું, ઠીક તમે જાઓ, અમે તેમ કરીશું, એ રીતે શૂરવીરોએ આજ્ઞા આપેલા ગોવિંદ ભગવાને અર્જુનને લેઈ રાજાના ઉતારાપ્રત્યે જઇ યુધિષ્ઠિરને જોયા. પછી ઉત્તમ એવી સુવર્ણની શય્યામાં સુતેલા રાજસિંહ એવા યુધિષ્ઠિરને જોઇ પ્રસન્ન થએલા તે બેઉએ તેમના ચરણ ગ્રહણ કર્યા. યુધિષ્ઠિર પણ તે બેઉના પ્રહર્ષને જોઇ રાધાપુત્ર કર્ણ હણાયો એમ માની, આવ્યાં છે નેત્રમાં હર્ષાશ્રુ જેને એવા શત્રુને દમન કરનાર મહાબાહુ વાસુદેવ તથા અર્જુન બેઉને પ્રેમે કરી મળ્યા. ત્યારપછી અર્જુનસહિત યાદવ શ્રેષ્ઠ વાસુદેવ ભગવાને, કર્ણના વધરૂપ બનેલું વૃત્તાંત યથાર્થ કહી કંઇક હાસ્યકરી હાથ જોડી, હણાયા છે શત્રુ જેના એવા યુધિષ્ઠિરને કહ્યું કે—હે રાજન્ ! ગાંડીવ ધનુષ ધરનાર અર્જુન, ભીમસેન, પાંડુપુત્ર નકુળ સહદેવ તથા તમે સર્વ કુશળ છો એ ઘણું સારૂં થયું. હે વીર ! રૂંવા ઉભાં કરનાર આ ક્ષયરૂપ સંગ્રામથી તમો સર્વ મૂકાયા એ પણ ઘણું સારૂં થયું. હવે હે પાંડવ ! બાકી જે કરવાનાં કાર્ય હોય તે જલદી કરો. હે રાજેન્દ્ર ! સૂતપુત્ર મહારથિ કર્ણ હણાયો અને તમે, હે ભારત ! જય તથા વૃદ્ધિને પામ્યા એ ઘણું સારૂ થયું. પુરૂષમાં અધમ એવા જેણે દ્યુતમાં જીતેલી દ્રૌપદીનું હાસ્ય કર્યું હતું તે સૂતપુત્ર કર્ણના રૂધિરનું આજ પૃથ્વી પાન કરે છે. હે કુરૂપુંગવ ! હે પુરૂષવ્યાઘ્ર ! બાણેકરી પૂર્ણ છે અંગ જેનું એવો તમારો આજન્મ શત્રુ કર્ણ રણભૂમિમાં સુતો છે, ઘણા બાણથી ભેદાયલા તેને તમે જૂઓ. હે મહાભુજ ! હણાયા છે શત્રુ જેમાંથી એવી આ પૃથ્વીને તમે ભોગવો અને સાવધાન થઇ અમસહિત પુષ્કળ ભોગ ભોગવો.

સંજય કહે છે–હે ધૃતરાષ્ટ્ર ! મહાત્મા કેશવ એવા ભગવાનનાં વચન સાંભળી પ્રસન્ન છે આત્મા જેનો એવા ધર્મપુત્ર યુધિષ્ઠિર, દાશાર્હ એવા ભગવાન પ્રત્યે આવી રીતે કેહેવા લાગ્યા કે હે મહાબાહો ! હે દેવકીનંદ ! સારથિ એવા તમવડે અર્જુને યત્નથી કર્ણને હણ્યો, એ કંઇ તમારેવિષે આશ્ચર્ય નથી. હે મહાબાહો ! તમારી બુદ્ધિના પ્રસાદથી કર્ણ હણાયો એ કંઇ આશ્ચર્ય નથી. ત્યાર પછી વળી ધર્મભૃત્ એવા યુધિષ્ઠિર રાજા, બાજુબંધ સહિત દક્ષિણ બાહુ પકડી કેશવ તથા અર્જુન, બેઉને કેહેવા લાગ્યા કે ધર્માત્મા, મહાત્મા, પુરાણ, ઋષિમાં અત્યંત શ્રેષ્ઠ એવા આ બેઉ નરનારાયણ દેવ છે, એમ નારદે મને કહ્યું હતું. તેમજ તત્વવેત્તા મેધાવી એવા કૃષ્ણ દ્વૈપાયન વ્યાસજી પણ ઉત્તમ એવી એ કથા વારંવાર મને કેહેતા હતા. હે કૃષ્ણ ! તમારા પ્રસાદેકરી પાંડુપુત્ર અર્જુન, શત્રુઓની સામે જઇ જયને પ્રાપ્ત થયો, પણ કદી વિમુખ થયો નહિ. યુદ્ધમાં તમે અર્જુનના સારથિપણાને પ્રાપ્ત થયા તેથી અમારો જયજ થવાનો, અમારો પરાજય થાયજ નહિ. હે ગોવિંદ ! ભીષ્મ, દ્રોણ, કર્ણ, મહાત્મા ગૌતમ એવા કૃપાચાર્ય, બીજા પણ ઘણાક શૂરવીર, અને તેમની પાછળ ચાલનાર સર્વને તેમજ કર્ણને પણ તમારી બુદ્ધિએકરીને અમે હણ્યા. એમ કહી પુરૂષમાં સિંહરૂપ, મહાબાહુ ધર્મરાજ, મનસમ છે વેગ જેમનો એવા કાળા વાળવાળા શ્વેત અશ્વ જોડેલા સુવર્ણથી શોભિતા રથમાં બેસી પોતાના સૈન્યસહિત શૂરવીર એવા શ્રીકૃષ્ણ તથા અર્જુન સાથે વિચાર કરી સંગ્રામ જોવા સારૂ નિકળ્યા. પછી ત્યાં જઇ ધર્મરાજ એવા તે, સુગંધિ તેલથી સિંચન કરેલી સોનાની હજારો દીવિઓએ કર્યો છે પ્રકાશ જેનો એવા અને ચોતરફથી કેસરેકરી વિંટાયલા કદંબપુષ્પની પેઠે સેંકડો બાણથી વિંધાયલા રણભુમિમાં સુતેલા, પુરૂષમાં શ્રેષ્ઠ, ભેદાએલા કવચવાળા પુત્રસહિત હણાયલા કર્ણને વારંવાર જોઇ ઉત્પન્ન થયો છે અત્યંત વિશ્વાસ જેને એવા યુધિષ્ઠિર રાજા પુરૂષમાં સિંહરૂપ એવા માધવ તથા પાંડુપુત્ર અર્જુનની પ્રશંસા કરતાં કેહેવા લાગ્યા કે–હે ગોવિંદ ! હે નાથ ! શૂરવીર તથા વિદ્વાન્ એવા તમોએ પરિપાલન કરેલો હું ભાઇઓ સહિત આજ પૃથ્વીવિષે રાજા થયો છું. હે પુરૂષર્ષભ ! પુરૂષમાં સિંહરૂપ અતિમાની એવો રાધાપુત્ર કર્ણ હણાયો એમ સાંભળી આજ, દુરાત્મા એવો ધૃતરાષ્ટ્રનો પુત્ર દુર્યોધન જીવિત તથા રાજ્યવિષે નિરાશ થશે અને તમારા પ્રસાદથી અમે કૃતાર્થ થયા. હે ગોવિંદ ! તમો જયને પ્રાપ્ત થાઓછો એ ઘણું સારૂ છે. શત્રુ કર્ણને પાડયો એ પણ ઘણુ સારૂં કર્યું. પાંડુરાજાનો પુત્ર એવો ગાંડિવ ધનુષ ધરનાર અર્જુન વિજયી થયો એપણ અત્યંત સારૂં થયું. હે મહાભુજ ! તમારા પ્રસાદથી જાગરણે કરી અત્યંત દુઃખરૂપ એવાં તેર વર્ષ અમે તરી ગયા અને આજ રાત્રિએ સુખેકરી શયન કરશું. એ રીતે ધર્મરાજ યુધિષ્ઠિરે જનાર્દન ભગવાન તથા પાંડવમાં શ્રેષ્ઠ એવા અર્જુનની પ્રશંસા કરી. સંજય કહે છે–હે ધૃતરાષ્ટ્ર ! અર્જુનના બાણેકરી પુત્રસહિત હણાયલા કર્ણને જોઇ ધર્મરાજ યુધિષ્ઠિર રાજા, 'આ ફરી જન્મ થયો ' એમ પોતાને માનવા લાગ્યા. હે મહારાજ ! સૂતપુત્ર કર્ણ હણાયો તેને જોઇ હર્ષયુક્ત એવા મહારથિ નકુલ સહદેવ પાંડુપુત્ર ભીમસેન, વૃષ્ણિમાં શ્રેષ્ઠ એવો સાત્યકિ, ધૃષ્ટદ્યુમ્ન, શિખંડિ પાંડવ પાંચાલ તથા સૃંજય, કુંતિપુત્ર એવા યુધિષ્ઠિર રાજા પાસે આવી તેમને હર્ષ કરાવતાં અર્જુનનાં વખાણ કરવા લાગ્યા. લુબ્ધ છે લક્ષ્ય જેમને, યુદ્ધમાં ચતુર, પ્રહાર કરનાર જયશીલ એવા તે યોદ્ધાઓ ધર્માત્મા એવા યુધિષ્ઠિર રાજાને પ્રસન્નકરી સ્તુતિયુક્ત વાણીથી શત્રુને તપાવનાર શ્રીકૃષ્ણ તથા અર્જુનની સ્તુતિ કરતાં હર્ષયુક્ત થઇ

પોતપોતાના શિબિરપ્રત્યે ગયા. હે રાજન! તમારા ખરાબ વિચારથી એ રીતે રૂવાં ઉભાં કરનાર આ અત્યંત મોટો ક્ષય પ્રવર્ત્તમાન થયો, માટે શું કરવા તમે શોચ કરો છો!

વૈશંપાયન કહે છે—હે રાજન! સંજયના મુખથી એવાં અપ્રિય વચન સાંભળી અંબિકાપુત્ર ધૃતરાષ્ટ્ર રાજા, ચેષ્ટારહિત થઇ કપાયું છે મૂળ જેનું એવો વૃક્ષ નીચે પડે તેમ પૃથ્વીપર પડી ગયા. દીર્ઘ દૃષ્ટિવાળી દેવી ગાંધારી પણ પડી ગઈ અને અનેક પ્રકારના આલાપેકરી કર્ણના મરણનો શોચ કરવા લાગી. તેને તથા ધૃતરાષ્ટ્રને વિદુર તથા સંજય, ગ્રહણ કરી રાખી આશ્વાસના કરવા લાગ્યા. તેમજ કુરૂકુળની સ્ત્રિઓએ ગાંધારીને ઉઠાડી અને મોહથી પીડિત, ચિંતા તથા શોકેકરી વ્યાપ્ત છે આત્મા જેનો, એવા મોટા તપવાળો નષ્ટચિત્ત થએલો ધૃતરાષ્ટ્ર રાજા, ભવિતવ્ય તથા દૈવ બળવાન્ છે, એમ માની પરમ પીડાનો આશ્રય કરનાર પોતેજ આશ્વાસના લઇ બેશી રહ્યો. મહાત્મા એવા અર્જુન તથા કર્ણના આ મહાયુદ્ધરૂપી યજ્ઞનો જે પાઠ કરે વા શ્રવણ કરે તે, સારી રીતે કરેલા યજ્ઞના ફળને પામે. યજ્ઞ, સનાતન એવા વિષ્ણુ ભગવાનરૂપ છે એમ અગ્નિ વાયુ, ચન્દ્ર તથા સૂર્ય પણ કહે છે. માટે ઈર્ષ્યારહિત થઇ જે આ યજ્ઞને સાંભળે વા પાઠ કરે તે સર્વ લોકનો અનુચર હોય, તોપણ સુખી થાય. જે મનુષ્યો ભક્તિથી સર્વદા પવિત્ર એવી આ શ્રેષ્ઠ સંહિતાનો પાઠ કરે તે ધન, ધાન્ય તથા યશેકરી આનંદને પામે, એમાં કંઇ પણ સંશય નથી, માટે ઇર્ષ્યારહિત થઈ જે પુરૂષ સદા આ સંહિતાને સાંભળે તે સર્વ સુખને પામે, અને વિષ્ણુ બ્રહ્મા, તથા ભગવાન એવા મહાદેવજી તે ઉત્તમ નરને પ્રસન્ન થાય. આ સંહિતાને બ્રાહ્મણ શ્રવણ કરે તો તે વેદજ્ઞ થાય, ક્ષત્રિય શ્રવણ કરે તો સંગ્રામમાં તેનું બળ વધે અને જય થાય, વૈશ્ય શ્રવણ કરે તો તે ધનવાન થાય, શૂદ્રો શ્રવણ કરે તો તે નીરોગી થાય, આ સંહિતાવિષે સનાતન એવા ભગવાન વિષ્ણુનું કીર્તન કરાય છે માટે આનું શ્રવણ કરનાર પુરૂષ, સર્વ કામનાને પામે અને સુખી થાય. એ રીતે તે મહામુનિનું પ્રમાણ એવું વચન છે. વત્સસહિત કપિલા ગાયનું એક વર્ષ પર્યંત જે નિત્ય દાન આપે તેને જે પુણ્ય થાય તેટલું કર્ણપર્વના શ્રવણથી પુણ્ય થાય.

कपिलानां सवत्सानां वर्षमेकं निरंतरं ।
यो दद्यात् सुकृतं तद्धच्छ्रवणात्कर्णपर्वणः ॥

**इतिश्री महाभारते शतसाहस्र्यां संहितायां वैयासक्यां कर्णपर्वणि युधिष्ठिरहर्षे गुर्जरभाषायां षण्णवतितमोऽध्यायः ॥ ९६ ॥**

